لَقَدْ كَانَ لَكُمْ فِي رَسُولِ اللَّهِ أُسْوَةٌ حَسَنَةٌ (الاحزاب ۲۱)

# સુન્નતો અને આદાબ

## કુર્આન અને હદીસના આધારે


**સંપાદક**

મુફતી અબૂબકર બિન મુસ્તુફા પટની સા.

ઉસ્તાઝ : જામિઅહ ઈસ્લામિય્યહ તા'લીમુદ્દીન, ડાભેલ

**અનુવાદક**

અહમદહુસૈન ઉમર ગાઝી (ગોધરવી)








ગુહયા મોહલ્લા - ગોધરા : ૩૮૯૦૦૧

જિ. પંચમહાલ, ગુજરાત

لَقَدْ كَانَ لَكُمْ فِي رَسُولِ اللَّهِ أُسْوَةٌ حَسَنَةٌ (الأحزاب: ٢١)

# સુન્નતો અને આદાબ

## કુર્આન અને હદીસના આધારે


**સંપાદક**

મુફતી અબૂબકર બિન મુસ્તુફા પટની સા.

ઉસ્તાઝ: જામિઅહ ઈસ્લામિય્યહ તા'લીમુદ્દીન, ડાભેલ

**અનુવાદક**

અહમદહુસૈન ઉમર ગાઝી (ગોધરવી)



**પ્રકાશક**

અહમદ ખિદમત ટ્રસ્ટ

ગુહ્યા મોહલ્લા - ગોધરા : ૩૮૯૦૦૧

જિ. પંચમહાલ, ગુજરાત

# વિગત

| | |
|---|---|
| કિતાબનું નામ: | સુન્નતો અને આદાબ<br>કુર્આન અને હદીસના આધારે |
| સંપાદક: | (મુફતી)અબુ બકર પટની સા. |
| અનુવાદક: | અહમદહુસૈન ઉમર ગાઝી |
| પ્રકાશક: | અહમદ ખિદમત ટ્રસ્ટ – ગોધરા<br>મોબાઈલ નંબર : ૯૮૨૪૭ ૪૪૨૯૦ |
| પ્રકાશન વર્ષ: | ઈસ્વી સન : ૨૦૧૫ |
| પ્રત : | ૧૦૦૦ |
| આવૃત્તિ: | પ્રથમ |




## પ્રકાશક

**અહમદ ખિદમત ટ્રસ્ટ**

ગુહયા મોહલ્લા – ગોધરા : ૩૮૯૦૦૧

જિ. પંચમહાલ, ગુજરાત

# અનુક્રમણિકા

# સમીક્ષા

હઝરત મવલાના મુફતી અહમદ ખાનપુરી સાહેબ (દા.બ.)

بسم الله الرحمن الرحيم

સરવરે કાઈનાત હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) દ્વારા અલ્લાહ તઆલાએ મનુષ્યોને જિંદગી જીવવાનો તરીકો અર્પણ કર્યો છે, તેમાં દરેક કાર્ય સારી રીતે પૂર્ણ કરવાની તા'લીમ છે. તેને શરીઅતની પરિભાષામાં "અદબ" કહેવામાં આવે છે. આમ તો અદબની ઓળખ ما يحمد فعله ولا يلام على تركه થી કરવામાં આવી છે ; પરંતુ સામાન્ય રીતે આદાબના વિષય હેઠળ જે વિષયો રજુ કરવામાં આવે છે, તેમાં ફરાઈઝ, વાજિબાત, સુનન અને મુસ્તહબ્બાતનું વર્ણન કરવામાં આવે છે. હેતુ એ છે કે જે અમલમાં આદાબ બયાન કરવામાં આવી રહયા છે, તેને શરીઅતની તા'લીમ પ્રમાણે બેહતરથી બેહતર અદા કરવામાં આવે.

પ્રાચીન સમયથી આ વિષય પર ઉલમાએ કિરામ અનેક પુસ્તકોનું સંપાદન કરી રહયા છે, ઉર્દુ ભાષામાં પણ આ પવિત્ર પરંપરા ચાલું છે, અઝીઝે ગિરામી હઝરત મવલાના મુફતી અબૂબક્ર પટની સાહેબે (ઝિદમજદહુમ) પણ આ તરફ ધ્યાન આપી સારો એવો સંગ્રહ તૈયાર કરી ઉમ્મત સમક્ષ રજુ કર્યો છે. જેમાં એમને દલીલો અને સંદર્ભગ્રંથો પણ લખી દીધા છે. અહકરે આ સંપાદનના મોટા ભાગનું વાંચન કર્યુ છે. અલહમ્દુલિલ્લાહ સંતોષકારક છે. અલ્લાહ તઆલા સંપાદકને બેહતર બદલો અતા ફરમાવી ઉમ્મતને વધુથી વધુ ફાયદો પહોંચાડે અને સંપાદકને આ પ્રકારની વધું ઈલ્મી સેવાઓ પેશ કરવાની તૌફીક નસીબ ફરમાવે. આમીન

બંદા અહમદ ઉફિય અન્હુ ખાનપુરી

૬ / ઝિલકઅદા હિ.સ. ૧૪૩૩

# અભિપ્રાય

**હઝરત મૌલાના ખાલિદ સૈફુલ્લાહ રહમાની સા. (દા.બ.)**

بسم الله الرحمن الرحيم

અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ને માનવતા માટે નમૂના રૂપ બનાવ્યા છે. અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ના એક એક કથન અને કાર્યને શ્રેષ્ઠ નમૂનો નક્કી કરી દેવામાં આવ્યો છે. શ્રેષ્ઠ નમૂનો નક્કી કરી દેવામાં તે વાતની તરફ ઈશારો છે કે દરેક માણસે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું અનુકરણ કરવું જોઈએ, અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના નમૂનાને "શ્રેષ્ઠ" કહીને ધ્યાન દોરવામાં આવ્યું છે કે આજ રીતભાતમાં માણસની દુનિયા અને આખિરત (આલોક અને પરલોક)ની ભલાઈ છે, તે માટે હમેંશા અલ્લાહ વાળાઓએ જીંદગીના દરેક ભાગમાં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ની સુન્નતોને દિવાદાંડી અને આંખનો સૂરમો બનાવ્યો છે. અલ્લાહ તઆલાને ત્યાં આમાલ (કાર્યો) ને કબૂલ થવાનો આ જ એક માત્ર રસ્તો છે, જેવી રીતે તે સિક્કાની કોઈ કિંમત નથી હોતી, જેના પર હુકૂમતની ખરાઈની મોહર ન હોય. એવી જ રીતે માણસ પોતાના કોઈ અમલ (કાર્ય)ને કેટલું ઉચ્ચ સમજતો હોય અને તે સંખ્યાની રીતે કેટલું વધારે પણ હોય છતાં તેના પર સુન્નતની પૈરવી (અનુકરણ) ની મોહર ન હોય તો તે માટીનો ઢગલો છે. અલ્લાહના દરબારમાં તેની કોઈ કિંમત નથી. તે માટે બિદઅતને ખૂબ જ ખરાબ કહેવામાં આવ્યું છે. જો કે તે જોવામાં સારું કાર્ય (સારો અમલ) લાગે છે પરંતુ તે સુન્નતની ઈત્તિબાઅ (પૈરવી, અનુસરણ) ની ખુશ્બૂથી ખાલી હોય છે. (સુન્નતની વિરુધ્ધ છે) હઝરત ઈમામ માલિક (રહ.) એ ખરેખર ખૂબ જ સારૂ કહયું છે કે "જેણે કોઈ બિદઅતને શરૂ કરી તેને રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને (નઉઝુબિલ્લાહ) ખયાનત કરવાવાળા સમજયા અથવા જાહિલ એટલે કે તેણે આ વિચાર્યુ કે ભલાઈ (ખૈર)ની થોડીક એવી વાતો પણ છે જેણે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ છુપાવી દીધી

હતી. અને તે અમારા પર ખોલવામાં આવી છે, તો આ ખયાનત થઈ. અથવા આ ગુમાન કરવામાં આવ્યું કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેનાથી વાકેફ (જાણકાર) ન હતા, તો આ જહાલત થઈ.

સુન્નતને ફેલાવવાનો બે ગણો (ડબલ) ફાયદો થાય છે એક તો માણસનો અમલ સહી થાય છે અને બીજું કે બિદઅતથી હિફાઝત થાય છે. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) નો ઈર્શાદ છે કેઃ " કોઈ બિદઅત ત્યાં સુધી શરૂ થઈ શકતી નથી જ્યાં સુધી કોઈ સુન્નત ઉઠાવી ન લેવામાં આવે."તેમાં તે વાતનો ઈશારો છે કે જો લોકો નિઃસ્વાર્થ (ઈખ્લાસ), ઈમાનદારી (દયાનત) અને એહતિમામ (નિરંતર)ના સાથે નબીની સુન્નતો પર અમલ કરશે તો અલ્લાહ તઆલા તેમને બિદઅતોથી સુરક્ષિત (મહેફૂઝ) રાખશે. તે માટે પહેલેથી એહલે ઈલ્મનો આ તરીકો રહયો છે કે જેવી રીતે તેઓ ઈબાદતો અને ખાસ હુકમો (આદેશો) વિશે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સુન્નતો એકત્ર (ભેગી) કર્યા કરતા હતા. એવી જ રીતે આદતના કાર્યોમાં પણ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના નમૂનાને સંપાદિત કર્યા કરતા હતા. ખૂદ સિહાહે સિત્તાના સંપાદકોમાં ઈમામ બુખારી (રહ.)ની "અદબુલ મુફરદ" અને ઈમામ તિરમિઝી (રહ.)ની "શમાઈલ" (જે ખરેખર શમાઈલ અને ફઝાઈલ બંનેનો સંગ્રહ છે.) તે ક્ષેત્રના મહત્વના પુસ્તકો છે. પછીના મુહદ્દીષોમાં ઈમામ બયહકી (રહ.)ની "કિતાબુલ આદાબ" અને "અમલુલ યવ્મ વ લયલહ" ના નામથી એકથી વધારે સંપાદકોનું લેખન કાર્ય તેના માટે શ્રેષ્ઠ નમૂનો છે. પોતે ઈમામ ગઝાલી (રહ.) એ "ઈહયાઉલ ઉલૂમુદ્દીન"માં ખૂબ જ સરસ રીતે ક્રમાનુસાર અને એક જીવન વ્યવસ્થાને સંકલિતના રૂપમાં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના શ્રેષ્ઠ નમૂનાને રજૂ કર્યો છે. એવી જ રીતે અલ્લામા ઈબ્ને કય્યિમ (રહ.)ની "ઝાદુલ મઆદ" મોટા પાયાનું ચાવીરૂપ પુસ્તક છે. જેટલું વાંચીએ એટલું વાંચવાનું ફરીથી મન થાય છે. ઈમામ નવવી (રહ.)ની "રિયાઝુસ્સાલિહીન" ને તો આ ક્ષેત્રમાં સલફે સાલિહીનના વચ્ચે ખાસ કબૂલિયત પ્રાપ્ત થઈ છે અને તેમનું પુસ્તક "કિતાબુલ અઝકાર"ને પણ આ વર્ગના સંપાદનોમાં રાખી શકાય છે.

ઉર્દૂ ભાષામાં આ મુદ્દા પર ઘણાં મહત્વના સંપાદનો આવી ચૂકયા છે, જેમાં હકીર (તુચ્છ)ના ખૂબ જ આદણિય મિત્ર હઝરત મૌલાના મુફતી ઈરશાદ કાસ્મી (રહ.)નું પુસ્તક "શમાઈલે કુબ્રા" પોતાની વ્યાપકતા અને અધિકૃત

સંદર્ભોના કારણે ખૂબ જ મોટુ સંપાદન છે. આ સિલસિલના બીજા મહત્વના પુસ્તકો જે મારી નજર સામેથી ગુજર્યા છે તે હકીમુલ ઉમ્મત હઝરત મૌલાના અશરફ અલી થાનવી (રહ.) ના આગલી હરોળના ખલીફા હઝરત મૌલાના ડોક્ટર અ.હય સાહબ (રહ.)ની "ઉસ્વએ રસૂલે અકરમ (સલ.)" છે જો કે તેમાં સંદર્ભો (હવાલાઓ) ઓછા છે. પરંતુ સુન્નતોને શરૂથી અંત સુધી પઢવી અને અસરકારક નસીહતો અને ચર્ચાઓની રીતે આ પણ સામાન્ય મુસલમાનો માટે મોટા ફાયદાની બાબત છે. આ હકીર (તુચ્છ) પોતાના ઘરમાં સ્ત્રીઓને હમેંશા તેના વાંચનની તાકીદ કરતો રહે છે.

આ બાજુ ઓછામાં ઓછા એક વર્ષથી "અલ મઅહદુલ આલી અલ ઈસ્લામી" (જે ધાર્મિક મદરસાઓથી ફાઝિલ થયેલાઓ માટે ઈલ્મી, ફિકરી, દીની (જ્ઞાની, ચિંતનશીલ, ધાર્મિક) તરબીયત માટે કાયમ કરવામાં આવ્યો છે.) માં દરેક જુમ્આએ ઈસ્લાહી મજલિસનો સિલસિલો શરૂ કરવામાં આવ્યો છે. જેથી વિદ્યાર્થીઓમાં ઈલ્મી ઈસ્તિઅદાદ (કાબેલિયત)ની સાથે સાથે દિલની ઈસ્લાહ (સુધારણા)ની પણ ફિકર પેદા થાય. અને અખ્લાક (વર્તન) સુધારવા પર ધ્યાન આપવામાં આવે. કારણ કે તેના વગર માણસનું ઈલ્મ (જ્ઞાન) નફાકારક બનતુ નથી. આ મજલિસોમાં સામાન્ય રીતે કેટલાક વિર્દ અને ઝિક્રો (અવરાદ અને અઝકાર) પઢયા પછી આ હકીર (તુચ્છ) કોઈ ઈસ્લાહી મુદા પર કંઈક બયાન (કહે) કરે છે. ગયા અઠવાડિયે કયાં વિદ્યાર્થીઓએ કઈ સુન્નતો પર અમલ કર્યો અને કઈ સુન્નતો વિશે બેધ્યાન રહયા ? (ગફલત વર્તી) તેનો અભ્યાસ (પૂછપરછ) કરવામાં આવે છે. અને પછી જીવનુપયોગી રસૂલુલ્લાહ (સલ.)ની સુન્નતોને બયાન કરવામાં આવે છે. આ હેતુથી જયારે હકીરે (તુચ્છે) પુસ્તકો પર નજર નાંખી તો કેટલાક પુસ્તકોમાં ખૂબ જ વધારે વર્ણન છે. અને કેટલાકમાં ખૂબ જ ઓછું છે, પરંતુ દલીલો અને હવાલા (સંદર્ભો) થી ખાલી છે. તે માટે આ હકીર પોતાની રીતે મિશ્કાત શરીફ અને રિયાઝુસ્સાલિહીન સામે રાખીને કેટલાક ઈશારાઓ (મુદાઓ) નોંધ કરી લેતો હતો. અને તેનું વર્ણન કરી દેતો હતો. આ સમય દરમિયાન એક મિત્રએ અલ્લાહની મોહબ્બત માટે મૌલાના અબુ બકર મુસ્તફા પટની સાહેબનો કિંમતી હદિયો (ભેટ) "સુનન – વ– આદાબ" ના નામથી પહોંચાડયો. આ પુસ્તક પર નજર નાંખી તો ખૂબ જ ખૂશી થઈ કે તેમાં સુન્નતો પણ છે અને આદાબ (નિયમો) પણ છે. જેને સંક્ષિપ્ત રીતે

ક્રમાનુસાર લખવામાં આવ્યા છે. તેનાથી સમજવા અને સમજાવવા માટે સવલત રહે છે. હવાલા (સંદર્ભો) અને મતન (લખાણ) માં વર્ણન કરેલ કાર્યોમાં સંદર્ભગ્રંથ સાથે ઈબારત (લખાણ) પણ હાંશિયામાં વર્ણન કરવામાં આવી છે. સંદર્ભો (હવાલાઓ) ના વર્ણનના કારણે સંતોષ થાય છે, અને મુદ્દામાં તેનું વર્ણન ન કરવાનો ફાયદો આ છે કે તેનાથી અસલ પુસ્તક ભારે નથી લાગતુ, અને સામાન્ય લોકો માટે ફાયદો ઉઠાવવો આસાન રહે છે. ભાષા સરળ અને સામાન્ય લોકો જેવી વાપરી છે અને ઓછામાં ઓછા બધા જ પ્રશ્નો (મસ્અલાઓ)ની છણાવટ કરી છે.

જેથી આ સાપ્તાહિક મજલિસમાં આ હકીરે (તુચ્છે) પોતાનો નિત્યક્રમ આ બનાવ્યો કે આ જ પુસ્તકને સામે રાખીને વિસ્તૃત વર્ણન કરી દેતો અને જો કોઈ જગ્યાએ કોઈ વાત સંક્ષિપ્ત છે અને ફુકહાએ કિરામને ત્યાં આ સિલસિલામાં કઈ વધારે વર્ણન છે તો તેને પણ બયાન કરી દેતો. અત્યારે આ રમઝાનુલ મુબારકમાં એતિકાફમાં જે પુસ્તકોને સાથે રાખવામાં આવ્યા તેમાં આ પુસ્તક પણ છે અને એતિકાફ કરનારાઓને તેનાથી ફાયદો પહોંચાડવાની કોશિશ કરવામાં આવી. જો કે આ પુસ્તકના વાંચનથી જણાયું કે ઉલમા, વર્તમાન શિક્ષિત લોકો, સામાન્ય અને ખાસ લોકો સાથે સાથે મદરસાઓના ઉસ્તાદો અને વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓ માટે પણ ખૂબ જ ફાયદાકારક છે.

આ હકીર (તુચ્છ) પુસ્તકના સંપાદકને ખૂબ – ખૂબ અભિનંદન આપે છે અને વાંચનનો શોખ રાખનારાઓને આ પુસ્તકના વાંચનની સલાહ આપે છે. જેથી તેમની જિંદગી નબીની સુન્નતોના નૂરથી પ્રકાશિત થાય. અને તેમના અમલો (કાર્યો) ઈન્શાઅલ્લાહ અલ્લાહના દરબારમાં સુન્નતના અનુકરણને કારણે કબૂલિયત હાસિલ કરે.

રબ્બના તકબ્બલ મિન્ના ઈન્નક અન્તસ્સમીઉલ અલીમ

(મવલાના)ખાલિદ સૈફુલ્લાહ રહમાની(દા.બ.)
૨૮ / રમઝાનુલ મુબારક, ૧૪૩૬
૧૬ / જુલાઈ, ૨૦૧૫
સ્થળ : મસ્જિદે હૈદરગૌરા – હૈદરાબાદ

# પ્રસ્તાવના

بسم الله الرحمن الرحيم

الحمد لله رب العالمين، والصلاة والسلام على سيد المرسلين وعلى آله وأصحابه أجمعين، ومن تبعهم باحسان الى يوم الدين

મુસલમાન હોવાના કારણે આપણું દરેક કાર્ય સુન્નત પ્રમાણે થવું જોઈએ તે દરેક વખતે ધ્યાનમાં રહેવું જોઈએ,મુઆમલાત અને મુઆશિરત, બોલવું અને ચાલવું,ઉઠવું અને બેસવું, મુસાફરીમાં અને ઘરે અહિંયા સુધી કે સવારથી લઈ સાંજ સુધીની બધી પ્રવૃત્તિઓ આ જ વર્તુળમાં રહે.

આપણા જીવનનો મોટો ભાગ એવો છે જેમાં સુન્નતની પાબંદી ન્યાયસર થઈ શકતી નથી, જો કે આપણે થોડું ધ્યાન આપીએ તો દરરોજની સેંકડો સુન્નતો પર આસાની સાથે અમલ થઈ શકે અને દરરોજના કાર્યોને આપણે સુન્નતના ઢાંચામાં અને ઈસ્લામી આદાબના વર્તુળમાં સરળતા સહિત લખી શકીએ.

સુવું – જાગવું, ખાવું–પીવું, મુસાફરી અને ઘર, ઘરની અવર – જવર, મિત્રોથી મુલાકાત વગેરે એવી જરૂરતો છે જે આપણા જીવન સાથે સંકળાયેલી છે એવી રીતે વુઝૂ, નમાઝ, મસ્જિદમાં આવવું – જવું વગેરે કર્મો વારંવાર કરવા પડે છે, તે વસ્તુઓમાંથી જે જે સુન્નત અને અદબો છુટી રહયા છે તેનું નિરીક્ષણ કરીએ અને તેની પાબંદી કરીએ અને પોતાના કુટુંબીજનોનું પણ તે તરફ ધ્યાન દોરીએ તો એક એકની જિંદગીમાં રોજ એક હજારથી વધુ સુન્નતો દાખલ થઈ શકે છે, શરત એટલી છે કે આપણે થોડી હિમ્મત અને નેક નિય્યત સાથે કદમ ઉઠાવીએ. આપણી હિમ્મત અને નેક નિય્યતમાં આ પુસ્તક "સુનન વ આદાબ કુર્આન અને હદીષની રોશનીમાં " ઈન્શાઅલ્લાહ ફાયદાકારક પુરવાર થશે.

સંપાદકે આ પુસ્તકમાં દરરોજ ઉપયોગી હોય એવી દીની, દુન્યવી અને

પ્રાકૃતિક બાબતો વિશે અતિ સંક્ષિપ્તમાં રજૂ કરવાની કોશિશ કરી છે; તેથી આ પુસ્તક દરેક મુસલમાન માટે સુન્નતો અને અદબોનો એક બગીચો છે તેમાં દરેક મુસલમાને સવાર – સાંજ હરવું – ફરવું જોઈએ અને પોતાની પસંદના ફુલ તેમાંથી વીણી લેવા જોઈએ.

આ પુસ્તકના સંપાદનનું કારણ કઈ એવું બન્યું કે અમુક વરસો પહેલાં જામિઅહ ઈસ્લામિય્યહ તા'લીમુદ્દીન ડાભેલના તલબા દરમિયાન અઠવાડિયામાં એક દિવસ સુન્નતોનું વર્ણન શરૂ કર્યુ તેની રીત એ હતી કે તે દિવસે અમુક સુન્નતો બયાન કરવામાં આવતી અને બીજા અઠવાડિએ તે સુન્નતો પર કેટલી પાબંદી થઈ છે તે વિશે પુછવામાં આવતું, પછી જયારે સુન્નતોની પાબંદીમાં કોઈ કચાશ રહી જતી તો બીજી વખત તેની તાકીદ કરવામાં આવતી, આ પરંપરા અલ્હમ્દુલિલ્લાહ અત્યાર સુધી ચાલું છે. તે સુન્નતો અને અદબો વિશે વિચારવામાં આવ્યું કે તેનું સંપાદન આધારભૂત પુસ્તકોના હવાલા સહિત એક પુસ્તકરૂપે પ્રકાશિત કરવામાં આવે, જેથી તેનાથી ફાયદો ઉઠાવવો આસાન બને તેથી માત્ર અલ્લાહની તોફીકથી ૧૦ મુહર્રમુલ હરામ હિ.સ.૧૪૩૦ બુધવારના દિવસે મસ્જિદે નબવીના રોકાણમાં "રવઝતુમ્મિન રિયાઝીલ જન્નહ" માં અર્ધી રાતે તેની શરૂઆત કરી અને ધીરે ધીરે આ કાર્ય આગળ વધતુ ગયું અને અલ્હમ્દુલિલ્લાહ પૂર્ણ પણ થઈ ગયું, જે આપના હાથોમાં છે, જેનું સ્પષ્ટીકરણ નીચે પ્રમાણે છે.

(૧) આસાનીના હેતુસર સુન્નતોના બયાનમાં ટૂંકુ વર્ણન કર્યુ છે.

(૨) બધી સુન્નતો અને અદબો આધારભૂત કિતાબોથી લખવામાં આવ્યા છે અને તેનો હવાલો પણ આપી દેવામાં આવ્યો છે; જો કે કેટલીક ચીજો શરીઅતના નિયમ મુજબ હોય છે તેના હવાલાનો પ્રબંધ કરવામાં આવ્યો નથી.

(૩) ફાયદો ઉઠાવનારાઓની સહુલત માટે કુર્આનની આયતો અને હદીસોનો તર્જુમો નોંધવામાં આવ્યો છે.

(૪) જે સુન્નતો અને આદાબ કુર્આન અને હદીસ સિવાય બીજી

કિતાબોમાંથી લખવામાં આવ્યા છે તેમાં લખાણ નકલ કરવામાં આવ્યું છે, ન કે તર્જુમો.

(૫) અવાર નવાર પઢવામાં આવતી મસ્નૂન દુઆઓ, સુન્નતોના બયાનમાં લખી દીધી છે.

નોંધ : આ કિતાબના અગત્યના વિષયો નીચે દર્શાવેલ કિતાબોમાંથી લેવામાં આવ્યા છે.

(૧)મવસૂઅતુલ આદાબિલ ઈસ્લામિય્યહ અલ મુરત્તબતિ અલલ હુરૂફિલ હિજાઈય્યહ) (મુઅલ્લિફ :અબૂ ઉમર અબ્દુલ અઝીઝ બિન ફત્હી બિન અસ્સય્યિદ ઈદનદા)

(૨)અલ અદબ ફીદીન(મુઅલ્લિફ:ઈમામ અબૂ હામિદ અલગિઝાલી)

આ કિતાબને તૈયાર કરવામાં હઝરત મુફ્તી અબ્દુલ્લાહ માંગરોલી સાહેબની મને ખૂબ જ સહાયતા મળી છે ઉપરાંત કેટલાક સંદર્ભો – હવાલા માટે હઝરત મુફ્તી ઈમરાન થરાદવી સાહેબે મને મદદ કરી. અલ્લાહ તઆલા તેમણે અને અન્ય સહાયકોના ઈલ્મ અને અમલમાં બરકત નસીબ ફરમાવે અને આખિરતમાં ઉત્તમ બદલો નસીબ ફરમાવે.

વાંચક મિત્રોથી ગુઝારિશ છે કે આ કિતાબમાં જો કોઈ ભૂલ જણાય તો જરૂર ધ્યાન દોરશો, અમે આપના આભારી થઈશું. ઈન્શાઅલ્લાહ

અલ્લાહ તઆલાથી ખૂબ જ આજીજી અને વિવશતા સહિત દુઆ કરું છું કે આ નાનકડી ખિદમતને પોતાના દરબારમાં કબુલ ફરમાવી સંપાદક અને સર્વ મુસ્લિમો માટે આ સુન્નતના અનુસરણનું કારણ બનાવે અને દુનિયા આખિરતની નેઅમતોથી નવાઝે. આમીન.

وَجِئْنَا بِبِضَاعَةٍ مُّزْجَاةٍ فَأَوْفِ لَنَا الْكَيْلَ وَتَصَدَّقْ عَلَيْنَا، إِنَّ اللهَ يَجْزِي الْمُتَصَدِّقِينَ۝

(મુફ્તી) અબૂબક્ર બિન મુસ્તુફા પટની

૩૦ રજબુલ મુરજ્જબ હિ.સ. ૧૪૩૪ સોમવાર

# બીજી આવૃત્તિ વેળાએ.....

વાંચક મિત્રોના હાથોમાં પુસ્તક " સુનન વ આદાબ" સુધારા વધારા સાથે છે, આ કિતાબ જયારે ખાસ અને આમ લોકોના હાથોમાં પહોંચી તો અલ્હમ્દુલિલ્લાહ બધાએ જ તેને પસંદ કરી અને કેટલાક મદ્રસાઓમાં પોતાના તરબીયતના નિઝામમાં શામેલ કરી અને કેટલાક મકતબોમાં તેના કેટલાક વિષયો પણ અભ્યાસક્રમમાં દાખલ કર્યા, ઉપરાંત કેટલીક મસ્જિદો માં બે – ત્રણ આદાબ સંભળાવવાનો મામૂલ બનાવવામાં આવ્યો, એટલે વિચાર્યુ કે તેમાં વધારે જરૂરી વસ્તુઓ શામેલ કરવામાં આવે; માટે તેમાં લગભગ પાંચસો સુન્નતો અને અદબોનો વધારો કરવામાં આવ્યો. આ પહેલાંથી આવૃત્તિમાં લગભગ ચૌદસો (૧૪૦૦) સુન્નતો અને આદાબ હતા, જયારે નવી આવૃત્તિ વેળાએ ઓગણીસ સો (૧૯૦૦)થી વધારે છે.

આ પ્રમાણભૂત વધારા દરમિયાન "આદાબ વ સુનન" નામની કિતાબ (સંપાદક : મવલાના ઈસ્લામુલહક સાહેબ મઝાહિરી મ.ઝી.) અમારી પાસે પહોંચી; તેની ખૂબીઓને પણ આ આવૃત્તિમાં સમાવિષ્ટ કરવામાં આવી છે.

આ આવૃત્તિના પ્રકાશનમાં ખૂબીની વાત એ છે કે મારા મુરબ્બી ઉસ્તાદ હઝરત મવલાના ઈબ્રાહીમ સાહેબ પટની દા.બ. એ આખી કિતાબ શબ્દે શબ્દ જોઈને જરૂરી સુધારો કર્યો."ફજઝાહુમુલ્લાહુ તઆલા ખયરૂલ જઝાઅ ફીદારૈન".

સુધારો – વધારો કરવામાં અઝીઝે કદ્ર હઝરત મુફતી અબ્દુલ્લાહ માંગરોલી સલ્લમહુનો સાથ રહયો ઉપરાંત હઝરત મુફતી મુઆઝ બમ્બઈ સલ્લમહુનો પણ સાથ રહયો અને જો આ કિતાબ જાહેરી ખૂબીઓથી ભરપૂર છે તો તે બિરાદર મોલવી સાજિદ સાહેબ સલ્લમહુની રાત – દિવસની કોશિશોનું પરિણામ છે.

અલ્લાહ તઆલા તે સર્વ લોકોને બેહતર બદલો અર્પણ કરે અને આ કિતાબને પોતાના દરબારમાં કબૂલ ફરમાવે. આમીન યા રબ્બલ આલમીન

(મુફતી) અબૂબક્ર મુસ્તુફા પટની

૧૯/ સફર હિ.સ. ૧૪૩૬,શનિવાર

# અલ્લાહ તઆલા
# અને
# અલ્લાહના રસૂલ (ﷺ)
# ના હક્કો અને આદાબ

# અલ્લાહ તઆલાના હક્કો અને આદાબ

(૧) ઈબાદત માત્ર અલ્લાહ તઆલાની જ કરવી.
(૨) અલ્લાહ તઆલાની તઅ્ઝીમ (આદર) કરવી.
(૩) અલ્લાહ તઆલાથી ડરતા રહેવું.
(૪) અલ્લાહ તઆલાની બંદગી કરવી અને નાફરમાનીથી દુર રહેવું.

---

(૧) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿وَمَا أُمِرُوا إِلَّا لِيَعْبُدُوا اللَّهَ مُخْلِصِينَ لَهُ الدِّينَ حُنَفَاءَ وَيُقِيمُوا الصَّلَوٰةَ وَيُؤْتُوا الزَّكَوٰةَ وَذَٰلِكَ دِينُ الْقَيِّمَةِ﴾

**અર્થ:** વળી તેઓને (અલ્લાહના રસૂલ(ﷺ)ની મારફતે પણ) એ જ હુકમ કરવામાં આવ્યો કે અલ્લાહના જ માટે પોતાના દીનને ખાસ કરી દઈ ઈબ્રાહીમ (અલૈ.) ની રાહ મુજબ તેઓ અલ્લાહની બંદગી કરે અને નમાઝની પાબંદી રાખે તેમ ઝકાત આપતા રહે અને એ જ ખરો ધર્મ છે. (સૂ.બય્યિનહ : ૫)

(૨) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿لِتُؤْمِنُوا بِاللَّهِ وَرَسُولِهِ وَتُعَزِّرُوهُ وَتُوَقِّرُوهُ وَتُسَبِّحُوهُ بُكْرَةً وَأَصِيلًا﴾

**અર્થ:** એ માટે કે તમે લોકો અલ્લાહ પર અને તેના રસૂલ (ﷺ) પર ઈમાન લાવો અને તે (ના દીન)ની સહાય કરો તેમ તેનું માન જાળવો અને સવાર સાંજ તેની પાકી બયાન કરો. (સૂ.ફતહ :૯)

(૩) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿ذَٰلِكَ يُخَوِّفُ اللَّهُ بِهِ عِبَادَهُ ۚ يَا عِبَادِ فَاتَّقُونِ﴾

**અર્થ:** એ જ (અઝાબ) છે જેનાથી અલ્લાહ તઆલા પોતાના બંદાઓને ડરાવે છે, તો હે મારા બંદાઓ ! મારા (અઝાબ) થી ડરતા રહો. (સૂ.ઝુમર : ૧૬)

(૪) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿وَمَنْ يُطِعِ اللَّهَ وَرَسُولَهُ يُدْخِلْهُ جَنَّٰتٍ تَجْرِي مِنْ تَحْتِهَا الْأَنْهَٰرُ خَٰلِدِينَ فِيهَا ۚ وَذَٰلِكَ الْفَوْزُ الْعَظِيمُ. وَمَنْ يَعْصِ اللَّهَ وَرَسُولَهُ وَيَتَعَدَّ حُدُودَهُ يُدْخِلْهُ نَارًا خَٰلِدًا فِيهَا وَلَهُ عَذَابٌ مُهِينٌ﴾

**અર્થ:** અને જે કોઈ અલ્લાહ અને તેના રસૂલ (ﷺ)નું સંપૂર્ણ ફરમાન ઉઠાવશે અલ્લાહ તઆલા તેને એવી જન્નતમાં દાખલ કરશે, જેના (મહેલો) નીચે નહેરો વહેતી હશે... અને જે કોઈ અલ્લાહ અને તેના રસૂલ (ﷺ)ની નાફરમાની કરશે એની સીમા ઓળંગી જશે તો તેને એવી (દોઝખની) આગમાં નાંખશે. જેમાં તે સદા રહેશે અને તેને માટે અપમાનજનક અઝાબ છે. (સૂ.નિસાઅ ૧૩ – ૧૪)

(૫) અલ્લાહ તઆલા સામે વિનમ્ર અને મોહતાજ બની રહેવું.
(૬) માત્ર અલ્લાહ તઆલા પર જ ભરોસો કરવો.
(૭) અલ્લાહ તઆલાથી સારું ગુમાન રાખવું.
(૮) અલ્લાહ તઆલાથી શરમ કરવી.
(અર્થાત એ બધા કામો જે લોકો સામે શરમના કારણે નથી કરવામાં આવતા, તે અલ્લાહ તઆલાથી શરમ કરીને ન કરવા.)
(૯) અલ્લાહનો ઝિક્ર વધુ પ્રમાણમાં કરવો.
(૧૦) અલ્લાહ તઆલાથી મુલાકાતનો શોખ રાખવો.

---

(૫) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿يٰۤاَيُّهَا النَّاسُ اَنْتُمُ الْفُقَرَآءُ اِلَى اللّٰهِ﴾
**અર્થ:** હે લોકો! તમે સર્વે અલ્લાહના જ મોહતાજ છો. (સૂ.ફાતિર : ૧૫)
(૬) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿وَعَلَى اللّٰهِ فَتَوَكَّلُوْۤا اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ﴾
**અર્થ:** અને જો તમે ઈમાન રાખતા હો તો અલ્લાહ પર જ ભરોસો રાખો. (સૂ.માઈદહ :૨૩)
(૭) આપ(ﷺ) અલ્લાહ તઆલાનો ઈર્શાદ નકલ ફરમાવે છે :

قال النبي ﷺ حكاية عن الله تبارك وتعالى: أنا عند ظن عبدي بي .

**અર્થ:** હું મારા બંદાના ગુમાન સાથે છું (એટલે જેવું તે મારી સાથે ગુમાન રાખે છે હું તેની સાથે એવો જ મામલો કરું છું.) (બુખારી : ૨/૧૧૦૧)
(૮) (كماجاء في حديث طويل:) قيل: يارسول الله! فإن كان أحدنا خاليا؟ قال: فالله أحق أن يستحيي منه من الناس .

**અર્થ:** (એક લાંબી હદીસમાં) અલ્લાહના નબી(ﷺ) થી પૂછવામાં આવ્યું : હે અલ્લાહના રસૂલ(ﷺ)! જો અમારા ઘરમાં (પતિ–પત્ની વગર) કોઈ ન હોય તો ? (તો પણ પડદો જરૂરી છે?)આપ(ﷺ)એ ફરમાવ્યું: લોકોના મુકાબલામાં અલ્લાહ વધારે હકદાર છે એ વાત નો કે તેનાથી હયા કરવામાં આવે. (ઈબ્ને માજહ :પાન નં. ૧૩૮, હદીસ :૧૯૨૦)
(૯) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اذْكُرُوا اللّٰهَ ذِكْرًا كَثِيْرًا وَّسَبِّحُوْهُ بُكْرَةً وَّاَصِيْلًا﴾

**અર્થ:** હે ઈમાનવાળાઓ ! અલ્લાહની ખૂબ જ યાદ કર્યા કરો અને સવારે તથા સાંજે તેની પવિત્રતા બોલતા રહો. (સૂ.અહઝાબ :૪૧,૪૨)
(૧૦) આપ (ﷺ) એ ફરમાવ્યું :

من أحب لقاء الله أحب الله لقاءه، ومن كره لقاء الله كره الله لقاءه .

**અર્થ:** જે વ્યક્તિ અલ્લાહની મુલાકાતને પસંદ કરે છે, અલ્લાહ તઆલા તેની ➲

(૧૧) અલ્લાહ તઆલા અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ની મુહબ્બત બધી ચીજોની મુહબ્બત કરતાં વધુ હોવી.
(૧૨) પોતાના મુઆમલાતમાં શરીઅતને જ મધ્યસ્થી બનાવવો.
(૧૩) દીનની આસાનીનું યકીન રાખવું.



મુલાકાતને પસંદ કરે છે અને જે અલ્લાહની મુલાકાતને ના પસંદ કરે છે અલ્લાહ પણ તેની મુલાકાતને ના પસંદ કરે છે. (તિરમિઝી: ૨/ ૫૭, હદીસ :૨૩૦૯)

(૧૧) આપ (ﷺ) નુ ફરમાન છે :

ثلاث من كن فيه وجد حلاوة الإيمان، (وعدّمنها):من كان الله ورسوله أحب إليه مما سواهما.

અર્થ: ત્રણ ગુણો જેનામાં હશે તેને ઈમાનની મીઠાશ નસીબ થશે, તેમાંથી એક એ છે જેની નજીક અલ્લાહ અને રસૂલ(ﷺ)ની મુહબ્બત તે સિવાયની બધી ચીજોથી વધારે હોય. (બુખારી : ૧/૭, હદીસ : ૧૬)

(૧૨) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે.

﴿اِنَّآ اَنْزَلْنَآ اِلَيْكَ الْكِتٰبَ بِالْحَقِّ لِتَحْكُمَ بَيْنَ النَّاسِ بِمَآ اَرٰىكَ اللّٰهُ﴾

અર્થ: (હે નબી ﷺ) બેશક અમે આપના તરફ સત્ય કિતાબ ઉતારી કે જેથી અલ્લાહે આપને (વહી મારફતે) જે શીખવ્યું છે તે મુજબ આપ લોકો વચ્ચે ન્યાય કરો. (સૂ. નિસાઅ : ૧૦૫)

(૧૩) અલ્લાહના નબી (ﷺ)નું ફરમાન છે : إن الدين يسر.

અર્થ: બેશક દીન આસાન છે. (બુખારી : ૧/૧૦ હદીષ :૩૯)

# આપ (ﷺ) ના હક્કો અને આદાબ

(૧) આપ (ﷺ) ઉપર ઈમાન લાવવું .
(૨) આપ(ﷺ)નું આજ્ઞાપાલન અને ફરમાંબરદારી કરવી.
(૩) સૌથી વધારે આપ(ﷺ)થી મુહબ્બત કરવી.
(૪) આપ (ﷺ) ના સર્વશ્રેષ્ઠ હોવાનો વિશ્વાસ રાખવો.
(૫) આપ (ﷺ) ના ખાતિમુલ અંબિયા હોવા ઉપર યકીન રાખવો.
(૬) આપ(ﷺ)ને માસૂમ અને બે ગુનાહ(પાક)હોવાનો યકીન રાખવો.

---

(૧) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿لِّتُؤْمِنُوا بِاللَّهِ وَرَسُولِهِ وَتُعَزِّرُوهُ وَتُوَقِّرُوهُ﴾

અર્થ: એ માટે કે તમે લોકો અલ્લાહ પર અને તેના રસૂલ (ﷺ) પર ઈમાન લાવો અને તે(ના દીન)ની સહાય કરો, તેમ તેનું માન જાળવો. (સૂ.ફત્હ : ૯)

(૨) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે: ﴿يَاأَيُّهَا الَّذِينَ آمَنُوا أَطِيعُوا اللَّهَ وَأَطِيعُوا الرَّسُولَ﴾

અર્થ: હે ઈમાનવાળાઓ ! અલ્લાહનું આજ્ઞાપાલન કરો તેમ રસૂલ (ﷺ)ની તાબેદારી કરો. (સૂ.નિસાઅ :૫૯)

(૩) આપ (ﷺ) નું ફરમાન છે :

لا يؤمن أحدكم حتى أكون أحب إليه من والده وولده والناس أجمعين .

અર્થ: તમારામાંથી કોઈ વ્યકિત ત્યાં સુધી (સંપૂર્ણ) મો'મિન નથી થઈ શકતો જયાં સુધી તેની નજીક તેના પિતા,પુત્ર અને સર્વ લોકોથી વધુ પ્રિય ન બની જાઉં. (બુખારી:૧/૭ હદીષ : ૧૫)

(૪) આપ (ﷺ) નું ફરમાન છે: أنا قائد المرسلين ولا فخر .

અર્થ: હું (સર્વ) નબીઓનો (પણ) ઈમામ છું અને તેની ઉપર કોઈ ગર્વ નથી. (દારમી, મિશ્કાત, બાબ ફઝાઈલે સય્યિદિલ મુરસલીન (ﷺ) : ૨/૫૧૪)

(૫) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿مَا كَانَ مُحَمَّدٌ أَبَا أَحَدٍ مِّن رِّجَالِكُمْ وَلَٰكِن رَّسُولَ اللَّهِ وَخَاتَمَ النَّبِيِّينَ﴾

અર્થ: મુહમ્મદ(ﷺ) તમારા પુરુષોમાંથી કોઈના બાપ નથી, પરંતુ અલ્લાહના રસૂલ અને નબીઓની મહોર(એટલે આખરી નબી) છે. (સૂ. અહઝાબ : ૪૦)

(૬) الأنبياء عليهم السلام كلهم منزهون عن الصغائر والكبائر ، والكفر والقبائح ، يعني قبل النبوة وبعدها . [شرح الفقه الأكبر :١٣٢،١٣٣]

(૭) આપ(સલ્લલ્લાહુ અલયહિ વ વસલ્લમ)ના સામાન્ય વિરોધથી પણ પોતાને બચાવવો.

(૮) આપ (ﷺ) ની મુહબ્બતમાં અતિરેક (એટલે અલ્લાહના ખાસ ગુણોને આપ (ﷺ) માટે સાબિત કરવા)થી બચવું.

(૯) વધુ પ્રમાણમાં આપ (ﷺ) પર દુરૂદ વ સલામ પઢતા રહેવું.

(૧૦) એહલે બૈત અને આપ (ﷺ) ની અવલાદથી મુહબ્બત રાખવી.

---

(૭) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿وَمَنْ يُّشَاقِقِ الرَّسُوْلَ مِنْ بَعْدِ مَا تَبَيَّنَ لَهُ الْهُدٰى وَيَتَّبِعْ غَيْرَ سَبِيْلِ الْمُؤْمِنِيْنَ نُوَلِّهٖ مَا تَوَلّٰى وَنُصْلِهٖ جَهَنَّمَ وَسَاءَتْ مَصِيْرًا﴾

અર્થ: અને જે કોઈ પણ હિદાયત જાહેર થઈ ગયા પછી પણ રસુલુલ્લાહ (ﷺ)ની વિરૂધ્ધતા કરશે અને સૌ મુસ્લિમોના (દીની) માર્ગથી ઉલ્ટા માર્ગે ચાલશે તો અમે તેને દુનિયામાં જે કંઈ તે કરી રહયો છે, તે કરવા દઈશું, પણ (આખિરતમાં તો) તેને જહન્નમમાં જ નાંખીશું અને તે ઘણી જ ખરાબ જગ્યા છે. (સૂ.નિસાઅ : ૧૧૫)

(૮) આપ (ﷺ) નું ફરમાન છે :

لا تطروني كما أطرت النصارى عيسى بن مريم، إنما أنا عبد الله فقولوا: عبد الله ورسوله.

અર્થ: મારી હદથી વધુ પ્રશંસા કરો નહી જેમકે ખ્રિસ્તીઓએ હઝરત ઈસા અલૈ.ની હદથી વધારે પ્રશંસા કરી છે. હું અલ્લાહનો બંદો છું, માટે કહો :(આપ ﷺ) અલ્લાહના બંદા અને તેના રસૂલ છે. (શમાઈલે તિરમિઝી : પાન નં. ૨૦૫,હદીસ :૩૨૮)

(૯) આપ (ﷺ)નું ફરમાન છે : أولى الناس بي يوم القيامة أكثرهم عَلَيَّ صلاة .

અર્થ: કિયામતના દિવસે મારાથી સૌથી વધુ નજીક તે વ્યકિત હશે જે વધુ માત્રામાં મારા ઉપર દુરૂદ શરીફ પઢતો હશે. (તિરમિઝી : ૨/ ૨૨૫, હદીસ :૩૮૬૨)

(૧૦) આપ (ﷺ) નું ફરમાન છે :

أحبوا الله لما يغذوكم من نعمة، وأحبوني لحب الله، وأحبوا أهل بيتي لحبي .

અર્થ: અલ્લાહથી મુહબ્બત કરો કેમકે તે તમને પોતાના ખોરાકની નેઅમત આપે છે અને અલ્લાહની મુહબ્બતને કારણે મારાથી મુહબ્બત કરો અને મારી મુહબ્બતને કારણે મારા ઘરવાળાઓથી મુહબ્બત કરો. (મિશ્કાત : ૨ / ૫૭૩)

## (૧૧) સહાબા (રદિ.) સાથે મુહબ્બત કરવી.





---

(૧૧) આપ (ﷺ) નું ફરમાન છે :

الله الله في أصحابي ، لا تتخذوهم غرضا من بعدي ، فمن أحبهم فبحبي
أحبهم، ومن أبغضهم فببغضي أبغضهم .

અર્થ: મારા સહાબાના મામલામાં અલ્લાહથી ડરો, અલ્લાહથી ડરો, મારા પછી તેમને સ્વાર્થ માટે નિશાન ન બનાવો . જે વ્યકિત તેમનાથી મુહબ્બત કરે છે મારી મુહબ્બતને કારણે કરે છે અને જે તેમનાથી દુશ્મની રાખે છે. મારાથી દુશ્મનીને કારણે તેમને દુશ્મન રાખે છે. (તિરમિઝી :૨ / ૨૨૫ , હદીસ : ૩૮૬૨)

# સુવાના આદાબ

(૧) રાત્રે વહેલા સુવું.(પરંતુ જો કોઈ દીની અથવા દુનિયાનું જરૂરી કામ હોય)
(૨) ઘરના દરવાજાને બિસ્મિલ્લાહ પઢીને સારી રીતે બંધ કરવા.
(૩) વાસણ અને મશક વગેરેને ઢાંકી દેવું.
(૪) દીવો અને વધારાની લાઈટો ઓલવી નાંખવી.
(૫) વુઝૂ સાથે સુવું.
(૬) હાથોમાં ચિકાશ હોય તો ધોઈ લેવી.
(૭) પથારી ખંખેરીને સુવું.

---

(૧) હઝરત અબૂ બરઝહ (રદિ.) ફરમાવે છે :

أن النبي ﷺ كان يكره النوم قبل العشاء والحديث بعدها

અર્થ: આપ (ﷺ) ઈશા પહેલા સુવાને અને ઈશા પછી વાતચીત કરવાને નાપસંદ કરતા હતા.(બુખારી : ૧/૮૦, હદીષ : ૫૬૮)

(૨) નબી (ﷺ)નું ફરમાન છે : أغلقوا الباب .

અર્થ: દરવાજો બંધ કરો.(મુસ્લિમ:૨/૧૭૦ હદીસ : ૨૦૧૨)

(૩) નબી (ﷺ) નું ફરમાન છે : غطوا الإناء وأوكوا السقاء .

અર્થ: વાસણને ઢાંકી દો અને મશકને બાંધી દો.(મુસ્લિમ:૨/૧૭૦ હદીસ: ૨૦૧૨)

(૪) આપ (ﷺ) નું ફરમાન છે : إذا نمتم فاطفئوا سرجكم .

અર્થ: જયારે તમે સુવા પડો તો દીવો કે ફાનસ ઓલવી નાંખો.(અબૂદાવુદ :૨/૭૧૨,હદીસ: ૫૨૪૭)

(૫) આપ (ﷺ) નું ફરમાન છે: إذا أتيت مضجعك فتوضأ وضوءك للصلاة .

અર્થ: જયારે તમે તમારી પથારી પર આવવા લાગો તો નમાઝના વુઝૂ જેવું વુઝૂ કરી લો. (બુખારી: ૧/ ૩૮,હદીષ : ૨૪૭)

(૬) નબી (ﷺ) નું ફરમાન છે:

من نام وفي يده غمر ولم يغسله فأصابه شيء فلا يلومن إلا نفسه .

અર્થ: જે એવી હાલતમાં સુઈ જાય કે તેના હાથમાં ચીકાશ હોય અને તેને ન ધુએ પછી કોઈ તકલીફ પહોંચે તો પોતાને જ ઠપકો આપે.(અબૂ દાવુદ :૨/૫૩૮, હદીષ :૩૮૫૨)

(૭) નબી (ﷺ) નું ફરમાન છે:

(૮) સુરમો લગાવીને સુવું.
(૯) સારી નિય્યતથી સુવું.
(૧૦) સુતા પહેલા વસિય્યત કરવી. (શર્હે શિરઅતિલ ઈસ્લામ:૩૧૮)
(૧૧) સુતા પહેલા તૌબા કરી લેવી.
(૧૨) પોતાના દિલને કપટ અને ઈર્ષાથી પાક કરી લેવું.
(૧૩) તહજ્જુદની નિય્યત કરીને સુવું.

---

إذا أوى أحدكم إلى فراشه فلينفض فراشه بداخل ازاره .

અર્થ: તમારામાંથી જે વ્યકિત પથારી નજીક આવે તો તેણે કપડા વડે ચાદર (બિસ્તર) ખંખેરી લેવી જોઈએ. (બુખારી :૨/૯૩૫, હદીષ : ૬૩૨૦)

(૮) હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) ફરમાવે છે: كان النبي ﷺ يكتحل قبل أن ينام بالإثمد.

અર્થ: અલ્લાહના નબી (ﷺ) સુતા પહેલા ઈષ્મિદ સુરમો લગાવતા હતા. (શમાઈલે તિરમિઝી :૪૦)

(૯) હઝરત સલમાન (રદિ.) એ હઝરત અબૂ દરદા (રદિ.) થી ફરમાવ્યું :

إن لنفسك عليك حقا .

અર્થ: તારી ઝાતનો પણ તારી ઉપર હક છે. (તિરમિઝી :૨/૬૭, હદીષ: ૨૪૧૩)

(૧૧) આપ (ﷺ) નું ફરમાન છે :

من قال حين يأوي الى فراشه "أَسْتَغْفِرُ اللهَ الَّذِيْ لَا إِلٰهَ إِلَّا هُوَ الْحَيُّ الْقَيُّوْمُ وَأَتُوْبُ إِلَيْهِ" ثلاث مرات، غفر الله له ذنوبه وإن كانت مثل زبد البحر، وإن كانت عدد ورق الشجر، وإن كانت عدد رمل عالج، وإن كانت عدد أيام الدنيا.

અર્થ: જે માણસ પથારી પર જતી વેળાએ આ દુઆ أَسْتَغْفِرُ اللهَ الَّذِي (અંત સુધી) ત્રણ વાર પઢે તો અલ્લાહ તઆલા તેના ગુનાહો માફ કરી દે છે ભલે તે સમુદ્રના ફીણ અથવા પરપોટા બરાબર હોય, ભલે ઝાડના પાંદડા બરાબર હોય અથવા રેતીના રજકણો બરાબર હોય; ભલે દુનિયાના દિવસો બરાબર હોય. (તિરમિઝી: ૨/૧૭૭, હદીષ:૩૩૯૭)

(૧૨) આપ (ﷺ) એ હઝરત અનસ બિન માલિક (રદિ.) થી ફરમાવ્યું :

يابني! إن استطعت أن تصبح وتمسي وليس في قلبك غِشٌّ لأحد فافعل .

અર્થ: હે પ્યારા બેટા ! જો તુ સવાર – સાંજ એવી હાલતમાં કરી શકે કે તારા દિલમાં કોઈ વિશે ઈર્ષા ન હોય તો એવું કર. (તિરમિઝી : ૨/૯૬, હદીષ : ૨૬૭૮)

(૧૩) આપ (ﷺ) નું ફરમાન છે :

## (૧૪) હદીષમાં દર્શાવેલ મસ્નૂન દુઆઓ પઢીને સૂવું.

من أتى فراشه وهو ينوي أن يقوم يصلي من الليل، فغلبته عينه حتى يصبح، كتب له مانوى وكان نومه صدقة عليه من ربه .

અર્થ: જે વ્યકિત પથારી પર આવે અને તેની નિય્યત રાત્રે ઉઠીને ઈબાદત કરવાની હતી, પરંતુ ઊંઘ તેના ઉપર ગાલિબ આવી ગઈ અહીયા સુધી કે સવાર થઈ ગઈ તો તેણે તેની નિય્યતનો સવાબ મળશે અને તેની ઊંઘ તેના રબ તરફથી તેની ઉપર સદકો હશે. (નસાઈ:૧/૧૯૯,હદીસ : ૧૭૮૮)

(૧૪) મસ્નૂન દુઆઓ :

[١] بِاسمِكَ رَبِّي وَضَعتُ جَنبِي وَبِكَ أَرفَعُه، فَإِنْ أَمْسَكْتَ نَفسِي فَارحَمْهَا، وَإِنْ أَرسَلْتَها فَاحفَظْها بِمَا تَحفَظُ به عِبادَكَ الصَّالِحِينَ . [بخاري ١٣٦١:٢]

[٢] اَللّٰهُمَّ أَنْتَ خَلَقْتَ نَفْسِيْ وَأَنْتَ تَوَفَّاهَا، لَكَ مَمَاتُهَا وَمَحْيَاهَا، إِنْ أَحْيَيْتَهَا فَاحْفَظْهَا (بِمَا تَحْفَظُ بِهِ عِبَادَكَ الصَّالِحِيْنَ) وَإِنْ أَمَتَّهَا فَاغْفِرْلَهَا (وَارْحَمْهَا)، اَللّٰهُمَّ إِنِّي أَسْأَلُكَ الْعَافِيَةَ . [مسلم ٢:٣٨٣]

[٣] بِاسمِكَ اللّٰهُمَّ أَمُوتُ وَأَحيَا . [بخاري ١١٢١:٢]

[٤] اَللّٰهُمَّ رَبَّ السَّمٰوَاتِ وَرَبَّ الْأَرْضِ، وَرَبَّ الْعَرْشِ الْعَظِيْمِ، رَبَّنَا وَرَبَّ كُلِّ شَيْءٍ، فَالِقَ الْحَبِّ وَالنَّوٰى، وَمُنْزِلَ التَّوْرٰةِ وَالْإِنْجِيْلِ وَالْفُرْقَانِ، أَعُوْذُبِكَ مِنْ شَرِّ كُلِّ شَيْءٍ أَنْتَ اٰخِذٌ بِنَاصِيَتِهِ، اَللّٰهُمَّ أَنْتَ الْأَوَّلُ فَلَيْسَ قَبْلَكَ شَيْءٌ، وَأَنْتَ الْاٰخِرُ فَلَيْسَ بَعْدَكَ شَيْءٌ، وَأَنْتَ الظَّاهِرُ فَلَيْسَ فَوْقَكَ شَيْءٌ، وَأَنْتَ الْبَاطِنُ فَلَيْسَ دُوْنَكَ شَيْءٌ، اِقْضِ عَنَّا الدَّيْنَ وَأَغْنِنَا مِنَ الْفَقْرِ . [مسلم،كتاب الذكر، الدعاء عند النوم، ٢:٣٤٨،ح:٢٧١٣]

[٥] اَلْحَمْدُ لِلّٰهِ الَّذِي أَطْعَمَنَا وَسَقَانَا وَكَفَانَا وَاٰوَانَا، فَكَمْ مِمَّنْ لَا كَافِيَ لَهُ وَلَا مُؤْوِيَ . [مسلم، ٤:٢٠٨٤]

[٦] اَللّٰهُمَّ فَاطِرَ السَّمٰوَاتِ وَالْأَرْضِ، عَالِمَ الْغَيْبِ وَالشَّهَادَةِ، رَبَّ كُلِّ شَيْءٍ وَمَلِيْكَهُ، أَشْهَدُ أَنْ لَا إِلٰهَ إِلَّا أَنْتَ (وَحْدَكَ لَا شَرِيْكَ لَكَ)، أَعُوْذُبِكَ مِنْ شَرِّ نَفْسِيْ، وَمِنْ شَرِّ الشَّيْطَانِ وَشِرْكِهِ، وَأَنْ أَقْتَرِفَ عَلٰى نَفْسِيْ سُوْءًا أَوْ أَجُرَّهُ إِلٰى مُسْلِمٍ . [أبوداود، ٢١٧٤]

[٧] اَللّٰهُمَّ أَسلَمتُ نَفسِي إِلَيكَ، وَفَوَّضْتُ أَمرِي إِلَيكَ، وَوَجَّهتُ وَجهِي إِلَيكَ،

## (૧૫) આયતુલ્કુર્સી પઢીને સુવું.
## (૧૬) સૂરએ બકરહની અંતિમ બે આયતો પઢીને સુવું.

وَأَلْجَأْتُ ظَهرِي إِليك، رَغبةً وَرَهبةً إِلَيك ، لَامَلجَأَ وَلَا مَنجَأَ مِنك إِلَّا إِلَيك، اٰمَنتُ بِكِتَابِك الَّذِي أَنزلت، وَبِنَبِيك الَّذِي أَرسَلتَ . [بخاري:١،١١٣١]

(حصن المسلم ص: ٧٢ تا ٧٧)

[٨] اَللّٰهُمَّ قِنِي عَذَابَك يَومَ تَبعثُ عِبَادَك. [أبوداود، كتاب الأدب، باب مايقول عند النوم، ٢: ٦٨٨، ح: ٥٠٤٥]

[٩] تسبيحات فاطمہ:

૩૩ વાર સુબ્હાનલ્લાહ, ૩૩વાર અલ્હમ્દુ લિલ્લાહ અને ૩૪ વાર અલ્લાહુ અકબર [مشكوة، باب مايقول عند الصباح:١، ٢٠٩]

[١٠] أَسْتَغْفِرُ اللهَ الَّذِيْ لَاإِلٰهَ إِلَّا هُوَالْحَيُّ الْقَيُّوْمُ وَأَتُوْبُ إِلَيْهِ . (ત્રણ વાર)

[ترمذي، أبواب الدعوات، باب ماجاء في الدعاء إذا أوى إلى فراشه،٢:١٧٧، ح:٣٣٩٧]

[١١] لَا إِلٰهَ إِلَّا اللهُ وَحده لَا شريك لَهُ، لَهُ الْملك وَله الْحمد ، وَهُوَ على كل شَيْءٍ قدير، وَلَاحول وَلَاقُوَّةَ إِلَّا بِاللهِ ، سُبْحَانَ اللهِ وَبِحَمْدِهِ، لَا إِلٰهَ إِلَّا اللهُ وَاللهُ أكبر .

[عمل اليوم والليلة للنسائي، ١:٤٧١، ح:٨١١]

[١٢] اَللّٰهُمَّ اغْفِرْ لِي وَاخْسَأْ شَيْطَانِي، وَفُكَّ رِهَانِي، وَثَقِّلْ مِيزَانِي، وَاجْعَلْنِي فِي النَّدِي الْأَعْلٰى. [المستدرك على الصحيحين للحاكم، كتاب الدعاء، ١: ٧٢٤، ح: ١٩٨٢]

(١٥) لما أتى الشيطان إلى أبي هريرة، وقال له: إذا أويت إلى فراشك فاقرأ آية الكرسي: الله لاإله إلاهوالحي القيوم حتى تختم الآية، فإنك لن يزال عليك من الله حافظ، ولايقربك شيطان حتى تصبح؛ ولما أخبر أبوهريرة النبي ﷺ بذلك، قال له: أما إنه قد صدقك وهو كذوب .

અર્થ: જ્યારે શયતાન હઝરત અબૂ હુરયરહ (રદિ.) પાસે આવ્યો તો તેને કહયું જ્યારે તમે સુવા માટે પથારી પર જાઓ તો આયતુલકુર્સી (الله لا اله الا هو الحي القيوم અંત સુધી) પઢી લો તો (તેને કારણે) સવાર સુધી અલ્લાહ તરફથી એક રક્ષા કરનાર નક્કી થશે અને શૈતાન તમારા નજીક પણ ન આવશે. હઝરત અબૂ હુરયરહ (રદિ.) એ આપ (ﷺ) ને આ વાત જણાવી તો આપ (ﷺ) એ ફરમાવ્યું તેણે સાચી વાત કહી પરંતુ તે જુઠો છે. (બુખારી : ૧ / ૩૧૦, હદીષ : ૨૩૧૧)

(૧૬) આપ(ﷺ)નું ફરમાન છે:

(૧૭) સૂરએ કાફિરૂન પઢીને સુવું.

(૧૮) સૂરએ ઈખ્લાસ અને મુઅવ્વઝતૈન(સૂરએ ફલક અને નાસ) પઢીને બંને હથેળીઓ પર દમ કરીને પોતાના આખા શરીર પર ફેરવવી.

(૧૯) સૂરએ અલિફ લામ મીમ સજદા, સૂરએ મુલ્ક, સૂરએ બની ઈસ્રાઈલ અને સૂરએ ઝૂમર પઢીને સુવું.

---

➲ الآيتان من آخر سورة البقرة مَنْ قرأهما في ليلة كفتاه.

અર્થ: સૂરએ બકરહની અંતિમ બે આયતો એવી છે કે જે તેને રાતમાં પઢી લે એ તેના માટે પુરતી હશે. (બુખારી : ૨ / ૫૭૨, હદીષ : ૪૦૦૮)

(૧૭) આપ (ﷺ) નું ફરમાન છે :

من قرأ قل يأيها الكفرون قرأ ربع القرأن، وتباعدت منه الشياطين، وبرئ من المشركين، ويعاف من فزع النوم، وقال ﷺ: مروا صبيانكم يقرؤنها عند النوم فلا يعرض لهم شيء.

અર્થ: જે વ્યકિતએ સૂરએ કુલ યા અય્યુહલ કાફિરૂન પઢી તો જાણે તેણે ચોથાઈ કુર્આન પઢયું અને શૈતાન તેનાથી દૂર હટયો અને તે શિર્કથી પાક થઈ ગયો અને ઊંઘમાં ગભરામણથી તેને આફિયત પ્રાપ્ત થશે અને આપ (ﷺ) એ ફરમાવ્યું : પોતાના બાળકોને હુકમ કરો કે તેઓ સુતી વખતે તેને પઢે જેથી તેમને કોઈ મુસીબત ન પહોંચે. (મજમુઉન ફીહી અશરતુ અજઝાઈ હદીષ ઈબ્ને સિમાક વલ ખુલદી : ૧ / ૭૬, હદીષ: ૩૫૭)

(૧૮) હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે :

كان رسول الله ﷺ إذا أوى إلى فراشه نفث في كفيه بقل هو الله أحد وبالمعوذتين جميعا، ثم يمسح بهما وجهه ومابلغت يداه من جسده.

અર્થ: અલ્લાહના નબી (ﷺ) જયારે સુવા માટે પથારી ઉપર જતા તો દરરોજ પોતાની હથેળીઓને મેળવતા પછી તેમાં સૂરએ ઈખ્લાસ અને મુઅવ્વઝતૈન પઢીને ફુંક મારતા. પછી બંને હાથોને પોતાના શરીર પર જયાં સુધી શકય હોય ફેરવતા. (બુખારી : ૨/ ૮૫૫,હદીષ : ૫૭૪૮)

(૧૯) હઝરત જાબિર (રદિ.) ફરમાવે છે: كان النبي ﷺ لا ينام حتى يقرأ تنزيل السجدة وتبارك

અર્થ: આપ(ﷺ) જયાં સુધી અલિફ લામ મીમ સજદા અને સૂરએ મુલ્ક ન પઢી લેતા ત્યાં સુધી સુતા ન હતા. (તિરમિઝી : ૨/ ૧૭૭ હદીષ: ૩૪૦૪)

☛ હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે: كان النبي ﷺ لا ينام حتى يقرأ الزمر وبني إسرائيل

અર્થ: આપ (ﷺ) ત્યાં સુધી ન સુતા હતા જયાં સુધી સૂરએ ઝુમર અને સૂરએ બની ઈસ્રાઈલ ન પઢી લેતા. (તિરમિઝી : ૨ / ૧૭૮, હદીષ :૩૪૦૫)

(૨૦) મુસ્જાત (એટલે સૂરએ હદીદ, સૂ.હશ્ર, સૂ.તગાબૂન, સૂ. જુમ્આ અને સૂ. અઅ્લા) પઢીને સુવું.

(૨૧) જમણા પડખે સુવું.

(૨૨) ચેહરાની નીચે જમણો હાથ મુકીને સુવું અને ત્રણ વાર આ દુઆ પઢવી.

اَللّٰهُمَّ قِنِيْ عَذَابَكَ يَوْمَ تَبْعَثُ عِبَادَكَ .

(૨૩) ઊંઘ આવતા સુધી અલ્લાહ તઆલાનો ઝિક્ર કરવો.

(૨૪) ઊંઘ ન આવે તો આ દુઆ પઢવી.

اَللّٰهُمَّ رَبَّ السَّمٰوَاتِ السَّبْعِ وَمَا أَظَلَّتْ، وَرَبَّ الْأَرْضِيْنَ وَمَا أَقَلَّتْ، وَرَبَّ الشَّيَاطِيْنِ وَمَا أَضَلَّتْ، كُنْ لِّيْ جَاراً مِنْ شَرِّ خَلْقِكَ كُلِّهِمْ جَمِيْعاً أَنْ يَّفْرُطَ عَلَيَّ أَحَدٌ مِّنْهُمْ أَوْ أَنْ يَّبْغِيَ، عَزَّ جَارُكَ، وَجَلَّ ثَنَاؤُكَ، وَلَا إِلٰهَ غَيْرُكَ، وَلَا إِلٰهَ إِلَّا أَنْتَ .

---

(૨૦) હઝરત ઈરબાઝ બિન સારિયા (રદિ.) ફરમાવે છે :

أن رسول الله ﷺ كان يقرأ المسبحات قبل أن يرقد .

અર્થ: અલ્લાહના રસૂલ (ﷺ) સુતા પહેલા મુસ્જાત( એવી સૂરતો જેની શરૂઆત માં "સબ્બહ" અથવા "યુસબ્બિહુ" છે.) પઢયા કરતા હતા. (અબૂ દાઉદ : ૨/ ૬૮૯, હદીષ: ૫૦૫૭)

(૨૧) નબી(ﷺ) નું ફરમાન છે : ثم اضطجع على شقك الأيمن .

અર્થ: પછી તુ પોતાના જમણા પડખે સુઈ જા. (બુખારી: ૧ / ૩૮, હદીષ : ૨૪૭)

(૨૨) હઝરત હફસા (રદિ.) ફરમાવે છે :

أن النبي ﷺ كان إذا أراد أن يرقد وضع يده اليمنى تحت خده، ثم يقول: "اللّٰهُمَّ قني عذابك يوم تبعث عبادك". ثلاث مرات

અર્થ: નબી (ﷺ) જયારે સુવાનો ઈરાદો કરતા તો પોતાના જમણા હાથને પોતાના ગાલ નીચે મુકી દેતા પછી આ દુઆ પઢતા હતા. اللّٰهُمَّ قني عذابك يوم تبعث عبادك હે અલ્લાહ ! તુ મને તે દિવસના અઝાબથી બચાવ જે દિવસે તુ પોતાના બંદાઓને બીજી વખત જીવંત કરીશ. (અબુ દાઉદ : ૨ / ૬૮૮, હદીસ : ૫૦૪૫)

(૨૩) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿الَّذِيْنَ يَذْكُرُوْنَ اللّٰهَ قِيَامًا وَّقُعُوْدًا وَّعَلٰى جُنُوْبِهِمْ﴾

અર્થ: જે ઉઠતા –બેસતા, સુતા સુતા (દરેક હાલતમાં અલ્લાહને યાદ કરે છે.) (સૂ.આલિ ઈમરાન : ૧૯૧)

(૨૪) હઝરત બુરૈદહ (રદિ.)ની રિવાયત છે :

(૨૫) જનાબત(વિર્યસ્ખલન)ની હાલતમાં સુવું હોય તો ગુપ્તાંગને ધોઈ લેવું અને વુઝૂ અથવા તયમ્મુમ(માટી વડે વુઝૂ કરવાની ક્રિયા)કરી લેવું.
(૨૬) જયારે સપનું જુએ તો સપનાના આદાબની રિઆયત કરવી.( તેની સમજુતી માટે સપનાના આદાબ જુઓ.)
(૨૭) રાત્રે ગભરાઈને આંખ ખુલી જાય તો આ દુઆ પઢવી.

لَا إِلٰهَ إِلَّا اللهُ الْوَاحِدُ الْقَهَّارُ، رَبُّ السَّمٰوٰتِ وَالْأَرْضِ وَمَا بَيْنَهُمَا الْعَزِيْزُ الْغَفَّارُ.

(૨૮) સુઈને ઉઠીને દાંતણ (મિસ્વાક) કરવું.

---

شكا خالد بن الوليد المخزومي إلى النبي ﷺ، فقال: يا رسول الله! ما أنام الليل من الأرق، فقال النبي ﷺ: إذا أويت إلى فراشك فقل: اَللّٰهُمَّ رب السموات السبع وما أظلت، ورب الأرضين وما أقلت، ورب الشياطين وما أضلت، كن لي جارا من شر خلقك كلهم جميعا أن يفرط علي أحد منهم أو أن يبغي، عز جارك، وجل ثناؤك، ولا إله غيرك، ولا إله إلا أنت.

**અર્થ:** હઝરત ખાલિદ બિન વલીદ મખઝુમીએ અલ્લાહના નબી (ﷺ) સામે ફરિયાદ કરતા ફરમાવ્યું : હે અલ્લાહના રસૂલ! મને રાત્રે ઊંઘ નથી આવતી, તો આપ (ﷺ) એ ફરમાવ્યું : જયારે તુ તારા બિસ્તર પર સુવે તો આ દુઆ પઢી લે اَللّٰهُمَّ رب السموات અંત સુધી. (તિરમિઝી: ૨/૧૯૨,હદીષ : ૩૫૨૩)

(૨૫) હઝરત આઈશા (રદી.) નું ફરમાન છે :

كان النبي ﷺ إذا أراد أن ينام وهو جنب غَسَّلَ فرجه وتوضأ للصلاة.

**અર્થ:** આપ (ﷺ) જનાબતની હાલતમાં સુવાનો ઈરાદો કરતા તો પોતાના ગુપ્તાંગને ધોઈ લેતા અને નમાઝ જેવું વુઝૂ કરતા. (બુખારી : ૧ / ૪૩, હદીષ: ૨૮૮)

(૨૭) હઝરત આઈશા (રદિ.) નું ફરમાન છે :

كان النبي ﷺ إذا تضوَّر من الليل قال: "لا إله إلا الله الواحد القهار رب السموات والأرض ومابينهما العزيز الغفار".

**અર્થ:** આપ (સલ) જયારે રાત્રે તડપીને ઉઠી જતા તો આ દુઆ પઢતા. لا إله إلا الله (અંત સુધી) (હાકિમ : ૧/૭૨૪, હદીષ : ૧૯૮)

(૨૮) હઝરત ઈબ્ને ઉમર (રદિ.)નું ફરમાન છે :

كان النبي ﷺ لا يتعار من الليل ساعة إلا أجري السواك على فيه.

**અર્થ:** આપ (ﷺ) જયારે પણ રાત્રે જાગી જતા તો મોઢામાં મિસ્વાક ફેરવતા હતા. (મુખ્તસર કિયામુલ લૈલ : ૧૧૧)

(૨૯) ઊંધા મોઢે સુવું નહી.
(૩૦) સીધા સુવાની હાલતમાં પણ ઉપર પગ ન ચડાવવો.(કારણ કે તેનાથી સતર ખુલવાનો ખતરો છે.)
(૩૧) બે પુરુષો અથવા બે સ્ત્રીઓએ એક ચાદરમાં નગ્ન સુવું નહી.
(૩૨) એવા ધાબા પર સુવું ન જોઈએ જેના છેડે દિવાલ(આડ) ન હોય.
(૩૩) જાહેર રસ્તા ઉપર સુવું નહી.
(૩૪) બેઠેલા મજમઅ(લોકો) વચ્ચે સુવું નહી.

---

(૨૯) لأن النبي ﷺ قال لمن رآه نائما على بطنه: إن هذه ضجعة لا يحبها الله تعالى .

**અર્થ:** આપ (ﷺ) એ ઊંધા મોઢે સુતેલા માણસને જોઈને ફરમાવ્યું : આવું સુવાને અલ્લાહ તઆલા પસંદ ફરમાવતો નથી.(તિરમિઝીઃ ૨ / ૧૦૫, હદીસઃ ૨૭૬૮)

(૩૦) હઝરત જાબિર (રદિ.)નું ફરમાન છે :

أن النبي ﷺ نهى أن يرفع الرجل إحدى رجليه على الأخرى وهو مستلق على ظهره .

**અર્થ:** આપ (ﷺ) એ વાતની મનાઈ ફરમાવી છે કે કોઈ માણસ છટાપાટ સુવાની હાલતમાં એક પગને બીજા પગ પર ચઢાવે.(તિરમિઝી : ૨ / ૧૦૫, હદીષ નં. ૨૭૬૬)

(૩૧) નબી (ﷺ) નું ફરમાન છે :

ولا يفضي الرجل إلى الرجل في الثوب الواحد، ولا تفضي المرأة إلى المرأة في الثوب الواحد.

**અર્થ:** એક પુરુષ બીજા પુરુષ સાથે એક કપડા (ચાદર)માં દાખલ થાય નહી, અને ન (તો) એક સ્ત્રી બીજી સ્ત્રી સાથે એક કપડાં—ચાદરમાં દાખલ થાય.(તિરમિઝી : ૨/૧૦૭, હદીષ : ૨૭૯૩)

(૩૨) નબી (ﷺ) નું ફરમાન છે :

من بات على سطح بيت ليس له حجار فقد برئت منه الذمة .

**અર્થ:** જે માણસ ઘરની એવી છત(ધાબા) પર રાત ગુજારે જેની દિવાલ ન હોય તેના પર મારી કોઈ જવાબદારી નથી. (અબૂદાઊદ: ૨ / ૬૮૭,હદીસ : ૫૦૪૧)

(૩૩,૩૪)હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદિ.) થી રિવાયત છે :

نهى رسول الله ﷺ أن يرقد الرجل بين القوم، وأن ينام على قارعة الطريق .

**અર્થ:** આપ (ﷺ) એ લોકોની વચ્ચે અને જાહેર માર્ગ પર સુવાની મનાઈ ફરમાવી છે.(મજમઉઝ્ઝવાઈદ : ૧૦૦૮, હદીષ : ૧૩૧૮૬)

(૩૫) કયલુલહ કરવો એટલે બપોરના ખાણા પછી સુવું.





---

(૩૫) નબી (ﷺ) નું ફરમાન છે : قيلوا، فإن الشيطان لايقيل .

અર્થ: કયલુલહ કરો, એટલા માટે કે શૈતાન કયલુલહ કરતો નથી. (મજમઉઝ્ઝવાઈદ : ૮/૧૦૯, હદીષ : ૧૩૨૫૬)

# સુઈને ઉઠવા પછીના આદાબ

(૧) વહેલું ઉઠવું.
(૨) ઊંઘને ઉડાવવા માટે બન્ને હાથ વડે આંખોને મસળવી.
(૩) અલ્લાહ તઆલાની નેઅમતોનો શુક્ર અદા કરવા નીચે દર્શાવેલ દુઆઓ પઢીને ઉઠવું.

---

(૧) હઝરત અશઅબ (રદિ.) ફરમાવે છે : إذا سمع الصارخ قام فصلى.
અર્થ: આપ (ﷺ) જયારે મરઘાની અવાજ સાંભળતા તો બેઠા થઈ જતા અને નમાઝ પઢતા. (બુખારી : ૧ / ૧૫૨, હદીષ : ૧૧૨૧)

(૨) قال ابن عباس: بِتُّ عند خالتي ميمونة فجعل يمسح النوم عن وجهه .
અર્થ: હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)એ પોતાની માસી હઝરત મયમુના (રદિ.)ના ઘરે રાત પસાર કરવાનો પ્રસંગ બયાન કરતા ફરમાવ્યું : પછી આપ (ﷺ) સુઈને ઉઠયા તો ઊંઘ ઉડાવવા માટે પોતાના ચેહરા પર હાથ ફેરવ્યા. (બુખારી : ૨ / ૬૫૭, હદીષ : ૪૫૭૦)

(૩) હઝરત હુઝયફા ઈબ્ને યમાન (રદિ.)નું ફરમાન છે :
كان النبي ﷺ إذا قام قال: اَلْحَمْدُلِلّٰهِ الَّذِيْ أَحْيَانَا بَعْدَ مَا أَمَاتَنَا وَإِلَيْهِ النُّشُوْرُ.
અર્થ: અલ્લાહના નબી (ﷺ) સુઈને ઉઠયા પછી આ દુઆ પઢતા હતા اَلْحَمْدُلِلّٰهِ الَّذِيْ (અંત સુધી) (સર્વ વખાણ તે અલ્લાહના માટે જ છે જેણે અમને મરવા પછી જીવંત કર્યા અને અમારે એની પાસે જ જવાનું છે.(બુખારી :૨/૯૩૪, હદીષ : ૬૩૧૨)

لَاإِلٰهَ إِلَّا اللّٰهُ وَحْدَهُ لَاشَرِيْكَ لَهُ، لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ، وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ، سُبْحَانَ اللّٰهِ سُبْحَانَ اللّٰهِ وَالْحَمْدُ لِلّٰهِ وَلَا إِلٰهَ إِلَّا اللّٰهُ وَاللّٰهُ أَكْبَرُ، وَلَاحَوْلَ وَلَاقُوَّةَ إِلَّا بِاللّٰهِ الْعَلِيِّ الْعَظِيْمِ، رَبِّ اغْفِرْلِيْ . [حصن المسلم به حواله ابن ماجه ۲: ۳۳۵]

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِي عَافَانِي فِي جَسَدِي، وَرَدَّ عَلَيَّ رُوحِيْ، وَأَذِنَ لِي بِذِكْرِه . [حصن المسلم به حواله ترمذي۵: ٤٧٣]

لَاإِلٰهَ إِلَّا اللّٰهُ وَحْدَهُ، لَاشَرِيْكَ لَهُ، لَهُ الْمُلْكُ، وَلَهُ الْحَمْدُ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ، سُبْحَانَ اللّٰهِ ، وَالْحَمْدُ لِلّٰهِ وَلَا إِلٰهَ إِلَّا اللّٰهُ وَاللّٰهُ أَكْبَرُ ، وَلَا حَولَ وَلَا قُوَّةَ إِلَّا بِاللّٰهِ .

[أبوداود، كتاب الأدب، باب مايقول الرجل إذا تعار من الليل، ۲: ۶۸۹، ح: ۵۰۶۰]

## (૪) સૂરએ આલિ ઈમરાનનો અંતિમ રૂકુઅ પઢવો.

---

➲ لَا إِلٰهَ إِلَّا أَنْتَ، سُبْحَانَكَ، اَللّٰهُمَّ أَسْتَغْفِرُكَ لِذَنْبِيْ، وَأَسْأَلُكَ رَحْمَتَكَ، اَللّٰهُمَّ زِدْنِيْ عِلْماً، وَلَا تُزِغْ قَلْبِيْ بَعْدَ إِذْ هَدَيْتَنِيْ، وَهَبْ لِيْ مِنْ لَّدُنْكَ رَحْمَةً، إِنَّكَ أَنْتَ الْوَهَّابُ.

[أبوداود، كتاب الأدب، باب مايقول الرجل إذا تعار من الليل، ٢: ٦٩٠، ح: ٥٠٦١]

(૪) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)નું ફરમાન છે :

استيقظ رسول الله ﷺ فجعل يمسح النوم عن وجهه، ثم قرأ العشر الآيات الخواتيم من سورة آل عمران.

**અર્થ:** આપ (ﷺ) ઊંઘમાંથી જાગ્યા તો પોતાના હાથોને ઊંઘ દૂર કરવા માટે ચહેરા પર ફેરવ્યા અને પછી સૂરએ આલિ ઈમરાનની અંતિમ દસ આયતો પઢી.
(શમાઈલે તિરમિઝી: ૧૭૬ હદીષ : ૨૬૫)

**દસ આયતો નીચે પ્રમાણે છે :**

﴿إِنَّ فِيْ خَلْقِ السَّمٰوٰتِ وَالْأَرْضِ وَاخْتِلَافِ الَّيْلِ وَالنَّهَارِ لَاٰيٰتٍ لِّأُولِي الْأَلْبَابِ ۝ الَّذِيْنَ يَذْكُرُوْنَ اللّٰهَ قِيٰمًا وَّقُعُوْدًا وَّعَلٰى جُنُوْبِهِمْ وَيَتَفَكَّرُوْنَ فِيْ خَلْقِ السَّمٰوٰتِ وَالْأَرْضِ ۚ رَبَّنَا مَا خَلَقْتَ هٰذَا بَاطِلًا ۚ سُبْحٰنَكَ فَقِنَا عَذَابَ النَّارِ ۝ رَبَّنَآ إِنَّكَ مَنْ تُدْخِلِ النَّارَ فَقَدْ أَخْزَيْتَهٗ ۖ وَمَا لِلظّٰلِمِيْنَ مِنْ أَنْصَارٍ ۝ رَبَّنَآ إِنَّنَا سَمِعْنَا مُنَادِيًا يُّنَادِيْ لِلْإِيْمَانِ أَنْ اٰمِنُوْا بِرَبِّكُمْ فَاٰمَنَّا ۖ رَبَّنَا فَاغْفِرْ لَنَا ذُنُوْبَنَا وَكَفِّرْ عَنَّا سَيِّاٰتِنَا وَتَوَفَّنَا مَعَ الْأَبْرَارِ ۝ رَبَّنَا وَاٰتِنَا مَا وَعَدْتَّنَا عَلٰى رُسُلِكَ وَلَا تُخْزِنَا يَوْمَ الْقِيٰمَةِ ۗ إِنَّكَ لَا تُخْلِفُ الْمِيْعَادَ ۝ فَاسْتَجَابَ لَهُمْ رَبُّهُمْ أَنِّيْ لَآ أُضِيْعُ عَمَلَ عَامِلٍ مِّنْكُمْ مِّنْ ذَكَرٍ أَوْ أُنْثٰى ۚ بَعْضُكُمْ مِّنْ بَعْضٍ ۚ فَالَّذِيْنَ هَاجَرُوْا وَأُخْرِجُوْا مِنْ دِيَارِهِمْ وَأُوْذُوْا فِيْ سَبِيْلِيْ وَقٰتَلُوْا وَقُتِلُوْا لَأُكَفِّرَنَّ عَنْهُمْ سَيِّاٰتِهِمْ وَلَأُدْخِلَنَّهُمْ جَنّٰتٍ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْأَنْهٰرُ ۚ ثَوَابًا مِّنْ عِنْدِ اللّٰهِ ۗ وَاللّٰهُ عِنْدَهٗ حُسْنُ الثَّوَابِ ۝ لَا يَغُرَّنَّكَ تَقَلُّبُ الَّذِيْنَ كَفَرُوْا فِي الْبِلَادِ ۝ مَتَاعٌ قَلِيْلٌ ۟ ثُمَّ مَأْوٰىهُمْ جَهَنَّمُ ۚ وَبِئْسَ الْمِهَادُ ۝ لٰكِنِ الَّذِيْنَ اتَّقَوْا رَبَّهُمْ لَهُمْ جَنّٰتٌ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْأَنْهٰرُ خٰلِدِيْنَ فِيْهَا نُزُلًا مِّنْ عِنْدِ اللّٰهِ ۗ وَمَا عِنْدَ اللّٰهِ خَيْرٌ لِّلْأَبْرَارِ ۝ وَإِنَّ مِنْ أَهْلِ الْكِتٰبِ لَمَنْ يُّؤْمِنُ بِاللّٰهِ وَمَآ أُنْزِلَ إِلَيْكُمْ وَمَآ أُنْزِلَ إِلَيْهِمْ خٰشِعِيْنَ لِلّٰهِ ۙ لَا يَشْتَرُوْنَ بِاٰيٰتِ اللّٰهِ ثَمَنًا قَلِيْلًا ۗ أُولٰٓئِكَ لَهُمْ أَجْرُهُمْ عِنْدَ رَبِّهِمْ ۗ إِنَّ اللّٰهَ سَرِيْعُ الْحِسَابِ ۝ يٰٓأَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اصْبِرُوْا وَصَابِرُوْا وَرَابِطُوْا ۟ وَاتَّقُوا اللّٰهَ لَعَلَّكُمْ تُفْلِحُوْنَ ۝﴾

(૫) મિસ્વાક કરવું.
(૬) બંને હાથોને કાંડા સુધી ત્રણ ત્રણ વાર ધોવા.
(૭) વુઝૂ કરવું અને તેમાં નાક બરાબર સાફ કરવું.
(૮) ઘરવાળાઓને જગાડવા.
(૯) નમાઝ પઢવી.

---

(૫) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) ફરમાવે છે : فإذا استيقظ (النبي ﷺ) بدأ بالسواك .
અર્થ: આપ (ﷺ) ઊંઘમાંથી ઉઠતા તો પહેલા મિસ્વાક કરતા. (મુસ્નદે અહમદ:૧૦/ ૧૮૭, હદીષ: ૫૯૭૯)
(૬) નબી (ﷺ) નું ફરમાન છે :
إذا استيقظ أحدكم من نومه فلايغمس يده في الإناء حتى يغسلها ثلاثا، فإنه لا يدري أين باتت يده.
અર્થ: જયારે કોઈ ઊંઘમાંથી જાગે તો પોતાના હાથ વાસણમાં નાંખે નહી અહીંયા સુધી કે તેને ત્રણ વખત ધોઈ ન લે કારણ કે તેને ખબર નથી કે તેના હાથોએ રાત કયાં પસાર કરી છે. (મુસ્લિમ : ૧/ ૧૩૬, હદીષ : ૧૬૨)
(૭) નબી (ﷺ) નું ફરમાન છે :
إذا استيقظ أحدكم من منامه فتوضأ فليستنثر ثلاث مرات؛ فإن الشيطان يبيت على خياشيمه .
અર્થ: જયારે તમારામાંથી કોઈ સુઈને ઉઠે તો વુઝૂ કરે અને ત્રણ વખત નાક સાફ કરે કારણ કે શૈતાન માનવીના નાકના બાંસા(નાક ઉપરની ડાંડી કે જે બે નસકોરા ની ઉપર હોય છે) માં રાત્રી પસાર કરે છે. (બુખારી :૧/૪૬૫,હદીસ:૩૨૯૫)
(૮) નબી (ﷺ) નું ફરમાન છે :
إذا استيقظ الرجل من الليل وأيقظ أهله وصليا ركعتين، كتبا من الذاكرين الله كثيرا والذاكرات .
અર્થ: જયારે કોઈ રાત્રે (ઊંઘમાંથી) ઉઠે અને પોતાની પત્નીને પણ ઉઠાડે અને બંને બે રકાત નમાઝ પઢે તો(પુરુષનું નામ) વધુ માત્રામાં ઝિક્ર કરનારાઓમાં અને (સ્ત્રીનું નામ) વધુ માત્રામાં ઝિક્ર કરનારીઓમાં લખી દેવામાં આવે છે. (અબૂ દાઉદ: ૧/૨૦૫, હદીષ:૧૪૫૧)
(૯) નબી (ﷺ) નું ફરમાન છે :
يعقد الشيطان على قافية رأس أحدكم إذا هو نام ثلاث عقد، يضرب مكان





---

كل عقدة "عليك ليل طويل فارقد"، فإن استيقظ فذكر الله انحلت عقدة،
فإن توضأ انحلت عقدة، فإن صلى انحلت عقده كلها؛ فأصبح نشيطا طيب النفس؛
والا أصبح خبيث النفس كسلان.

**અર્થ:** જયારે વ્યકિત સુઈ જાય છે તો શૈતાન તેના કપાળ પર ત્રણ ગાંઠો લગાવી દે છે અને દરેક ગાંઠ પર એવું કહે છે કે તુ સુઈ જા. રાત ઘણી લાંબી છે, જો તે ઉઠીને અલ્લાહનો ઝિક્ર કરે છે તો એક ગાંઠ ખુલી જાય છે પછી વુઝૂ કરે છે તો (બીજી) ગાંઠ ખુલી જાય છે પછી નમાઝ પઢે છે તો બધી ગાંઠો ખુલી જાય છે અને સવારમાં ચુસ્ત અને સ્ફુર્તિમાં હોય છે. નહી તો તે સવારમાં સુસ્ત અને ખરાબ હાલતમાં હોય છે. (બુખારી : ૧/૧૫૩, હદીષ : ૧૧૪૨)

# સપના વિશે આદાબ

## સમાન્ય સપના વિશે આદાબ

(૧) જુઠુ સપનુ બયાન કરવું નહી.
(૨) આલિમ અથવા હિતેચ્છુ સિવાય કોઈ અન્ય સામે સપનુ બયાન કરવામાં ન આવે.
(૩) સપનાની તા'બીરમાં ઉતાવળ કરવી નહી.
(૪) તા'બીર આપનારે તા'બીર બયાન કરતા પહેલા આ દુઆ પઢવી.

خَيْرٌ تَلَقَّاهُ وَشَرٌّ تَوَقَّاهُ ، وَخَيْرٌ لَّنَا وَشَرٌّ لِأَعْدَائِنَا ، وَالْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعَالَمِينَ .

---

(૧) નબી (ﷺ) નું ફરમાન છે :

من تحلم بحلم لم يره، كلف أن يعقد بين شعيرتين ولن يفعل .

અર્થ: જે વ્યકિત એવું સપનું બયાન કરે જે તેણે નથી જોયું, તો તેણે એ વાતનો હુકમ આપવામાં આવશે કે બે જવના દાણા વચ્ચે ગાંઠ લગાવ અને તે એવું બિલકુલ કરી શકશે નહી. (બુખારી: ૨/ ૧૦૪૨, હદીષ : ૭૦૪૨)

(૨) નબી (ﷺ) નું ફરમાન છે : لاتقص الرؤيا إلا على عالم أوناصح .

અર્થ: સપનું કોઈ આલિમ અથવા હિતેચ્છુ સિવાય બીજા કોઈ સામે બયાન ન કરે. (તિરમિઝી: ૨/૫૪,હદીષ : ૨૨૮૦)

(૩) નબી (ﷺ) નું ફરમાન છે : الرؤيا على رجل طائر مالم تعبر، فإذا عبرت وقعت .

અર્થ: સપનું માનવીના માથા પર પક્ષીની જેમ હોય છે જયાં સુધી કે તા'બીર બયાન ન કરવામાં આવે, જયારે તા'બીર બયાન થઈ ગઈ તો તે આવી ગયું. (અબૂદાઉદ: ૨/ ૬૮૫, હદીષ : ૫૦૨૦)

(૪) હઝરત ઈબ્ને ઝમલ (રદિ.) નું ફરમાન છે :

كان رسول الله ﷺ إذا صلى الصبح استقبل الناس بوجهه، وكان يعجبه الرؤيا، فيقول: هل رأى أحدكم رؤيا ؟ فقال ابن زمل : فقلت : أنا يانبي الله! فقال: خير تلقاه، وشر توقاه، وخير لنا، وشر لأعدائنا، والحمد لله رب العالمين، اقصص .

અર્થ: આપ (ﷺ) જયારે ફજરની નમાઝ પઢી લેતા તો લોકો તરફ મુતવજ્જહ થતા અને આપને સપના ઘણાં પ્રિય હતા, તેથી આપ(ﷺ) ફરમાવતા: શું તમારામાંથી કોઈએ સપનુ જોયું છે ? ઈબ્ને ઝમલ (રદિ.) ફરમાવે છે : મેં અરજ કરી :

※ નોંધ: જેણે નબી(ﷺ)ને સપનામાં જોયા તેણે આપ(ﷺ)ને જ જોયા.

## સારા સપના વિશે આદાબ

(૧) સારા સપના પર અલ્લાહના વખાણ કરવા.
(૨) ખુશ થવું.
(૩) પોતાના હિતેચ્છુ સિવાય કોઈ બીજા સામે સપનું જાહેર કરવું નહી.
(૪) તેની સારી તા'બીર લેવી.

## ખરાબ સપના વિશે આદાબ

(૧) ડાબી બાજુ ત્રણ વખત થૂથકારવું.
(૨) ત્રણ વખત "અઉઝુબિલ્લાહિમિનશ્શયતાનિર્રજીમ" પઢવું.
(૩) પડખું ફેરવી લેવું.

---

C હે અલ્લાહના રસૂલ ! મેં જોયું છે તો આપ(ﷺ) એ આ દુઆ પઢી خير تلقاه (અંત સુધી) પછી ફરમાવ્યું સપનુ બયાન કરો. (અમલુલ યવ્મ વલ્લયલહ : ૧ / ૬૯૪)

※ નબી (ﷺ) નું ફરમાન છે : من رأني في النوم فقد رأني.

અર્થ: જેણે મને સપનામાં જોયો તેણે (વાસ્તવમાં) મને જ જોયો.(મુસ્લિમ :૨/૨૪૨, હદીસ:૨૨૬૮)

(૧) નબી (ﷺ) નું ફરમાન છે :

إذا رأى أحدكم رؤيا يحبها فإنما هي من الله ، فليحمد الله عليها .

અર્થ: જ્યારે તમારામાંથી કોઈ પ્રિય સપનુ જુએ તો તે અલ્લાહ તરફથી જ છે, માટે અલ્લાહના જ વખાણ કરો.(બુખારી : ૨/ ૧૦૩૪, હદીષ : ૬૯૮૫)

(૨,૩)નબી (ﷺ) નું ફરમાન છે .. فإن رأى رؤيا حسنة فليبشر، ولا يخبر بها إلا من يحب.

અર્થ: જો તમારામાંથી કોઈ સારુ સપનુ જુએ તો ખુશ થઈ જાય અને પોતાના હિતેચ્છુ સિવાય કોઈ સામે બયાન કરે નહી. (મુસ્લિમ : ૨ / ૨૪૧, હદીષ: ૨૨૬)

(૪) નબી (ﷺ) નું ફરમાન છે : إذا رأى أحدكم الرؤيا الحسنة فليفسرها وليخبر بها

અર્થ: જ્યારે કોઈ સારુ સપનુ જુએ તો તેની સારી તા'બીર કરે અને તેની જાણ કરે. (અલસિલસિલતુસ્સહીહ : ૧૩૪૦)

(૧,૨,૩)નબી (ﷺ) નું ફરમાન છે :

C إذا رأى أحدكم الرؤيا يكرهها، فليبصق عن يساره ثلاثاً، وليستعذ بالله

(૪) અલ્લાહથી તે સપનાની ભલાઈ માંગવી અને તેની બુરાઈથી પનાહ માંગવી.
(૫) બે રકાત નમાઝ પઢી લેવી.
(૬) કોઈની સામે તેને બયાન કરવું નહી.



---

➲ من الشيطان ثلاثاً، وليتحول عن جنبه الذي كان عليه.

**અર્થ:** જયારે કોઈ એવું સપનુ જુએ જે તેને પ્રિય ન હોય, તો તેને જોઈએ કે ડાબી બાજુ ત્રણ વાર થૂ થૂ કરી દે અને ત્રણ વખત أعوذ بالله من الشيطان الرجيم પઢે અને પડખું બદલી નાંખે. (મુસ્લિમ:૨/ ૨૪૧, હદીષ : ૨૨૬૨)

(૪) નબી (ﷺ) નું ફરમાન છે :

الرؤيا الصالحة من الله والحلم من الشيطان، فإذا حلم أحدكم حلما يخافه فليبصق عن يساره، وليتعوذ بالله من شرها، فإنها لا تضره.

**અર્થ:** સારુ સપનુ અલ્લાહ તરફથી છે અને ખરાબ સપનુ શૈતાનના અસરને કારણે છે માટે જયારે કોઈ ખરાબ સપનુ જુએ અને તે ડરી જાય તો ડાબી બાજુ ત્રણ વખત થૂ.. થૂ.... કરી દે અને તેની બુરાઈથી અલ્લાહની પનાહ માંગે, પછી તે સપનુ તેને કોઈ નુકસાન નહિં પહોંચાડે. (બુખારી : ૧/ ૪૬૫, હદીષ:૩૨૯૨)

(૫, ૬) નબી (ﷺ) નું ફરમાન છે :

فإذا رأى أحدكم مايكره فليقم فليصل، ولا يحدث بها الناس.

**અર્થ:** જયારે તમારામાંથી કોઈ ખરાબ સપનુ જુએ તો ઉભો થઈ નમાઝ પઢી લે અને કોઈના સામે સપનુ બયાન કરે નહી. (મુસ્લિમ :૨/૨૪૧, હદીષ :૨૨૬૩)

# સંડાસે જવાના આદાબ

(૧) (જો નજીકમાં પડદા સાથે જાજરૂની વ્યવસ્થા ન હોય અને ખુલ્લી જગ્યામાં જાજરૂની જરૂરત ઉભી થાય તો) કોઈ દુર જગ્યા પસંદ કરવી.
(૨) કોઈ છુપી જગ્યાએ હાજત પૂરી કરવી.
(૩) યોગ્ય જગ્યાએ હાજત પુરી કરવી.
(૪) સખત જમીન પર પેશાબ કરવી પડે તો જાતે ખોદી નરમ કરી લેવી.
(૫) મનાઈ કરેલી જગ્યા, દા.ત. રસ્તામાં, છાંયડાવાળી જગ્યાએ, મસ્જિદની આજુબાજુ, કીડા–મકોડાના કાણામાં પેશાબ–જાજરૂ કરવું નહી.
(૬) બાથરૂમમાં પેશાબ કરવો નહી.

---

(૧) હઝરત અબ્દુર્રહમાન બિન અબૂ કુરાદ (રદિ.)ની રિવાયત છે :

وكان (النبي ﷺ) إذا أراد الحاجة أبعد.

**અર્થ:** આપ (ﷺ) ને જયારે પેશાબ – સંડાસની જરૂરત પેશ આવતી તો દૂર તશરીફ લઈ જતા. (નસાઈ : ૧/૪ , હદીષ :૧૬)

(૨) હઝરત અબ્દુલ્લાહ બિન જઅફર (રદિ.) ની રિવાયત છે :

كان أحب ما استتر به رسول الله ﷺ لحاجته هدف أو حائش نخل.

**અર્થ:** આપ (ﷺ) કુદરતી હાજત માટે જે વસ્તુઓથી પડદો કરતા હતા તેમાં સૌથી પ્રિય વસ્તુ રેતીનો ઢગલો અથવા ખજુરોનો ઢગલો હતો. (મુસ્લિમ: ૧/ ૧૫૫, હદીષ: ૭૪૨)

(૩) આપ (ﷺ) નું ફરમાન છે : إذا أراد أحدكم أن يبول فليرتد لبوله.

**અર્થ:** જયારે તમારામાંથી કોઈ પેશાબ કરવાનો ઈરાદો કરે તો તે નરમ જગ્યા શોધે. (અબૂ દાવુદ : ૧/૨, હદીષ : ૩)

(૪) فإذا أراد أن يبول وكانت الأرض صلبة رخها بحجر، أو حفر حفيرة حتى لا يترش عليه البول.
(આલમગીરી : ૧/ ૫૦)

(૫) આપ (ﷺ) નું ફરમાન છે :

اتقوا الملاعن الثلاث : البراز في الموارد، وقارعة الطريق، والظل.

**અર્થ:** ત્રણ લા'નતની જગ્યાએ જાજરૂ કરવાથી બચો (૧) અવર જવરના માર્ગો પર (૨) જાહેર રસ્તા પર અને (૩) છાંયડામાં. (અબૂ દાઉદ:૧/૫, હદીષ:૨૬)

(૬) આપ (ﷺ) નું ફરમાન છે :

(૭) વુઝૂની જગ્યાએ પેશાબ કરવી નહી.
(૮) દીની લખાણ લઈને જાજરામાં જવું નહી.
(૯) માથું ઢાંકીને જવું.
(૧૦) બુટ – ચંપલ પહેરી લેવા.
(૧૧) ડાબા પગથી દાખલ થવું. (ફતાવા હદીષિયા : પાન નં. ૬૧)
(૧૨) જાજરામાં દાખલ થતા પહેલા આ દુઆ પઢવી.

اللَّهُمَّ إني أعوذبك من الخبث والخبائث .

---

لا يبولن أحدكم في مستحمه؛ فإن عامة الوسواس منه .

**અર્થ:** તમારામાંથી કોઈ બાથરૂમમાં પેશાબ કરે નહી, કારણ કે મોટા ભાગના વસવસાઓ (વહેમો) અને ખોટા વિચારો તેનાથી જ ઉત્પન્ન થાય છે. (ઈબ્ને માજહ: ૨૬, હદીષ : ૩૦૪)

(૭) ويكره أن يبول في موضع يتوضأ فيه أو يغتسل . (આલમગીરી : ૧/૫૦)

(૮) હઝરત અનસ (રદિ.) ની રિવાયત છે : كان النبي ﷺ إذا دخل الخلاء وضع خاتمه.

**અર્થ:** અલ્લાહના નબી (ﷺ) જયારે સંડાસે જતા તો પોતાની વીંટી કાઢી નાખતા હતા. (અબૂ દાઉદ : ૧/૪, હદીષ : ૧૯)

ويدخل فيه كل ماكان فيه اسم الله تعالى من القرطاس والدراهم إذا كان فيه اسم الله تعالى؛ بل إذا كان منقوشا فيه الحروف، فينبغي لمن دخل الخلاء أن يمنعه قبل دخول الخلاء.
(બઝલુલ મજહુદ :૧/૨૨૯)

(૯,૧૦) હઝરત હબીબ બિન સાલેહ (રદિ.) ફરમાવે છે :

كان النبي ﷺ إذا دخل الخلاء لبس حذاءه وغطى رأسه .

**અર્થ:** આપ (ﷺ) જયારે સંડાસે જતા તો બુટ – ચંપલ પહેરી લેતા અને પોતાનું માથું ઢાંકી લેતા. (બયહકી : ૧/૧૫૫, હદીષ : ૪૫૬)

(૧૨) હઝરત અનસ (રદિ.)નું ફરમાન છે :

كان النبي ﷺ إذا دخل الخلاء قال: اللَّهُمَّ إني أعوذبك من الخبث والخبائث .

**અર્થ:** આપ (ﷺ) જયારે સંડાસમાં દાખલ થતા તો આ દુઆ પઢતા:

اللَّهُمَّ إني أعوذبك من الخبث والخبائث .

**તર્જુમો:** હે અલ્લાહ! હું શૈતાન પુરુષો અને શૈતાન સ્ત્રીઓથી પનાહ માંગુ છું . (બુખારી: ૧/૨૬, હદીષ:૧૪૨)

(૧૩) પેશાબ – જાજરૂ કરતી વખતે કિબ્લા તરફ મોઢું અને પીઠ કરવી નહી.
(૧૪) ઉભા ઉભા પેશાબ કરવો નહી.
(૧૫) જમીનથી નજીક હોવાની હાલતમાં સતર ખોલવું. (જરૂરત પ્રમાણે અને જરૂરત સમયે સતર ખોલવું)
(૧૬) ડાબા પગ પર ભાર દઈને બેસવું.
(૧૭) બંને જાંઘો (સાથળ) ને ખુબ પહોળી કરીને બેસવું.
(૧૮) પેશાબ – સંડાસ તરફ જોવું નહી.
(૧૯) જરૂરત વગર (સંડાસમાં) બેસી રહેવું નહી.
(૨૦) જાજરૂમાં જીભ વડે અલ્લાહનો ઝિક્ર કરવો નહી.

---

(૧૩) આપ (ﷺ) નું ફરમાન છે :

إذا أتى أحدكم الغائط فلايستقبل القبلة ولا يولها ظهره .

અર્થ: જયારે કોઈ કુદરતી હાજત કરે તો કિબ્લા તરફ ન મોઢુ કરે અને ન તેની તરફ પીઠ કરે. (બુખારી : ૧/૨૬, હદીષ : ૧૪૪)

(૧૪) હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે :

من حدثكم أن النبي ﷺ كان يبول قائما فلا تصدقوه، ماكان يبول إلا قاعدا .

અર્થ: જે માણસ તમારી સામે એ બયાન કરે કે આપ (ﷺ) ઉભા ઉભા પેશાબ કરતા તો તેને સત્ય ન માનો કારણ કે આપ (ﷺ) બેસીને જ પેશાબ કરતા હતા. (તિરમિઝી: ૧/૯, હદીષ : ૧૨)

(૧૫) હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) ફરમાવે છે :

أن النبي ﷺ كان إذا أراد الحاجة لا يرفع ثوبه حتى يدنوا من الأرض .

અર્થ: આપ (ﷺ) જયારે કુદરતી હાજતનો ઈરાદો ફરમાવતા તો પોતાના કપડાં જમીનથી નજીક થતા સુધી ન ખોલતા. (અબૂ દાઉદ : ૧/૩, હદીષ :૧૪)

(૧૬) يميل على اليسرى . (આલમગીરી : ૧/ ૫૦)

(૧૭) ويوسع بين رجليه . (આલમગીરી : ૧/૫૦)

(૧૮) ولا ينظر الى مايخرج منه . (આલમગીરી : ૧/૫૦)

(૧૯) ولا يطيل القعود على البول والغائط . (આલમગીરી : ૧/૫૦)

(૨૦) قد ألقى رجل بالسلام على النبي ﷺ وهو يبول، فقال له رسول الله ﷺ : إذا وجدتني على مثل هذه الحال فلاتسلم علي .

અર્થ: એક વ્યકિતએ આપ (ﷺ) ને સલામ કરી જયારે કે આપ (ﷺ) પેશાબ

(૨૧) કોઈનાથી વાત કરવી નહી.

(૨૨) જો છીંક આવે તો મનમાં અલ્હમ્દુલિલ્લાહ કહેવું.

(૨૩) જમણા હાથથી ગુપ્તાંગોને પકડવા નહી.

(૨૪) જમણા હાથ વડે પેશાબ – સંડાસ સાફ કરવી નહી.

(૨૫) ઈસ્તિબ્રાઅ કરવું(એટલે કે પેશાબના ટીપા નીકળવાથી ઈત્મિનાન હાસિલ કરી લેવું. (નુરૂલ ઈઝાહ:૧૩૮,પ્રકાશક:કુનૂઝુલ ઈલ્મ, ડાભેલ)

(૨૬) ઢેફાં અને પાણી બન્ને વાપરવું.

---

કરી રહયા હતા, તો આપ (ﷺ) એ તેમનાથી ફરમાવ્યું જયારે તમે મને આ હાલતમાં જુઓ તો સલામ ન કરો. (ઈબ્ને માજહ : પાન નં. ૨૯, હદીષ: ૩૫૨)

(૨૧) આપ (ﷺ) નું ફરમાન છે :

لا يتناجى اثنان على غائطهما ينظر كل واحد منهما إلى عورة صاحبه، فإن الله عزوجل يمقت على ذلك .

અર્થ: બે વ્યકિતઓ સંડાસમાં વાતો ન કરે, કે બન્ને એક બીજાનું સતર જોઈ રહયા હોય કેમકે અલ્લાહ તઆલા તેનાથી નારાજ થાય છે. (ઈબ્ને માજહ:પાન નં.૨૯,હદીષ: ૩૪૨)

(૨૨) فإن عطس يحمدالله بقلبه ولا يحرك لسانه . (આલમગીરી : ૧/૫૦)

(૨૩) આપ (ﷺ) નું ફરમાન છે : إذا بال أحدكم فلا يأخذن ذكره بيمينه .

અર્થ: જયારે તમારામાંથી કોઈ પેશાબ કરે તો જમણા હાથથી ગુપ્તાંગ પકડે નહી. (બુખારી : ૧/૨૭, હદીષ : ૧૫૪)

(૨૪) આપ (ﷺ) નું ફરમાન છે : ولا يستنجي بيمينه .

અર્થ: અને જમણા હાથ વડે પેશાબ – સંડાસ સાફ ન કરે. (બુખારી : ૧/૨૭, હદીષ: ૧૫૪)

(૨૬) قال النبي ﷺ في قوله تعالى: ﴿فِيْهِ رِجَالٌ يُّحِبُّوْنَ اَنْ يَّتَطَهَّرُوْا وَاللّٰهُ يُحِبُّ الْمُطَّهِّرِيْنَ﴾ [التوبة:١٠٨]
نزلت هذه الآية في أهل قباء كانوا يستنجون بالماء ، فنزلت فيهم هذه الآية .

અર્થ: આપ(ﷺ)એ અલ્લાહ તઆલાના ફરમાન فيه رجال (અંત સુધી) વિશે ફરમાવ્યું કે આ આયત કુબાવાસીઓ માટે ઉતરી હતી એ લોકો (ઢેફાં પછી) પાણીથી પાકી હાસિલ કરતા હતા, તેમના વિશે આ આયત ઉતરી હતી. (અબૂદાઉદ : ૧/૭, હદીષ : ૪૪)

આયતનો તર્જુમો : તેમાં એવા લોકો છે જે પાક સાફ રહેવાને પસંદ કરે છે અને અલ્લાહ તઆલા પાક – સાફ લોકોને પસંદ કરે છે.

(૨૭) ઢેફાંથી પાકી હાસિલ કરવાની સુરતમાં એકી સંખ્યાનો ઉપયોગ કરવો.

(૨૮) મનાઈ કરેલ વસ્તુઓ હાડકા, છાણ વગેરેથી ઈસ્તિન્જો કરવો નહી.

(૨૯) પહેલા જમણો પગ બહાર કાઢવો.

(૩૦) સંડાસેથી બહાર નીકળીને આ દુઆ પઢવી :

غُفْرَانَكَ، اَلْحَمْدُ لِلّٰهِ الَّذِيْ أَذْهَبَ عَنِّي الْأَذٰى وَعَافَانِي.

(૩૧) કુદરતી હાજતને અલ્લાહનો ફઝલ અને એહસાન સમજવું.

(૩૨) કુદરતી હાજત પછી વધુ સફાઈ માટેની વસ્તુ (દા.ત. સાબુ, માટી વગેરે)થી હાથ ધોવા.

---

(૨૭) નબી (ﷺ) નું ફરમાન છે : من استجمر فليوتر.

અર્થ: જે ઢેફાં વડે ઈસ્તિન્જો (ગંદકીની સફાઈ) કરે તો એકી સંખ્યામાં (ઢેફાં) લે. (બુખારી : ૧/૨૮, હદીસ : ૧૬૨)

(૨૮) આપ (ﷺ) નું ફરમાન છે : لا تستنجوا بالروث ولا بالعظام.

અર્થ: છાણ અને હાડકાં વડે ઈસ્તિન્જો (સફાઈ) કરો નહી. (તિરમિઝી: ૧/૧૧, હદીસ: ૧૮)

(૨૯) ويستحب له عند الخروج بقدم اليمنى. (આલમગીરી : ૧/૫૦)

(૩૦,૩૧) હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે :

قالت عائشة: أن النبي ﷺ كان إذا خرج من الغائط قال: غفرانك.

અર્થ: આપ (ﷺ) જયારે સંડાસમાંથી બહાર નિકળતા તો દુઆ પઢતા : غفرانك (અબૂદાઉદ : ૧/ ૫, હદીસ :૩૦)

☛ હઝરત અનસ (ﷺ) ફરમાવે છે :

كان النبي ﷺ إذا خرج من الخلاء قال: الحمد لله الذي أذهب عني الأذى وعافاني.

અર્થ: આપ (ﷺ) જયારે જાજરામાંથી બહાર નિકળતા તો આ દુઆ પઢતા الحمد لله અંત સુધી (અર્થ: સર્વ વખાણ અલ્લાહ માટે છે જેણે મારાથી પરેશાની દુર કરી અને મને શાંતિ(રાહત) આપી. (ઈબ્ને માજહ : પાન નં. ૨૬, હદીષ: ૩૦૦)

(૩૨) હઝરત અબૂ હુરયરહ (રદિ.)નું ફરમાન છે :

كان النبي ﷺ إذا أتى الخلاء أتيته بماء في تور أو ركوة، فاستنجى ثم مسح يده على الأرض.

અર્થ: જયારે આપ (ﷺ) ને ઈસ્તિન્જાનો તકાદો થતો તો હું માટી અથવા ચામડાના નાના વાસણમાં પાણી લઈ આવતો તો આપ (ﷺ) (તેના વડે) સફાઈ ફરમાવતા પછી જમીન પર પોતાનો હાથ મસળી લેતા. (અબૂ દાઉદ : ૧/૭, હદીષ : ૪૫)

# નાહવાના આદાબ

(૧) પહેલા ડાબો પગ દાખલ કરવો. (ફતાવા હદીષિય્યહ: ૬૧)

(૨) બની શકે ત્યાં સુધી સતર છુપાવવું. (અલ્ અદબ ફીદીન:૫૪,કબીરી:૫૧)

(૩) ઓઢું—આડ લઈને ગુસલ કરવું.

(૪) સૌથી પહેલાં પોતાના હાથને કાંડાં સુધી ધોઈ લેવા.

(૫) ગુપ્તાંગને ધોઈ લેવો.

(૬) શરીર ઉપર કોઈ જાહેરી ગંદકી હોય તો પહેલાં તેને ધોઈ લેવી.

(૭) નહાતા પહેલાં(સુન્નત વુઝૂની રિઆયત કરીને) વુઝૂ કરવું.

(૮) કિબ્લા તરફ મોઢું કરીને ગુસલ કરવું નહી.(કબીરી : ૫૧)

---

(૩) હઝરત ઉમ્મે હાની (રદિ.) ફરમાવે છે :

ذهبت إلى رسول الله ﷺ عام الفتح فوجدته يغتسل وفاطمة تستره ۰

અર્થ: હું આપ (ﷺ) પાસે ફત્હે મક્કાના મોકા પર પહોંચી તો મેં જોયું આપ (ﷺ) ગુસલ કરી રહયા છે અને હઝરત ફાતિમા (રદિ.) એ (ચાદર વડે) આડ(ઓઢ) કરી રાખી છે. (બુખારી :૧/૪૨, હદીષ: ૨૮૦)

(૪) હઝરત આઈશા (રદિ.) નું ફરમાન છે : كان إذا اغتسل من الجنابة بدأ فغسل يديه.

અર્થ: આપ (ﷺ) જયારે જનાબતનું ગુસલ કરતા તો પહેલા બન્ને હાથ ધોતા. (બુખારી : ૧/૩૯, હદીષ: ૨૪૮)

(૫,૬) હઝરત મૈમુનહ (રદિ.) એક લાંબી હદીસમાં ફરમાવે છે :

قد ورد في حديث ميمونة:ثم أفرغ على شماله فغسل مذاكيره ۰

અર્થ: આપ (ﷺ) એ પોતાના ડાબા હાથમાં પાણી લીધું અને પોતાના ગુપ્તાંગને ધોયું. (બુખારી : ૧/૩૯, હદીષ : ૨૫૭)

(૭) હઝરત આઈશા (રદિ.)નું ફરમાન છે:

ان النبي ﷺ كان إذا اغتسل من الجنابة بدأ فغسل يديه، ثم يتوضأ كما يتوضأ للصلاة.

અર્થ: આપ (ﷺ) જયારે જનાબતનું ગુસલ કરતા તો પહેલા બન્ને હાથ ધોતા પછી એ રીતે વુઝૂ કરતા જે રીતે નમાઝ માટે વુઝૂ કરવામાં આવે છે. (બુખારી : ૧/૩૯, હદીષ: ૩૪૮)

(૯) જો (નહાતી વખતે) પાણી પગોમાં ભેગુ થતું હોય તો તેને છેલ્લે ધોવા.
(૧૦) પાણીનો ઉપયોગ વધુ કરવો જોઈએ નહીં.
(૧૧) માથાને શરીરના અન્ય ભાગોથી પહેલાં ધોવું.
(૧૨) માથુ ધોયા પછી પહેલા જમણી બાજુ પછી ડાબી બાજુ પાણી નાંખવું.
* **મસ્અલો:** ફર્ઝ ગુસલમાં પાણીને વાળોના મૂળ સુધી પહોંચાડવું જરૂરી છે.

---

(૯) હઝરત મયમુના (રદિ.) ફરમાવે છે :

وضعت للنبي ﷺ ماء يغتسل به ثم تنحیٰ من مقامه فغسل قدميه .

**અર્થ:** મેં આપ (ﷺ) ને ગુસલ કરવા માટે પાણી આપ્યું ... પછી આપ (ﷺ) એ તે જગ્યાએથી ખસીને પોતાના પગોને ધોયા. (બુખારી ૧/૪૦, હદીસ : ૨૬૫)

(૧૦) આપ (ﷺ) નું ફરમાન છે : يجزئ من الوضوء مد، ومن الغسل صاع .

**અર્થ:** વુઝૂમાં એક મુદ અને ગુસલમાં એક સાઅ પાણી પુરતુ છે. (ઈબ્ને માજહ: પાન નં. ૨૪, હદીષ નં. ૨૭)
(સાઅ: ૩ કિલો, ૧૪૯ ગ્રામ, ૨૮૦ મિલી ગ્રામ. મુદ: ૭૮૭ ગ્રામ, ૩૨ મિલી ગ્રામ.) (અલ અવ્ઝાનુલ મહમુદહ: ૩૯)

(૧૧) હઝરત જાબિર (રદિ.) ફરમાવે છે :

كان النبي ﷺ يأخذ ثلث أكف، فيفيضها على رأسه ثم يفيض على سائر جسده .

**અર્થ:** આપ (ﷺ) ત્રણ ચુલ્લુ (હાથ ભરીને) પાણી લેતા હતા અને પોતાના માથા ઉપર વહાવતા હતા પછી પોતાના બીજા ભાગો પર વહાવતા હતા. (બુખારી : ૧/ ૩૯, હદીષ : ૨૫૬)

(૧૨) હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે :
كنا إذا أصاب إحدانا جنابة أخذت بيديها ثلاثافوق رأسها، ثم تأخذ بيدها على شقها الأيمن، وبيدها الأخرىٰ على شقها الأيسر .

**અર્થ:** અમારામાંથી જ્યારે કોઈને જનાબત (વિર્યસ્ખલન) થતી તો પોતાના બંને હાથો વડે પાણી પોતાના માથા પર ત્રણ વાર વહાવતા પછી હાથમાં પાણી લઈને જમણી બાજુ અને બીજી વાર પાણી લઈને ડાબી બાજુ વહાવતા. (બુખારી: ૧/૪૧, હદીષ : ૨૭૭)

* આપ (ﷺ) નું ફરમાન છે :

أما الرجل فلينثر رأسه فليغسله حتى يبلغ أصول الشعر .

**અર્થ:** પુરુષો તો પોતાના માથાના વાળ ખોલી દે અને તેને ધુએ અહીંયા સુધી કે વાળોની મૂળ સુધી પાણી પહોંચી જાય. (અબૂ દાઉદ : ૧/૩૩, હદીષ : ૨૫૫)

(૧૩) આખા શરીર ઉપર ત્રણ વાર પાણી વહાવવું. (રેડવું)
(૧૪) ગુસલ દરમિયાન કોઈ દુઆ પઢવી નહી. (કબીરી : ૫૨)
(૧૫) ગુસલ દરમિયાન વાતો કરવી નહી. (અલ્ અદબ ફીદીન:૫૪, કબીરી:૫૧)
(૧૬) ગુસલ દરમિયાન સલામ કરવી નહી. (અલ્ અદબ ફીદીન:૫૪)
(૧૭) બાથરૂમમાં પેશાબ કરવો નહી.
(૧૮) પહેલાં જમણો પગ બહાર કાઢવો. (અલ ફતાવા હદિષીય્યહ:૬૧)





---

(૧૩) આપ (ﷺ) નું ફરમાન છે :

أما أنا، فأفيض على رأسي ثلاثا وأشار بيديه كلتيهما .

અર્થ: હું તો મારા માથા ઉપર ત્રણ વાર પાણી વહાવું છું અને પોતાના બન્ને હાથોથી ઈશારો ફરમાવ્યો. (બુખારી : ૧/૩૯, હદીષ : ૨૫૪)

(૧૭) હઝરત અબ્દુલ્લાહ બિન મુગફ્ફલ (રદિ.) ફરમાવે છે :

أن النبي ﷺ نهى أن يبول الرجل في مستحمه .

અર્થ: આપ (ﷺ) એ બાથરૂમમાં પેશાબ કરવાની મનાઈ ફરમાવી છે. (તિરમિઝી : ૧/૧૨, હદીષ : ૨૧)

# પોશાકના આદાબ

(૧) પાક સાફ પોશાક પહેરવો.
(૨) પોશાકને અલ્લાહ તઆલાની નેઅમત સમજવી.
(૩) સફેદ કપડાં પહેરવા.
(૪) જુમ્આના દિવસે નવા કપડાં પહેરવા.
(૫) બિન મુસ્લિમો જેવો પોશાક પહેરવો નહીં.
(૬) ઘમંડીઓનો પોશાક પહેરવો નહીં.

---

(૧) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿وَثِيَابَكَ فَطَهِّرْ﴾

અર્થ: અને પોતાના કપડાંને પાક (સ્વચ્છ) રાખો. (સૂરએ મુદષ્ષિર : ૪૦)

(૨) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿يٰبَنِيْٓ اٰدَمَ قَدْ اَنْزَلْنَا عَلَيْكُمْ لِبَاسًا يُّوَارِيْ سَوْاٰتِكُمْ وَرِيْشًا﴾

અર્થ: હે આદમની અવલાદ! અમે તમારા માટે પોશાક ઉત્પન્ન કર્યો કે જે તમારી નગ્નતાને ઢાંકે છે અને(તે તમારા શરીરનો) શણગાર પણ છે. (સૂ.અઅ્રાફ : ૨૬)

(૩) આપ(ﷺ) નું ફરમાન છે : البسوا الثياب البيض؛ فإنها أطهر وأطيب .

અર્થ: સફેદ કપડાં પહેરો, કારણ કે એ વધારે પાક અને સાફ રહે છે. (નસાઈ : ૧/૨૦૮, હદીષ : ૧૮૯૭)

(૪) હઝરત અનસ (રદિ.) ફરમાવે છે :

كان رسول الله ﷺ إذا استجد ثوبا لبسه يوم الجمعة .

અર્થ: જ્યારે આપ (ﷺ) ને નવા કપડાં અર્પણ થતા તો તેને જુમ્આના દિવસે પહેરતા હતા. (સુબુલુલ્ હુદા વર્રશાદ : ૭/૨૬૯)

(૫) આપ (ﷺ) નું ફરમાન છે : ليس منا من تشبه بغيرنا .

અર્થ: તે વ્યકિત અમારામાંથી નથી જે અમારા સિવાય બીજાની એકરૂપતા અપનાવે. (તિરમિઝી : ૨ / ૯૯, હદીષ : ૨૬૯૫)

(૬) આપ (ﷺ) નું ફરમાન છે :

من لبس ثوب شهرة ألبسه الله يوم القيامة ثوبا مثله ، ثم يلهب فيه النار .

અર્થ: જે વ્યકિત દેખાવનો પોશાક પહેરશે અલ્લાહ તઆલા કયામતના દિવસે તેવો જ પોશાક પહેરાવશે, પછી તેને તે જ કપડામાં જહન્નમમાં નાંખી દેવામાં આવશે. (અબૂ દાઊદ : ૨ / ૫૫૮, હદીષ : ૪૦૨૯)

(૭) પોશાકમાં પુરુષોએ સ્ત્રીઓની અને સ્ત્રીઓએ પુરુષોની એકરૂપતા – સમાનતા અપનાવવી નહી.

* **નોંધ:** પુરુષોએ પગની ઘૂંટીથી નીચે કપડું લટકાવવું નહી.

** **મસ્અલો:** પુરુષોએ રેશમના કપડાં અને સોનાનો ઉપયોગ ન કરવો.

(૮) જમણી બાજુએથી કપડાં પહેરવાની શરૂઆત કરવી.

(૯) નવા કપડાં પહેરતી વખતે આ દુઆ પઢવી.

اَللّٰهُمَّ لَكَ الْحَمْدُ أَنْتَ كَسَوْتَنِيهِ أَسْأَلُكَ مِنْ خَيْرِهِ وَخَيْرِ مَا صُنِعَ لَهُ وَأَعُوذُبِكَ مِنْ شَرِّهِ وَشَرِّ مَا صُنِعَ لَهُ.

---

(૭) હઝરત અબૂ હુરયરહ (રદિ.)નું ફરમાન છે :

لعن رسول الله ﷺ الرجل يلبس لبسة المرأة والمرأة تلبس لبسة الرجل .

**અર્થ:** અલ્લાહના નબી (ﷺ) એ તે પુરુષ પર જે સ્ત્રીઓનો પોશાક પહેરે અને તે સ્ત્રી પર જે પુરુષોનો પોશાક પહેરે, લા'નત ફરમાવી છે. (અબૂ દાઉદ : ૨/૫૬૬,હદીષ : ૪૦૯૮)

* આપ (ﷺ) નું ફરમાન છે : ما أسفل من الكعبين من الإزار ففي النار.

**અર્થ:** ઈજાર (પાટલુન – લૂંગી)નો જે ભાગ પગની ઘૂંટી નીચે લટકતો હશે તે જહન્નમમાં હશે. (બુખારી : ૨ / ૮૬૧, હદીષ : ૫૭૮૭)

** આપ (ﷺ) નું ફરમાન છે :

من كان يؤمن بالله واليوم الآخر فلايلبس حريرا ولاذهبا.

**અર્થ:** જે વ્યકિત અલ્લાહ અને આખિરતના દિવસ પર ઈમાન રાખે તે ન રેશમ પહેરે અને ન સોનુ. (અહમદ : ૨૬/૫૮૬, હદીષ : ૨૨૨૪૮)

(૮) હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે :

كان رسول الله ﷺ إذا لبس قميصا بدأ بميامنه .

**અર્થ:** આપ (ﷺ) જયારે કુર્તો (ખમીસ) પહેરતા તો જમણી તરફથી શરૂઆત કરતા. (તિરમિઝી : ૧/૩૦૬,હદીષ: ૧૭૬૬)

(૯) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) ફરમાવે છે :

كان رسول الله ﷺ إذا استجد ثوبا سماه باسمه: إما قميصا أو عمامة، ثم يقول: اللّهمّ لك الحمد أنت كسوتنيه، أسألك من خيره وخير ما صنع له، وأعوذبك من شره وشر ما صنع له .

**અર્થ:** આપ (ﷺ) જયારે નવા કપડાં પહેરતા તો તે કપડાંનુ નામ કુર્તો અથવા

(૧૦) સામાન્ય કપડાં પહેરતી વખતે આ દુઆ પઢવી.

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِيْ كَسَانِيْ هٰذَا وَرَزَقَنِيْهِ مِنْ غَيْرِ حَوْلٍ مِّنِّيْ وَلَا قُوَّةٍ .

(૧૧) ગળાના બટન લગાડવા.

* નોંધ: આપ (ﷺ) થી ગળુ ખુલ્લુ રાખવું પણ સાબિત છે.

(૧૨) લુંગીનો આગળનો ભાગ પાછળના ભાગ કરતાં નીચો રાખવો.

---

અમામહ લેતા પછી આ દુઆ પઢતા اللّٰهُمَّ لك الحمد (અબૂ દાઉદ : ૨/૫૫૮, હદીષ : ૪૦૨૦) તર્જુમો : હે અલ્લાહ ! સર્વ વખાણ તારા માટે જ છે કે તે મને આ કપડાં પહેરાવ્યા, હું તારાથી તેની ભલાઈ અને જે હેતુ માટે બનાવવામાં આવ્યા છે તેની ભલાઈ માંગુ છું અને તેની બુરાઈથી અને જે હેતુથી બનાવવામાં આવ્યા છે તેની બુરાઈથી પનાહ માંગુ છું.

(૧૦) નબી (ﷺ) નું ફરમાન છે :

من لبس ثوبا فقال: "الحمد لله الذي كساني هذا ورزقنيه من غير حول مني ولا قوة" غفرله ماتقدم من ذنبه وماتأخر .

અર્થ: જે વ્યક્તિએ કપડાં પહેરતી વખતે આ દુઆ પઢી الحمد لله (અંત સુધી) તો તેના આગલા અને પાછલા બધા ગુનાહ માફ થઈ જશે. (અબુદાઉદ : ૨/૫૫૮, હદીષ: ૪૦૨૩)

(૧૧) આપ (ﷺ) નું ફરમાન છે : ذرّه عليك ولو بشوكة .

અર્થ: કપડામાં બટન લગાવો ભલે કાંટાથી જ કેમ ન હોય. (કન્ઝુલ ઉમ્માલ : ૧૫/૩૦૧, હદીષ: ૪૧૧૦૮)

* હઝરત મુઆવિયા બિન કુર્રહ પોતાના વાલિદથી નકલ કરે છે :

قال معاوية بن قرة عن أبيه: أتيت رسول الله ﷺ في رهط من مزينة لنبايعه، وإن قميصه لمطلق، أوقال زر قميصه مطلق .

અર્થ: હું આપ (ﷺ) પાસે કબિલએ મુઝીનાની એક જમાઅત સાથે બયઅત કરવા હાજર થયો તો (મેં જોયું કે) આપ (ﷺ) ના કુર્તાના બટન ખુલ્લા હતા. (શમાઈલે તિરમિઝી: પાન નં. : ૭૧, હદીષ : :૫૮)

(૧૨) હઝરત ઈકરમા (રદિ.) ફરમાવે છે :

أنه رأى ابن عباس يأتزر، فيضع حاشية إزاره من مقدمه على ظهر قدميه، ويرفع من مؤخره، قلت: لم تأتزر هذه الإزرة؟ قال: رأيت رسول الله ﷺ يأتزرها .

અર્થ: તેમને હઝરત અબ્બાસ (રદિ.) એ લુંગી પહેરેલા જોયા કે તેમની લુંગીનો આગળના ભાગનો છેડો પગની પુશ્ત–પિંડી નજીક હતો અને પાછળનો

(૧૩) કપડાં ઉતારવાની શરૂઆત ડાબી બાજુએથી કરવી. (શર્હુ શિરઅતિલ ઈસ્લામ : ૨૬)

(૧૪) કપડાં કાઢતી વખતે بِسْمِ اللّٰهِ الَّذِيْ لَا إِلٰهَ إِلَّا هُوَ પઢવું.

(૧૫) કોઈના સ્વચ્છ ધોએલા કપડાં જુઓ તો આ દુઆ આપો

اِلْبِسْ جَدِيْداً وَعِشْ حَمِيْداً وَمُتْ شَهِيْداً .





ભાગ થોડો ઉપર હતો, તો મેં પૂછ્યું કે આપ આવી રીતે લુંગી કેમ પહેરો છો ? તો ફરમાવ્યું કે મેં અલ્લાહના નબી (ﷺ) ને આ રીતે લુંગી પહેરતા જોયા છે. (અબુ દાઉદ : ૪ / ૫૬૬ હદીષ : ૪૦૯૫)

(૧૪) આપ (ﷺ) નું ફરમાન છે :

قال النبيﷺ: ستر بين أعين الجن وعورات بني أدم أن يقول الرجل المسلم إذا أراد أن يطرح ثيابه: بسم الله الذي لا إله إلا هو .

અર્થ: મુસલમાને કપડાં કાઢતી વખતે بسم الله الذي لا إله إلا هو પઢવું જિન્નાતની આંખો અને માનવીના સતર (ગુપ્તાંગો)ના વચ્ચે પડદો છે. (ઈબ્નુસ્સુન્નહ : ૧/૨૪૦, હદીષ :૨૭૩)

(૧૫) હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) નું ફરમાન છે :

أن النبيﷺ قال لمن لبس ثوبا غسيلا: البس جديدا وعش حميدا ومت شهيدا .

અર્થ: આપ (ﷺ) તે વ્યકિતને જેણે નવા કપડાં પહેર્યા હતા આ દુઆ આપી البس جديدا અંત સુધી. (ઈબ્ને માજહ : ૨૫૪, હદીષ :૩૫૫૮)

# વીંટીના આદાબ

(૧) જરૂરત વિના વીંટી પહેરવી નહી.

* નોંધ: આપ (ﷺ) થી કયારેક જમણા અને કયારેક ડાબા હાથમાં વીંટી પહેરવી સાબિત છે.

(૨) નાની આંગળીમાં વીંટી પહેરવી.

(૩) અંગૂઠામાં વીંટી ન પહેરવી.

---

(૧) હઝરત અબુ રયહાના (રદિ.) ફરમાવે છે :

أن النبي ﷺ نهى عن لبس الخاتم إلا لذي سلطان .

અર્થ: આપ (ﷺ) એ હાકિમ સિવાય અન્યને વીંટી પહેરવાની મનાઈ ફરમાવી છે. (શર્હે મઆનીયુલ આથાર : ૪/૨૬૫,હદીષ :૬૭૯૮)

* હઝરત અલી (રદિ.) ફરમાવે છે :

أن النبي ﷺ كان يتختم في يمينه وقال ابن عمر: كان يتختم في يساره .

અર્થ: આપ (ﷺ) જમણા હાથમાં વીંટી પહેરતા હતા અને હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) ફરમાવે છે કે આપ (ﷺ) ડાબા હાથમાં વીંટી પહેરતા હતા. (અબુદાઉદ : ૨/ ૫૮૦, હદીષ : ૪૨૨૬)

(૨) હઝરત અનસ (રદિ.) ફરમાવે છે :

نهاني رسول الله ﷺ أن أتختم في هذه وفي هذه، يعني الخنصر والإبهام .

અર્થ: આપ (ﷺ) એ પોતાની નાની આંગળીમાં વીંટી પહેરી હતી. (બુખારી : ૨/૮૭૩, હદીષ : ૫૮૭૪)

(૩) હઝરત અલી (રદિ.) ફરમાવે છે :

نهاني رسول الله ﷺ أن أتختم في هذه وفي هذه، يعني الخنصر والإبهام يحتمل أنه نهى عن الجمع بين الخاتمين، أو كان لعلّة علة فنهى بسببها . [حاشية الحديث]

અર્થ: અલ્લાહના નબી (ﷺ) એ મને આમાં અને આમાં એટલે નાની આંગળી અને અંગૂઠામાં વીંટી પહેરવાની મનાઈ ફરમાવી છે. (ઇબ્ને માજહ : પાન નં. :૨૫૯ હદીષ : ૩૬૪૮)

નોંધ: નાની આંગળીમાં પહેરવાની મનાઈ હઝરત અલી (રદિ.)થી નકલ કરી છે, જે કોઈ ખાસ કારણસર હોય, નહી તો આપ (ﷺ) થી (એ રીતે)પહેરવું સાબિત છે જેમકે બુખારી શરીફની રિવાયતમાં વર્ણન છે.

(૪) વીટીના રત્ન,નંગને અંદરના ભાગે રાખવો.
(૫) પુરુષોએ માત્ર ચાંદીની વીટી (સાડા ચાર ગ્રામથી થોડી ઓછી) પહેરવી.
✻ નોંધ: સ્ત્રીઓ માટે માત્ર સોના – ચાંદીની વીટી પહેરવી જાઈઝ છે, બીજી ધાતુની વીટી પહેરવી મકરૂહ છે.
નોંધ: એકથી વધુ નંગવાળી વીટી પહેરવી યોગ્ય નથી. (આલમગીરી :૫/૩૩)



---

(૪) હઝરત અબ્દુલ્લાહ (રદિ.) ફરમાવે છે : أن النبي ﷺ جعل فصه في بطن كفه .
અર્થ: આપ (ﷺ) વીટીના રત્નને હથેળી બાજુ રાખતા. (બુખારી : ૨/૮૭૩, હદીષ: ૫૮૭૬)
(૫) હઝરત અબ્દુલ્લાહ (રદિ.) ફરમાવે છે : اتخذ (النبي ﷺ) خاتما من ورق .
અર્થ: આપ (ﷺ) એ ચાંદીની વીટી બનાવડાવી હતી. (બુખારી : ૨ / ૮૭૧, હદીસ : ૫૮૬૫)
✻ હઝરત બુરૈદા (રદિ.) ફરમાવે છે :
أن رجلا جاء إلى النبي ﷺ وعليه خاتم من شبه، فقال له: ما لي أجد منك ريح الأصنام، فطرحه، ثم جاء وعليه خاتم من حديد، فقال: ما لي أرى عليك حلية أهل النار! فطرحه، فقال: يارسول الله! من أي شيء أتخذه؟ قال: اتخذه من ورق، ولاتتمه مثقالا .
અર્થ: એક વ્યકિત આપ (ﷺ) ની સેવામાં હાજર થયા અને તેના હાથમાં પિત્તળની વીટી હતી, તો આપ (ﷺ) એ તેને ફરમાવ્યું : શું વાત છે હું તમારાથી બુતો (મુર્તિઓ)ની દુર્ગંધ અનુભવી રહયો છું ? માટે તેણે તે વીટી નાંખી દીધી. પછી તે આવ્યા તો તેમના હાથમાં લોખંડની વીટી હતી, તો આપ (ﷺ) એ ફરમાવ્યું કે શું વાત છે કે તમારા શરીર પર દોઝખનું ઝેવર જોઈ રહયો છું : માટે તેમણે વીટી નાંખી દીધી, પછી કહેવા લાગ્યા : હે અલ્લાહના રસૂલ ! હું કેવી વીટી બનાવું. તો આપ (ﷺ) એ ફરમાવ્યું : ચાંદીની અને તે પણ પુરા મિષકાલ(સાડા ચાર માશા =૫ ગ્રામ વજન)ની ન હોય. (અબુદાઉદ : ૨/ ૫૮૦, હદીષ : ૪૨૨૩)
التختم بالحديد والصفر والنحاس والرصاص مكروه للرجال والنساء جميعا .
(આલમગીરી:૫ / ૩૩૫)

# અત્તર લગાવવાના આદાબ

(૧) ખુશબૂની ધુની લેવી.
(૨) શકય હોય તો મુશ્ક અને અંબર વાપરવું.
(૩) પુરુષોએ પુરુષોનું અને સ્ત્રીઓએ સ્ત્રીઓને લગતી ખુશબુ વાપરવી.
(૪) માથામાં અને દાઢીમાં ખુશબૂ લગાડવી.

---

(૧) હઝરત નાફેઅ (રદિ.) ફરમાવે છે :

كان ابن عمر إذا استجمر استجمر بالألوة غير مطراة، وبكافور يطرحه مع الألوة، ثم قال: هكذا كان يستجمر رسول الله ﷺ.

અર્થ: હઝરત ઈબ્ને ઉમર (રદિ.) જયારે ધુની લેતા તો(કયારેક) શુદ્ધ ઉદની ધુની લેતા જેમાં કોઈ ખુશબૂની ભેળસેળ હોતી નહી અને (કયારેક) ઉદ સાથે કા'ફુર મેળવતા અને ફરમાવતા: આપ (ﷺ) આ રીતે ધુની લેતા હતા. (મુસ્લિમ: ૨/૨૩૯, હદીસ:૨૨૫૪)

(૨) હઝરત મુહમ્મદ બિન અલી(રદિ.) ફરમાવે છે :

سألت عائشة: أكان رسول الله ﷺ يتطيب؟ قالت: نعم، بذِكارة الطيب: المسك، والعنبر.

અર્થ: મેં હઝરત આઈશા (રદિ.)થી પૂછયું કે શું અલ્લાહના નબી (ﷺ) ખુશબૂનો ઉપયોગ કરતા હતા ? તો ફરમાવ્યું કે હા! સૌથી ઉત્તમ ખુશબૂ એટલે મુશ્ક અને અંબર વાપરતા હતા. (નસાઈ : ૨/૨૩૯, હદીષ: ૫૧૧૯)

(૩) આપ (ﷺ) નું ફરમાન છે :

طيب الرجال ما ظهر ريحه وخفي لونه، وطيب النساء ما ظهر لونه وخفي ريحه.

અર્થ: પુરુષોની ખુશબૂ એ છે જેની ખુશબૂ ફેલાય અને રંગ માલૂમ ન પડે અને સ્ત્રીઓની ખુશબૂ એ છે જેનો રંગ નજર આવે અને ખુશબૂ માલૂમ ન પડે. (શમાઈલે તિરમિઝી : પાન નં. : ૧૪૪, હદીષ : ૨૨૩)

(૪) હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે :

كنت أطيب النبي ﷺ بأطيب ما نجد، حتى أجد وبيص الطيب في رأسه ولحيته.

અર્થ: હું આપ (ﷺ) ને અમારે ત્યાં હાજર સૌથી સારી ખુશબૂ લગાડતી હતી, અહીંયા સુધી કે હું ખુશબૂનો અસર આપના માથા અને દાઢીમાં અનુભવતી હતી. (બુખારી: ૨/ ૮૭૭, હદીષ : ૫૯૨૩)

(૫) પત્નીએ પોતાના પતિને ખુશ્બૂ લગાડવી.
(૬) હથેળીમાં અત્તર લઈને તેને હથેળીમાં મસળવું અને પછી દાઢી (કપડા વગેરે) માં લગાડવું.

## અત્તર લગાડવાના અવસરો

(૧) જુમ્આના દિવસે અત્તર લગાડવું.
(૨) બન્ને ઈદોમાં અત્તર લગાડવું.
(૩) તહજ્જુદના સમયે અત્તર લગાડવું.
(૪) વુઝૂ કરી રહયા પછી અત્તર લગાડવું.

---

(૫) હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે :

طيبت النبي ﷺ بيدي لحرمه، وطيبته بمنى قبل أن يفيض .

**અર્થ:** મેં પોતાના હાથોથી આપ (ﷺ) ને એહરામ વખતે ખુશ્બૂ લગાવી અને મેં આપ (ﷺ) ને મિનામાં આપ (ﷺ) ના તવાફે ઈફાઝા કરવાથી પહેલા ખુશ્બૂ લગાવી. (બુખારી : ૨/૮૭૭, હદીષ: ૫૯૨૪)

(૬) હઝરત યઝીદ બિન અબૂ ઉબૈદ (રદિ.) ફરમાવે છે :

أن سلمة بن الأكوع كان إذا توضأ يأخذ المسك، فيديفه في يده، ثم يمسح به لحيته .

**અર્થ:** હઝરત સલમા બિન અકવા જયારે વુઝૂ કરતા તો મુશ્ક હાથમાં લઈને તેને મસળતા, પછી તેને પોતાની દાઢી પર લગાડતા. (મજમઉઝ્ઝવાઈદ ૧/૨૨૦, હદીસ: ૧૨૩૩)

(૧) આપ (ﷺ) નું ફરમાન છે : ويمس من الطيب ما قدر عليه ولو من طيب المرأة .

**અર્થ:** અને (જુમ્આના દિવસે) જે ખુશ્બૂ હાજર હોય, ભલે સ્ત્રીની જ ખુશ્બૂ હોય લગાડવી. (મુસ્લિમ : ૧/૨૮૦, હદીષ : ૮૪૮)

(૨) ثم الطيب يتأكد للرجال في نحو يوم الجمعة والعيد . (જમ્ઉલ વસાઈલ : ૩/૫)

(૩) હઝરત અનસ (રદિ.) નું ફરમાન છે :

كان رسول الله ﷺ إذا قام من الليل استنجى وتوضأ، ثم بعث يطلب الطيب من رباع نسائه.

**અર્થ:** અલ્લાહના રસૂલ (ﷺ) જયારે રાત્રે ઉઠતા તો ઈસ્તિન્જો (પેશાબ– સફાઈ) કરતા વુઝૂ કરતા પછી પોતાના ઘરની સ્ત્રીઓથી ખુશ્બૂ મંગાવતા. (સુબુલુલ હુદા વર્રશાદ : ૭/ ૩૩૭)

(૪) હઝરત યઝીદ બિન અબી ઉબૈદ (રદિ.) ફરમાવે છે :

أن سلمة بن الأكوع كان إذا توضأ يأخذ المسك، فيديفه في يده، ثم يمسح به لحيته .

**અર્થ:** હઝરત સલમા બિન અકવા જયારે વુઝૂ કરતા તો મુશ્ક હાથમાં લઈને તેને

(૫) એહરામ સમયે અત્તર લગાડવું.
(૬) તિલાવત સમયે અત્તર લગાડવું.
(૭) તદરીસ(દર્સ – સબક પઢાવતી) વખતે અત્તર લગાડવું.
(૮) ઝિક્ર કરતી વખતે અત્તર લગાડવું.
(૯) સંભોગ વખતે અત્તર લગાડવું.
(૧૦) સભા અને મજલિસ વખતે અત્તર લગાડવું.
(૧૧) હદીસ રિવાયત કરતી વખતે અત્તર લગાડવું.
(૧૨) હૈઝ(માસિક) અને નિફાસથી પાક થઈને અત્તર લગાડવું.



---

મસળતા, પછી તેને પોતાની દાઢી પર લગાડતા. (મજમઉઝ્ઝવાઈદ : ૧/૨૨૦, હદીષ : ૧૨૩૩)

(૫,૯) ثم الطيب يتأكد للرجال في نحو يوم الجمعة، والعيد، وعند الإحرام، وحضور المحافل، وقراءة القرآن، والتعليم، والذكر، ويتأكد لكل واحد منهما عند المباشرة ؛ فإنه من حسن المعاشرة . (જમ્ઉલ્ વસાઈલ : ૩/૫)

(૧૦) હઝરત આઈશા (રદિ.) નું ફરમાન છે :

كان رسول الله ﷺ يكره أن يخرج إلى أصحابه يوجد منه إلا ريح طيبة .

અર્થ: અલ્લાહના નબી (ﷺ) સહાબા (રદિ.) પાસે સારી ખુશ્બૂ લગાવ્યા વગર જવાને પસંદ કરતા ન હતા. (સુબુલલ્ હુદા : ૭/૩૩૭)

(૧૧) હઝરત સાબિત (રહ.) ફરમાવે છે :

كنت إذا أتيت أنسا دعا بطيب ، فمسح بيديه وعارضيه .

અર્થ: જયારે હું હઝરત અનસ (રદિ.) પાસે (હદીસો પ્રાપ્ત કરવાની નિય્યતથી) હાજર થતો તો આપ ખુશ્બૂ મંગાવતા અને પોતાના હાથે અને ચેહરા પર લગાડતા. (મજમઉઝ્ઝવાઈદ : ૧/૧૬૯, હદીસ : ૭૭૭)

(૧૨) હઝરત ઉમ્મે અતિય્યહ (રદિ.) ફરમાવે છે....

وقد رخص لنا عند الطهر إذا اغتسلت إحدانا من محيضها في نبذة من كُسْتِ أظفار .

અર્થ: જયારે અમે હૈઝ (માસિક)થી પાક થતા ત્યારે થોડી "કુસ્તેહિન્દી"ના ઉપયોગ કરવાની પરવાનગી આપવામાં આવતી. (બુખારી : ૧/૪૫, હદીસ : ૩૧૩)

# વાળના આદાબ

(૧) વાળની સારી રીતે સંભાળ રાખવી.
(૨) માથાના વાળમાં તેલ લગાડવું.
(૩) કયારેક કયારેક ઓળતા રહેવું.
(૪) જમણી બાજુથી વાળ ઓળવાની શરૂઆત કરવી.
(૫) વચ્ચે માંગ(સેથો, પાંતી) કાઢવી.

---

(૧) આપ (ﷺ) નું ફરમાન છે : من كان له شعر فليكرمه .

અર્થ: જેના વાળ હોય તે તેનો ઈકરામ કરે(વ્યવસ્થિત રાખે) (અબૂ દાઉદ : ૨ / ૫૭૩, હદીસ : ૪૧૬૩)

(૨) كان النبي ﷺ يكثر دهن رأسه ويسرح لحيته بالماء .

અર્થ: આપ(ﷺ) વધુ માત્રામાં માથામાં તેલ લગાવતા અને દાઢીમાં પાણી નાંખી ઓળતા. (શુઅબુલ્ ઈમાન : ૮/૪૨૮)

(૩) હઝરત અબ્દુલ્લાહ બિન મુગફ્ફલ (રદિ.) ફરમાવે છે :

نهى رسول الله ﷺ عن الترجل إلا غبا .

અર્થ: આપ (ﷺ) એ દરરોજ વાળ ઓળવાની મનાઈ ફરમાવી છે. (તિરમિઝી : ૧/૭૦૫, હદીષ : ૧૭૫૬)

(૪) હઝરત આઈશા(રદિ.) ફરમાવે છે :

كان النبي ﷺ يعجبه التيمن في تنعله وترجله وطهوره وفي شأنه كله .

અર્થ: આપ (ﷺ) શકય હોય ત્યાં સુધી જમણી બાજુને પસંદ ફરમાવતા હતા, વુઝૂમાં, બુટ – ચંપલ પહેરવામાં, વાળ ઓળવામાં અને દરેક કામમાં. (બુખારી : ૧/૨૯, હદીષ : ૧૬૮)

(૫) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે :

أن رسول الله ﷺ كان يسدل شعره وكان المشركون يفرقون رءوسهم، وكان أهل الكتاب يسدلون رءوسهم، وكان رسول الله ﷺ يحب موافقة أهل الكتاب فيما لم يؤمر فيه بشيء، ثم فرق رسول الله ﷺ رأسه .

અર્થ: આપ (ﷺ) પોતાના માથાના વાળમાં માંગ (સેથો–પાંતી) કાઢતા ન હતા, અને મૂર્તિપૂજકો પોતાના માથા(ના વાળ)ની માંગ કાઢતા હતા અને એહલે કિતાબ

(૬) ક્યારેક લાંબા વાળ સુન્નતની નિય્યતે રાખવા.

(મવસૂઅતુલ આદાબિલ્ ઈસ્લામિય્યહ:૪૭૫)

❊ **મસ્અલો :** માથાના વાળ અમુક મોટા અને અમુક નાના રાખવા ઉચિત નથી.

(૭) માથાના વાળ કપાવવા કે મુંડાવવાની શરૂઆત જમણી બાજુથી કરવી.

(૮) વાળને દફન કરવા. (આલમગીરી:૫/૩૫૮)

(૯) વાળ રાખવામાં કાફિરોનું અનુસરણ કરવું નહી.

(૧૦) સ્ત્રીઓએ પુરુષોની જેમ વાળ રાખવા નહી.

---

(યહૂદીઓ – ઈસાઈઓ) પોતાના વાળની માંગ ન કાઢતા હતા અને અલ્લાહના રસૂલ (ﷺ) તે વસ્તુઓમાં જેમાં કોઈ હુકમ નાઝિલ ન થયો હોય એહલે કિતાબના અનુસરણને પસંદ કરતા હતા, પછી અલ્લાહના રસૂલ (ﷺ) એ પણ માંગ કાઢવાની શરૂ કરી દીધી. (બુખારી : ૧/૫૦૩, હદીષ : ૩૫૫૮)

❊ હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) ફરમાવે છે : أن النبي ﷺ نهى عن القزع.

અર્થ: આપ (ﷺ) એ અમુક વાળ નાના રાખવા અને અમુક વાળ મોટા રાખવાની મનાઈ ફરમાવી છે. (બુખારી :૨/૮૭૭, હદીષ : ૫૯૨૦)

(૭) હઝરત અનસ (રદિ.) ફરમાવે છે :

قال أنس بن مالك: لما رمى النبي ﷺ الجمرة نحر نسكه، ثم ناول الحالق شقه الأيمن فحلقه، فأعطاه أبا طلحة، ثم ناوله شقه الأيسر فحلقه، فقال: اقسمه بين الناس.

અર્થ: જ્યારે નબીએ કરીમ (ﷺ)એ જમરએ ઉકબાની રમી કરી લીધી તો પોતાની કુરબાની ઝબહ કરી પછી (મુંડનના હેતુથી) પહેલા પોતાના માથાના જમણા ભાગને મુંડન કરવા પેશ કર્યો, તેને તે બાજુનો હલક કર્યો, આપ(ﷺ)એ તે વાળ હઝરત અબૂ તલ્હા અન્સારી (રદિ.)ને આપ્યા, પછી હલક કરનારને માથાની ડાબી બાજુ પેશ કરી, તેણે તે ભાગના વાળ કાપ્યા, આપ(ﷺ)એ તે વાળ પણ અબૂ તલ્હા (રદિ.)ને આપ્યા અને ફરમાવ્યું : તેને લોકોમાં વહેંચી દો. (તિરમિઝી : ૧/૧૮૧, હદીષ : ૯૧૨)

(૯) આપ(ﷺ) નું ફરમાન છે : ليس منا من تشبه بغيرنا.

અર્થ: તે અમારામાંથી નથી જે અમારા સિવાય અન્યની એકરૂપતા અપનાવે. (તિરમિઝી : ૨/૯૯, હદીષ : ૨૬૯૫)

(૧૦) હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) ફરમાવે છે :

(૧૧) સફેદ વાળ પર ખિઝાબ(વાળને રંગવાની ક્રિયા) કરવો.

※ મસ્અલો : કાળો ખિઝાબ લગાડવો જાઈઝ નથી.

(૧૨) સફેદ વાળને તોડવા(ઉખેરવા) નહી.

(૧૩) કાનના વાળ કાપવા કે ઉખેડવા. (દાઢી ઔર અંબિયા કી સુન્નતેં:પાન નં.૧૦૦)

## દાઢી અને મૂંછના આદાબ

(૧) દાઢીને વધારવી અને તેને કાપવી નહી.

(૨) દાઢીમાં કાંસકી કરવી અને તેને વ્યવસ્થિત રાખવી.

---

لعن النبي ﷺ المتشبهين من الرجال بالنساء والمتشبهات من النساء بالرجال .

અર્થ: અલ્લાહના નબી (ﷺ) એ સ્ત્રીઓની નકલ કરનાર પુરુષો પર અને પુરુષોની નકલ કરનાર સ્ત્રીઓ પર લા'નત ફરમાવી છે. (બુખારી : ૨/ ૮૭૪, હદીષ : ૫૮૮૫)

(૧૧) આપ (ﷺ) નું ફરમાન છે : إن اليهود والنصارىٰ لا يصبغون فخالفوهم .

અર્થ: બેશક યહૂદ અને નસારા ખિઝાબ કરતા નથી માટે તમે તેના વિરુધ્ધ કરો. (બુખારી : ૨ / ૮૭૫, હદીષ : ૫૮૯૯)

※ આપ (ﷺ) નું ફરમાન છે :

يكون قوم يخضبون في أخر الزمان بالسواد كحواصل الحمام لا يريحون رائحة الجنة.

અર્થ: અંતિમ યુગમાં અમુક લોકો કાળો ખિજાબ લગાવશે, કબૂતરની છાતીની જેમ, તેઓ જન્નતની ખુશ્બૂ સુંઘી શકશે નહી. (અબૂદાઉદ:૨/૫૭૮,હદીસ: ૪૨૧૨)

(૧૨) હઝરત અમ્ર બિન શોએબ પોતાના પિતા શોએબથી અને શોએબ પોતાના દાદા અબ્દુલ્લાહ બિન અમ્ર (રદિ.)થી નકલ કરે છે :

أن النبي ﷺ نهى عن نتف الشيب .

અર્થ: આપ (ﷺ) એ વૃદ્ધવાળ (સફેદવાળ)ને ઉખેડવાની મનાઈ ફરમાવી છે. (તિરમિઝી : ૨/૧૦૯, હદીષ : ૨૮૨૧)

(૧) આપ (ﷺ) નું ફરમાન છે : أحفوا الشوارب وأعفوا اللحى .

અર્થ: મૂંછોને ન છોડો અને દાઢીને ન છેડો. (મુસ્લિમ:૧/૧૨૯, હદીસ: ૨૫૯)

(૨) كان النبي ﷺ يكثر دهن رأسه و يسرح لحيته بالماء .

અર્થ: આપ(ﷺ)વધુ માત્રામાં માથામાં તેલ લગાડતા અને દાઢીમાં પાણી નાંખી ઓળતા. (શુઅબુલ ઈમાન : ૮/૪૨૮)

(૩) અરીસામાં જોઈને દાઢી વ્યવસ્થિત કરવી.

(૪) અરીસામાં જોતી વેળા આ દુઆ પઢવી.

اَلْحَمْدُ لِلّٰهِ اَللّٰهُمَّ كَمَا حَسَّنْتَ خَلْقِي فَحَسِّنْ خُلُقِي.

(૫) દાઢીમાં ગાંઠો લગાડવી નહી.

(૬) દાઢીના વાળ જયારે એક મુઠ્ઠી કરતા વધી જાય તો તેને કાપી લેવા.

નોંધ: [૧] ખત (દાઢીના વાળની રેખા) બનાવવી જાઈઝ છે. (દાઢી ઔર અંબિયા કી સુન્નતેં : ૭૦)

[૨] વાળવાળુ બાળક પણ દાઢીના હુકમમાં છે. બાળકની જમણી

---

(૩) હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે : كان ينظر في المرآة إذا سرح لحيته.

અર્થ: આપ (ﷺ) પોતાની દાઢી દુરૂસ્ત કરતી વખતે અરીસામાં જોઈ લેતા. (અલમુઅજમુલ અવસત લિત્તબરાની : ૬/૨૬૪, હદીસ : ૬૩૬૭)

(૪) હઝરત અલી બિન અબી તાલિબ (રદિ.) ફરમાવે છે :

أن النبي ﷺ كان إذا نظر وجهه في المرآة قال: الحمد لله، اللهم كما حسنت خلقي فحسن خلقي.

અર્થ: આપ(ﷺ) જયારે અરીસામાં જોતા તો આ દુઆ પઢતા,

الحمد لله، اللهم كما حسنت خلقي فحسن خلقي.

(અમલુલ યવ્મ વલ્ લય્લહ :૧/૧૨૮, હદીસ : ૧૬૩)

(૫) આપ(ﷺ) નું ફરમાન છે :

يا رويفع! لعل الحياة ستطول بك بعدي، فأخبر الناس أنه من عقد لحيته أو استنجى برجيع دابة أو عظم، فإن محمدا بريء منه.

અર્થ: હે રુવયફઅ ! કદાચ તારુ જીવન મારા પછી લાંબુ હશે, માટે લોકોને બતાવી દેવું કે જેણે પોતાની દાઢીમાં ગાંઠો લગાવી અથવા પ્રાણીઓની લીંડી(છાણ) અથવા હાડકાથી નાપાકી સાફ કરી તો મુહમ્મદ (ﷺ) તેનાથી મુકત છે. (અબૂદાઉદ: ૧/૬, હદીસ :૩૬)

(૬) હઝરત અમ્ર બિન શોએબ પોતાના પિતા (શોએબ) થી અને તેઓ પોતાના દાદા( અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસ(રદિ.)થી નકલ કરે છે :

أن النبي ﷺ كان يأخذ من لحيته من عرضها وطولها.

અર્થ: આપ(ﷺ) (ની દાઢીના વાળ જયારે લાંબા થઈ જતા તો) લંબાઈ– પહોળાઈથી થોડા વાળ કાપી નાંખતા હતા. (તિરમિઝી:૨/૧૦૫,હદીસ : ૨૭૬૨)

અથવા ડાબી બાજુ કિનારા પર જે વાળ હોય તે કાપવા દુરૂસ્ત છે. (દાઢી ઔર અંબિયા કી સુન્નતેઃ ૫૫)

(૭) મૂંછો કાતરવી.



---

(૭) આપ(ﷺ) નું ફરમાન છે : من لم يأخذ من شاربه فليس منا.
અર્થ: જે મૂંછો ન કતરાવે, તે અમારામાંથી નથી. (તિરમિઝી : ૨/૧૦૫,હદીસ : ૨૭૬૧)

# તેલ લગાડવાના આદાબ

(૧) વાળમાં સુન્નતની નિય્યતથી તેલ લગાડવું.
(૨) તેલ લગાડતા પહેલા 'બિસ્મિલ્લાહ' પઢવું.
(૩) માથામાં તેલ લગાડતી વેળા ભવાં(આંખ ઉપરના વાળ)થી શરૂઆત કરવી. (શર્હે શિરઅતિલ ઈસ્લામ : ૨૬૬)
(૪) ડાબા હાથમાં તેલ લે અને પછી બંને ભવાં પર લગાવે પછી આંખો (પલકો) પર અને પછી માથા પર લગાવે.
નોંધ : શર્હે શિરઅતિલ ઈસ્લામ પાન નંબર ૨૬૬ પર પલકો પછી મૂંછ, દાઢી અને પછી માથામાં લગાડવાનું પણ વર્ણન છે.





---

(૧) كان النبي ﷺ يكثر دهن رأسه ويسرح لحيته بالماء.
અર્થ: આપ(ﷺ) વધુ માત્રામાં માથામાં તેલ લગાડતા અને દાઢીમાં પાણી નાંખી ઓળતા. (શુઅબુલ્ ઈમાન : ૮ / ૪૮૨)
(૨) હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે :
كان إذا ادهن صب في راحته اليسرى فبدأ بحاجبيه ثم عينيه ثم رأسه.
અર્થ: આપ (ﷺ) જયારે તેલ લગાડતા તો પહેલા ડાબી હથેળીમાં લેતા, પછી ભવાંથી શરૂઆત કરતા, પછી પલકો પર પછી માથામાં લગાડતા. (કન્ઝુલ ઉમ્માલ:૭ / ૧૨૪, હદીસ : ૧૮૨૯૯)

# નખ કાપવાના આદાબ

(૧) દર જુમ્આના દિવસે નખ કાપવા.
(૨) નખ કાપીને ગંદી જગ્યાએ ફેકવા નહી. (મિર્કાત શર્હે મિશ્કાત:૪/૪૫૬)
(૩) નખ કાપીને દફન કરવા.

**નોંધ :** રસૂલે અકરમ (ﷺ) હાથના નખ કાપવામાં નીચેની તરતીબનો ખ્યાલ રાખતા હતા. ઈબ્ને હજર (રહ.) એ અમુક રીતો નકલ કરી છે તેમાં એક આ રીત પણ છે.

જમણો હાથ : શહાદત (કલિમા)ની આંગળી, વચ્ચેની મોટી આંગળી, તેના પછીની છેલ્લેથી બીજી આંગળી અને છેલ્લી (નાની) આંગળી.
ડાબો હાથ : સૌથી નાની આંગળી, તેના પછીની આંગળી, વચ્ચેની આંગળી, કલિમાની આંગળી અને પછી છેલ્લે અંગૂઠો, પછી જમણા હાથનો અંગૂઠો. (અલ ઉતૂરુલ મજમૂઆ : પાન નં.૩૦૩, તઝકિરા ખલીલ :૩૨૯)

પગના નખ કાપવાનો તરીકો આ છે કે જમણા પગની નાની (છેલ્લી) આંગળીથી શરૂઆત કરી અંગુઠા પર ખતમ કરે પછી ડાબા પગના

---

(૧) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે :

التقليم يوم الجمعة يدخل الشفاء ويخرج الداء .

**અર્થ:** જુમ્આના દિવસે નખ કાપવા શિફાનું કારણ છે અને બીમારીને દુર કરે છે.
(કન્ઝુલ ઉમ્માલ :૬/૬૫૯, હદીસ : ૧૭૨૫૮)

☛ હઝરત આઈશા (રદિ.)થી રિવાયત છે :

من قلم أظفاره يوم الجمعة وقي من السوء إلى مثلها .

**અર્થ:** જેણે જુમ્આના દિવસે નખ કાપ્યા તેને આવતી જુમ્આ સુધી ખરાબ પરિસ્થિતિથી સુરક્ષિત રાખવામાં આવશે. (કન્ઝુલઉમ્માલ:૬/૬૫૬, હદીસ: ૧૭૨૪૧)

(૩) હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે :

ادفنوا دماءكم وأشعاركم وأظفاركم كي لا تلعب بها السحرة .

**અર્થ:** પોતાનુ લોહી, વાળ અને નખને દફન કરો, જેથી જાદુગર તેનાથી રમે નહી.
(કન્ઝુલ ઉમ્માલ : ૬/૬૫૬, હદીસ : ૧૭૨૪૫)

અંગુઠાથી શરૂઆત કરી નાની આંગળી પર ખતમ કરે. (ફત્હુલ બારી : ૧૦/૩૪૪)

**સમજુતી :** અલ્લામા ઈબ્ને હજર (રહ.) એ અન્ય તરીકા પણ નકલ કર્યા છે, પરંતુ વધારે વજન આ તરીકાને સહીહ હોવા પર આપ્યું છે, જેથી જમણી તરફથી શરૂઆત કરવા પર સંપૂર્ણ અમલ થાય.



# સુરમો લગાડવાના આદાબ

(૧) સુતા પહેલાં સુરમો લગાડવો.
(૨) ઈષ્મિદ સુરમો લગાડવો (ન મળવા પર જે હાજર હોય તે લગાડવો.)
(૩) પહેલા જમણી આંખમાં સુરમો લગાડવો.
(૪) એકી સંખ્યાની રિઆયત કરવી. (એટલે કે દરેક આંખમાં ત્રણ ત્રણ વાર લગાડવો અથવા જમણીમાં ત્રણ વાર અને ડાબીમાં બે વાર)



---

(૧) હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) ફરમાવે છે :

كان النبي ﷺ يكتحل قبل أن ينام بالإثمد.

**અર્થ:** અલ્લાહના રસૂલ (ﷺ) સુતા પહેલાં ઈષ્મિદ સુરમો લગાડતા હતા. (શમાઈલે તિરમિઝી : પાન નં. :૬૮, હદીથ : ૫૦)

(૨) આપ (ﷺ) નું ફરમાન છે : اكتحلوا بالإثمد، فإنه يجلو البصر وينبت الشعر.

**અર્થ:** ઈષ્મિદ સુરમો લગાવો કારણ કે તે નજરને તેજ કરે છે અને પલકોને વધારે છે. (તિરમિઝી : ૧/૩૦૫, હદીસ : ૧૭૫૭)

(૩) હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે : كان النبي ﷺ يحب التيمّن ما استطاع.

**અર્થ:** અલ્લાહના નબી (ﷺ) યથા શકિત જમણી બાજુને પસંદ કરતા હતા. (બુખારી : ૧/૬૧, હદીસ : ૪૨૬)

(૪) હઝરત ઉકબા બિન આમિર (રદિ.) ફરમાવે છે : وكان إذا اكتحل اكتحل وترا.

**અર્થ:** આપ (ﷺ) જયારે સુરમો લગાડતા તો એકી સંખ્યામાં સુરમો લગાડતા. (અહમદ : ૨૮/ ૬૩૯, હદીસ : ૧૭૪૨૯)

☛ હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) ફરમાવે છે :

ان النبي ﷺ يكتحل قبل أن ينام بالإثمد ثلاثا في كل عين.

**અર્થ:** આપ (ﷺ) સુતા પહેલાં દરેક આંખમાં ત્રણ વખત ઈષ્મિદ સુરમો લગાડતા હતા. (શમાઈલે તિરમિઝી : પાન નં. ૬૮, હદીસ : ૫૦)

# બુટ-ચંપલ પહેરવાના આદાબ

(૧) સુન્નતની નિય્યતે બુટ – ચંપલ પહેરવા.
(૨) યથાશકિત પગરખા પહેરીને જ ચાલવુ. (એટલે પગરખા પહેરવાના અવસરે કારણ વગર ખુલ્લા પગે ચાલવું નહી.)
(૩) પગરખાને સાફ રાખવા.
(૪) એક સરખા પગરખા પહેરવા.
(૫) પગરખામાં અતિરેકથી કામ ન લેવું. ( બહુ તકલીફવાળા પગરખા ન પહેરવા.) (ઉસ્વએ રસૂલે અકરમઃ પાન નં. ૧૪૧)
(૬) પગરખામાં મુર્તિ પૂજકો, અભિમાનીઓ અને આવારા લોકોની એકરૂપતા અપનાવવી નહી.

---

(૧) હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) ફરમાવે છે :
إني رأيت رسول الله ﷺ يلبس النعال التي ليس فيها شعر ويتوضأ فيها، فأنا أحب أن ألبسها .
અર્થ: મે અલ્લાહના રસૂલ (ﷺ)ને એવા બુટ – ચંપલ પહેરતા જોયા જેમાં વાળ ન હતા, અને આપ(ﷺ) તેને પહેરીને વુઝૂ કરી રહયા હતા, માટે હું પસંદ કરું છું કે હું પણ એવા જુતા પહેરું. (શમાઈલે તિરમિઝી :પાન નં. ૭૮, હદીસ : ૭૬)
(૨) આપ(ﷺ) નું ફરમાન છેઃ استكثروا من النعال؛ فإن الرجل لا يزال راكبا ما انتعل.
અર્થ: પગરખા વધુ પ્રમાણમાં પહેર્યા કરો, કેમકે માનવી જયાં સુધી પગરખા પહેરીને ચાલે છે (સવારી પર) સવાર જ ગણાય છે. (મુસ્લિમઃ ૨ / ૧૯૭, હદીસઃ ૨૦૯૬)
(૩) આપ(ﷺ) નું ફરમાન છે : إن الله طيب، يحب الطيب؛ نظيف يحب النظافة .
અર્થ: અલ્લાહ તઆલા પાક છે, પાકીને પસંદ કરે છે, સાફ અને સ્વચ્છ છે અને સ્વચ્છતાને પસંદ કરે છે. (તિરમિઝી : ૨ / ૧૦૭, હદીસ : ૨૭૯૯)
(૪) આપ(ﷺ) નું ફરમાન છે : إن الله جميل يحب الجمال .
અર્થ: ખરેખર અલ્લાહ તઆલા હસીન (સુંદર) છે અને જમાલ(સુંદરતા)ને પસંદ ફરમાવે છે. (મુસ્લિમ : ૧/ ૬૫, હદીસ : ૨૭૫)
(૬) આપ(ﷺ) નું ફરમાન છે : ليس منا من تشبه بغيرنا .
અર્થ: તે વ્યકિત અમારામાંથી નથી જે અમારા સિવાય(અન્યો)નું અનુસરણ કરે. (તિરમિઝી : ૨/૯૯, હદીસ : ૨૬૯૫)

(૭) પુરુષોએ સ્ત્રીઓ જેવા અને સ્ત્રીઓએ પુરુષો જેવા પગરખા પહેરવા નહી.

(૮) એવા પગરખા જેમાં અલ્લાહ અને રસૂલ(ﷺ) નું નામ હોય ન પહેરવા.(કારણ કે તેમાં તોહીન છે જે બરબાદીનું કારણ છે, જેમકે કિસ્રાની ઘટનાથી જાહેર થાય છે.)

(૯) બંને પગરખા પહેરીને ચાલવું(એટલે એક ચંપલ પહેરીને ચાલવું નહી)

(૧૦) પગરખા ડાબા હાથથી પકડવા.

---

(૭) હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) ફરમાવે છે :

لعن النبي ﷺ المتشبهين من الرجال بالنساء والمتشبهات من النساء بالرجال.

**અર્થ:** અલ્લાહના નબી(ﷺ)એ સ્ત્રીઓની નકલ કરનાર પુરુષો પર અને પુરુષોની નકલ કરનાર સ્ત્રીઓ પર ફિટકાર વરસાવી છે. (બુખારી : ૨/૮૭૪, હદીસ નં. ૫૮૮૫)

(૮) قد ورد فدفعه إلى عظيم البحرين إلى كسرى فلما قرأه مزقه فدعا عليهم رسول الله ﷺ أن يمزقوا كل ممزق.

**અર્થ:** હઝરત અબ્દુલ્લાહ બિન હુઝાફા સહમી (રદિ.)એ આપ(ﷺ) ના પત્રને બેહરીનના બાદશાહ કિસ્રાને આપ્યો તેણે વાંચીને ફાડી નાંખ્યો,....(આ અપમાનના કારણે) અલ્લાહના નબી(ﷺ) એ બદદુઆ કરી કે અલ્લાહ તેના ટુકડા ટુકડા કરે.(બુખારી: ૨/ ૬૩૭, હદીસ:૪૪૨૪)

(૯) આપ(ﷺ) નું ફરમાન છે : لينعلهما جميعا أو ليخلعهما جميعا.

**અર્થ:** (પહેરો તો) બંને પગરખાં પહેરો અથવા તો બંન્ને પગરખાં કાઢી નાંખો.(મુસ્લિમ : ૨/ ૧૯૭, હદીસ : ૨૦૯૭)

(૧૦) હઝરત અનસ બિન માલિક (રદિ.) ફરમાવે છે.

كنا جلوسا مع رسول الله ﷺ فقال : يطلع عليكم الآن رجل من أهل الجنة فطلع رجل من الأنصار، تنطف لحيته من وضوئه، قد تعلق نعليه في يده الشمال. الخ

**અર્થ:** અમે આપ(ﷺ) સાથે બેઠા હતા, કે આપ(ﷺ) એ ફરમાવ્યું હમણાં તમારી સામે એક જન્નતી વ્યકિત આવશે, જેથી એક અન્સારી વ્યકિત આવ્યા તેમની દાઢીમાંથી વુઝૂનું પાણી ટપકી રહયું હતું અને તેમને પોતાના બંને પગરખા ડાબા હાથમાં પકડી રાખ્યા હતા,(અંત સુધી). (મુસ્નદે અહમદ:૨/૧૨૪,હદીસ:૧૨૬૯૭)

(૧૧) બુટ – ચંપલને પહેરતા પહેલા ખંખેરી લેવા. (શર્હે શિરઅતિલ ઈસ્લામ: ૨૬૩)(જેથી કોઈ ઝેરી વસ્તુ તકલીફ ન પહોંચાડે, જેમકે સુતા પહેલા પથારીને ખંખેરી લેવાની શરીઅતમાં તા'લીમ છે).

(૧૨)(જો ઉભા થઈને પહેરવામાં ખતરો હોય અથવા તકલીફ હોય તો) બેસીને બુટ પહેરવા.

(૧૩) બુટ – ચંપલ પહેરતા પહેલા જમણી બાજુથી અને કાઢતા ડાબી બાજુથી શરૂઆત કરવી.





---

(૧૧) આપ(ﷺ) નું ફરમાન છે :

إذا أوى أحدكم إلى فراشه فلينفض فراشه بداخل إزاره .

અર્થ: તમારામાંથી જે વ્યકિત પથારી ઉપર જાય તો પહેલા પોતાની લૂંગીના અંદરના ભાગ વડે ચાદર (પથારી) ખંખેરી લે. (બુખારી : ૨/૯૩૫,હદીસ: ૬૩૨૦)

(૧૨) હઝરત અનસ બિન માલિક (રદિ.) ફરમાવે છે :

أن النبي ﷺ نهى أن ينتعل الرجل وهو قائم .

અર્થ: અલ્લાહના નબી(ﷺ) એ ઉભા ઉભા બુટ–ચંપલ પહેરવાની મનાઈ ફરમાવી છે. (તિરમિઝી : ૧/૩૦૭, હદીસ : ૧૭૭૫)

(૧૩) આપ(ﷺ) નું ફરમાન છે :

إذاانتعل أحدكم فليبدأ باليمنى، وإذا نزع فليبدأ بالشمال؛ ليكن اليمنى أولهما تنعل وآخرهما تنزع .

અર્થ: તમારામાંથી જે કોઈ બુટ–ચંપલ પહેરે તો જમણી તરફથી શરૂઆત કરે અને જયારે ઉતારે તો ડાબી બાજુએથી શરૂઆત કરે તેથી જમણી તરફનો ભાગ પહેરવામાં પહેલો અને ઉતારવામાં છેલ્લો હોય. (મુસ્લિમ:૨/૧૯૭,હદીસ:૨૦૯૭)

# ઘરેથી નીકળવાના આદાબ

(૧) (જો શકય હોય તો) ઘરેથી નીકળતા પહેલાં બે રકાત નમાઝ પઢી લેવી.

(૨) ઘરેથી નીકળતી વખતે આ દુઆ પઢવી.

بِسْمِ اللهِ تَوَكَّلْتُ عَلَى اللهِ إِنَّا نَعُوْذُبِكَ مِنْ أَنْ نَزِلَّ أَوْ نَضِلَّ أَوْ نَظْلِمَ أَوْ نُظْلَمَ أَوْ نَجْهَلَ أَوْ يُجْهَلَ عَلَيْنَا.

(૩) ઘરેથી નીકળતી વખતે સલામ કરવી.

---

(૧) આપ(ﷺ) નું ફરમાન છે :

إذا خرجت من منزلك فصل ركعتين، تمنعانك مخرج السوء.

અર્થ: જયારે તમે પોતાના ઘરેથી નીકળો તો બે રકાત નમાઝ પઢી લો, આ બે રકાત તમને ઘરેથી નીકળ્યા પછીની તકલીફોથી બચાવશે. (બઝ્ઝાર:૧/૩૫૭ હદીસ:૭૪૬)

(૨) હઝરત ઉમ્મે સલમા (રદિ.) ફરમાવે છે :

أن النبي ﷺ كان إذا خرج من بيته قال: بسم الله توكلت على الله، اللّٰهُمَّ إنا نعوذبك من أن نزل، أو نضل، أو نَظلِم، أو نُظلَم، أو نجهَل، أو يُجهَل علينا.

અર્થ: આપ(ﷺ) જયારે ઘરેથી બહાર નીકળતા તો આ દુઆ પઢતા بسم الله અંત સુધી.
તર્જુમો : અલ્લાહનું નામ લઈ (ઘરેથી બહાર નીકળું છું) હું અલ્લાહ પર જ ભરોસો રાખું છું, હે અલ્લાહ! હું પનાહ માંગુ છું તેનાથી કે હું લપસી જાઉં અથવા ગુમરાહ થઈ જાવ. હું જુલ્મ કરૂં અથવા મારા પર જુલ્મ થાય અને હું નાદાની કરું અથવા મારી સાથે નાદાની કરવામાં આવે. (તિરમિઝી:૨/૧૮૧ હદીસ : ૩૪૨૭)

(૩) આપ(ﷺ)નું ફરમાન છે :

إذا دخلتم بيتا فسلموا على أهله، وإذا خرجتم فاودعوا أهله بسلام.

અર્થ: જયારે તમે ઘરમાં દાખલ થાવ તો ઘરવાળાઓને સલામ કરો અને જયારે ઘરેથી નીકળો તો ઘરવાળાઓને સલામ કરીને અલગ થાઓ. (બયહકી : શુઅબુલ ઈમાન : ૧૧/૨૩૧ હદીસ : ૮૩૫૯)

(૪) ઘરેથી નીકળીને આકાશ તરફ જોઈને આ દુઆ પઢવી.

اَللّٰهُمَّ إِنِّيْ أَعُوْذُبِكَ أَنْ أَضِلَّ أَوْ أُضَلَّ أَوْ أَزِلَّ أَوْ أُزَلَّ أَوْ أَظْلِمَ أَوْ أُظْلَمَ أَوْ أَجْهَلَ أَوْ يُجْهَلَ عَلَيَّ



(૪) હઝરત ઉમ્મે સલમા (રદિ.) ફરમાવે છે :

ماخرج رسول اللهﷺ من بيتي قط إلا رفع طرفه إلى السماء فقال: اَللّٰهُمَّ إِنِّي أعوذبك أن أَضِلَّ أو أُضَلَّ أو أَزِلَّ أو أُزَلَّ أو أَظلِمَ أو أُظلَمَ أو أَجهَلَ أو يُجهَلَ عَلَيَّ.

અર્થ: અલ્લાહના નબી (ﷺ) જ્યારે મારા ઘરેથી નીકળતા તો આકાશ તરફ નજર કરી આ દુઆ પઢતા اَللّٰهُمَّ إِنِّي (અંત સુધી)

"હે અલ્લાહ હું તારાથી પનાહ માંગુ છું, તેનાથી કે હું લપસી જાઉં અથવા લપસાવવામાં આવું અથવા ગુમરાહ થઉં, અથવા ગુમરાહ કરવામાં આવું અથવા હું જુલ્મ કરું અથવા મારા પર જુલ્મ થાય અથવા હું નાદાની કરું અથવા મારી સાથે નાદાની કરવામાં આવે. (અબૂ દાઉદ:૨/ ૬૯૫, હદીસ : ૫૦૯૩)

# ઘરમાં દાખલ થવાના આદાબ

(૧) ખંખારો ખાઈને અથવા પગરખાની અવાજ વડે ઘરવાળાને પોતાના આવવાની ખબર કરવી.
(૨) દરવાજો ધીમેથી ખખડાવો.
(૩) જમણા પગથી દાખલ થવું.
(૪) ઘરમાં દાખલ થતી વખતે આ દુઆ પઢવી.

اَللّٰهُمَّ إِنِّيْ أَسْئَلُكَ خَيْرَ الْمَوْلِجِ وَخَيْرَ الْمَخْرَجِ ، بِسْمِ اللّٰهِ وَلَجْنَا وَبِسْمِ اللّٰهِ خَرَجْنَا ، وَعَلَى اللّٰهِ رَبِّنَا تَوَكَّلْنَا .

---

(૧) હઝરત ઈમામ અહમદ બિન હમ્બલ(રહ.)નું ફરમાન છે :
قال الإمام أحمد بن حنبل: إذا دخل الرجل بيته استحب له أن يتنحنح أو يحرك نعليه.
અર્થ: જયારે વ્યકિત પોતાના ઘરમાં દાખલ થવાનો ઈરાદો કરે તો તેણે જોઈએ કે ખંખારો ખાઈને અથવા પોતાના પગરખાની અવાજ સંભળાવે. (તફસીર ઈબ્ને કષીર حتى تستأنسوا وتسلموا على أهلها: ના સંદર્ભમાં)

(૨) قد قرع بعض الناس الباب بعنف وبشكل متواصل على الإمام أحمد بن حنبل، فقام وفتح الباب وهو يقول: هذا دق الشرط .
અર્થ: કોઈએ ઈમામ અહમદ બિન હમ્બલ (રહ.)નો દરવાજો જોરજોરથી અને લગાતાર ખખડાવ્યો તો ઉભા થઈને દરવાજો ખોલ્યો અને ફરમાવ્યું કે આ તો પોલિસવાળાઓ જેવું ખખડાવ્યું. (મિન અદબિલ્ ઈસ્લામિ :પાન નં.૧૭)

(૩) હઝરત આઈશા (રદિ.)નું ફરમાન છે. كان النبي ﷺ يحب التيمن ما استطاع .
અર્થ: અલ્લાહના નબી (ﷺ) યથા શકિત જમણી બાજુને પસંદ કરતા હતા. (બુખારી: ૧/૬૧, હદીસ : ૪૨૬)

(૪,૫)આપ(ﷺ)નું ફરમાન છે:
إذا ولج الرجل بيته فليقل : "اللّٰهُمَّ إني أسئلك خير المولج وخير المخرج ، بسم الله ولجنا وبسم الله خرجنا وعلى الله ربنا توكلنا" ثم يسلم على أهله .
અર્થ: જયારે માણસ ઘરમાં પ્રવેશે તો આ પઢે : اللّٰهُمَّ إني અંત સુધી
"હે અલ્લાહ ! હું આપથી ઘરમાં દાખલ થવાની અને ઘરેથી બહાર નીકળવાની ભલાઈ માંગુ છું, અલ્લાહનું નામ લઈ અમે ઘરમાં દાખલ થયા અને અલ્લાહનું

(૫) ઘરવાળાઓને સલામ કરવી.

(૬) ઘરમાં દાખલ થતાં જ મિસ્વાક કરવું.

(૭) બે રકાત નમાઝ પઢવી.



---

નામ લઈ બહાર નીકળ્યા અને અમારા રબ અલ્લાહ તઆલા પર અમે ભરોસો કર્યો" પછી પોતાના ઘરવાળાઓને સલામ કરે. (અબૂ દાઉદ: ૨/૬૯૫,હદીસ :૫૦૯૬)

(૬) હઝરત આઈશા(રદિ.) ફરમાવે છે : أن النبي ﷺ كان إذا دخل بيته بدأ بالسواك.

અર્થ: આપ(ﷺ) જયારે ઘરમાં દાખલ થતા તો પહેલા મિસ્વાક કરતા હતા. (મુસ્લિમ : ૧/ ૧૨૮, હદીષ: ૨૫૩)

(૭) આપ(ﷺ)નું ફરમાન છે : وإذا دخلت بيتك فصل ركعتين تمنعانك مدخل السوء.

અર્થ: અને જયારે તુ ઘરમાં દાખલ થાય તો બે રકા'ત નમાઝ પઢી લે એ તમને ઘરમાં દાખલ થવા પછીની તકલીફોથી બચાવી લેશે. (બઝ્ઝાર: ૧/૩૫૭, હદીસ: ૭૪૬)

# ચાલવાના આદાબ

(૧) સારી નિય્યતે કદમ–પગ ઉઠાવવો અને પોતાની ચાલને નબીએ કરીમ (ﷺ)ની ચાલ પ્રમાણે બનાવવાની કોશિશ કરવી. (એટલે જરા ઝડપથી, ઝૂકીને, મજબૂતી સાથે કદમ ઉઠાવવા.)
કોઈ પણ જાઈઝ કાર્ય કરવા જતા હોઈએ તો પહેલા સારી નિય્યત કરવી. દા.ત. ખાવા માટે જઈ રહયા હોય તો એ નિય્યત કરે કે આ અલ્લાહનો હુકમ છે તેથી જઈ રહયો છું.વગેરે
(૨) વિનમ્રતા સહિત ચાલવું, અભિમાનથી ચાલવું નહી.
(૩) ચાલવામાં બનાવટી ખુશૂઅ ન કરવો.

---

(૧) كان علي إذا وصف رسول الله ﷺ قال : كان إذا مشى تقلع كأنما ينحط من صبب .
અર્થ: હઝરત અલી (રદિ.) જયારે હુઝૂર (ﷺ) નો હુલિયો (દેખાવ) બયાન કરતા તો કહેતાઃ જયારે આપ(ﷺ) ચાલતા તો મજબુતીથી પગ ઉઠાવતા, જાણે આપ (ﷺ) નીચાણ તરફ ઉતરી રહયા છે. (શમાઈલે તિરમિઝીઃપાન નં.:૯૬,હદીસ : ૧૧૮)

☛ હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે :
وما رأيت أحدا أسرع في مشيته من رسول الله ﷺ .
અર્થ: અને મે ચાલમાં ઝડપ આપ(ﷺ) થી વધારે કોઈની જોઈ નથી. (શમાઈલે તિરમિઝીઃ પાન નં.૯૫,હદીસઃ૧૧૭)

(૨) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :
وَلَا تَمْشِ فِي الْأَرْضِ مَرَحًا إِنَّكَ لَنْ تَخْرِقَ الْأَرْضَ وَلَنْ تَبْلُغَ الْجِبَالَ طُولًا.
અર્થ: અને જમીન પર ઈતરાઇને ચાલ નહિ. બેશક, તું ધબકારા સાથે (ચાલી) જમીનને ફાડી–ચીરી શકીશ નહિ તેમજ (અકડવાથી) લાંબો થઇ પર્વતોને કદી પહોંચી શકીશ નહિ. (સૂરએ ઈસ્રાઅ : ૩૭)

(૩) قد رأى عمر بن الخطاب شابا يمشي متمارضا فسأله أمريض أنت؟ قال لا فرفع عمر الدرة فضربه بها وأمره أن يمشي بقوة.
અર્થ: હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.) એ એક યુવાનને જોયો જે બીમાર જેવી ચાલ ચાલી રહયો હતો, તો તેને પુછયું કે શું તમે બીમાર છો ? તો તેણે કહયું ના, તો આપ (રદિ.) એ કોરડો ઉઠાવ્યો અને તેને માર્યો અને હુકમ કર્યો કે કુવ્વત સહિત ચાલો. (મવસુઅતુલ આદાબિલ ઈસ્લામિય્યહઃ ૭૮૨)

(૪) એક પગરખુ પહેરીને ચાલવું નહી.
(૫) કયારેક ચંપલ વગર ચાલવું.
(૬) મજબુતીથી ચાલવું.
(૭) વારંવાર પાછળ ફરીને જોવું નહી.
(૮) સ્ત્રીઓએ રસ્તા વચ્ચે ચાલવું નહી.



---

(૪) આપ(ﷺ) નું ફરમાન છે : لينعلهما جميعا أو ليخلعهما جميعا .
અર્થ: (પહેરો તો) બન્ને પગરખા પહેરી લો અથવા બંને પગરખા કાઢી નાંખો. (મુસ્લિમ: ૨ / ૧૯૭, હદીસ : ૨૦૯૭)

(૫) હઝરત ફુઝાલા બિન ઉબૈદ (રદિ.) નું ફરમાન છે :
كان النبي ﷺ يأمرنا أن نحتفي أحيانا .
અર્થ: આપ(ﷺ) અમને ઉપદેશ કરતા કે કયારેક કયારેક પગરખા વગર પણ ચાલો. (અબૂ દાઉદ : ૨ / ૫૭૩, હદીસ : ૪૧૬૦)

(૬) كان عليٌّ إذا وصف رسول الله ﷺ قال: كان إذا مشى تقلع كأنما ينحط من صبب .
અર્થ: હઝરત અલી (રદિ.) જયારે હુઝૂર (ﷺ) નો હુલિયો (દેખાવ) બયાન કરતા તો કહેતા: જયારે આપ(ﷺ) ચાલતા તો મજબુતીથી પગ ઉઠાવતા, જાણે આપ (ﷺ) નીચાણ તરફ ઉતરી રહયા છે. (શમાઈલે તિરમિઝી: પાન નં. :૯૬, હદીસ : ૧૧૮)

(૭) كان النبي ﷺ لا يلتفت وراء ه إذا مشى .
અર્થ: આપ(ﷺ)જયારે ચાલતા તો પાછળ વળીને વારંવાર જોતા ન હતા. (સહીહુલ જામિઅ: ૪૮૭૦)

(૮) આપ(ﷺ) નું ફરમાન છે : ليس للنساء وسط الطريق .
અર્થ: સ્ત્રીઓ માટે રસ્તાની વચમાં ચાલવું યોગ્ય નથી. (શુઅબુલ ઈમાન : ૧૦ / ૨૪૧, હદીસ: ૭૪૩૮)

# રસ્તાના આદાબ

(૧) સલામ કરવી અને સલામનો જવાબ આપવો.
(૨) ના મહરમ, પરાયી સ્ત્રીઓથી નજરોની હિફાઝત કરવી.
(૩) સારી વાતોનો હુકમ કરવો.
(૪) ખરાબ વાતોની મનાઈ કરવી.
(૫) માર્ગ ભુલેલા અને ભટકેલાને રસ્તો બતાવવો.
(૬) મઝલુમની મદદ કરવી.

---

(૧) قالوا: وماحقها يارسول الله؟ قال: ورد السلام .

**અર્થ:** સહાબા (રદિ.) એ અરજ કરી : રસ્તાનો શું હક્ક છે ? તો ફરમાવ્યું : સલામનો જવાબ આપવો. (બુખારી : ૧/૩૩૩, હદીસ : ૨૪૬૫)

(૨) قالوا: وماحقها يا رسول الله؟ قال: غض البصر.

**અર્થ:** સહાબા (રદિ.) એ અરજ કરી : રસ્તાનો શું હક્ક છે ? તો ફરમાવ્યું : નજરોને નીચી રાખવી. (બુખારી : ૧/૩૩૩, હદીસ : ૨૪૬૫)

(૩) قالوا: وماحقها يا رسول الله؟ قال:وأمر بالمعروف .

**અર્થ:** સહાબા (રદિ.) એ અરજ કરી : રસ્તાનો શું હક્ક છે ? તો ફરમાવ્યું : સારી વાતોનો હુકમ કરવો. (બુખારી : ૧/૩૩૩, હદીસ : ૨૪૬૫)

(૪) قالوا: وماحقها يا رسول الله؟ قال: ونهي عن المنكر .

**અર્થ:** સહાબા(રદિ.) એ અરજ કરી : રસ્તાનો શું હક્ક છે ? તો ફરમાવ્યું : ખરાબ વાતોની મનાઈ કરવી. (બુખારી : ૧/૩૩૩, હદીસ : ૨૪૬૫)

(૫) આપ(ﷺ) નું ફરમાન છે : إن كنتم لا بد فاعلين ......... واهدوا السبيل .

**અર્થ:** જો રસ્તા ઉપર બેસવું જરૂરી હોય તો....ભૂલ્યા – ભટકેલાને રસ્તો બતાવો. (તિરમિઝી : ૨/૧૦૧, હદીસ : ૨૦૨૬)

(૬) આપ(ﷺ) નું ફરમાન છે : إن كنتم لا بد فاعلين ...... وأعينوا المظلوم .

**અર્થ:** જો રસ્તા ઉપર બેસવું જરૂરી હોય તો..... અને મઝલુમની મદદ કરો. (તિરમિઝી : ૨/૧૦૧, હદીસ : ૨૦૨૬)

(૭) રસ્તામાં કોઈને તકલીફ પહોંચાડવી નહી.
(૮) રસ્તામાંથી તકલીફવાળી વસ્તુઓ હટાવવી.
(૯) રસ્તામાં કુદરતી હાજત(સંડાસ) કરવી નહી અને ન તો કચરો નાંખવો.
(૧૦) એવું કાર્ય કરવું નહી જે લોકોમાં નાપસંદ સમજવામાં આવે છે.
(૧૧) રસ્તા વિશે હુકૂમતના કાનૂનોની પાબંદી કરવી.



---

(૭) قالوا : وماحقها يا رسول الله؟ قال : وكف الأذى.

**અર્થ:** સહાબા(રદિ.) એ અરજ કરી : રસ્તાનો શું હક્ક છે ? તો ફરમાવ્યું : લોકોને પોતાની તકલીફથી બચાવો.(બુખારી : ૧/૩૩૩, હદીસ : ૨૪૬૫)

(૮) આપ(ﷺ)નું ફરમાન છે :
الإيمان بضع وسبعون شعبة ، فأفضلها قول لاإله إلا الله ، وأدناها إماطة الأذى عن الطريق .

**અર્થ:** ઈમાનની સિત્તેરથી વધુ શાખો(વિભાગો) છે તેમાં સૌથી ઉત્તમ لاإله إلا الله છે અને સૌથી છેલ્લો દરજ્જો રસ્તાથી કષ્ટદાયક વસ્તુઓને હટાવવી છે. (મુસ્લિમ: ૧/૪૭,હદીસ:૩૫)

(૯) આપ(ﷺ) નું ફરમાન છે : اتقوا اللعانين الذي يتخلى في طريق الناس أو في ظلهم .

**અર્થ:** બે લા'નતની વસ્તુઓથી બચો, તે પૈકી (એક) માર્ગમાં અથવા છાયડામાં સંડાસ – કુદરતી હાજત કરવી.(મુસ્લિમ: ૧ / ૧૩૨, હદીસ : ૨૬૯)

(૧૧) આપ(ﷺ) નું ફરમાન છે : اسمعوا وأطيعوا وإن استعمل عليكم عبد حبشي .

**અર્થ:** સાંભળો અને માનો ભલે તમારી ઉપર હબશી ગુલામને હાકિમ બનાવવામાં આવે. (બુખારી :૨/૧૦૫૭, હદીસ : ૭૧૪૨)

# સલામના આદાબ

(૧) સલામને ફેલાવવી.
(૨) ઈસ્લામી શબ્દોમાં સલામ કરવી.
(૩) સંપૂર્ણ સલામ કરવી.એટલે અસ્સલામુ અલયકુમ વ રહમતુ લ્લાહિ વ બરકાતુહૂ કહેવું.

---

(૧) હઝરત બરાઅ્ બિન આઝિબ (રદિ.) ફરમાવે છે :

أمرنا رسول الله ﷺ بسبع : وافشاء السلام .

**અર્થ:** અલ્લાહના નબી (ﷺ)એ અમને સાત વસ્તુઓનો ઉપદેશ આપ્યો(તેમાંથી એક) સલામને ફેલાવવી.(બુખારી : ૨/૯૩૧,હદીસ : ૬૨૩૫)

(૨) અલ્લાહના નબી (ﷺ) નું ફરમાન છે :

خلق الله آدم على صورته طوله ستون ذراعا، فلما خلقه قال: اذهب فسلم على أولئك نفر من الملئكة جلوس، فاستمع مايحيونك، فإنها تحيتك وتحية ذريتك، فقال: السلام عليكم، فقالوا: السلام عليك ورحمة الله، فزادوه ورحمة الله .

**અર્થ:** જયારે અલ્લાહ તઆલાએ હઝરત આદમ (અલૈ.)ને તેમની શકલમાં પેદા ફરમાવ્યા તો તેમની લંબાઈ સાઈઠ (૬૦) ગજ(લંબાઈનું માપ)ની હતી, જયારે તેમની પેદાઈશ થઈ તો અલ્લાહ તઆલાએ ફરમાવ્યું ફરિશ્તાઓની ફલાણી જમાઅત બેઠેલી છે, તો તેમને જઈને સલામ કરો અને તેઓ જે જવાબ આપે તે ધ્યાનથી સાંભળો કે તે જ તમારી અને તમારી અવલાદની સલામ હશે, તો આપે જઈને કહયું "અસ્સલામુ અલયકુમ" તો ફરિશ્તાઓએ જવાબમાં કહયું 'અસ્સલામુ અલયકુમ વ રહમતુ લ્લાહી ફરિશ્તાઓએ વરહમતુલ્લાહીનો વધારો કર્યો. (બુખારી : ૨/૯૧૯, હદીસ : ૬૨૨૭)

(૩) હઝરત ઈમરાન બિન હુસૈન (રદિ.) ફરમાવે છે :

جاء رجل إلى النبي ﷺ فقال: السلام عليكم، فقال النبي ﷺ: "عشر"، وجاء آخر فقال: السلام عليكم ورحمة الله، فقال النبي ﷺ: "عشرون"، وجاء ثالث فقال: السلام عليكم ورحمة الله وبركاته، فقال النبي ﷺ: "ثلاثون".

**અર્થ:** એક વ્યકિત આપ(ﷺ) પાસે આવી અને તેણે કહયું "અસ્સલામુ અલયકુમ" આપ(ﷺ) એ ફરમાવ્યું: દસ નેકી, બીજી વ્યકિતએ આવીને કહયું : "અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહિ" આપ(ﷺ) એ ફરમાવ્યું : વીસ નેકી, પછી ત્રીજી

(૪) મુર્દાઓની સલામના શબ્દોથી સલામ ન કરવી. (અસ્સલામુ અલયકુમ ના બદલે અલયકસ્સલામ ન કહેવું)

(૫) સલામમાં ગેરમુસ્લિમોની એકરૂપતા અપનાવવી નહી.

(૬) સલામમાં પહેલ કરવી.

* **મસ્અલો :** જો પરસ્પર બે મુસલમાનોની મુલાકાત થાય અને બંને એક સાથે સલામ કરે તો બન્ને પર જવાબ આપવો વાજિબ છે.

(૭) એહલે કિતાબ અને મુશ્રિકોને સલામમાં પહેલ કરવી નહી.

---

C વ્યકિતએ આવીને કહયું "અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહિ વ બરકાતુહુ' આપ(ﷺ) એ ફરમાવ્યું : ત્રીસ નેકી. (અબૂ દાઉદ : ૨/૭૦૬ હદીસ : ૫૧૯૫)

(૪) આપ(ﷺ)નું ફરમાન છે : لاتقل عليك السلام؛فإن عليك السلام تحية الموتى.

**અર્થ:** અલયકસ્સલામ કહો નહી, એટલા માટે કે અલયકસ્સલામ મુર્દા (મૃતકો)ઓની સલામ છે. (અબૂ દાઉદ : ૨/૫૬૪, હદીસ : ૪૦૮૪)

(૫) આપ(ﷺ) નું ફરમાન છે :

ليس منا من تشبه بغيرنا ، لاتشبهوا باليهود ولا بالنصارىٰ ؛ فإن تسليم اليهود الإشارة بالأصابع ، وتسليم النصارىٰ الإشارة بالأكف.

**અર્થ:** તે વ્યકિત અમારામાંથી નથી જે અમારા સિવાય અન્યની એકરૂપતા અપનાવે, તમે યહૂદી અને નસારાની એકરૂપતા અપનાવો નહી, એટલા માટે કે યહૂદીની સલામ આંગળીઓથી ઈશારો કરવો છે અને નસારાની સલામ હાથથી ઈશારો કરવો છે. (તિરમિઝી : ૨ / ૯૯,હદીસ : ૨૬૯૫)

(૬) سئل النبيﷺعن الرجلان يلتقيان أيهما يبدأ بالسلام؟ فقال: أولاهما بالله.

**અર્થ:** આપ(ﷺ) થી પુછવામાં આવ્યું કે બે વ્યકિતઓ મળે તો તેમાં કોણ સલામ કરવામાં પહેલ કરે ? તો આપ(ﷺ) એ ફરમાવ્યું : તે બન્નેમાંથી જે અલ્લાહ (ની રહમત)થી વધારે નજીક હોય. (તિરમિઝી : ૨ / ૯૯, હદીસ : ૨૬૯૪)

* فإن سلما معا يرد كل واحد. (આલમગીરી : ૫ / ૨૨૫)

(૭) આપ(ﷺ) નું ફરમાન છે : لاتبدؤوا اليهود ولا النصارىٰ بالسلام.

**અર્થ:** યહૂદીઓ અને નસારાઓને સલામમાં પહેલ ન કરો. (મુસ્લિમ : ૨ / ૨૧૪, હદીસ : ૨૧૬૭)

(૮) ગેર મુસ્લિમોના સલામના જવાબમાં વઅલયકુમ કહેવું.
(૯) વાત શરૂ કરતા પહેલાં સલામ કરવી.
(૧૦) (સલામનો જવાબ ન મળે તો) ત્રણ વખત સલામ કરવી.
(૧૧) નાનો મોટાને, ચાલનારા બેસેલાને અને થોડા વધારેને સલામ કરવામાં પહેલ કરે.
(૧૨) બાળકોને સલામ કરવી.
(૧૩) મહરમ સ્ત્રીઓને સલામ કરવી.

---

(૮) આપ(ﷺ)નું ફરમાન છે : إذا سلم عليكم أهل الكتاب فقولوا وعليكم.
અર્થ: જયારે તમને અહલે કિતાબ સલામ કરે તો (તેના જવાબમાં) માત્ર "વઅલયકુમ" કહો. (બુખારી : ૨ / ૯૨૫, હદીસ : ૬૨૫૮)

(૯) આપ(ﷺ)નું ફરમાન છે : السلام قبل الكلام.
અર્થ: વાત કરતા પહેલા સલામ કરવી. (તિરમિઝી:૨/૯૯, હદીસ : ૨૬૯૯)

(૧૦) હઝરત અનસ (રદિ.) ફરમાવે છે : أن رسول الله ﷺ كان إذا سلَّم سلَّم ثلاثا.
અર્થ: આપ(ﷺ) જયારે સલામ કરતા તો ત્રણ વખત સલામ કરતા. (બુખારી : ૨ / ૯૨૩, હદીસ : ૬૨૪૪)

(૧૧) આપ(ﷺ) નું ફરમાન છે :
يسلم الصغير على الكبير، والمار على القاعد، والقليل على الكثير.
અર્થ: નાનો મોટાને સલામ કરે અને ચાલનાર બેઠેલાને અને થોડા લોકો વધુ લોકોને સલામ કરે. (બુખારી : ૨/૯૨૧, હદીસ : ૬૨૩૪)

(૧૨) હઝરત સાબિત બિનાની (રહ.) ફરમાવે છે :
أن أنس بن مالك مر على صبيان فسلم عليهم، وقال : كان النبي ﷺ يفعله.
અર્થ: હઝરત અનસ બિન માલિક (રદિ.) બાળકો પાસેથી પસાર થયા તો તેમને સલામ કરી અને ફરમાવ્યું : અલ્લાહના નબી(ﷺ) આ રીતે કરતા હતા.(બુખારી : ૨ / ૯૨૩, હદીસ : ૬૨૪૭)

(૧૩) હઝરત અસ્મા બિન્તે યઝીદ (રદિ.) ફરમાવે છે :
أن رسول الله ﷺ مر في المسجد يوما وعصبة من النساء قعود فألوى بيده التسليم.
અર્થ: નબી (ﷺ) એક દિવસે મસ્જિદ પાસેથી પસાર થયા અને સ્ત્રીઓની એક જમાઅત બેઠેલી હતી,આપ(ﷺ)એ પોતાના હાથ વડે સલામનો ઈશારો કર્યો.(એટલે જબાનથી પણ સલામ કરી અને હાથથી પણ ઈશારો કર્યો) (તિરમિઝી: ૨ / ૯૯, હદીસ : ૨૬૯૭)

(૧૪) ઊંઘેલા લોકોની હાજરીમાં જાગતા લોકોને મધ્યમ અવાજથી સલામ કરવી.

(૧૫) મજલિસથી છુટા પડવા પર સલામ કરવી.

* નોંધ : મુસલમાન અને ગેરમુસ્લિમના સંયુકત મજમામાં સલામ કરવામાં કઈ વાંધો નથી.

મસ્અલો : જો મજલિસમાં અનેક લોકો ઉપસ્થિત હોય ; પરંતુ આવનારે કોઈ માણસનું નામ લઈને સલામ કરી તો સલામનો જવાબ દેવો તેને ઝિમ્મે વાજિબ છે. (આલમગીરી : ૫ / ૩૨૫)

(૧૬) થોડી વાર વિખુટા પડયા પછી ફરી સામે આવી જાય તો સલામ કરવી.

---

(૧૪) હઝરત મિકદાદ (રદિ.) ફરમાવે છે:

فيجيء (النبيﷺ) من الليل، فيسلم تسليما لا يوقظ نائما ويسمع اليقظان .

અર્થ: આપ(ﷺ) રાત્રે જયારે ઘરમાં તશરીફ લાવતા તો એ રીતે સલામ કરતા કે સુતેલો જાગે નહી અને જાગતો સાંભળી લે. (મુસ્લિમ: ૨ / ૧૮૪, હદીસ : ૨૦૫૫)

(૧૫) આપ(ﷺ) એ ફરમાવ્યું :

إذا انتهى أحدكم إلى المجلس فليسلم، فإذا أراد أن يقوم فليسلم فليست الأولى بأحق من الآخرة .

અર્થ: જયારે તમારામાંથી કોઈ મજલિસમાં પહોંચે તો સલામ કરે, પછી જયારે તે ઉઠવાનો ઈરાદો કરે તો સલામ કરે એટલા માટે કે પહેલી સલામ છેલ્લી સલામથી વધુ ઉત્તમ નથી. (અબૂદાઉદ : ૨ / ૭૦૭, હદીસ : ૫૨૦૮)

* હઝરત ઉસામા બિન ઝૈદ (રદિ.) ફરમાવે છે :

أن النبيﷺ مر بمجلس فيه أخلاط من المسلمين واليهود فسلم عليهم .

અર્થ: આપ(ﷺ) એક મજલિસ પાસેથી પસાર થયા, જેમાં મુસલમાન અને યહૂદ બન્ને ભેગા હતા તો આપ(ﷺ) એ તેમને સલામ કરી. (બુખારી : ૨/૯૨૪, હદીસ : ૬૨૫૪)

(૧૬) આપ(ﷺ) નું ફરમાન છે :

إذا اصطحب رجلان مسلمان فحال بينهما شجر أو حجر أو مدر فليسلم أحدهما على الآخر.

અર્થ: જયારે બે મુસલમાન સાથે જઈ રહયા હોય અને બંનેની વચ્ચે ઝાડ અથવા પથ્થર અથવા કોઈ કાચુ મકાન વચ્ચે આવી જાય તો બંને એક બીજાને(બીજી વાર) સલામ કરે. (શુઅબુલ ઈમાન : ૧૧/૨૩૭, હદીસ :૮૪૭૧)

(૧૭) ઘરમાં દાખલ થતી વખતે ઘરવાળાઓને સલામ કરવી.

(૧૮) જો ખાલી ઘર હોય તો આ રીતે સલામ કરવી.

اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللهِ الصَّالِحِيْنَ. (શામી : ૪૧૩)

(૧૯) સલામનો જવાબ આપવો.

(૨૦) સલામ કરનારાને તેના શબ્દોથી ઉત્તમ શબ્દોમાં જવાબ આપવો.

(૨૧) ગેર હાજરને સલામ મોકલવી.

(૨૨) ગેર હાજરના સલામનો જવાબ عَلَيْكَ وَعَلَيْهِ السَّلَامُ થી આપવો.



---

(૧૭) આપ(ﷺ) નું ફરમાન છે :

إذا ولج الرجل بيته فليقل: اللّٰهُمَّ إني أسألك خيرالمولج (إلى أن قال:) ثم ليسلم على أهله .

**અર્થ:** માણસ જયારે ઘરમાં દાખલ થાય તો આ દુઆ પઢે

اللّٰهُمَّ إني أسألك خير المولج وخير المخرج بسم الله ولجنا وبسم الله خرجنا وعلى الله ربنا توكلنا.

પછી પોતાના ઘરવાળાઓને સલામ કરે. (અબૂદાઉદ : ૨ / ૬૯૫,હદીસ : ૫૦૯૬)

(૧૯) આપ(ﷺ) નું ફરમાન છે : حق المسلم على المسلم خمس (وفيه) : رد السلام.

**અર્થ:** (એક) મુસલમાનના (બીજા)મુસલમાન પર પાંચ હક્ક છે,(તેમાંથી) સલામ નો જવાબ આપવો છે. (બુખારી : ૧ / ૧૬૬, હદીસ : ૧૨૪૦)

(૨૦) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે: ﴿وَاِذَا حُيِّيْتُمْ بِتَحِيَّةٍ فَحَيُّوْا بِاَحْسَنَ مِنْهَا اَوْ رُدُّوْهَا﴾

**અર્થ:** (અને હે મુસ્લિમો !) જ્યારે તમને કોઇ સલામ(ના શબ્દ) કહે ત્યારે તમે તેનાથી બેહતર (શબ્દોમાં) સલામ વાળો (જવાબ આપો)અથવા તે જ (વાક્ય) પાછું વાળી કહો. (સૂ.નિસાઅ ૮૬)

(૨૧) આપ(ﷺ) એ હઝરત આઈશા (રદિ.)થી ફરમાવ્યું :

إن جبريل يقرأ عليك السلام .

**અર્થ:** હઝરત જિબ્રઈલ (અલૈ.) આપને સલામ અરજ કરે છે.(બુખારી:૨/૯૨૩, હદીસ : ૬૨૫૩)

(૨૨) فقلت : أبي يقرئك السلام ، فقال : عليك وعلى أبيك السلام .

**અર્થ:** એક સહાબીએ આપ(ﷺ)ની સેવામાં પોતાના પિતાની સલામ અરજ કરી તો આપ(ﷺ) એ ફરમાવ્યું : અલયક વ અલા અબીકસ્સલામ"

عليك وعلى أبيك السلام .

# ખાવાના આદાબ

## ખાવા વિશે સામાન્ય આદાબ

(૧) હલાલ ખોરાક ખાવો.
(૨) ઈબાદત પર કુવ્વત (શકિત) અને અલ્લાહ તઆલાના હુકમની નિય્યતથી ખાવું.
(૩) ખાવા – પીવામાં બેકાર (વ્યર્થ) ખર્ચ કરવો નહીં.
(૪) પેટ ભરેલું હોય તો ખાવું નહીં.
(૫) પેટ ભરીને ખાવું નહીં.

---

(૧,૨) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿يٰأَيُّهَا الرُّسُلُ كُلُوْا مِنَ الطَّيِّبٰتِ وَاعْمَلُوْا صَالِحًا﴾.
**અર્થ:** હે પયગમ્બરો ! તમે (તથા તમારી ઉમ્મતો) પવિત્ર વસ્તુઓમાંથી ખાઓ અને નેક અમલ કરો. (સૂ.મુઅમિનૂન : ૫૧)
(૩) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿وَكُلُوْا وَاشْرَبُوْا وَلَا تُسْرِفُوْا﴾.
**અર્થ:** ખાઓ – પીઓ અને વ્યર્થ ખર્ચ કરો નહીં. (સૂ.અઅ્રાફ : ૩૧)
☛ આપ (ﷺ) નું ફરમાન છે :
كلوا واشربوا وتصدقوا والبسوا مالم يخالطه إسراف أو مخيلة .
**અર્થ:** ખાઓ પીઓ અને સદકો કરો અને કપડાં પહેરો અહીયા સુધી કે તેના સાથે વ્યર્થ ખર્ચ અને અભિમાન ન મળે. (ઈબ્ને માજહ:પાન નં.૨૫૭,હદીસ :૩૬૦૫)
(૪) હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) નું ફરમાન છે :
نهى رسول الله ﷺ عن الجلوس على مائدة يشرب عليها الخمر، وأن يأكل الرجل وهو منبطح على بطنه .
**અર્થ:** આપ (ﷺ) એ એવી ચટાઈ પર બેસવાની મનાઈ ફરમાવી છે જયાં દારૂનું સેવન કરવામાં આવી રહયું હોય અને પેટ ભરીને ખાવાની પણ મનાઈ ફરમાવી છે. (અબૂદાઉદ : ૨ / ૫૩૦, હદીસ : ૩૭૭૪)
(૫) હઝરત ઈમામ શાફઈ (રહ.) ફરમાવે છે.
ماشبعت منذ ست عشرة سنة إلا مرة ، فأدخلت يدي فتقيأتها ؛لأن الشبع يثقل البدن ،ويقسي القلب ،ويزيل الفطنة ،ويجلب النوم ،ويضعف عن العبادة .
**અર્થ:** મે સોળ વર્ષમાં માત્ર એક વાર પેટ ભરીને ખાવું ખાઈ લીધું અને તેને પણ ➲

(૬) રસ્તામાં ખાવું નહી.
(૭)નમાઝથી પહેલા ડુંગળી,લસણ વગેરે બદબુદાર વસ્તુ ખાવી નહી.
(૮)જુમ્આના દિવસે જુમ્આની નમાઝ પછી ખાવું અને કયલુલા (બપોરે આરામ) કરવું.
(૯) સાંજ(રાત)નું ખાવા છોડવું નહી.
(૧૦) સોના – ચાંદીના વાસણમાં ખાવું નહી.

---

ઉલ્ટી કરી કાઢી નાંખ્યું ; એટલા માટે કે પેટ ભરીને ખાવું શરીરને નબળુ (અશકત) કરી દે છે, દિલને સખત કરી દે છે, અક્કલને નષ્ટ કરી દે છે,ઊંઘને ખેંચી લાવે છે અને ઈબાદતમાં આળસ પેદા કરે છે. (સિયરે અઅ્લામુન્નુબલાઅ : ૧૦ / ૩૬)

(૬) આપ(ﷺ) નું ફરમાન છે : الأكل في السوق دناءة .

અર્થ: બજારમાં ખાવું નિર્લજ્જતા અને કમીનાપણુ છે. (મજમઉઝ્ઝવાઈદ : ૫/૨૫, હદીસ: ૭૯૨૦)

(૭) આપ (ﷺ) નું ફરમાન છે :

من أكل ثوما أو بصلا فليعتزلنا أوقليعتزل مسجدنا وليقعد في بيته .

અર્થ: જે માણસ લસણ અથવા ડુંગળી ખાય તે અમારાથી અથવા અમારી મસ્જિદથી (રિવાયત કરનારને શંકા છે) દુર રહે અને પોતાના ઘરે બેસી રહે. (બુખારી : ૧/૧૧૮, હદીસ : ૮૫૫)

(૮) હઝરત સહલ બિન સઅદ (રદિ.) ફરમાવે છે : كنا نقيل ونتغدى بعد الجمعة .

અર્થ: અમે જુમ્આ પછી ખાતા અને કયલુલા કરતા હતા. (બુખારી : ૨ / ૯૨૯, હદીસ : ૬૨૭૯)

(૯) આપ(ﷺ) નું ફરમાન છે :

تعشوا ولو بكف من حشف، فإن ترك العشاء مهرمة .

અર્થ: સાંજનું ખાવું ખાઓ ભલે પછી એક મુઠ્ઠી રદ્દી ખજૂર હોય કેમકે સાંજનું ખાણુ ન ખાવું વૃદ્ધાપણાનું કારણ છે. (તિરમિઝી : ૨ /૭ હદીસ : ૧૮૫૬)

(૧૦) આપ(ﷺ) નું ફરમાન છે :

لاتشربوا في أنية الذهب والفضة ولاتأكلوا في صحافها .

અર્થ: સોના ચાંદીના વાસણમાં ન પીઓ, અને ન સોના ચાંદીના વાસણોમાં ખાણું ખાઓ. (બુખારી : ૨ / ૮૧૬, હદીસ : ૫૪૨૬)

(૧૧) સાથે (ભેગા) મળીને ખાવું.

## ખાવા પહેલાના આદાબ

(૧) ખાતા પહેલા હાથ ધોવા.

* નોધ: સામાન્ય નાસ્તા વખતે હાથ ન ધોવામાં કોઈ વાંધો નથી.

(૨) દસ્તરખ્વાન(ચટાઈ) પાથરીને ખાવું.

(૩) પગરખા ઉતારીને ખાવું.

---

(૧૧) આપ (ﷺ) નું ફરમાન છે :

اجتمعوا على طعامكم واذكروا اسم الله عليه ، يبارك لكم فيه .

**અર્થ:** ભેગા મળીને ખાણું ખાઓ અને ખાતા પહેલા બિસ્મિલ્લાહ પઢો, ખાવામાં બરકત થશે. (અબૂ દાઉદ : ૨ / ૫૨૮, હદીસ : ૩૭૬૪)

(૧) આપ(ﷺ) નું ફરમાન છે : بركة الطعام الوضوء قبله والوضوء بعده .

**અર્થ:** ખાતા પહેલા હાથ ધોવાથી અને ખાય રહયા પછી હાથ ધોવાથી ખાવામાં બરકત થશે. (શમાઈલે તિરમિઝી :પાન નં. ૧૨૯, હદીસ : ૧૯૧)

* હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદિ.) નું ફરમાન છે :

أقبل رسول الله ﷺ من شعب من الجبل وقد قضى من حاجته ، وبين أيدينا تمر على ترس أو حجفة ، فدعوناه ، فأكل معنا وما مس ماء .

**અર્થ:** આપ(ﷺ) પોતાની જરૂરતથી પરવારી પહાડની વાદી તરફ તશરીફ લઈ આવ્યા, અમારી સામે ઢાલ પર અમુક ખજૂરો મુકેલી હતી, અમે આપ (ﷺ) ને ખાવાની દા'વત આપી, આપ(ﷺ) એ ખજૂરો અમારી સાથે ખાધી અને આપ (ﷺ) એ પાણીને હાથ પણ ન લગાવ્યો. (અબૂદાઉદ:૨/૫૨૮,હદીસ :૩૭૬૩)

(૨) قيل لقتادة: على ما كانوا يأكلون؟ قال: على السفر .

**અર્થ:** હઝરત કતાદહ (રદિ.) થી પુછવામાં આવ્યું કે : (આપ(ﷺ) અને સહાબા (રદિ.)) કઈ વસ્તુ પર ખાવાનું ખાતા હતા ? તો ફરમાવ્યું કે : દસ્તરખ્વાન પર. (બુખારી : ૨ / ૮૮૧, હદીસ : ૫૩૮૬)

(૩) આપ(ﷺ) નું ફરમાન છે :

إذا أكلتم الطعام فاخلعوا نعالكم فإنه أروح لأقدامكم .

**અર્થ:** જયારે તમે ખાણું ખાવ તો પોતાના પગરખાને ઉતારી દો; કેમકે એ તમારા પગને વધુ રાહત પહોંચાડનાર છે. (મજમઉઝ્ઝવાઈદ: ૫/ ૨૩, હદીસ :૭૯૧૨)

(૪) વિનમ્રતાથી ખાવું અને વિનયવાળી બેઠક પર બેસવું.

**નોંધ :** ખાવા માટે બેસવાના ત્રણ મુસ્તહબ તરીકા અલ્લામા શામી (રહ.) એ નકલ કર્યા છે :

[૧]" ઉકળું" એટલે જમીન પર બેસે અને ઘૂંટણો ઉભા રાખે, તેને અલ્લામા શામી (રહ.)એ પહેલો દરજજો ગણાવ્યો છે.

[૨]"દો ઝાનુ" એટલે નમાઝના કાયદામાં જેવી રીતે બેસીએ છીએ, પરંતુ તેમાં એ છે કે નમાઝમાં બેસતી વખતે ડાબા પગને પાથરીને જમણા પગને ઉભો રાખીએ છીએ અને ખાવા બેસતી વખતે બન્ને પગોને પાથરી દેવામાં આવે અને એક પંજાને બીજા પંજા પર રાખીને થોડુ નમીને બેસવું.

[૩]ત્રીજી રીત એ છે કે ડાબા પગને નીચે વાળીને જમણાને ઉભો રાખીને બેસવું.

**નોંધ :** ટેબલ – કુર્સી પર બેસીને ખાવું જાઈઝ છે, પરંતુ જમીન પર બેસી ને ખાવું સુન્નતની વધારે નજીક છે. (હદીસ કે ઈસ્લાહી મઝામીન:૯/ ૪૩૪)

(૫) ખાવાના શરૂમાં بِسْمِ اللّٰهِ وَبَرَكَةِ اللّٰهِ પઢવું.

(૬) ખાવામાં કોઈ એબ (ખામી) કાઢવી નહી.

---

(૪) આપ(ﷺ) નું ફરમાન છે : أكل كما يأكل العبد، وأجلس كما يجلس العبد .

**અર્થ:** હું એવી રીતે ખાઉં છું જેમ નોકર ખાય છે અને એવી રીતે બેસું છું જેમ ગુલામ બેસે છે. (અબુ યઅલા,મુસ્નદે આઈશા : ૮/૩૧૮, હદીસ :૩૯૨)

(૫) આપ(ﷺ) નું ફરમાન છે : يا غلام! سم الله .

**અર્થ:** એ છોકરા ! અલ્લાહનું નામ લે. (બુખારી : ૨/૮૦૯, હદીસ: ૫૩૭૬)

☛ આપ(ﷺ) નું ફરમાન છે :

إذا أصبتم مثل هذا وضربتم بأيديكم ، فقولوا بسم الله وبركة الله .

**અર્થ:** (હુઝૂર (ﷺ) સામે દસ્તરખ્વાન પર ઘણી વસ્તુઓ મુકેલી હતી તો) આપ(ﷺ) એ (સહાબાથી) ફરમાવ્યું : જયારે તમે આવી વસ્તુઓ પાઓ અને પોતાના હાથોને તેના તરફ ધપાવો તો કહો : બિસ્મિલ્લાહિ વ બરકતિલ્લાહ". (અલમુઅજમુલ અવસત : ૨ / ૩૬૫, હદીસ : ૪૨૪૭)

(૬) હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે : ما عاب النبي ﷺ طعاما قط .

**અર્થ:** આપ(ﷺ) એ કયારેય ખાવામાં એબ (ખામી) કાઢી નથી. (બુખારી : ૧ / ૫૦૩, હદીસ : ૩૫૬૩)

(૭) ખાવાને સૂંઘવું નહી.

## ખાતી વેળાના આદાબ

(૧) જમણા હાથે ખાવું.
(૨) નાનો કોળિયો લેવો. (અલ અદબ ફીદીન : ૫૬)
(૩) ત્રણ આંગળી વડે ખાવું.
(૪) પોતાની સામેથી ખાવું.

* **નોંધ** : જો વિભિન્ન વાનગીઓ અથવા ફળો મુકયા હોય તો બીજી તરફથી પણ ખાય શકીએ છીએ.

(૫) વાસણના આજુબાજુએથી ખાવું, વચમાંથી ખાવું નહી.

---

(૭) આપ(ﷺ) એ ફરમાવ્યું : لا تشموا الطعام كما تشمه السباع.
**અર્થ:** ખાવાને સુંઘો નહી જેમ જાનવરો સુંઘે છે. (કન્ઝુલ ઉમ્માલ: ૧૫/૨૬૧, હદીસ: ૪૦૮૭૩)

(૧) આપ(ﷺ) નું ફરમાન છે : ياغلام! سم الله، وكل بيمينك .
**અર્થ:** હે છોકરા ! અલ્લાહનું નામ લે અને જમણા હાથ વડે ખા. (બુખારી: ૨ / ૮૦૯, હદીસ: ૫૩૭૬)

(૩) હઝરત કઅબ બિન માલિક (રદિ.) ફરમાવે છે :
كان رسول الله ﷺ يأكل بثلاث أصابع .
**અર્થ:** અલ્લાહના નબી (ﷺ) ત્રણ આંગળીઓથી ખાવાનું ખાતા હતા. (મુસ્લિમ : ૨ / ૧૭૫, હદીસ :૨૦૩૨)

(૪) આપ(ﷺ) નું ફરમાન છે : وكل مما يليك .
**અર્થ:** અને પોતાની સામેથી ખાઓ. (બુખારી : ૨ / ૮૦૯, હદીસ : ૫૩૭૬)

* قال النبي ﷺ في قصة طويلة : ياعكراش! كل من حيث شئت؛ فإنه غير لون واحد.
**અર્થ:** આપ(ﷺ)એ એક મોકા પર હઝરત અકરાશ (રદિ.)થી ફરમાવ્યું: હે અકરાશ! જયાંથી ચાહો ખાઓ, કેમકે આ એક પ્રકારની ખજૂરો નથી. (તિરમિઝી : ૨ / ૭, હદીસ : ૧૮૫૭)

(૫) આપ(ﷺ) નું ફરમાન છે :
إن البركة تنزل وسط الطعام، فكلوا من حافتيه ولا تأكلوا من وسطه .
**અર્થ:** ખરેખર બરકત વચમાં ઉતરે છે; માટે વાસણના આજુબાજુએથી ખાઓ અને વચમાંથી ખાઓ નહી. (તિરમિઝી : ૨ / ૩, હદીસ : ૧૮૦૫)

(૬) ચાવી ચાવીને ખાવું. (અલ અદબ ફીદીન :૫૫)
(૭) દસ્તરખ્વાન પર પડી ગયેલ કોળિયો ઉઠાવીને ખાય લેવો.
(૮) જો શરૂઆતમાં બિસ્મિલ્લાહ પઢવાનું ભુલી જાય તો યાદ આવવા પર બિસ્મિલ્લાહિ અવ્વલહુ વ આખિરહૂ" પઢી લેવું.
(૯) જયારે ખાવામાં માંખી પડી જાય (અને વધુ ખાવા ઈચ્છે અને ઠંડુ હોય) તો માંખીને પુરી ડૂબાડી ફેંકી દેવી અને પછી તે ખાણું ખાય લેવું.
(૧૦) ખાતી વેળાએ સારી વાતો કરવી.
(૧૧) વધુ ગરમ ખાણું ખાવું નહી.

---

(૭) આપ(ﷺ) નું ફરમાન છે :
إذا سقط لقمة أحدكم فليمط عنها الأذى وليأكلها ، ولا يدعها للشيطان .
**અર્થ:** જયારે કોળિયો પડી જાય તો તેને સાફ કરીને ખાઈ લો અને તેને શૈતાન માટે છોડો નહી. (મુસ્લિમ : ૨ / ૧૭૬, હદીસ : ૨૦૩૪)

(૮) આપ(ﷺ) નું ફરમાન છે :
إذا أكل أحدكم فليذكر اسم الله ، فإن نسي أن يذكراسم الله في أوله فليقل: بسم الله أوله وأخره .
**અર્થ:** જયારે તમારામાંથી કોઈ ખાણું ખાય તો અલ્લાહનું નામ લે,જો તે શરૂઆતમાં અલ્લાહનું નામ લેવાનું ભુલી જાય તો આમ કહો: بسم الله أوله وأخره (અબૂદાઉદ: ૨/ ૫૨૯, હદીસ : ૩૭૬૭)

(૯) આપ(ﷺ) નું ફરમાન છે :
إذا وقع الذباب في شراب أحدكم فليغمسه ثم لينزعه ؛ فإن في أحد جناحيه داء وفي الآخر دواء.
**અર્થ:** જયારે કોઈના પીણામાં માંખી પડી જાય તો તેને ડુબાડીને કાઢી નાંખે; કેમકે તેની એક પાંખમાં રોગ છે અને બીજી પાંખમાં ઈલાજ (દવા) છે. (બુખારી: ૧/૪૬૭, હદીસ : ૩૩૨૦)

(૧૦) لا تسكتوا على الطعام فإن ذلك من سيرة العجم ، ولكن يتكلمون بالمعروف ويتحدثون بحكايات الصالحين في الأطعمة وغيرها . (ઈહયાઉલ ઉલૂમ : ૨ / ૭)

(૧૧) આપ(ﷺ)નું ફરમાન છે: إنه (أي الطعام الذي ذهب فوره ودخانه) أعظم للبركة .
**અર્થ:** એવું ખાવું જે વધુ ગરમ ન હોય,(તે) ઘણું બરકતવંતુ હોય છે. (મુસ્નદે અહમદ : ૪૪/ ૫૨૧, હદીસ : ૨૬૯૫૮)

(૧૨) ખાવા –પીવાની વસ્તુઓમાં ફુંક મારવી નહી.

નોંધ : રોટલીને વચ્ચેથી ખાવી અને કિનારીઓને છોડી દેવી મકરૂહ છે. (નિસાબુલ ઈહતિસાબ : ૧૪૮)

(૧૩) ટેકો લગાવીને ખાવું નહી.

## ખાધા પછીના આદાબ

(૧) વાસણને સાફ કરવું.
(૨) આંગળીઓને મોઢા વડે સાફ કરવી.
(૩) આંગળીઓને ત્રણ વાર મોઢાથી સાફ કરવી.
(૪) પહેલા વચ્ચેની આંગળી, પછી શહાદતની, પછી અંગૂઠો સાફ કરવો.

---

(૧૨) આપ(ﷺ) નું ફરમાન છે :
ثلاث نفخات يكرهن: نفخة حيث يسجد، ونفخة في الشراب، ونفخة في الطعام.
અર્થ: ત્રણ (જાતની) ફુંકો અપ્રિય છે : (૧) સિજદો કરતી વખતે ફુંક મારવી, (૨) પીવાની વસ્તુમાં ફૂંક મારવી (૩) ખાવામાં ફૂંક મારવી. (કન્ઝુલ ઉમ્માલ : ૮/ ૧૩૭, હદીસ :૨૨૨૨૭)

(૧૩) આપ(ﷺ) નું ફરમાન છે : لا آكل متكئا.
અર્થ: હું ટેકો લગાવીને ખાણું નથી ખાતો.(બુખારીઃ૨/૮૧૨, હદીસ :૫૩૯૮)

(૧) હઝરત અનસ(રદિ.) ફરમાવે છે : وأمرنا أن نسلت القصعة.
અર્થ: આપ(ﷺ) એ અમને હુકમ આપ્યો છે કે અમે પ્યાલાને સાફ કરીએ.(મુસ્લિમ : ૨/ ૧૭૬, હદીસ : ૨૦૩૪)

(૨) હઝરત અનસ (રદિ.) ફરમાવે છે :
كان رسول الله ﷺ إذا أكل طعاما لعق أصابعه الثلاث.
અર્થ: અલ્લાહના નબી (ﷺ) જ્યારે ખાણું ખાય લેતા તો પોતાની ત્રણે આંગળીઓને ચાટી લેતા હતા.(મુસ્લિમ : ૨ / ૧૭૬, હદીસ : ૨૦૩૪)

(૩) હઝરત અનસ(રદિ.) ફરમાવે છે : كان النبي ﷺ كان يلعق أصابعه ثلاثا.
અર્થ: અલ્લાહના નબી (ﷺ) પોતાની આંગળીઓને ત્રણ વખત ચાટી લેતા હતા. (શમાઈલે તિરમિઝી : પાન નં. ૧૦૯, હદીસ : ૧૪૨)

(૪) હઝરત કઅબ બિન ઉજરહ (રદિ.) ફરમાવે છે:
رأيت رسول الله ﷺ يأكل بأصابعه الثلاث: بالإبهام، والتي تليها، والوسطى،

(૫) ખાય રહયા પછી અલ્લાહ તઆલાનો શુક્ર અદા કરવો.
(૬) ખાય રહયા પછી આ દુઆ પઢવી:

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِيْ أَطْعَمَنَا وَسَقَانَا وَجَعَلَنَا مُسْلِمِيْنَ۔ اَلْحَمْدُ لِلّٰهِ الَّذِيْ أَطْعَمَ وَسَقٰى وَسَوَّغَهٗ وَجَعَلَ لَهٗ مَخْرَجاً.

નોંધ : ઉપર મુજબની દુઆ સિવાય અન્ય બીજી (હદીસમાં) વર્ણન થયેલ દુઆઓની પણ પાબંદી કરવી જોઈએ.

---

ثم رأيته يلعق أصابعه الثلاث قبل أن يمسحها، ويلعق الوسطى، ثم التي تليها، ثم الإبهام.

અર્થ: મેં આપ(ﷺ) ને જોયું કે ત્રણ આંગળીઓ : અંગૂઠો, શહાદતની આંગળી અને તેની બાજુની આંગળીથી ખાવાનું ખાય રહયા છે, પછી મેં જોયું કે લૂંછવાથી પહેલા તેને સાફ કરી અને(ક્રમ આ હતો કે) પહેલા વચ્ચેની આંગળીને પછી શહાદત (કલિમા)ની આંગળી અને પછી અંગૂઠાને સાફ કર્યો. (અલમુઅજમુલ અવસત લિત્તબરાની : ૨/૧૮૦, હદીસ : ૧૬૪૯)

(૫) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿يَاأَيُّهَا الَّذِينَ آمَنُوا كُلُوا مِنْ طَيِّبَاتِ مَا رَزَقْنَاكُمْ وَاشْكُرُوا لِلّٰهِ إِنْ كُنْتُمْ إِيَّاهُ تَعْبُدُونَ﴾

અર્થ: હે ઈમાનવાળાઓ ! જે પવિત્ર રોઝી અમે તમને આપી છે તેમાંથી (ચાહો તે) ખાઓ અને જો તમે (ખાસ) તેના જ બંદા છો તો અલ્લાહનો (તન,મનથી) આભાર માનો.(સૂ.બકરહ: ૧૭૨)

(૬) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) ફરમાવે છે :

كان رسول الله ﷺ إذا فرغ من طعامه قال: الحمد لله الذي أطعمنا وسقانا وجعلنا مسلمين.

અર્થ: આપ (ﷺ) ખાઈને ફારિગ થઈ આ દુઆ પઢતા الحمد અંત સુધી. તર્જુમો : સર્વ વખાણ અલ્લાહ તઆલા માટે છે, જેણે અમને ખવડાવ્યું અને અમને મુસલમાન બનાવ્યા. (શમાઈલે તિરમિઝી : પાન નં.: ૧૩૧, હદીસ : ૧૯૫)

☛ હઝરત અબૂ અય્યુબ અન્સારી (રદિ.) ફરમાવે છે :

كان رسول الله ﷺ إذا أكل أو شرب قال: الحمد لله الذي أطعم وسقى وسوّغه وجعل له مخرجا.

અર્થ: અલ્લાહના નબી (ﷺ) ખાવા – પીવા પછી આ દુઆ પઢતા હતા, اَلْحَمْدُ لِلّٰهِ

(૭) પહેલા દસ્તરખ્વાન ઉઠાવવું પછી જાતે ઉઠવું.

(૮) ખાય રહયા પછી હાથ ધોવા.

* નોંધ : ખાય રહયા પછી આંગળીઓને સાફ કરી રૂમાલ (અથવા ટીસ્યુ પેપર) નો ઉપયોગ કરવામાં કોઈ વાંધો નથી.

---

(અંત સુધી) તર્જુમો : સર્વ વખાણ અલ્લાહ તઆલા માટે છે, જેણે અમને ખવડાવ્યું અને પીવડાવ્યું અને આસાની સાથે ગળાથી નીચે ઉતાર્યું અને તેના નીકળવાનો માર્ગ બનાવ્યો.(અબૂદાઉદ : ૨/ ૫૩૮ હદીસ : ૩૮૫૧)

وإذا شبعتم فقولوا: اَلْحَمْدُ لِلّٰهِ الَّذِيْ هُوَ أَشْبَعَنَا وَأَرْوَانَا وَأَنْعَمَ عَلَيْنَا وَأَفْضَلَ .

અર્થ: (હુઝૂર (ﷺ) સામે દસ્તરખ્વાન પર ઘણી વસ્તુઓ મુકેલી હતી તો) આપ(ﷺ) એ (સહાબા (રદિ.)થી) ફરમાવ્યું : જયારે સંતૃપ્ત(ધરાઈ) જાઓ તો આ દુઆ પઢો الحمد لله الذي અંત સુધી. (શુઅબુલ ઈમાનઃ૬/૩૩૦,હદીસઃ૪૨૮૪)

من أطعمه الله طعاما فليقل: اَللّٰهُمَّ بَارِكْ لَنَا فِيْهِ وَأَطْعِمْنَا خَيْرًا مِنْهُ، ومن سقاه الله لبنا فليقل: اَللّٰهُمَّ بَارِكْ لَنَا فِيْهِ وَزِدْنَا مِنْهُ .

અર્થ: આપ(ﷺ) એ ફરમાવ્યું જેને અલ્લાહ તઆલા ખાણું ખવડાવે તો તે કહે : હે અલ્લાહ ! અમારા માટે આમા બરકત અર્પણ કર અને અમને આનાથી ઉત્તમ ખવડાવ અને જેને અલ્લાહ તઆલા દૂધ પીવડાવે તો તે કહેઃ હે અલ્લાહ ! અમારા માટે આમા બરકત અર્પણ કર અને અમને હજુ દૂધ પીવડાવ.(મુસ્નદે અહમદ : ૩/૪૩૯, હદીસ : ૧૯૭૮)

(૭) આપ(ﷺ) એ ફરમાવ્યું : إذا وضعت المائدة فلا يقوم رجل، حتى ترفع المائدة .

અર્થ: જયારે દસ્તરખ્વાન પાથરવામાં આવે તો કોઈ ઉભો ન થાય ત્યાં સુધી કે દસ્તરખ્વાન ઉઠાવી લેવામાં ન આવે.(ઈબ્ને માજહઃપાન નં.૨૩૭,હદીસઃ૩૨૯૫)

(૮) આપ(ﷺ) એ ફરમાવ્યું :

من نام وفي يده غمر ولم يغسله، فأصابه شيء فلا يلومن إلا نفسه .

અર્થ: જે વ્યકિત એવી હાલતમાં ઊંઘી જાય કે તેના હાથમાં ચીકાશ હોય અને તેને ન ધુએ, પછી કોઈ તકલીફ પહોંચે તો તે પોતાને જ ઠપકો આપે.(અબુદાઉદ : ૨ / ૫૩૮, હદીસ : ૩૮૫૨)

* આપ(ﷺ) નું ફરમાન છે :

إذا أكل أحدكم فلا يمسحن يده بالمنديل حتى يَلْعَقَهَا أو يُلْعِقَهَا .

અર્થ: જયારે તમારામાંથી કોઈ ખાણું ખાય તો પોતાના હાથને રૂમાલ વડે ન લૂંછે, ત્યાં સુધી કે તેને ચાટી લે અથવા ચટાવી લે. (અબૂદાઉદ :૨/૫૩૮, હદીસઃ૩૮૪૭)

(૯) ખાય રહયા પછી કોગળા કરવા.
(૧૦) ખાય રહયા પછી ખિલાલ કરવો.

## ખાવામાં બીજાને લગતા આદાબ

(૧) હાજરજનોને ખાવા માટે બોલાવવા.
નોંધ : જો બધાનું ખાવાનું ભેગું હોય તો સાથીઓની પરવાનગી વગર અન્યને બોલાવવા અયોગ્ય છે.
(૨) નોકરને પોતાની સાથે ખવડાવવું અથવા તો તેમાંથી થોડું ખાવા આપી દેવું.
(૩) ખાતી – પીતી વખતે (કારણ વિના હલાલ – હરામની) પૂછપરછ કરવી નહીં.

---

(૯) હઝરત સુવૈદ બિન નુઅમાન (રદિ.) ફરમાવે છે :
فأكلنافقام (أي النبي ﷺ) إلى الصلاة فتمضمض ومضمضنا .
અર્થ: (ખૈબરના સફરના મોકા પર) અમે ખાધું પછી આપ(ﷺ) નમાઝ માટે ઉભા થયા તો કોગળો કર્યો અને અમે પણ કોગળા કર્યા.(બુખારી:૨/૮૨૦, હદીસ:૫૪૫૪)
(૧૦) આપ(ﷺ) એ ફરમાવ્યું : تخللوا على أثر الطعام وتمضمضوا .
અર્થ: ખાધા પછી ખિલાલ કરો અને કોગળા કરો. (કન્ઝુલ ઉમ્માલ: ૧૫/ ૩૫૫, હદીસ : ૪૦૮૩૬)
(૧) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :
﴿وَإِذَا حَضَرَ الْقِسْمَةَ أُولُوا الْقُرْبَىٰ وَالْيَتَامَىٰ وَالْمَسَاكِينُ فَارْزُقُوهُم مِّنْهُ﴾
અર્થ: અને જો (વારસદારોની) વહેંચણી વખતે બીજા સગાં–સંબંધીઓ અને યતીમો કે જરૂરતમંદો હાજર થઈ જાય તો તેમને પણ તેમાંથી કંઈક આપો. (સૂ.નિસાઅ:૮)
(૨) આપ(ﷺ) એ ફરમાવ્યું :
إذا أتى أحدكم خادمه بطعامه، فإن لم يجلسه معه فليناوله أكلة أو أكلتين .
અર્થ: જયારે તમારો નોકર તમારી પાસે ખાવાનું લઈને આવે તો તેને પોતાની સાથે ન બેસાડો તો(ઓછામાં ઓછા) એક બે કોળિયા તેને આપી દો.( બુખારી :૧/૩૪૭, હદીસ : ૨૫૫૭)
(૩) આપ(ﷺ) નું ફરમાન છે :
إذا دخل أحدكم على أخيه المسلم، فليأكل من طعامه، ولا يسأل، ويشرب من

(૪) ખાણું ઓછુ હોય તો બીજાને અગ્રતા આપવી.

(૫) સાથીઓના સ્વભાવને સામે રાખીને ખાવું. (એટલે ખાવા દરમિયાન કોઈ એવી હરકત ન કરવી જે સાથીઓને પસંદ ન હોય.)

(૬) ખાતી વખતે મૃત્યુ(અથવા કોઈ અણગમા)નું વર્ણન ન કરવું જેથી હાજરજનોને ઘૃણા કે ઉદાસીનતા ન થાય. (અલ અદબ ફીદીન:૫૬)

(૭) એકથી વધુ ખજૂર (અને અન્ય ખાદ્ય વસ્તુઓ)ને સાથીઓની પરવાનગી વિના એક સાથે ખાવી નહી.

(૮) સાથે ખાય રહેલ લોકોને જોતા ન રહેવું. (અલ અદબ ફીદીન :૫૫)

(૯) ભેગુ (સાથે મળીને) ખાવામાં બધાની સાથે ફારિગ થાઓ.

---

➲ شرابه ، ولا يسأل .

**અર્થ:** જયારે તમારામાંથી કોઈ પોતાના મુસલમાન ભાઈને ત્યાં જાય અને તેને ત્યાં ખાવા જાય તો(તે વિશે) કંઈ પૂછે નહીં અને કંઈ પીણું પીએ તો(પણ) કંઈ પૂછપરછ ન કરે. (શુઅબુલ ઈમાન:૭/ ૫૨૬,હદીસ:૫૪૧૯)

(૪) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : وَيُؤْثِرُوْنَ عَلٰٓى اَنْفُسِهِمْ وَلَوْ كَانَ بِهِمْ خَصَاصَةٌ.

**અર્થ:** અને પોતાની જાનથી પણ તેમને વિશેષતા આપે છે પછી ભલેને પોતે ભુખ્યો રહે. (સૂ.હશ્ર : ૯)

(૫) આપ (ﷺ)નું ફરમાન છે : المسلم من سلم المسلمون من لسانه ويده .

**અર્થ:** (પરિપૂર્ણ) મુસલમાન તે છે જેની જીભ અને હાથ(ની તકલીફ)થી લોકો સુરક્ષિત રહે. (બુખારી : ૧/૬, હદીસ : ૧૦)

(૭) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) ફરમાવે છે :

نهى رسول الله ﷺ أن يقرن بين التمرتين حتى يستأذن صاحبه .

**અર્થ:** આપ (ﷺ)એ પોતાના સાથીની પરવાનગી વગર બે ખજૂરો (એકી સાથે) ખાવાની મનાઈ ફરમાવી છે. (તિરમિઝી :૨/૩, હદીસ : ૧૮૧૪)

(૯) આપ(ﷺ) નું ફરમાન છે :

إذا وضعت المائدة فلا يقوم رجل حتى ترفع المائدة ولا يرفع يده وإن شبع حتى يفرغ القوم وليعذر فإن الرجل يخجل جليسه فيقبض يده وعسٰى أن يكون له في الطعام حاجة .

**અર્થ:** જયારે પાથરણું – ચટાઈ પાથરવામાં આવે તો કોઈ માણસ ઊભો થાય નહી ➲

(૧૦) બીજાને ત્યાં ખાવા ખાઈને તેમના માટે ખૈરોબરકતની દુઆ કરવી.
(૧૧) ખવડાવનારને આ દુઆ આપવી.

أَكَلَ طَعَامَكُمُ الْأَبْرَارُ وَصَلَّتْ عَلَيْكُمُ الْمَلَائِكَةُ وَأَفْطَرَ عِنْدَكُمُ الصَّائِمُوْنَ.

* બીજી દુઆ : اَللّٰهُمَّ بَارِكْ لَهُمْ فِيْمَا رَزَقْتَهُمْ فَاغْفِرْ لَهُمْ فَارْحَمْهُمْ

---

અહીયા સુધી કે પાથરણું ન ઉઠાવી લેવામાં આવે અને પોતાના હાથ ખેંચે નહી ભલે પેટ ભરાય જાય, અહીયા સુધી કે બધા ખાયને પરવારી જાય(અને કોઈ કારણસર હાથ ખેંચવો પડે) તો મજબૂરી દર્શાવી દો; કેમકે હાથ જ ખેંચનારો વ્યકિત પોતાના સાથીને શરમમાં પાડશે જેણે કારણે તે પણ હાથ ખેંચી લેશે, શકય છે કે હજુ તે ભુખ્યો હોય.(ઈબ્ને માજહ: પાન નં. : ૨૩૭,હદીસ: ૩૨૯૫)

(૧૦) હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદિ.) ફરમાવે છે :

صنع أبو الهيثم بن التيهان للنبي ﷺ طعاما ، فدعا النبي ﷺ وأصحابه فلما فرغوا قال: أثيبوا أخاكم ، قالوا : يا رسول الله ! وما إثابته ؟ قال : إن الرجل إذا دخل بيته فأكل طعامه ، وشرب شرابه، فدعوا له فذلك إثابته .

**અર્થ:** હઝરત અબૂલ હયષમ (રદિ.) એ આપ(ﷺ) માટે ખાવા તૈયાર કર્યુ, જેથી આપ (ﷺ)ને અને આપના સહાબા(રદિ.)ને આમંત્રણ આપ્યું જયારે બધા ખાઈ રહયા તો ફરમાવ્યું : પોતાના ભાઈને બદલો આપો, સહાબા (રદિ.) એ અરજ કરી : તેમને કેવી રીતે બદલો આપવો ? તો આપ(ﷺ) એ ફરમાવ્યું : જયારે માણસ કોઈના ઘરમાં દાખલ થાય અને તે તેને ખાવા ખવડાવે અને પાણી પીવડાવે તો તેના માટે દુઆ કરો, એ જ તેનો બદલો છે.(અબૂદાઉદ : ૨/૫૩૮, હદીસ : ૩૮૫૩)

* قد أكل النبي ﷺ عند بعض أصحابه فلما فرغ دعا لهم ، فقال : أكل طعامكم الأبرار وصلت عليكم الملائكة وأفطر عندكم الصائمون .

**અર્થ:** આપ(ﷺ) કોઈ સહાબી(રદિ.)ના ઘરે ખાવા તશરીફ લઈ ગયા તો ખાધા પછી આ દુઆ પઢી أكل طعامكم અંત સુધી. તમારુ ખાણું નેક લોકો ખાય અને ફરિશ્તાઓ તમારી ઉપર રહમત વરસાવે અને રોઝદાર તમારા ઘરે ઈફતાર કરે. (અબૂ દાઉદ:૨/૫૩૮, હદીસ:૩૮૫૪)

قال النبي ﷺ لبسر : اَللّٰهُمَّ بارك لهم فيما رزقتهم فاغفر لهم فارحمهم .

અલ્લાહના રસૂલ(ﷺ) એ હઝરત બિસ્ર (રદિ.)ને ત્યાં ખાવા ખાધા પછી તેમના દસ્તરખ્વાન પર આ દુઆ આપી : اَللّٰهُمَّ بَارِكْ અંત સુધી (અર્થ : હે અલ્લાહ! તે અમને જે રોઝી અર્પણ કરી છે તેમાં બરકત ફરમાવો, તેમની મગફિરત

(૧૨) દાવત ખાધા પછી (જરૂરત વિના) વધુ બેસી ન રહેવું.
(૧૩) પત્નીને પોતાના હાથથી ખાણું ખવડાવવું.





---

ફરમાવો અને તેમની ઉપર રહમત ફરમાવો. (મુસ્લિમ : ૨/૧૮૦, હદીસ : ૫૩૨૮)

(૧૨) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿فَإِذَا طَعِمْتُمْ فَانْتَشِرُوْا﴾

અર્થ: ફરી જયારે ખાઈને પરવારી જાવ તો તરત વિખેરાય જાવ. (સૂ.અહઝાબ :૫૩)

(૧૩) قال النبي ﷺ لسعد بن أبي وقاص : وإنك لن تنفق نفقة تبتغي بها وجه الله إلا أجر عليها، حتى ما تجعل في في امرأتك .

અર્થ: આપ(ﷺ) એ હઝરત સઅદ (રદિ.)થી ફરમાવ્યું કે તુ જે પણ નફકહ (પત્ની–બાળકોનો ભરણપોષણ ખર્ચ) અલ્લાહની ખુશી માટે ખર્ચ કરશે તો તેના ઉપર (પણ) સવાબ આપવામાં આવશે અહીયા સુધી કે તે કોળિયાને પણ જે તુ તારી પત્નીના મોઢામાં મુકે. (બુખારી : ૧/૧૭૩ હદીસ : ૧૨૯૫)

# પીવાના આદાબ

(૧) બિસ્મિલ્લાહ પઢવું.
(૨) ઠંડુ અને મીઠું પાણી (એટલે કે ખારૂ ન હોય) પીવું.
(૩) પાણી જોઈને પીવું. (મુતાલિઉલ બુદૂર વ મનાઝિલુસ્સુરૂર:૧/૧૭૬)
(૪) જો પાણીમાં માંખી પડી જાય અને તે પાણીને પીવું હોય તો પહેલા માંખીને ડુબાડી (કાઢી) પાણી પીવું.
(૫) બેસીને પીવું.
※ નોંધ: બેસવાનો મોકો ન હોય તો ઊભા ઊભા પીવાની ગુંજાઈશ છે.

---

(૧) હઝરત નવફલ બિન મુઆવિયહ (રદિ.) ફરમાવે છે :
رأيت رسول الله ﷺ يشرب بثلاثة أنفاس، يسمي الله في أولها .
અર્થ: મેં આપ (ﷺ)ને જોયા કે આપ ત્રણ શ્વાસે પાણી પી રહયા છે અને શરૂઆતમાં બિસ્મિલ્લાહ પઢી રહયા છે. (મજમઉલ્ અવસત લિત્તબરાની : ૬/૨૯૪, હદીસ : ૬૪૫૨)
(૨) હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે :
كان أحب الشراب إلى رسول الله ﷺ الحلو البارد .
અર્થ: આપ(ﷺ)ને સૌથી વધુ પ્રિય પીણુ મીઠું અને ઠંડુ પાણી હતું. (શમાઈલે તિરમિઝી : પાન નં.: ૧૩૭, હદીસ : ૨૦૮)
(૪) આપ(ﷺ)નું ફરમાન છે :
إذا وقع الذباب في شراب أحدكم فليغمسه ثم لينزعه، فإن في أحد جناحيه داء وفي الآخر دواء .
અર્થ: જયારે કોઈ પીણામાં માંખી પડી જાય તો તેને ડૂબાડીને કાઢી નાંખે, એટલા માટે કે તેની એક પાંખમાં બીમારી છે અને બીજી પાંખમાં ઈલાજ (દવા) છે. (બુખારી : ૧ / ૪૬૭, હદીસ : ૩૩૨૦)
(૫) આપ(ﷺ) નું ફરમાન છે : لا يشربن أحد منكم قائما، فمن نسي فليستقيئ .
અર્થ: તમારામાંથી કોઈ ઊભા ઊભા પાણી પીએ નહી અને જે ભુલી જાય તે ઊલ્ટી કરી દે. (મુસ્લિમ: ૨ / ૧૭૩, હદીસ : ૨૦૨૬)
※ હઝરત નઝ્ઝાલ બિન સબરહ (રદિ.)નું ફરમાન છે :

(૬) જમણાં હાથથી પાણી પીવું.

(૭) ત્રણ શ્વાસમાં પીવું.

(૮) વાસણમાં શ્વાસ લેવો નહી.

(૯) વાસણના તુટેલા કિનારેથી પાણી પીવું નહી.

(૧૦) મશક (બોટલ)ને મોઢું લગાડીને પીવું નહી.

---

أتى عليٌّ باب الرحبة، فشرب قائما، وقال : إني رأيت رسول الله ﷺ فعل كما رأيتموني فعلتُ .

**અર્થ:** હઝરત અલી (રદિ.)કુફાના ચોક પાસે તશરીફ લાવ્યા અને ત્યા ઊભા ઊભા પાણી પીધું અને ફરમાવ્યું : મેં નબી (ﷺ) ને આવું કરતા જોયા જેવું કે તમે મને કરતાં જોયો. (બુખારી : ૨ / ૮૪૦, હદીસ : ૫૬૧૫)

(૬) આપ(ﷺ) નું ફરમાન છે :

إذا شرب فليشرب بيمينه، فإن الشيطان يأكل بشماله ويشرب بشماله .

**અર્થ:** અને જયારે પીઓ તો જમણા હાથથી પીઓ કેમકે શયતાન ડાબા હાથથી ખાય છે અને ડાબા હાથથી પીએ છે.(મુસ્લિમ : ૨ / ૧૭૨,હદીસ :૨૦૨૦)

(૭) હઝરત નવફલ બિન મુઆવિયહ (રદિ.) ફરમાવે છે :

رأيت رسول الله ﷺ يشرب بثلاثة أنفاس .

**અર્થ:** મેં આપ (ﷺ) ને જોયા કે આપ ત્રણ શ્વાસે પાણી પી રહયા છે. (મજમઉલ્ અવસત લિત્તબરાની : ૬/૨૯૪, હદીસ : ૬૪૫૨)

(૮) આપ (ﷺ)નું ફરમાન છે : إذا شرب أحدكم فلايتنفس في الإناء .

**અર્થ:** જયારે તમારામાંથી કોઈ પાણી પીએ તો વાસણમાં શ્વાસ ન લે.(બુખારી : ૨ / ૮૪૧, હદીસ : ૫૬૩૦)

(૯) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) ફરમાવે છે :

نهى رسول الله ﷺ عن الشرب من ثلمة القدح .

**અર્થ:** અલ્લાહના નબી(ﷺ)એ વાસણના તુટેલા કિનારાથી પાણી પીવાની મનાઈ ફરમાવી છે.(અબૂ દાઊદ : ૨ / ૫૨૩ , હદીસ : ૩૭૨૧)

(૧૦) હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે : نهى النبي ﷺ أن يشرب من فم السقاء.

**અર્થ:** આપ(ﷺ) એ મશકના મોઢાથી (ડાયરેક) પાણી પીવાની મનાઈ ફરમાવી છે. (બુખારી : ૨ / ૮૪૧, હદીસ : ૫૬૨૮)

(૧૧) વાસણમાં ફુંક મારવી નહીં.
નોંધ : હદીસકર્તાઓએ આ રિવાયતને "જરૂરતના વખત" સાથે જોડી છે.
(૧૨) શ્વાસ લેતી વખતે વાસણને મોંઢાથી દૂર કરવું.
(૧૩) પી રહયા પછી અલ્લાહના વખાણ બયાન કરવા.
(૧૪)પાણી પી રહયા પછી આ દુઆ પઢવી.......

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِيْ سَقَانَا عَذْباً فُرَاتاً بِرَحْمَتِهِ، وَلَمْ يَجْعَلْهُ مِلْحاً أُجَاجاً بِذُنُوْبِنَا .

(૧૫) દૂધ (અથવા દૂધથી બનાવેલું પીણું) પીતી વખતે આ દુઆ પઢવી.

اَللّٰهُمَّ بَارِكْ لَنَا فِيْهِ وَزِدْنَا مِنْهُ .

---

(૧૧) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) ફરમાવે છે:

أن النبي ﷺ نهى عن النفخ في الشراب .

અર્થ: આપ (ﷺ) એ પીણામાં ફુંક મારવાની મનાઈ ફરમાવી છે. (તિરમિઝી : ૨ / ૧૧, હદીસ : ૧૮૮૭)

(૧૨) આપ(ﷺ) નું ફરમાન છે: أبِن القدح إذاً عن فيك .

અર્થ: ત્યારે તુ પ્યાલાને પોતાના મોઢાથી દુર કરી દે (પછી શ્વાસ લે.)(તિરમિઝી: ૨/૧૧, હદીસ : ૧૮૮૭)

(૧૩) આપ(ﷺ) એ ફરમાવ્યું :

ان الله ليرضى عن العبد أن يأكل الأكلة فيحمده عليها، أو يشرب الشربة فيحمده عليها .

અર્થ: બેશક અલ્લાહ તઆલા બંદાની એ વાતને પસંદ કરે છે કે એ કોળિયો ખાય તો તેની ઉપર અલ્લાહની પ્રશંસા બયાન કરે અથવા એક ઘૂંટડો પાણી પીએ તો તેના ઉપર અલ્લાહની પ્રશંસા કરે. (મુસ્લિમ : ૨ / ૩૫૨, હદીસ : ૨૭૩૪)

(૧૪) હઝરત અબૂ જઅફર મુરસલન નકલ કરે છે :

كان إذا شرب الماء قال : الحمد لله الذي سقانا عذبا فراتا برحمته ، ولم يجعله ملحا أجاجا بذنوبنا .

અર્થ: આપ(ﷺ) જયારે પાણી પીતા તો આ દુઆ પઢતા الحمد لله الذي અંત સુધી.
તર્જુમો: સર્વ વખાણ તે અલ્લાહ માટે છે જેણે પોતાની રહમતો વડે અમને મીઠું, સરસ અને વધુ પાણી પીવડાવ્યું અને અમારા ગુનાહોને કારણે એને ખારું – કડવું બનાવ્યું નહી. (કન્ઝુલ ઉમ્માલ : ૭/૧૧૧, હદીસ : ૧૭૨૨૬)

(૧૫) આપ(ﷺ) નું ફરમાન છે :

(૧૬) દૂધ(તેમજ દરેક ચીકણી વસ્તુ)પીધા પછી કોગળા કરવા.
(૧૭) અનેક લોકોને એક વાસણમાં પીવાની વસ્તુ પેશ કરવામાં આવે તો જમણી બાજુવાળાને (પહેલા) આપવી.
(૧૮) જમણીબાજુ વાળા સિવાયને આપવું હોય તો તેની પરવાનગીથી આપવું.

---

من أطعمه الله الطعام فليقل اللّٰهُمَّ بارك لنا فيه وأطعمنا خيرا منه ومن سقاه الله لبنا فليقل اللّٰهُمَّ بارك لنا فيه وزدنا منه .

**અર્થ:** જેને અલ્લાહ તઆલા ખાણું ખવડાવે તો તે કહે : હે અલ્લાહ ! અમારા માટે આમાં બરકત અર્પણ કર અને અમને આનાથી ઉત્તમ ખવડાવ અને જેને અલ્લાહ તઆલા દૂધ પીવડાવે તો તે કહે : હે અલ્લાહ! અમારા માટે આમાં બરકત અર્પણ કર અને અમને હજુ વધુ દૂધ પીવડાવ. (તિરમિઝી:૨/૧૮૩,હદીસઃ ૩૪૫૫)

(૧૬) આપ(ﷺ) નું ફરમાન છે : إذا شربتم اللبن فتمضمضوا منه ؛ فإن له دسما.

**અર્થ:** જયારે તમે દૂધ પીઓ તો કોગળા કરી લો કેમકે તેમાં ચીકાશ હોય છે.(ઇબ્ને માજહ: પાન નં. ૩૮, હદીસ : ૪૯૯)

(૧૭) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) ફરમાવે છે :

أتي النبي ﷺ بلبن قد شيب بماء وعن يمينه أعرابي وعن شماله أبوبكر فشرب ثم أعطى الأعرابي وقال الأيمن.

**અર્થ:** આપ(ﷺ) પાસે પાણી મેળવેલ દૂધ લાવવામાં આવ્યું અને આપની જમણી બાજુ એક ગામડાના સહાબી હતા અને ડાબી બાજુ હઝરત અબૂબકર (રદિ.), તો આપ (ﷺ) એ પીધું પછી ગામડાના સહાબીને આપી દીધું અને ફરમાવ્યું : જમણી બાજુવાળો વધુ હકદાર છે. (બુખારી : ૨ / ૮૩૯, હદીસ : ૫૬૧૨)

(૧૮) હઝરત સહલ બિન સઅદ (રદિ.) ફરમાવે છે :

أن النبي ﷺ أتي بشراب فشرب منه وعن يمينه غلام وعن يساره الأشياخ فقال للغلام أتأذن لي أن أعطي هؤلاء ؟ فقال الغلام والله يارسول الله لا أوثر بنصيبي منك أحد فتلّه رسول الله ﷺ في يده .

**અર્થ:** આપ (ﷺ) પાસે એક પીણું લાવવામાં આવ્યું તો આપે તેમાંથી પીધું અને આપની જમણી બાજુ એક યુવાન છોકરો હતો અને ડાબી બાજુ મોટી ઉમરના લોકો હતા, તો આપે છોકરાથી ફરમાવ્યું કે તુ મને પરવાનગી આપે છે કે હું તેમને આપી દઉ ? તો નવયુવાને કહયું, હે અલ્લાહના રસૂલ ! અલ્લાહની કસમ

## (૧૯) પીવડાવનારે સૌથી છેલ્લે પીવું.(૧૯)



---

હું આપના તરફથી મળનાર પોતાના હિસ્સામાં કોઈને અગ્રિમતા નહીં આપું, તો આપ(ﷺ) એ તે પ્યાલો તેના હાથમાં આપી દીધો. (બુખારી : ૨ / ૮૪૦, હદીસ : ૫૬૨૦)

(૧૯) આપ(ﷺ) નું ફરમાન છે : إن ساقي القوم أخرهم شربا.

અર્થ: બેશક લોકોને પીવડાવનાર સૌથી છેલ્લે પીએ છે. (મુસ્લિમ : ૧/૨૩૮, હદીસ : ૬૮૧)

# વુઝૂના આદાબ

(૧) જે ઝાત માટે પાકી હાસિલ કરી રહયો છે, તેનો ખૌફ અને દબદબો છવાય જાય. (અલ્ અદબ ફીદ્દીન : ૩૦)
(૨) શકય હોય ત્યાં સુધી બાવુઝૂ (વુઝૂ સહિત) રહેવાનો પ્રબંધ કરવો.
(૩) પાણીનો બગાડ ન કરવો.
(૪) કિબ્લા બાજુએ મોઢું કરીને વુઝૂ કરવું.
(૫) વુઝૂ વખતે નિય્યત કરવી.
(૬) પાક – સાફ જગ્યાએ વુઝૂ કરવું. (આલમગીરી : ૧/૯)
(૭) બિસ્મિલ્લાહ પઢીને વુઝૂ કરવું.
(૮) જમણી બાજુથી શરૂઆત કરવી.

---

(૨) આપ(ﷺ) નું ફરમાન છે : لن يحافظ على الوضوء إلا مؤمن .
અર્થ: વુઝૂની પાબંદી (પરિપૂર્ણ) મો'મિન જ કરે છે. (ઈબ્ને માજહ : પાન નં.૨૪ હદીસ :૨૭૯)
(૩) مر (النبي ﷺ) بسعد وهو يتوضأ فقال: ماهذا السرف يا سعد!؟ قال: أفي الوضوء سرف؟قال: نعم، وإن كنت على نهر جار .
અર્થ: આપ (ﷺ) હઝરત સઅદ (રદિ.) પાસેથી પસાર થયા જયારે કે તેઓ વુઝૂ કરી રહયા હતા, તો આપ(ﷺ) એ ફરમાવ્યું : હે સઅદ ! આ પાણીનો બગાડ કેવો ? અરજ કરી કે શું વુઝૂમાં પણ ઈસરાફ (બગાડ)હોય છે? આપ(ﷺ) એ ફરમાવ્યું: હાં! ભલે આપ વહેતી નદીના કિનારા પર હોય. (ઈબ્ને માજહ :પાન નં.૩૪ હદીસ: ૪૨૫)
(૪) (الجلوس على مكان مرتفع) تحرزا عن الغسالة، (واستقبال القبلة) في غير حالة الاستنجاء . (તહતાવી અલા મરાકિયુલ ફલ્લાહ : ૪૨)
(૫) આપ(ﷺ) એ ફરમાવ્યું : إنما الأعمال بالنيات .
અર્થ: સર્વ કર્મોનો આધાર નિય્યત પર છે. (બુખારી : ૧/૨, હદીસ :૧)
(૭) આપ (ﷺ) એ ફરમાવ્યું : لاوضوء لمن لم يذكر اسم الله عليه .
અર્થ: તે વ્યકિતનું(પરિપૂર્ણ) વુઝૂ નથી જે વુઝૂ કરતી વખતે અલ્લાહનું નામ ન લે. (તિરમિઝી : ૧/૧૩,હદીસ :૨૫)
(૮) આપ(ﷺ) એ ફરમાવ્યું : إذا توضأتم فابدء وا بميامنكم .
અર્થ: જયારે તમે વુઝૂ કરો તો જમણી બાજુથી શરૂઆત કરો. (ઈબ્ને માજહ :પાન નં. ૩૩, હદીસ : ૪૦૨)

(૯) ક્રમવાર વુઝૂ કરવું. (નૂરૂલ ઈજાહ : ૧૪૭)
(૧૦) લગાતાર (પેદરપે) વુઝૂ કરવું. (નૂરૂલ ઈજાહ : ૧૪૭)
(૧૧) વુઝૂના અંગોને ઘસી ઘસીને ધોવા.
(૧૨) સારી રીતે વુઝૂ કરવું.
(૧૩) વુઝૂ કરતી વખતે દુનિયાની વાતો કરવી નહી.
(૧૪) વુઝૂથી પહેલા ત્રણ વાર હથેળીઓ ધોવી.
(૧૫) વુઝૂ કરતી વખતે اَللّٰهُمَّ اغْفِرْلِيْ ذَنْبِي وَوَسِّعْ لِيْ فِيْ دَارِيْ وَبَارِكْ لِيْ فِيْ رِزْقِيْ અને વુઝૂના અવયવોની હદીસમાં દર્શાવેલ (મન્કૂલ) દુઆઓ પઢતા રહેવું.
(૧૬) મિસ્વાક (દાંતણ) કરવું.

---

(૧૧) والدلك أيضاً سنة . (હલબી કબીર : ૨૪)

(૧૨) આપ(ﷺ) એ ફરમાવ્યું : إذاقمت إلى الصلاة فاسبغ الوضوء .

અર્થ: જયારે તમે નમાઝ માટે ઊભા થાઓ તો કામિલ (પરિપૂર્ણ) વુઝૂ કરો(ઈબ્ને માજહઃ પાન નં.:૩૫ હદીસ:૪૪૭)(દરેક અવયવોને ત્રણ વખત ધોવા કામિલ વુઝૂ ગણાય છે.)

(૧૩) ومن آدابه : عدم التكلم بكلام الناس . (શામી : ૧ /૨૫૦)

(૧૪) لأن عثمان دعا بوضوء فتوضأ فغسل كفيه ثلاث مرات ثم قال: رأيت رسول الله ﷺ توضأ نحو وضوئي هذا .

અર્થ: હઝરત ઉસ્માન (રદિ.) એ વુઝૂ માટે પાણી મંગાવ્યું અને વુઝૂ કર્યુ તો ત્રણ વખત પોતાની હથેળીઓને ધોઈ, પછી ફરમાવ્યું : મેં અલ્લાહના નબી (ﷺ) ને આ રીતે વુઝૂ કરતા જોયા હતા. (બુખારી : ૧/૨૮, હદીસ : ૧૯)

(૧૫) હઝરત અબૂ મૂસા (રદિ.) ફરમાવે છે :

قال أبو موسى أتيت رسول الله ﷺ وتوضأ فسمعته يدعو يقول اللّٰهُمَّ اغفر لي ذنبي ووسع لي في داري وبارك لي في رزقي .

અર્થ: હું આપ (ﷺ) પાસે પહોંચ્યો તો આપ (ﷺ) વુઝૂ ફરમાવી રહયા હતા, તો મેં આપને આ દુઆ પઢતા સાંભળ્યા اَللّٰهُمَّ અંત સુધી. (સુનને કુબ્રા લિન્નસાઈ:૯/૨૬, હદીસ :૯૮૨૮ )

(૧૬) આપ(ﷺ)એ ફરમાવ્યું لولا أن أشق على أمتي لأمرتهم بالسواك مع كل وضوء .

અર્થ: જો મને મારી ઉમ્મત પર તકલીફનો ભય ન હોત તો હું તેમને દરેક વુઝૂ વખતે મિસ્વાક – દાંતણનો હુકમ આપતો. (મુઅત્તા માલિક : ૧/૬૬)

(૧૭) ત્રણ વાર કોગળા કરવા.
(૧૮) ત્રણ વાર નાકમાં પાણી ચઢાવવું.
(૧૯) મોઢા અને નાકમાં જમણા હાથથી પાણી નાંખવું અને પછી ડાબા હાથથી નાક સાફ કરવું.
(૨૦) જેને રોઝો ન હોય એવા વ્યકિતએ કોગળા અને નાકમાં પાણી નાંખવામાં મુબાલગા (અતિરેક) કરવું.
(૨૧) ચેહરો અને હાથ ધોતી વખતે ખોબા વડે પાણી લેવું.

---

(૧૭,૧૮) હઝરત યહયા (રહ.) ફરમાવે છે :

شهدت عمرو بن أبي حسن سأل عبد الله بن زيد عن وضوء النبي ﷺ فدعا بتور من ماء فتوضأ لهم فكفأ على يديه فغسلهما ثلاثا ثم أدخل يده في الإناء فمضمض واستنشق واستنثر ثلاثا بثلاث غرفات من ماء .

અર્થ: મેં અમ્ર બિન અબૂ હસનને જોયા કે તેમને અબ્દુલ્લાહ બિન ઝૈદ (રદિ.)થી આપ (ﷺ) ના વુઝૂની કેફીયત વિશે પુછયું તો તેમને પાણીનું વાસણ મંગાવ્યું અને હાજરજનોને વુઝૂ કરીને બતાવ્યું, માટે(પહેલા) પોતાના બંને હાથો પર પાણી નાંખ્યું અને તેને ત્રણ વખત ધોયા પછી વાસણમાં પોતાના હાથ નાંખીને પાણી લઈને ત્રણ વખત કોગળા કર્યા,નાકમાં પાણી નાંખ્યું અને નાક છીંક્યું(સાફ કર્યુ). (બુખારી : ૧ / ૩૨, હદીસ : ૧૯૨)

(૧૯) وكون (المضمضة والاستنشاق باليد اليمنى لشرفها (والا متخاط باليسرى لامتهانها.
(તહતાવી અલા મરાકિયુલ ફલ્લાહ :૪૨)

(૨૦) આપ(ﷺ) એ ફરમાવ્યું :

أسبغ الوضوء وخلل بين الأصابع، وبالغ في الاستنشاق إلا أن تكون صائما .

અર્થ: વુઝૂને સારી રીતે કરો અને આંગળીઓ વચ્ચે ખિલાલ કરો અને રોઝેદાર ન હોય તો નાકમાં પાણી પહોંચાડવામાં અતિરેક (મુબાલગા)થી કામ લો.(અબૂ દાઉદ : ૧/૧૯, હદીસ : ૧૪૨)

(૨૧) હઝરત અતા બિન યસાર (રદિ.) ફરમાવે છે :

فقال عطاء بن يسار أن ابن عباس توضأ فغسل وجهه، أخذ غرفة من ماء فتمضمض بها واستنشق، ثم أخذ غرفة من ماء فغسل بها هكذا أضافها إلى يده الأخرى، فغسل بها وجهه.

અર્થ: હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) એ વુઝૂ કર્યુ અને પોતાનો ચહેરો ➲

(૨૨) મોઢુ ધોતી વખતે કપાળ–પેશાનીથી શરૂઆત કરવી. (મુરાકિયુલ ફલ્લાહ : ૪૧)

(૨૩) મોઢા પર પાણી જોરથી ન મારવું.

(૨૪) આંખના ખૂણા –ખાંચાઓમાં હાથ ફેરવવા.

(૨૫) દાઢીનો ખિલાલ કરવો.

(૨૬) હાથ અને પગની આંગળીઓના છેડેથી ધોવાની શરૂઆત કરવી.

(૨૭) કોણીઓ અને એડીઓ પર એહતિમામથી પાણી વહાવવું.

---

ધોયો, એક મુઠ્ઠી(ખોબા)માં પાણી લીધું અને કોગળો કર્યો અને નાકમાં પાણી નાંખ્યું પછી એક ખોબામાં પાણી લીધુ અને તેનાથી એવી રીતે કર્યુ કે તેમાંથી થોડુક પાણી બીજા હાથમાં નાંખીને પોતાના ચહેરાને બંને હાથો વડે ધોયો. (બુખારી:૧/૨૬ હદીસ:૧૪૦)

(૨૩) مكروهه : لطم الوجه أوغيره بالماء تنزيها. (શામી : ૧ ૨૫૭)

(૨૪) હઝરત અબૂ ઉમામહ (રદિ.) આપ(ﷺ) ના વુઝૂનું વર્ણન કરતા બયાન કરે છે:

كان رسول الله ﷺ يمسح المأقين.

અર્થ: આપ (ﷺ) આંખના ખૂણા–ખાંચામાં હાથ ફેરવતા હતા. (અબૂ દાવુદ : ૧/૧૮ હદીસ: ૧૩૪)

(૨૫) હઝરત અનસ (રદિ.) ફરમાવે છે:

أن رسول الله ﷺ كان إذا توضأ أخذ كفا من ماء فأدخله تحت حنكه، فخلل به لحيته، وقال: هكذا أمرني ربي.

અર્થ: અલ્લાહના નબી (ﷺ) જયારે વુઝૂ કરતા તો હથેળીમાં પાણી લેતા અને પોતાની દાઢીની નીચે તેને દાખલ કરી દાઢીનો ખિલાલ કરતા અને ફરમાવતા: મને મારા પરવરદિગારે આ હુકમ આપ્યો છે. (અબૂ દાઉદ : ૧/૧૯, હદીસ:૧૪૫)

(૨૬) (و)يسن البداءة بالغسل من(رؤوس الأصابع)في اليدين والرجلين. (મરાકિઉલ ફલ્લાહ:૪૧)

(૨૭) હઝરત જાબિર (રદિ.) ફરમાવે છે :

અર્થ: આપ (ﷺ) જયારે વુઝૂ કરતા તો કોણીઓ પર પાણી વહાવતા. (બયહકી : ૧/૯૩, હદીસ : ૨૫૬)

નબી(ﷺ) નું ફરમાન છે : ويل للأعقاب من النار.

અર્થ: વુઝૂમાં સુકી રહી જતી એડીઓ માટે જહન્નમની વઈદ છે. (તિરમિઝી : ૧ / ૧૬, હદીસ : ૪૧)

(૨૮) આંગળીમાં ખિલાલ કરવો.
(૨૯) પગની આંગળીઓનો ખિલાલ (ડાબા હાથની) ટચલી આંગળી વડે કરવો.
(૩૦) ત્રણ વખત વુઝૂના અવયવોને ધોવા. (આ સુન્નત છે જો પાણીની અછત વગેરે હોય તો એક વાર અથવા બે વાર પણ કરી શકાય છે.)
(૩૧) વુઝૂના અંગોને ત્રણ વારથી વધુ ન ધોવા.
(૩૨) આખા માથાનો મસહ કરવો.
(૩૩) મસહની શરૂઆત પેશાની – કપાળેથી કરવી અને બન્ને હાથ વડે મસહ કરવો.

---

(૨૮) આપ(ﷺ) એ ફરમાવ્યું : كان رسول الله ﷺ إذا توضأ أدار الماء على مرفقيه .
અર્થ: પોતાના હાથ અને પગની આંગળીઓનો ખિલાલ કરો.(અહમદ :૪/૩૬૫ , હદીસ : ૨૬૦૪)

(૨૯) હઝરત મસ્તૂદ બિન શદાદ (રદિ.) ફરમાવે છે :
رأيت رسول الله ﷺ إذا توضأ يدلك أصابع رجليه بخنصره .
અર્થ: મેં નબીએ કરીમ (ﷺ) ને જોયા કે જયારે આપ (ﷺ) વુઝૂ કરતા તો પોતાની (હાથની) નાની આંગળી વડે પગનો ખિલાલ કરતા હતા.(અબૂદાઉદ: ૧/૪૦, હદીસ: ૧૪૮)

قد توضأ النبي ﷺ يوما ثلاثا ثلاثا، ثم قال: هكذا الوضوء، فمن زاد على هذا أو نقص فقد أساء وظلم. (૩૦,૩૧)
અર્થ: આપ (ﷺ) એ એક વાર વુઝૂના અવયવોને ત્રણ ત્રણ વાર ધોઈ ઈર્શાદ ફરમાવ્યો: વુઝૂ આ રીતે થાય છે માટે જે વ્યકિત તેમાં વધારો અથવા ઘટાડો કરે તો તેને ખોટુ કર્યુ અને જુલ્મ કર્યો. (અબૂદાઉદ :૧/૧૮, હદીસ : ૧૩૫)

(૩૨) لأن النبي ﷺ كان إذا توضأ أدخل يده في الإناء، فمسح برأسه، فأقبل بيديه وأدبر بهما.
અર્થ: નબીએ કરીમ (ﷺ) જયારે વુઝૂ કરતા તો વાસણમાં હાથ દાખલ કરતા પછી પોતાના માથાનો મસહ કરતા અને પોતાના હાથને આંગળીથી પાછળ તરફ અને પાછળથી આગળ તરફ લાવતા.(બુખારી :૧/૩૨, હદીસ :૧૯૨)

(૩૩) الأظهر أن يضع كفيه وأصابعه على مقدم رأسه ويمدهما إلى القفا على وجه يستوعب جميع الرأس. (અલબહરૂર્રાઈક : ૧ / ૨૮)

(૩૪) કાનની અંદર અને બહારથી મસહ કરવો.
(૩૫) કાનનો મસહ કરતી વખતે કાનના કાણામાં નાની આંગળી નાંખવી.
(૩૬) ગુપ્તાંગો સાથે લાગેલા કપડા પર પાણી છાંટવું. (ખાસ કરીને શંકાના રોગીઓએ)
(૩૭)(જો લોટો અને વાસણથી વુઝૂ કરી રહયો હોય તો) વુઝૂનું વધેલુ પાણી ઊભા થઈને પીવું.
(૩૮) વુઝૂ પછી આકાશ તરફ જોઈ આ દુઆ પઢવી.

أَشْهَدُ أَن لَّا إِلٰهَ إِلَّا اللهُ وَحْدَه لَاشَرِيْكَ لَه وَأَشْهَدُ أَنَّ مُحَمَّداً عَبْدُهٗ وَرَسُوْلُهٗ
اَللّٰهُمَّ اجْعَلْنِيْ مِنَ التَّوَّابِيْنَ وَاجْعَلْنِيْ مِنَ الْمُتَطَهِّرِيْنَ.

---

(૩૪) હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) ફરમાવે છે :
قال ابن عباس: أن النبي ﷺ مسح برأسه وأذنيه باطنهما بالسباحتين وظاهرهما بإبهاميه.
અર્થ: આપ(ﷺ) એ પોતાના માથાનો અને બંને કાનનો મસહ કર્યો, કાનના અંદરના ભાગમાં શહાદત (કલિમા)ની આંગળીથી અને બહારના ભાગમાં અંગૂઠાથી. (નસાઈ : ૧ / ૧૪,હદીસ : ૧૦૧)
(૩૫) (وادخال خنصره في صماخ أذنيه) مبالغة في المسح . (મરાકિયુલ ફલ્લાહ : ૪૨)
(૩૬) હઝરત હકમ (રદિ.) ફરમાવે છે : أن رسول الله ﷺ بال ثم توضأ ونضح فرجه .
અર્થ: આપ(ﷺ) એ પેશાબ કર્યા પછી વુઝૂ કર્યુ અને પોતાના ગુપ્તાંગો સાથે લાગેલા કપડાં પર પાણી છાંટયું. (અબૂ દાઉદ : ૧/૨૨, હદીસ: ૧૬૬)
(૩૭) روي عن علي: أنه توضأ ثم قام فأخذ فضل طهوره فشربه وهو قائم.
અર્થ: હઝરત અલી.(રદિ.) વિશે રિવાયત છે કે તેમણે વુઝૂ કર્યુ પછી ઊભા થયા અને વુઝૂનું વધેલુ પાણી લીધું અને ઊભા ઊભા તેને પીગયા. (તિરમિઝી:૧/૧૭,હદીસ:૪૮)
(૩૮) આપ(ﷺ) એ ફરમાવ્યું :
من توضأ فأحسن الوضوء ثم قال : "أشهد أن لا إله إلا الله وحده لاشريك له ، وأشهد أن محمدا عبده ورسوله، اللّٰهُمَّ اجعلني من التوابين واجعلني من المتطهرين" فتحت له أبواب الجنة ، يدخل من أيها شاء .
અર્થ: જે માણસે વુઝૂ કર્યુ અને સારી રીતે વુઝૂ કર્યુ (એક રિવાયતમાં છે :

(૩૯) વુઝૂ કરી રહયા પછી રૂમાલનો ઉપયોગ કરવો.

(૪૦) વુઝૂ કરી રહયા પછી નમાઝ શરૂ થતા સુધી બિલકુલ શાંત(પુર સુકૂન) રહેવું.(અલ અદબ ફીદ્દીન : ૩૦)

(૪૧) તહિય્યતુલ વુઝૂ(ની નમાઝ) પઢવી.



---

૮ સારી રીતે વુઝૂ પછી તેણે આકાશ તરફ જોયું) પછી તેણે કહયું : أشهد أن (અંત સુધી) તો જન્નતના બધા દરવાજા તેના માટે ખોલી દેવામાં આવે છે, તે જયાંથી ઈચ્છે પ્રવેશ મેળવી લે, દુઆનો તર્જુમો : હું સાક્ષી આપું છું કે અલ્લાહ વગર કોઈ મા'બૂદ(ઈબાદતને લાયક) નથી તે એકલો છે, કોઈ તેનો ભાગીદાર નથી અને હું સાક્ષી આપું છું કે મુહમ્મદ (ﷺ)અલ્લાહના બંદા અને તેના રસૂલ છે, હે અલ્લાહ મને તોબા કરનારાઓમાં દાખલ ફરમાવ અને મને પાક – સાફ રહેનારાઓમાંથી બનાવ. (તિરમિઝી : ૧/ ૧૮, હદીસ : ૫૫)

فأحسن الوضوء ثم رفع نظره إلى السماء. (અબૂદાઉદ : ૧/૨૩, હદીસ : ૧૭)

(૩૯) હઝરત આઈશા (રદિ.) નું ફરમાન છે :

كانت لرسول الله ﷺ خرقة ينتشف بعد الوضوء .

અર્થ: અલ્લાહના નબી (ﷺ) પાસે એક કપડું હતું, જેનાથી આપ(ﷺ) વુઝૂ પછી (વુઝૂના અવયવોને) લૂંછી લેતા હતા.(તિરમિઝી : ૧/૧૮ હદીસ:૫૩)

(૪૧) આપ (ﷺ) એ ફરમાવ્યું :

من توضأ فأحسن الوضوء ثم صلى ركعتين لا يسهو فيهما ، غفر الله له ماتقدم من ذنبه .

અર્થ: જે વ્યકિત વુઝૂ કરે અને સારી રીતે વુઝૂ કરે પછી બે રકાત નમાઝ પઢે તેમાં ભુલ ન કરે તો અલ્લાહ તઆલા તેના આગલા ગુનાહોને માફ કરી દે છે. (અબૂ દાઉદ : ૧ / ૧૩૦, હદીસ : ૯૦૫)

# મિસ્વાકના આદાબ

(૧) વધુ પ્રમાણમાં મિસ્વાક કરવું.ખાસ કરીને વુઝૂ વખતે મિસ્વાક કરવું.
(૨) મિસ્વાક જમણા હાથે પકડવું.
* નોંધ : મિસ્વાક પકડવાની રીત : જમણા હાથની સૌથી નાની આંગળીને મિસ્વાકની નીચે મુકે અને તેની બાજુની અને વચ્ચેની તેમજ શહાદતની આંગળીને મિસ્વાક પર રાખે અને અંગૂઠાને મિસ્વાક ઉપર નીચે બાજુ રાખે.
(૩) મિસ્વાક કરવામાં જમણી તરફથી શરૂઆત કરવી.
(૪) પહોળાઈમાં મિસ્વાક કરવું.

---

(૧) આપ(ﷺ) નું ફરમાન છે : أمرت بالسواك حتى خشيت أن يكتب علي .
**અર્થ:** મને મિસ્વાકનો એટલી વખત હુકમ થયો કે મને ફર્ઝ થવાનો ભય થઈ ગયો. (અહમદ : ૨૫/૩૮૯,હદીસ : ૧૬૦૦૭)

☛ અન્ય એક રિવાયતમાં છે કે

لولا أن أشق على أمتي لأمرتهم بالسواك مع كل وضوء .

**અર્થ:** જો હું ઉમ્મત પર એ વાત મુશ્કેલ ન સમજતો તો હું તેમને દરેક વુઝૂ વખતે મિસ્વાકનો હુકમ આપતો. (મુઅત્તા માલિક : ૧/૬૬)

(૨) وندب إمساكه بيمناه . (શામી : ૧/૨૩૪)

* والسنة في أخذه: أن تجعل خنصر يمينك أسفله، والبنصر والسباية فوقه، والإبهام أسفل رأسه، كما رواه ابن مسعود رضـ . (મરાકિઉલ ફલાહ :૩૮)

(૩) હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે:

كان رسول الله ﷺ يحب التيمن ما استطاع في شأنه كله : في طهوره ، وترجله، ونعله، قال مسلم :وسواكه ولم يذكر في شأنه كله .

**અર્થ:** અલ્લાહના નબી (ﷺ) દરેક કામમાં શકય હોય ત્યાં સુધી જમણી બાજુને પસંદ ફરમાવતા હતા, અહીયા સુધી કે વુઝૂમાં, માથુ ઓળવામાં,પગરખા પહેરવામાં, મિસ્વાક કરવામાં. (અબૂ દાઉદ : ૨/૫૭૧, હદીસ : ૪૧૪)

(૪) હઝરત હુઝયફા (રદિ.) ફરમાવે છે:

كان النبي ﷺ إذا قام من الليل يشوص فاه بالسواك .

**અર્થ:** અલ્લાહના નબી (ﷺ) જયારે તહજ્જુદ માટે ઉઠતા તો પહોળાઈમાં મિસ્વાક ➲

(૫) મિસ્વાક ઓછામાં ઓછુ ત્રણ વખત અલગ અલગ પાણી લઈને કરવું.

(૬) મિસ્વાક ધોઈને વાપરવું અને વાપરીને ધોઈ લેવું.

(૭) જો મજબુરીથી મિસ્વાકને નરમ કરવા માટે ચાવી શકતો ન હોય તો બીજાથી ચવાઈને મિસ્વાક કરવું.

(૮) મિસ્વાક ન હોય તો આંગળી વડે કરવું, પરંતુ તેની આદત બનાવી લેવી નહીં.

(૯) બાળકો અને પોતાના હાથ નીચેના લોકોને પણ મિસ્વાકની તા'લીમ આપવી. (શર્હે મુસ્લિમ : ૧૨૭)

(૧૦) અનેક લોકોની હાજરીમાં જો મિસ્વાક આપવી હોય તો મોટી વ્યકિતને મિસ્વાક પેશ કરવી.

---

કરતા હતા. (બુખારી : ૧/૩૮, હદીસ : ૨૪૫)

والشوص: دلك الأسنان بالسواك عرضا، قاله ابن الأعرابي وإبراهيم الحربي وأبوسليمان الخطابي وأخرون . [شرح مسلم للنووي ١٢٨]

قال في الدر (ويستاك عرضا، لاطولا) . [شامي ١: ٢٣٥]

(૫) والمستحب فيه ثلاث بثلاث مياه . (શામી : ૧/૨૩૪)

(૬) وعبارة بعضهم : والمستحب بلُّه إن كان يابسا، وغسله بعد الاستياك؛ لئلا يستاك به الشيطان . (તહતાવી : ૩૭)

(૭) હઝરત આઈશા (રદિ.) એ અલ્લાહના નબી (ﷺ)ના મરઝુલ વફાત (અંતિમ દિવસો)માં હઝરત અબ્દુર્રહમાન (રદિ.)ના હાથમાંથી મિસ્વાક લઈને ચાવીને હુઝૂર (ﷺ) ને આપ્યું હતું. (બુખારી : ૨/૬૩૮, હદીસ :૪૪૩૮)

(૮) હઝરત અમ્ર બિન ઔફ મુઝની (રદિ.) ફરમાવે છે :

الأصابع تجري مجرى السواك إذا لم يكن السواك .

અર્થ: આપ(ﷺ) એ ફરમાવ્યું : જયારે મિસ્વાક ન હોય તો આંગળીઓ મિસ્વાકની જગ્યાએ હશે. (અલમુઅજમુલ અવસત તબરાની : ૬/૨૮૮)

(૧૦) હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે :

كان رسول الله ﷺ يستن وعنده رجلان، أحدهما أكبر من الآخر، فأوحي إليه في فضل السواك :أن كبر أعط السواك أكبرهما .

અર્થ: અલ્લાહના રસૂલ (ﷺ) મિસ્વાક ફરમાવી રહયા હતા અને આપની પાસે

**નોંધ :** બે મોકાઓ પર દાંતણ (મિસ્વાક) કરવાનો ખાસ એહતિમામ કરવો જોઈએ:(૧) દાંતનું પીળા પડી જવું (૨) મોઢામાંથી દુર્ગંધ આવવી. (મિરકાતુલ મફાતિહ:૨/૩)





બે વ્યકિતઓ હાજર હતી, તેમાંથી એક બીજાથી મોટી હતી,(આપ ﷺ મિસ્વાક કરી રહયા પછી નાનાને આપવા માંગતા હતા) તો તે વખતે જ આપ પર મિસ્વાકની ફઝીલત વિશે વહી આવી કે તેમાંથી મોટાને મિસ્વાક આપો. (અબૂ દાઉદ : ૧/૭, હદીસ : ૫૦)

# અઝાનના આદાબ

(૧) અલ્લાહ તઆલા ખાતર અઝાન આપવી.
(૨) મુઅઝ્ઝિનનું પરહેઝગાર હોવું.
(૩) અઝાન આપનારો સારી અને ઊંચી અવાજવાળો હોવો.
(૪) ગાવાના અંદાજમાં અઝાન ન આપવી.
(૫) તદ્દન નાસમજ બાળકે અઝાન ન આપવી.

---

(૧) આપ(ﷺ)નું ફરમાન છે : مَن أذن سبع سنين محتسبا كتب له براءة من النار.

**અર્થ:** જે વ્યકિત સાત વર્ષ સુધી સવાબની નિય્યતથી અઝાન આપે તેના માટે જહન્નમથી છુટકારો લખી દેવામાં આવે છે. (તિરમિઝી : ૧/૫૧, હદીસ : ૨૦૬)

(૨) આપ(ﷺ) નું ફરમાન છે : ليؤذن لكم خياركم وليؤمكم قراؤكم.

**અર્થ:** તમારામાંથી પરહેઝગાર વ્યકિત અઝાન આપે અને જે સૌથી સારુ કુર્આન પઢતો હોય અને આલિમ પણ હોય તે ઈમામત કરાવે. (અબૂદાઉદ:૧/૮૭,હદીસઃ ૫૯)

(૩) આપ(ﷺ) એ હઝરત અબ્દુલ્લાહ બિન ઝૈદ બિન અબ્દે રબ્બહથી ફરમાવ્યું :
فقم مع بلال، فألق عليه مارأيت فليؤذن به، فإنه أندىٰ منك صوتا.

**અર્થ:** હઝરત બિલાલ(રદિ.) પાસે ઊભા થઈ જાઓ અને સપનામાં જે જોયું છે તે તેમને કહો કે તેઓ અઝાન પઢે કારણ કે તેમની અવાજ તમારા કરતા ભારે (ઊંચી) છે. (અબૂદાઉદ: : ૧/૭૧,હદીસ:૪૯૯)

(૪) હઝરત યહયા બકાઈ (રદિ.) ફરમાવે છે :
قال رجل لابن عمر: إني لأحبك في الله، فقال ابن عمر: لكني أبغضك في الله، فقال: ولم؟ قال: إنك تتغنى في أذانك، وتأخذ عليه أجرا.

**અર્થ:** એકમાણસે હઝરત ઈબ્ને ઉમર (રદિ.)થી કહયું : હું તમારી સાથે અલ્લાહ તઆલા ખાતર મુહબ્બત કરું છું, તો ઈબ્ને ઉમર (રદિ.)એ ફરમાવ્યું: હું તમારાથી અલ્લાહ તઆલા ખાતર કિનો( દિલનો મેલ–ઈર્ષા) રાખુ છું, તો તે વ્યકિતએ અરજ કરી, કેમ?તો હઝરત ઈબ્ને ઉમર (રદિ.)એ ફરમાવ્યું : કેમકે તમે અઝાનને ગાવાના અંદાજમાં કહો છો અને અઝાન પર બદલો લો છો. (એટલે અઝાન સહીહ નથી અને પરહેઝગારીથી પણ દૂર છો.) (જમ્ઉલ ફવાઈદ:૧/૧૯૮,હદીસ :૧૧૭૪)

(૫) હઝરત અતા (રહ.) ફરમાવે છે : لا بأس أن يؤذن الغلام قبل أن يحتلم.

**અર્થ:** એ વાતમાં કોઈ વાંધો નથી કે બાલિગ થતા પહેલા બાલિગ( સમજદાર) ➲

(૬) વખતની પાબંદી કરવી.
(૭) વુઝૂ સાથે અઝાન આપવી.
(૮) ઊંચી જગ્યાએ ચઢી અઝાન આપવી.
(૯) કિબ્લા તરફ મોઢું કરીને અઝાન આપવી.
(૧૦) ઊભા ઊભા અઝાન આપવી.
(૧૧)(અઝાન પઢતી વેળા) કાનમાં આંગળીઓ નાંખવી.

---

છોકરો અઝાન આપે. (મુસન્નફ ઈબ્ને અબી શયબહ:૧/૪૦૫, હદીસ :૨૩૫૪)

(૬) આપ(ﷺ) એ ફરમાવ્યું : المؤذنون أمناء المسلمين على صلاتهم .
અર્થ: અઝાન કહેનારા મુસલમાનોની નમાઝોના અમાનતદાર છે. (એટલે આગળ – પાછળ અઝાન ન આપે.) (મુસ્નદે શાફી : ૧/૩૩)

(૭) આપ(ﷺ) નું ફરમાન છે : لا يؤذن إلا متوضئ .
અર્થ: વુઝૂ વાળી વ્યકિત જ અઝાન આપે. (તિરમિઝી :૧/૫૦, હદીસ:૨૦૧)

(૮) فقد كان بلال يؤذن على سطح امرأة من بني النجار، بيتها من أطول بيت حول المسجد.
અર્થ: હઝરત બિલાલ (રદિ.) બની નજ્જારની એક સ્ત્રીના મકાનની છત પર અઝાન આપતા હતા. કેમકે મસ્જિદની આસપાસના ઘરોમાં તેમનું સૌથી ઊંચુ મકાન હતું. (અબૂદાઉદ :૧/૭૭, હદીસ : ૫૧૯)

(૯) فاستقبل القبلة .
અર્થ: (હઝરત અબ્દુલ્લાહ બિન ઝૈદ બિન અબ્દે રબ્બહના સપનામાં આવી અઝાન આપનાર ફરિશ્તાએ) કિબ્લા તરફ મોઢું કર્યુ હતું. (અબૂદાઉદ:૧/૭૫, હદીસ :૫૦૭)

(૧૦) એક અન્સારી સહાબી (રદિ.) ફરમાવે છે :
رأيت رجلا كان عليه ثوبين أخضرين، فقام على المسجد، فأذن ثم قعد قعدة، ثم قام، فقال مثلها. إلخ
અર્થ: મે સપનામાં એક માણસને જોયો, કે તેમના શરીર પર બે લીલા રંગના કપડા છે, તેઓ મસ્જિદ પર ઉભા થયા અને અઝાન આપી, પછી થોડી વાર બેસ્યા, ફરી ઉભા થયા અને અઝાન જેવા કલિમા પઢયા. (એટલે ઈકામત પઢી) (અબૂદાઉદ : ૧/૭૪, હદીસ : ૫૦૬)

(૧૧) હઝરત અબૂ જુહયફા (રદિ.) ફરમાવે છે :
رأيت بلالا يؤذن ويدور، ويتبع فاه ههنا وههنا وإصبعاه في أذنيه .
અર્થ: મે હઝરત બિલાલ (રદિ.)ને જોયા કે તેઓ અઝાન આપી રહયા છે અને

(૧૨) અઝાનમાં મસ્નૂન શબ્દોનો પ્રબંધ કરવો.
(૧૩) થોભી થોભીને અઝાન આપવી.
(૧૪) હય્ય અલસ્સલાહ અને હય્ય અલલ્ ફલાહ વખતે પોતાના ચેહરાને જમણી – ડાબી બાજુ ફેરવ્વો.
(૧૫) ફજરની અઝાનમાં હય્ય અલલ ફલાહ પછી(બે વખત) "અસ્સલાતુ ખયરૂમ્ મિનન્નવ્મ" કહેવું.

---

(હય્ય અલસ્સલાહ અને હય્યઅલલ્ ફલાહમાં) પોતાના મોઢાને આમ તેમ ફેરવી રહયા છે, એવી સ્થિતિમાં કે તેમની બંને આંગળીઓ કાનમાં હતી. (તિરમિઝી : ૧/૪૯, હદીસ : ૧૯૭)

(૧૨) હદીસ શરીફમાં અઝાનના શબ્દો આ રીતે બયાન થયા છે.
الألفاظ الواردة للأذان : الله أكبر الله أكبر، الله أكبر الله أكبر، أشهد أن لا إله إلا الله، أشهد أن لا إله إلا الله، أشهد أن محمدارسول الله، أشهد أن محمدا رسول الله، حي على الصلاة، حي على الصلاة، حي على الفلاح، حي على الفلاح، الله أكبر الله أكبر، لا إله إلا الله . (અબૂદાઉદ : ૧/૭૧,હદીસ : ૪૯૯)

(૧૩) આપ(ﷺ) એ હઝરત બિલાલ (રદિ.) થી ફરમાવ્યું :
إذا أذنت فترسل في أذانك، وإذا أقمت فاحدر.
**અર્થ:** જયારે અઝાન કહો તો થોભી થોભીને કહો અને ઈકામતમાં જલ્દી કરો. (તિરમિઝી: ૧/ ૪૮, હદીસ:૧૯૫)

(૧૪) હઝરત અબૂ જુહયફહ (રદિ.) ફરમાવે છે :
رأيت بلالا يؤذن فجعلت أتتبع فاه هاهنا وهاهنا، يقول يمينا وشمالا: حي على الصلاة، حي على الفلاح.
**અર્થ:** મેં હઝરત બિલાલ (રદિ.)ને અઝાન આપતા તેમના મોંઢાને આજુ–બાજુ ફેરવતા જોયા, કે તેઓ જમણી બાજુએ હય્ય અલસ્સલાહ અને ડાબી બાજુએ હય્યઅલલ્ ફલાહ કહયા કરતા હતા. (મુસ્લિમ : ૧/૧૯૫, હદીસ :૫૦૩)

(૧૫) قال النبي ﷺ لأبي محذوره: فإن كان صلاة الصبح قلت: الصلاة خير من النوم، الصلاة خير من النوم.
**અર્થ:** હઝરત અબૂ મહઝૂરહ (રદિ.)ને અઝાન શિખવાડતા અલ્લાહના નબી (ﷺ) એ ફરમાવ્યું : જો ફજરની નમાઝનો વખત હોય તો (حي على الفلاح પછી) આમ કહે الصلاة خير من النوم، الصلاة خير من النوم (અબૂ દાઉદ:૧/૭૨, હદીસ :૫૦૦)

(૧૬) અઝાન સાંભળતી વખતે આ દુઆ પઢવી.

أَشْهَدُ أَنْ لَّا إِلٰهَ إِلَّا اللّٰهُ وَأَشْهَدُ أَنَّ مُحَمَّداً عَبْدُهٗ وَرَسُوْلُهٗ رَضِيْتُ بِاللّٰهِ رَبًّا وَّبِمُحَمَّدٍ رَسُوْلًا وَّبِالْإِسْلَامِ دِيْناً.

(૧૭) મગરિબની અઝાન સાંભળતા આ દુઆ પઢવી.

اَللّٰهُمَّ إِنَّ هٰذَا إِقْبَالُ لَيْلِكَ وَإِدْبَارُ نَهَارِكَ وَأَصْوَاتُ دُعَاتِكَ فَاغْفِرْلِيْ.

(૧૮) અઝાન વખતે વાતો ન કરવી.

(૧૯) અઝાનનો જવાબ આપવો.

---

(૧૬) આપ(ﷺ) એ ફરમાવ્યું :

من قال حين يسمع المؤذن "أشهد أن لا إله إلا الله وأشهد أن محمدا عبده ورسوله، رضيت بالله ربا وبمحمد رسولا وبالإسلام دينا" غفر له ذنبه .

અર્થ: જે વ્યકિત અઝાન આપનારની અવાજ સાંભળે અને આ કલિમા કહે: أشهد أن لا إله إلا الله (અંત સુધી) તો તેના બધા ગુનાહ માફ થઈ જાય છે. (મુસ્લિમ: ૧/૧૬૭, હદીસ : ૩૮૬)

(૧૭) હઝરત ઉમ્મે સલમહ (રદિ.) ફરમાવે છે :

علمني رسول الله ﷺ أن أقول عند أذان المغرب: اللّٰهُمَّ إن هذا إقبال ليلك، وادبار نهارك، وأصوات دعاتك؛ فاغفرلي .

અર્થ: મને અલ્લાહના નબી (ﷺ) એ મગરિબની અઝાન વખતે આ દુઆ પઢવાની તાકીદ કરી اللّٰهُمَّ إن هذا إقبال ليلك (અંત સુધી.) તર્જુમો : હે અલ્લાહ આ તારી રાતનો આરંભ અને દિવસનો અંત અને તને પોકારનારાઓની અવાજોનો સમય છે જેથી મારી મગફિરત ફરમાવી દે. (અબૂદાઊદ : ૧/૭૮, હદીસ : ૫૩૦)

(૧૮) ઈસ્માઈલ અઝરક ઈમામ શુઅ્બીથી નકલ કરે છે : أنه كره الكلام في الأذان .

અર્થ: તેઓ અઝાન થાય ત્યારે વાત કરવાને અપ્રિય સમજતા હતા. (મુસન્નફ ઈબ્ને અબી શયબહ : ૧/૧૯૩, હદીસ : ૨૨૦૬)

(૧૯) આપ(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યું :

إذا قال المؤذن ثم قال حي على الصلاة، قال: لاحول ولا قوة إلا بالله، ثم قال: حي على الفلاح، قال: لاحول ولا قوة إلا بالله . إلخ

અર્થ: જયારે મુઅઝ્ઝિન અઝાન કહે અને જયારે તે હય્ય અલસ્સલાહ કહે તો જવાબ આપનારો "લા હવ્લ વલા કુવ્વત ઈલ્લાહ બિલ્લાહ" કહે અને જયારે

(૨૦) અઝાન પછી દુરૂદ શરીફ પઢવું.

(૨૧) અઝાન પછી દુરૂદ શરીફ પઢી આ દુઆ પઢવી.

اَللّٰهُمَّ رَبَّ هٰذِهِ الدَّعوَةِ التَّامَّةِ وَالصَّلَاةِ القَائِمَةِ،اٰتِ مُحَمَّدًا الوَسِيلَةَ وَالفَضِيلَةَ وَابْعَثْهُ مَقَاماً مَّحْمُودًا الَّذِيْ وَعَدْتَّه .

(૨૨) અઝાન થઈ ગયા પછી મજબુરી વગર મસ્જિદમાંથી બહાર ન નીકળવું.

(૨૩) અઝાન અને ઈકામત વચ્ચે દુઆ માંગવી.

---

હય્યઅલલ્ફલાહ કહે તો(પણ) જવાબ આપનાર "લા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહ" કહે. (મુસ્લિમ:૧/૬૭, હદીસ:૩૮૫)

(૨૦) આપ(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યું :

إذا سمعتم المؤذن فقولوا مثل مايقول، ثم صلوا علي .

**અર્થ:** જ્યારે તમે મુઅઝ્ઝિનની અવાજ સાંભળો તો એવું જ કહો જેવું મુઅઝ્ઝિન કહે છે પછી મારા ઉપર દુરૂદ શરીફ પઢો. (મુસ્લિમ:૧/૧૬૬, હદીસ:૩૮૪)

(૨૧) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યું :

من قال حين يسمع النداء: "اَللّٰهُمَّ رب هذه الدعوة التامة، والصلاة القائمة ! أت محمدا الوسيلة والفضيلة ، وابعثه مقاما محمودا الذي وعدته" حلت له شفاعتى يوم القيامة .

**અર્થ:** જે વ્યક્તિ અઝાન પછી આ દુઆ اَللّٰهُمَّ رَبَّ هٰذِهِ (અંત સુધી) પઢે તો કિયામતના દિવસે મારી શફાઅત વાજિબ થઈ જશે. દુઆનો તર્જુમો : હે અલ્લાહ! હે આ પૂર્ણ દા'વત અને કાયમ થનારી નમાઝના રબ ! મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ને વસીલો અને ફઝીલત અર્પણ કર અને મહમૂદ નામી જગ્યા જેનું વચન આપે તેમને આપેલ છે તે આપને નસીબ કર. (બુખારી:૧/૮૬,હદીસ: ૬૧૪)

(૨૨) હઝરત અબૂ શઅષાઅ (રહ) ફરમાવે છે :

كنا مع أبي هريرة في المسجد، فخرج رجل حين أذن المؤذن للعصر، فقال أبوهريرة: أما هذا فقد عصى أبا القاسم ﷺ .

**અર્થ:** અમે હઝરત અબૂ હુરયરહ (રદિ.) સાથે મસ્જિદમાં હાજર હતા એવામાં એક વ્યક્તિ અસરની અઝાન પછી મસ્જિદેથી નીકળ્યા, તો હઝરત અબૂ હુરયરહ (રદિ.) એ ફરમાવ્યું :તે વ્યક્તિએ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની નાફરમાની કરી. (અબૂદાઉદ: ૧/૭૯, હદીસ : ૫૩૬)

(૨૩) આપ(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું ફરમાન છે :

(૨૪) અઝાન અને ઈકામત દરમિયાન યોગ્ય સમય રાખવો.
(૨૫) વસ્તીની બહાર નમાઝ પઢનારાએ પણ અઝાન કહેવી.
❋ **મસ્અલો :** અનેક નમાઝો કઝા થઈ જાય તો એક અઝાન પૂરતી છે, અલબત્ત દરેક નમાઝ માટે ઈકામત અલગથી કહેવી જોઈએ.

---

➲ لا يرد الدعاء بين الأذان والإقامة.

**અર્થ:** અઝાન અને ઈકામત વચ્ચે (માંગેલી) દુઆ રદ થતી નથી. (અબૂદાઉદ : ૧/૭૭, હદીસ : ૫૨૧)

(૨૪) આપ(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું ફરમાન છે :

اجعل بين أذانك وإقامتك قدر ما يفرغ الآكل من أكله، والشارب من شربه، والمعتصر إذا دخل لقضاء حاجته.

**અર્થ:** અઝાન અને ઈકામત વચ્ચે એટલો ગાળો રાખો કે ખાનારો ખાવાથી અને પીનારો પીવાથી અને કુદરતી હાજતે ગયેલો કુદરતી હાજતથી ફારિગ થઈ જાય. (તિરમિઝી : ૧/૪૮, હદીસ : ૧૯૫)

(૨૫) આપ(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું ફરમાન છે :

يعجب ربك من راعي غنم في رأس شظية الجبل يؤذن بالصلاة ويصلي، فيقول الله عزوجل: انظروا الى عبدي هذا يؤذن ويقيم الصلاة يخاف مني، قد غفرت لعبدي وأدخلته الجنة.

**અર્થ:** તમારો રબ એવા ગોવાળિયાને જોઈને ખુશ થાય છે જે પર્વતની શિખર પર બકરીઓ ચરાવે છે અને નમાઝના સમયે અઝાન કહીને નમાઝ પઢે, તો અલ્લાહ તઆલા ફરમાવે છે : મારા બંદાને જુઓ! કે મારા ભયથી અઝાન કહે છે અને નમાઝ પઢે છે, મેં મારા બંદાની મગફિરત કરી દીધી અને તેને જન્નતમાં દાખલ કરી દીધો. (નસાઈ : ૧/ ૧૦૮, હદીસ : ૬૬૬)

❋ હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિ.) ફરમાવે છે :

إن المشركين شغلوا النبي ﷺ عن أربع صلوات يوم الخندق، فأمر بلالا فأذن، ثم أقام فصلى الظهر، ثم أقام فصلى العصر، ثم أقام فصلى المغرب، ثم أقام فصلى العشاء.

**અર્થ:** ખંડકની લડાઈમાં મુશ્રિકોએ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ને ચાર નમાઝો સુધી વ્યસ્ત રાખ્યા, માટે આપ(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ હઝરત બિલાલ (રદિ.)ને હુકમ આપ્યો, તો તેમણે અઝાન કહી, પછી ઈકામત કહી અને ઝોહરની નમાઝ પઢી, પછી ઈકામત કહી અને અસરની નમાઝ પઢી, પછી ઈકામત કહી અને મગરિબની નમાઝ પઢી,પછી ઈકામત કહી અને ઈશાની નમાઝ પઢી. (નસાઈ : ૧/૧૦૮, હદીસ :૬૬૨)

# ઈકામતના આદાબ

(૧) સુન્નત તરીકા મુજબ ઈકામત કહેવી.

(૨) ઈકામત મસ્જિદની અંદર કહેવી. (શમાઈલે કુબરા:૬/૪૨૧ હવલા કશ્ફુલ ગુમ્મહ: ૧/૭૭)

(૩) અઝાન કહેનારે ઈકામત કહેવી.

(૪) ઈકામત, અઝાન કરતા જલ્દી જલ્દી કહેવી.

(૫) ઈકામત શરૂ થઈ જાય તો કોઈ નફલ નમાઝ પઢવી નહી.

---

(૧) ઈકામતનો સુન્નત તરીકો આ છે કે પહેલા એક શ્વાસમાં ચાર વાર "الله أكبر" કહેવું અને દરેક અલ્લાહુ અકબરની "રા" પર થોભવું અને જો મેળવીને પઢે તો "રા" પર ઝબરની હરકત જાહેર કરે, "રા" પર પેશ પઢવું સુન્નત વિરૂધ્ધ છે ત્યાર બાદ એક શ્વાસમાં أشهد أن لا إله إلا الله ، أشهد أن لا إله إلا الله પઢવું, અને અલ્લાહની "હા" પર જઝમ પઢે,ત્યાર બાદ એક શ્વાસમાં أشهد أن محمدا رسول الله أشهد أن محمدا رسول الله પઢે દરેક કલિમા પર અંતે જઝમ પઢે, એ'રાબ જાહેર ન કરે એવી રીતે એક શ્વાસમાં (حي على الصلاة؛ حي على الفلاح) કહે ત્યાર બાદ: قد قامت الصلاة અલગ અલગ શ્વાસમાં કહે પછી الله أكبر الله أكبر એક શ્વાસમાં અને لا إله إلا الله એક શ્વાસમાં કહે. (કિતાબુલ મસાઈલ : ૧/૧૬૧)

(૩) આપ(ﷺ) નું ફરમાન છે : من أذن فهو يقيم .

**અર્થ:** જે વ્યકિત અઝાન આપે તે જ ઈકામત કહે. (તિરમિઝી : ૧/૫૦,હદીસ: ૧૯૯)

(૪) આપ(ﷺ)એ હઝરત બિલાલ (રદિ.)થી ફરમાવ્યું :

إذا أذنت فترسل في أذانك، وإذا أقمت فاحدر .

**અર્થ:** જયારે અઝાન પઢો તો થોભી થોભીને કહો અને ઈકામતમાં જલ્દી કરો. (તિરમિઝી: ૧/૪૮, હદીસ : ૧૯૫)

(૫) નબી(ﷺ)નું ફરમાન છે: إذا أقيمت الصلاة فلا صلاة إلا المكتوبة .

**અર્થ:** જયારે નમાઝ ઉભી થઈ જાય (ઈકામત કહેવામાં આવે) તો ફર્ઝ નમાઝ સિવાય કોઈ નમાઝ નથી. (તિરમિઝી:૧/૯૭, હદીસ : ૪૨૧)

(૬) ઈકામતનો જવાબ આપવો અને قد قامت الصلاة ના જવાબમાં أقامها الله وأدامها કહેવું.



---

(૬) હઝરત શહર બિન હવશબ (રદિ.) ફરમાવે છે :

عن أبي أمامة أو عن بعض أصحاب النبي ﷺ أن بلالا أخذ في الإقامة فلما أن قال قد قامت الصلاة قال النبي ﷺ :أقامها الله وأدامها وقال في سائر الإقامة كنحو حديث عمر في الأذان .

**અર્થ:** હઝરત અબૂ ઉમામહ (રદિ.) થી અથવા કોઈ અન્ય સહાબી (રદિ.) થી મન્કુલ છે કે હઝરત બિલાલ (રદિ.) એ ઈકામત કહેવાની શરૂ કરી અને જયારે قد قامت الصلاة પઢયું તો આપ(ﷺ) એ ફરમાવ્યું : أقامها الله وأدامها અને પુરી ઈકામતમાં એ રીતે જવાબ આપતા રહયા જે રીતે ઉપર અઝાનના સિલસિલામાં હઝરત ઉમર (રદિ.)ની હદીસ બયાન થઈ (અર્થાત કે મુઅઝ્ઝિને ઈકામતમાં તે જ શબ્દો કહયા જે અઝાન વખતે કહયા હતા અને આપ (ﷺ)એ આખી ઈકામતનો જવાબ આપ્યો. (અબૂ દાઉદ :૧/૭૮, હદીસ : ૫૨૮)

# નમાઝના આદાબ

નોંધ : વાંચકોની સહુલત માટે નમાઝની બધી સુન્નતો નુરૂલ ઈઝાહ (નામી કિતાબ)માંથી પ્રથમ લખી છે અને સામાન્ય પ્રણાલી પ્રમાણે બીજી કિતાબોના હવાલા લખ્યા છે.

## કિયામ (નમાઝમાં ઊભા રહેવાની સ્થિતિ)ની સુન્નતો :

(૧) તકબીરે તહરીમા( નમાઝની શરૂઆતની તકબીર) કહેતી વખતે સીધા ઊભા રહેવું, એટલે માથાને (આગળ તરફ) નમાવવું નહી.
(૨) પગની આંગળીઓને કિબ્લા તરફ રાખવી.
(૩) તકબીરે તહરીમા વખતે બન્ને હાથ કાનો સુધી ઉઠાવવા.
(૪) હથેળીઓને કિબ્લા તરફ રાખવી.
(૫) આંગળીઓને પોતાની હાલત ઉપર રાખવી, એટલે કે ન વધારે ખુલ્લી (ટટ્ટાર) રાખવી અને ન ભેગી રાખવી.
(૬) મુકતદી(ઈમામની પાછળ નમાઝ પઢનાર)ની તકબીરે તહરીમા ઈમામની તકબીરે તહરીમા સાથે હોવી.
(૭) જમણા હાથની હથેળીને ડાબા હાથની હથેળીની પીઠના ઉપરના ભાગે રાખવી.
(૮) નાની આંગળી અને અંગૂઠા વડે વર્તુળ બનાવી કાંડાને પકડવું.
(૯) વચ્ચેની ત્રણ આંગળીઓને હાથ(કલાઈ: કોણી અને હથેળી વચ્ચેના ભાગ) ઉપર રાખવી.
(૧૦) દૂંટીની નીચે હાથ બાંધવા.
(૧૧) ષના પઢવી.

## કિરાઅત( નમાઝમાં કુર્આન પઢવા)ની સુન્નતો :

(૧) તઅવ્વુઝ એટલે અઉઝુબિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ પઢવું.
(૨) તસ્મિય્યહ એટલે બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ પઢવું.

(૩) ન વધુ ઝડપથી અને ન તો વધુ થોભી થોભીને બલ્કે મધ્યમ ગતિએ પઢવું.
(૪) ધીમી અવાજે આમીન કહેવું.
(૫) ફજર અને ઝોહરમાં તિવાલે મુફસ્સલ એટલે " સૂરએ હુજૂરાતથી સૂરએ બુરૂજ સુધી" અસર અને ઈશામાં અવસાતે મુફસ્સલ એટલે" સૂરએ બુરૂજથી સૂરએ લમયકુન સુધી" અને મગરિબમાં કિસારે મુફસ્સલ એટલે "સૂરએ લમયકુનથી સૂરએ નાસ સુધી" ની સૂરતો પઢવી.
(૬) ફજરની પહેલી રકાતને (જરા) લાંબી કરવી.
(૭) ફર્ઝ(નમાઝ)ની ત્રીજી અને ચોથી રકાતમાં માત્ર સૂરએ ફાતિહા પઢવી.

## રૂકુઅની સુન્નતો :

(૧) રૂકૂઅની તકબીર(અલ્લાહુ અકબર) કહેવી.
(૨) રૂકૂઅમાં બન્ને હાથો વડે ઘૂંટણને પકડવા.
(૩) ઘૂંટણોને પકડવામાં આંગળીઓને ખુલ્લી રાખવી.
(૪) પિંડલીઓને સીધી રાખવી.
(૫) પીઠને સીધી રાખવી.
(૬) માથું અને નિતંબને સીધું (બરાબર) રાખવું.
(૭) રૂકૂઅમાં ઓછામાં ઓછુ ત્રણ વાર "સુબ્હાન રબ્બિયલ અઝીમ" પઢવું.
(૮) રૂકૂઅથી ઉઠતી વખતે ઈમામે "સમિઅલ્લાહુ લિમન હમિદહ" અને મુકતદીએ "રબ્બના લકલહમ્દ" અને એકલી નમાઝ પઢનારે બંને પઢવું.

## સિજદાની સુન્નતો :

(૧) સિજદાની તકબીર કહેવી.
(૨) સિજદામાં પહેલા બંને ઘૂંટણો મૂકવા.
(૩) પછી બંને હાથ મુકવા.
(૪) પછી નાક મુકવું.
(૫) પછી પેશાની(કપાળ) મુકવી.

(૬) બંને હાથોની વચમાં સિજદો કરવો.
(૭) સિજદામાં પેટને જાંઘો(સાથળ) થી અલગ રાખવું.
(૮) બગલને હાથથી અલગ રાખવી.
(૯) કોણીઓને જમીનથી અલગ રાખવી.
(૧૦) સિજદામાં ઓછામાં ઓછુ ત્રણ વાર "સુબ્હાન રબ્બિયલ આ'લા" પઢવું.
(૧૧) સિજદામાંથી ઉઠવાની તકબીર કહેવી.
(૧૨) સિજદામાંથી ઉઠતા પહેલા પેશાની(કપાળ) પછી નાક પછી બંને હાથોને પછી ઘૂંટણને ઉઠાવવા અને બંને સિજદાઓ વચ્ચે શાંતિથી (સંતોષકારક) બેસવું.

## કાઅદહની સુન્નતો :

(૧) જમણો પગ ઊભો રાખવો અને ડાબા પગને પાથરીને તેના ઉપર બેસવું અને પગની આંગળીઓને કિબ્લા તરફ રાખવી.
(૨) બંને હાથને જાંઘ (સાથળ) પર મુકવા.
(૩) તશહ્હુદમાં "અશ્હદુઅલ્લા ઈલાહ" પર શહાદતની આંગળી ઉઠાવવી અને "ઈલ્લલ્લાહ" પર મુકી દેવી.
(૪) છેલ્લા કાઅદહમાં દુરૂદ શરીફ પઢવું.
(૫) દુરૂદ શરીફ પછી દુઆએ માષુરહ પઢવી.
(૬) બંને બાજુ સલામ ફેરવવી.
(૭) પહેલા જમણી બાજુ સલામ ફેરવવી.
(૮) ઈમામનું મુકતદીઓ, ફરિશ્તાઓ અને નેક જિન્નાતોની નિય્યત કરવી.
(૯) મુકતદીનું ઈમામ, ફરિશ્તા, નેક જિન્નાત અને જમણી – ડાબી બાજુ તરફના મુકતદીઓની નિય્યત કરવી.
(૧૦) એકલા નમાઝ પઢનારે માત્ર ફરિશ્તાઓની નિય્યત કરવી.
(૧૧) મુકતદીઓએ ઈમામની સાથે સાથે સલામ ફેરવવી.
(૧૨) બીજી સલામ પહેલી સલામ કરતા થોડા ધીમા અવાજે કહેવી.

(૧૩) મસ્બુક (જેની રકાતો છૂટી હોય તે)ને ઈમામના ફારિગ થવાની રાહ જોવી. (નુરૂલ ઈઝાહ : ૨૧૦ થી ૨૧૫)

## નમાઝ વિશેના સામાન્ય આદાબ

(૧) નિખાલસતા પૂર્વક નમાઝ પઢવી.
(૨) એ ખ્યાલથી નમાઝ પઢવી કે હું પોતાના રબને જોઈ રહયો છું અથવા એમ વિચારવું કે મારો રબ તો મને જોઈ રહયો છે.
(૩) એ રીતે નમાઝ પઢવી કે આ મારી અંતિમ નમાઝ છે.
(૪) નમાઝ (પઢવા) માટે શાંતિ અને નમ્રતા સહિત જવું.

---

(૧) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :
﴿وَمَا أُمِرُوا إِلَّا لِيَعْبُدُوا اللهَ مُخْلِصِيْنَ لَهُ الدِّيْنَ حُنَفَاءَ وَيُقِيْمُوا الصَّلٰوةَ وَيُؤْتُوا الزَّكٰوةَ وَذٰلِكَ دِيْنُ الْقَيِّمَةِ﴾.

અર્થ: વળી તેઓને (આ રસૂલ (ﷺ) ની મારફતે પણ) એ જ હુકમ કરવામાં આવ્યો છે કે અલ્લાહના જ માટે પોતાના દીનને ખાસ કરી દઈ ઈબ્રાહીમ (અલૈ.)ની રાહ મુજબ તેઓ અલ્લાહની બંદગી કરે અને નમાઝની પાબંદી રાખે તેમ ઝકાત આપતા રહે અને એ જ ખરો ધર્મ છે. (સૂ.બચ્યિનહ : ૫)

(૨) لاورد: قال(أي جبرئيل):ما الإحسان؟ قال (أي النبي ﷺ): أن تعبد الله كأنك تراه فإن لم تكن تراه فإنه يراك .

અર્થ: હઝરત જિબ્રઈલ (અલૈ.)એ અલ્લાહના નબી (ﷺ) થી પુછયું કે અહેસાન શું છે? તો આપ (ﷺ) એ ફરમાવ્યું : તુ અલ્લાહની બંદગી એ રીતે કર કે તુ (સામે) અલ્લાહને જોઈ રહયો છે જો તુ તેને ન જોતો હોય તો તે તો તને જોઈ રહયો છે. (બુખારી : ૧/૧૨, હદીસ : ૩૬)

(૩) આપ (ﷺ) નું ફરમાન છે : إذا قمت في صلاتك فصلِّ صلاة مودع .

અર્થ: જયારે તુ નમાઝ પઢવા માટે ઊભો થાય તો અલવિદાઅ (આવજો) કહેનારાની જેમ નમાઝ પઢ. (ઈબ્ને માજહ : પાન નં. ૩૦૭, હદીસ :૪૧૭૧)

(૪) આપ(ﷺ) નું ફરમાન છે :
إذا سمعتم الإقامة فامشوا إلى الصلاة وعليكم السكينة والوقار، ولاتسرعوا، فماأدركتم فصلوا، ومافاتكم فأتموا.

અર્થ: જયારે તમે ઈકામત સાંભળો તો નમાઝ માટે સુકૂન(શાંતિપૂર્વક) અને

(૫) સારી રીતે વુઝૂ કરી ખુશૂઅ – ખુઝૂઅથી નમાઝ પઢવી.
(૬) ખુશૂઅ–ખુઝૂઅમાં અવરોધક વસ્તુઓ(દા.ત.છાપકામ– નકશીવાળા કપડા, મુસલ્લા વગેરે ના વપરાશ) થી બચવું.
(૭) નમાઝમાં આમતેમ ખાસ કરીને ઉપર જોવું નહી.

---

નમ્રતાપૂર્વક ચાલો અને ઉતાવળ કરો નહી, જે રકાતો મળે તે પઢી લો અને જે છુટી જાય તે પૂરી કરી લો. (બુખારી : ૧/૮૮, હદીસ :૬૩૬)

(૫) આપ (ﷺ) નું ફરમાન છે :

مامن امرئ مسلم تحضره صلاة مكتوبة، فيحسن وضوءها وخشوعها وركوعها إلا كانت كفارة لما قبلها من الذنوب ما لم يؤت كبيرة .

**અર્થ:** જયારે ફર્ઝ નમાઝનો સમય આવી જાય અને મુસલમાન સારી રીતે વુઝૂ કરે અને તે નમાઝને ખુશૂઅ અને રુકૂઅ સહિત (સારી રીતે) અદા કરે તો એ નમાઝ તેના આગલા ગુનાહોનો કફ્ફારો બની જાય છે જયાં સુધી મોટા ગુનાહો ન કરે. (મુસ્લિમ : ૧/૧૨૧, હદીસ : ૨૨૮)

(૬) હઝરત અનસ (રદિ.) ફરમાવે છે:

كان قرام لعائشة سترت به جانب بيتها، فقال لها النبي ﷺ: أميطي عني، فإنه لا يزال تصاويره تعرض لي في صلاتي .

**અર્થ:** હઝરત આઈશા (રદિ.) પાસે એક કપડું હતું, તેના વડે તેમણે પોતાના ઘરની એક તરફ પડદો કર્યો હતો, તો અલ્લાહના નબી (ﷺ) એ ફરમાવ્યું : આને મારી નજરોથી દૂર કરી દો; કેમકે તેના ચિત્રો નમાઝમાં બરાબર મારી સામે આવે છે.(જે ખુશૂઅ–ખુઝૂઅમાં ખલેલ પહોંચાડે છે.) (બુખારી:૧/૮૮૧,હદીસ: ૫૯૫૯)

(૭) આપ (ﷺ) એ ફરમાવ્યું :

ما بال أقوام يرفعون أبصارهم إلى السماء في صلاتهم، فاشتد قوله في ذلك، حتى قال: لينتهن عن ذلك أو لتخطفن أبصارهم .

**અર્થ:** લોકોને શું થઈ ગયું છે કે તેઓ નમાઝમાં પોતાની નજરો આકાશ તરફ ઉઠાવે છે, પછી તે વિશે આપ(ﷺ) એ ખુબ જ ગંભીર વાતો ઈર્શાદ ફરમાવી અહીયા સુધી ફરમાવ્યું કે તેઓ આ હરકતને છોડી દે નહી તો તેઓ આંધળા થઈ જશે. (બુખારી: ૧/૧૦૪, હદીસ : ૭૫૦)

(૮) નમાઝ માટે મસ્જિદ જતી વખતે(અને નમાઝની રાહ જોઈ બેસવાની હાલતમાં) આંગળીઓને એક બીજામાં દાખલ કરવી નહી.

(૯) સખત ભૂખ વખતે ખાવાથી ફારિગ થયા પછી નમાઝ પઢવી પરંતુ કઝા નમાઝ થવાનો ખતરો(ભય) ન હોય.

(૧૦) પાક – સ્વચ્છ કપડાં પહેરવા.

(૧૧) ટોપી પહેરીને નમાઝ પઢવી.

---

(૮) આપ (ﷺ) એ ફરમાવ્યું :

إذا توضأ أحدكم فأحسن وضوءه، ثم خرج عامدا إلى المسجد فلا يشبكن يديه، فإنه في صلاة.

અર્થ: જ્યારે તમારામાંથી કોઈ વુઝૂ કરે અને સારી રીતે કરે પછી મસ્જિદે જવાના ઈરાદાથી નીકળે તો પોતાના હાથની આંગળીઓને એક બીજામાં દાખલ ન કરે, કેમકે તે (આજ્ઞારૂપે) નમાઝમાં છે. (અબૂદાઉદ:૧/૮૭,હદીસ:૫૬૨)

(૯) આપ(ﷺ) એ ફરમાવ્યું : إذا وضع العشاء وأقيمت الصلاة فابدءوا بالعَشاء.

અર્થ: જ્યારે રાતનું ભોજન તૈયાર થઈ જાય અને નમાઝ ઊભી થઈ જાય તો પહેલા રાત્રીનું ભોજન ખાઈ લો. (બુખારી :૧/૯૨, હદીસ :૬૭૧)

(૧૦) હઝરત હસન (રદિ.)થી નકલ કરવામાં આવ્યું છે :

أنه كان إذا قام للصلاة لبس أجود ثيابه، فسئل عن ذلك فقال: إن الله جميل يحب الجمال، فأتجمل لربي وهو يقول: ﴿خذوا زينتكم عند كل مسجد﴾

અર્થ: કે તેઓ નમાઝના સમયે ઉત્તમ કપડાં પહેરતા હતા, તે વિશે તેમનાથી પૂછવામાં આવ્યું તો ફરમાવ્યું : અલ્લાહ તઆલા જમીલ છે જમાલને પસંદ કરે છે. માટે હું મારા રબ માટે સુંદરતા અપનાવું. અલ્લાહ તઆલા ફરમાવે છે.

﴿خذوا زينتكم عند كل مسجد﴾

(૧૧) હઝરત અબૂ કુરસાફહ(રદિ.) ફરમાવે છે:

كساني رسول الله ﷺ برنسا وقال: البسه.

અર્થ: આપ(ﷺ) એ મને ટોપી પહેરાવી અને ફરમાવ્યું : આને પહેરી રાખવી. (નબીએ કરીમ (ﷺ) એ કયારેય ઉઘાડા માથે નમાઝ પઢી નથી.) (અલ મુઅજમે કબીર તબરાની : ૩/ ૧૯, હદીસ : ૨૦૨)

(૧૨) જમાઅતની પાબંદી કરવી.
(૧૩) (મસ્જિદે હરામ, મસ્જિદે નબવી અને મસ્જિદે અકસા સિવાય) કોઈ મસ્જિદને(ખાસ ફઝીલતવાળી સમજીને) નમાઝ માટે ખાસ ન કરી લેવી.
(૧૪) નફિલ નમાઝ ઘરે પઢવી.
(૧૫) ફજર(ની નમાઝ)ને રોશનીમાં અદા કરવી.
(૧૬) ગરમીના દિવસોમાં ઝોહરને મોડી કરવી.
(૧૭) ઠંડીની ઋતુમાં ઝોહર વહેલી પઢવી.

---

(૧૨) આપ(ﷺ) એ ફરમાવ્યું : صلاة الجماعة تفضل صلاة الفذ بسبع وعشرين درجة.
**અર્થ:** જમાઅત સાથે નમાઝ પઢવી એકલા નમાઝ પઢવા કરતા સત્તાવીસ ગણી વધુ છે.
(બુખારી : ૧/૮૯, હદીસ : ૬૪૫)
(૧૩) આપ (ﷺ) એ ફરમાવ્યું :
ليصل الرجل في المسجد الذي يليه، ولا يتتبع المساجد.
**અર્થ:** વ્યક્તિને જોઈએ કે પોતાની નજીકની મસ્જિદમાં નમાઝ પઢી લે અને મસ્જિદોની (કોઈ ખાસ ફઝીલત સમજી) શોધ ન કરે.(માત્ર ત્રણ મસ્જિદો ; મસ્જિદે હરામ, મસ્જિદે નબવી અને મસ્જિદે અકસા) કે તેમની ફઝીલતો બીજી હદીસોમાં છે.
(કન્ઝુલ ઉમ્માલ: ૭/૬૫૯, હદીસ : ૨૦૭૮૨)
(૧૪) આપ(ﷺ) એ ફરમાવ્યું: اجعلوا من صلاتكم في بيوتكم، ولا تتخذوها قبورا.
**અર્થ:** પોતાના ઘરોમાં અમુક અમુક નમાઝો પઢયા કરો અને તેને કબ્રસ્તાન બનાવો નહી.
(બુખારી : ૧/૬૨, હદીસ : ૪૩૨)
(૧૫) આપ (ﷺ) નું ફરમાન છે : أسفروا بالفجر، فإنه أعظم للأجر.
**અર્થ:** ફજરની નમાઝ રોશનીમાં પઢો કેમકે તેનાની સવાબ વધુ મળશે.(તિરમિઝી: ૧/૪૦, હદીસ : ૧૫૪)
(૧૬) આપ(ﷺ) નું ફરમાન છે :
إذا اشتد الحر فأبردوا بالصلاة، فإن شدة الحر من فيح جهنم.
**અર્થ:** જયારે ગરમી સખત હોય તો નમાઝ ઠંડકમાં પઢો, એટલા માટે કે સખત ગરમી જહન્નમના શ્વાસને કારણે છે.(બુખારી : ૧/૭૭, હદીસ : ૫૩૬)
(૧૭) હઝરત અનસ બિન માલિક (રદિ.) ફરમાવે છે :
كان النبي ﷺ إذا اشتد البرد بكّر بالصلاة.
**અર્થ:** જયારે સખત ઠંડી પડતી તો આપ (ﷺ)(જુમ્આ અને ઝોહરની) નમાઝ જલ્દી ➲

(૧૮) સફો વ્યવસ્થિત થયા પછી તકબીરે તહરીમા કહેવી.

(૧૯) કિયામ વખતે પગની આંગળીઓનું રૂખ કિબ્લા તરફ રાખવું.

(૨૦) તકબીરે તહરીમા વખતે સીધા ઊભા રહેવું.

(૨૧) તકબીરે તહરીમા કહેતી વખતે આંગળીઓને પોતાની હાલત પર રાખવી.

(૨૨) તકબીરે તહરીમા વખતે હથેળીઓને કિબ્લા તરફ રાખવી.

---

(ઝવાલ થતા જ) અદા કરતા હતા. (બુખારી : ૧/૧૨૪,હદીસ:૯૦૬)

(૧૮) હઝરત સાલિમ બિન અબ્દુલ્લાહ અને હઝરત નાફિઅ(રદિ.) ફરમાવે છે :

أن عمر بن الخطاب كان لا يكبر حتى يلتفت إلى الصفوف وتعتدل، فإذا عدلت كبر.

**અર્થ:** હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.) ત્યાં સુધી તકબીર ન કહેતા જ્યાં સુધી સફોને વ્યવસ્થિત ન કરી લેતા, જ્યારે સફો દુરૂસ્ત થઈ જતી તો તકબીર કહેતા હતા. (કન્ઝુલ ઉમ્માલ : ૮/૯૮, હદીસ : ૨૨૦૭૭)

(૧૯) يستقبل بأطراف رجليه، قاله أبو حميد عن النبي ﷺ.

**અર્થ:** અબૂ હમીદ આપ (ﷺ) નો અમલ નકલ કરે છે કે આપ(ﷺ) પોતાના પગની આંગળીઓનું રૂખ કિબ્લા તરફ રાખતા હતા. (બુખારી : ૧/૫૬)

(૨૦) હઝરત અબૂ કતાદહ (રદિ.) ફરમાવે છે :

كان رسول الله ﷺ إذا قام إلى الصلاة اعتدل قائما.

**અર્થ:** આપ (ﷺ) જ્યારે નમાઝ માટે ઊભા થતા તો બિલ્કુલ સીધા ઊભા રહેતા. (તિરમિઝી : ૧/૯૭, હદીસ : ૩૦૪)

(૨૧) હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે :

كان رسول الله ﷺ إذا كبر للصلاة نشر أصابعه.

**અર્થ:** હુઝૂર (ﷺ) જ્યારે નમાઝની તકબીર કહેતા તો આંગળીઓ ખુલ્લી રાખતા (એટલે ભેગી ન રહેતી હતી.) (તિરમિઝી : ૧/૫૬, હદીસ : ૨૩૯)

(૨૨) આપ(ﷺ) નું ફરમાન છે :

إذا استفتح أحدكم فليرفع يديه وليستقبل بباطنهما القبلة؛ فإن الله أمامه.

**અર્થ:** જ્યારે તમારામાંથી કોઈ નમાઝની શરૂઆત કરે તો પોતાના હાથને (કાનો સુધી) ઉઠાવે અને તેનો અંદરનો (હથેળી તરફનો) ભાગ કિબ્લા તરફ રાખે, કેમકે અલ્લાહ તઆલા તેની સામે છે. (મજમઉઝ્ઝવાઈદ:૩/૧૦૨,૧૦૩,હદીસ :૫૮૯)

(૨૩) પુરુષોએ તકબીરે તહરીમા વખતે કાન સુધી હાથ ઉઠાવવા.
(૨૪) જમણા હાથને ડાબા હાથ ઉપર મુકવો.
(૨૫) નમાઝમાં કુખ પર હાથ મુકવો નહી.
(૨૬) નમાઝમાં પોતાની નજર સિજદાની જગ્યાએ રાખવી.
(૨૭) ષના પઢવી.
(૨૮) કિરાઅતમાં મનન – ચિંતન કરવું. (અલ્ અદબ ફીદીન:૩૧)
(૨૯) જન્નત અને જહન્નમના વર્ણનથી રડવું.

---

(૨૩) હઝરત માલિક બિન હુવયરિષ (રદિ.) ફરમાવે છે :

أن رسول الله ﷺ كان إذا كبر رفع يديه حتى يحاذي بهما أذنيه .

અર્થ: આપ (ﷺ) જયારે તકબીર કહેતા તો પોતાના હાથ ઉઠાવતા અહીંયા સુધી કે તે કાનની બરાબર થઈ જતા. (મુસ્લિમ:૧/૧૬૮,હદીસ:૩૯૧)

(૨૪) હઝરત અમ્ર બિન હુરયષ (રદિ.) ફરમાવે છે :

كان رسول الله ﷺ يضع اليمنىٰ على اليسرىٰ في الصلاة .

અર્થ: આપ(ﷺ) નમાઝમાં જમણા હાથને ડાબા હાથ પર મુકતા હતા.(બયહકી: ૩/૩૭૪, હદીસ :૩૪૩)

(૨૫) હઝરત અબૂ હુરયરહ(રદિ.) ફરમાવે છે : نهى النبي ﷺ أن يصلي الرجل مختصرا.

અર્થ: આપ (ﷺ) એ એ વાતથી મનાઈ ફરમાવી છે કે વ્યકિત કુખ પર હાથ મુકીને નમાઝ પઢે. (બુખારી : ૧/૧૬૩, હદીસ : ૧૨૧૯)

(૨૬) હઝરત અનસ બિન માલિક (રદિ.) ફરમાવે છે :

قلت: يا رسول الله! أين أضع بصري في الصلاة؟ قال: عند موضع سجودك يا أنس!

અર્થ: મેં પૂછયું : હે અલ્લાહના રસૂલ (ﷺ) ! હું નમાઝમાં મારી નજર કયાં રાખું ? તો આપ (ﷺ) એ ફરમાવ્યું : હે અનસ ! તમારી સિજદો કરવાની જગ્યાએ. (બયહકી : ૨ / ૪૦૩, હદીસ : ૩૫૪૪)

(૨૭) હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે :

كان رسول الله ﷺ إذا استفتح الصلاة قال: سُبحانَكَ اللّٰهُمَّ وَبِحمدِكَ وَتَبارَكَ اسمُكَ وتَعالىٰ جَدُّكَ وَلَا إلٰهَ غَيْرُكَ.

અર્થ: આપ(ﷺ)જયારે નમાઝ શરૂ ફરમાવતા તો આ પઢતા سُبحانَكَ اللّٰهُمَّ (અંત સુધી) (અબૂદાઉદ : ૧/૧૧૩, હદીસ : ૭૭૫)

(૨૯) હઝરત અબ્દુલ્લાહ બિન શદાદ (રદિ.) ફરમાવે છે :

(૩૦) એક રકા'તમાં આખી એક સૂરત પઢવી.
(૩૧) પહેલી રકા'તને બીજી રકા'ત કરતા લાંબી પઢવી.
(૩૨) રૂકૂઅમાં પીઠને સીધી રાખવી.
(૩૩) રૂકૂઅમાં બંને હાથ વડે ઘૂંટણો – ઢીંચણને પકડવા.

---

سمعت نشيج عمر، وأنا في آخر الصفوف يقرأ: ﴿إنما أشكو بثي وحزني إلى الله﴾

**અર્થ:** મેં હઝરત ઉમર (રદિ.)ની હિચકી સાંભળી હાલાંકે હું છેલ્લી સફમાં હતો, આપ (રદિ.)આ આયત પઢી રહયા હતા﴿إنما أشكو بثي وحزني إلى الله﴾ (બુખારી:૧/૯૯)

(૩૦) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) ફરમાવે છે :

ما من سورة من المفصل صغيرة ولا كبيرة إلا وقد سمعت رسول الله ﷺ، يقرؤها كلها في الصلاة.

**અર્થ:** મુફસ્સલાતમાં કોઈ નાની અથવા મોટી સુરત એવી નથી જે મેં આપ (ﷺ) થી ન સાંભળી હોય અને આપ(ﷺ) નમાઝમાં પૂરી સુરત પઢતા હતા. (મજમઉઝઝવાઈદ: ૨ / ૧૧૪, હદીસ : ૨૬૭૧)

(૩૧) હઝરત કતાદહ (રદિ.) ફરમાવે છે :

كان رسول الله ﷺ يصلي بنا الظهر فربما أسمعنا الآية، وكان يطول الركعة الأولى من صلاة الفجر، ويطول الركعة الأولى من صلاة الظهر، فظننا أنه يريد بذلك أن يدرك الناس الركعة الأولى.

**અર્થ:** આપ(ﷺ) અમને ઝોહરની નમાઝ પઢાવતા તો કયારેક કયારેક એક – અધી આયત સંભળાવતા અને આપ (ﷺ) ફજરની નમાઝમાં પહેલી રકા'ત લાંબી પઢાવતા હતા અને ઝોહરની નમાઝમાં પહેલી રકા'ત લાંબી કરતા હતા, તો અમારું માનવું એમ છે કે આપ(ﷺ) નો હેતુ એ હતો કે લોકો પહેલી રકા'તમાં જોડાય શકે. (મુસન્નફે અબ્દુર્રઝઝાક : ૨/૧૦૪,હદીસ : ૨૬૭૫)

(૩૨) હઝરત વાબિસા બિન મઅબદ (રદિ.) ફરમાવે છે :

رأيت رسول الله ﷺ يصلي، فكان إذا ركع سوى ظهره حتى لو صب عليه الماء لاستقر.

**અર્થ:** મેં આપ (ﷺ) ને નમાઝ પઢતા જોયા છે માટે આપ(ﷺ) જયારે રુકૂઅ કરતા તો પોતાની કમર – પીઠ એટલી સીધી રાખતા કે જો તેની ઉપર પાણી નાખવામાં આવે તો રોકાય જાય. (ઈબ્ને માજહ:પાન નં.૬૨,હદીસ :૮૭૨)

(૩૩) આપ(ﷺ) એ ફરમાવ્યું:

إذا ركعت فضع كفيك على ركبتيك.

**અર્થ:** જયારે તુ રુકુઅ કરે તો પોતાની બંને હથેળીઓ પોતાના ઘૂંટણો પર મૂકી દે. (અહમદ:૪/૩૬૫, હદીસ:૨૬૦૪)

(૩૪) રૂકૂઅમાં આંગળીઓ ખુલ્લી અને સિજદામાં ભેગી રાખવી.
(૩૫) સિજદામાં કોણીઓને જમીનથી અધ્ધર રાખવી.
(૩૬) બાજુઓ(કોણીથી ખભા સુધીનો ભાગ)ને પેહલુથી અલગ રાખવા.
(૩૭) રૂકૂઅ અને સિજદામાં તસ્બીહાત પઢવી.
(૩૮) રૂકૂઅ અને સિજદામાં તસ્બીહાત ઓછામાં ઓછી ત્રણ વાર પઢવી.

---

(૩૪) હઝરત વાઈલ (રદિ.) ફરમાવે છે :

ان رسول الله ﷺ إذا ركع فرج أصابعه،وإذا سجد ضم أصابعه.

અર્થ: આપ(ﷺ) જયારે રૂકૂઅ કરતા તો આંગળીઓને પહોળી રાખતા અને જયારે સિજદો કરતા તો આંગળીઓને ભેગી રાખતા.(અલ મુઅજમુલ કબીર તબરાનીઃ ૨૨/૧૯, હદીસ:૨૬)

(૩૫) આપ(ﷺ) એ ફરમાવ્યું :

اعتدلوا في السجود، ولا يبسط أحدكم ذراعيه انبساط الكلب.

અર્થ: સિજદામાં ઠીક રીત અપનાવો અને તમારામાંથી કોઈ વ્યકિત પોતાની કોણીઓને કુતરાની જેમ જમીન પર ન રાખે.(બુખારી :૧/૧૧૩, હદીસ :૮૨૨)

(૩૬) હઝરત મયમુનહ (રદિ.) ફરમાવે છે :

كان إذا سجد جافى حتى يرى من خلفه وضح إبطيه.

અર્થ: આપ (ﷺ) જયારે સિજદો કરતા તો (બાઝુઓને પેહલુથી) એટલા દૂર રાખતા કે પાછળ વાળી વ્યકિત આપ(ﷺ) ની બગલની સફેદી જોઈ લેતી. (મુસ્લિમઃ ૧/૧૯૪, હદીસ : ૪૯૭)

(૩૭) હઝરત હુઝયફા (રદિ.) ફરમાવે છે :

صليت مع النبي ﷺ ذات ليلة ثم ركع ، فيجعل يقول : سبحان ربي العظيم ثم سجد فقال: سبحان ربي الأعلى.

અર્થ: મે રાત્રે આપ(ﷺ) સાથે નમાઝ પઢી,પછી આપ(ﷺ) એ કિયામ પછી રુકૂઅ કર્યો અને આપ(ﷺ) એ રુકૂઅમાં આ તસ્બીહ પઢી "સુબ્હાન રબ્બિયલ અઝીમ" પછી સિજદો કર્યો અને સિજદામાં આ તસ્બીહ પઢી "સુબ્હાન રબ્બિયલ આ'લા"(મુસ્લિમ:૧/૨૬૪,હદીસ : ૭૭૨)

(૩૮) આપ(ﷺ) એ ફરમાવ્યું :

إذا ركع أحدكم فقال في ركوعه: سبحان ربي العظيم ثلاث مرات، فقد تم ركوعه، وذلك أدناه؛ وإذا سجد فقال في سجوده: سبحان ربي الأعلى ثلاث مرات، فقد تم

(૩૯) નમાઝમાં કપડાં અને વાળ વડે રમત રમવી નહી.
(૪૦) રુકૂઅ અને સિજદા પુરી રીતે અદા કરવા.
(૪૧) કિયામ માટે ઊભા થતી વખતે જમીન પર હાથ ટેકવવા નહી.
(૪૨) તકબીરાતે ઈન્તિકાલિયા કહેવી. (આપણે જે અલ્લાહુ અકબર અને સમીઅલ્લાહુ લિમન હમીદહ કહીએ છે તે)

---

سجوده، وذلك أدناه .

**અર્થ:** જયારે તમારામાંથી કોઈ રુકૂઅ કરે અને રુકૂઅમાં" સુબ્હાન રબ્બિયલ અઝીમ" ત્રણ વખત પઢે તો તેને રુકૂઅ પુરો કર્યો અને આ(મસ્નૂન તસ્બીહની) ઓછામાં ઓછી સંખ્યા છે; અને જયારે સિજદો કરે અને સિજદામાં "સુબ્હાન રબ્બિયલ આ'લા" ત્રણ વાર પઢે તો તેને સિજદો પુરો કર્યો અને આ (મસ્નૂન તસ્બીહની) ઓછામાં ઓછી (સંખ્યા) છે. (તિરમિઝી:૧/૬૦, હદીસ : ૨૬૧)

(૩૯) આપ(ﷺ) નું ફરમાન છે :

أمرت أن أسجد على سبعة أعظم......ولا نكفت الثياب ولا الشعر .

**અર્થ:** મને હુકમ આપવામાં આવ્યો કે સાત હાડકા પર સિજદો કરું.... અને એ કે અમે કપડા અને વાળને સમેટીએ નહી. (બુખારી:૧/૧૧૨, હદીસ:૮૧૨)

(૪૦) આપ(ﷺ) એ ફરમાવ્યું :

أتموا الركوع والسجود .

**અર્થ:** રુકૂઅ અને સિજદાને પુરા અદા કરો. (મુસ્લિમ:૧/૧૮૦,હદીસ:૪૨૫)

(૪૧) હઝરત ઈબ્ને અબ્દુલ મલિક ફરમાવે છે :

نهى أن يعتمد الرجل على يديه إذا نهض في الصلاة .

**અર્થ:** આપ(ﷺ) નું ફરમાન છે કે માણસ જયારે નમાઝમાં કિયામ માટે ઉભો થાય તો હાથના સહારા વડે ઊભો થાય નહી. (અબૂદાઉદ:૧/૧૪૨,હદીસ:૯૯૨)

(૪૨) હઝરત અબ્દુર્રહમાન બિન આસીમ (રદિ.) ફરમાવે છે :

سئل أنس بن مالك عن التكبير في الصلاة فقال: يكبر إذا ركع، وإذا سجد، وإذا رفع رأسه من السجود، وإذا قام من الركعتين.

**અર્થ:** હઝરત અનસ બિન માલિક (રદિ.)થી નમાઝમાં તકબીર વિશે પૂછવામાં આવ્યું, તો ફરમાવ્યું : નમાઝી જયારે રુકૂઅ કરે અને જયારે સિજદો કરે અને જયારે સિજદામાંથી માથુ ઉઠાવે અને જયારે બે રકાત પછી ઊભો થાય તો તકબીર કહે. (નસાઈ : ૧/૧૩૨, હદીસ : ૧૧૮)

# (૪૩) છેલ્લા કાઅદહમાં સલામ ફેરવતા પહેલા દુઆએ માષુરહ પઢવી.
# (૪૪) નમાઝ પછી મસ્નૂન ઝિક્ર કરવો.

(૪૩) قال أبو بكر الصديق لرسول الله ﷺ : عَلِّمْنِيْ دعاء أدعو به في صلاتي ! قال: قل: "اَللّٰهُمَّ إِنِّيْ ظَلَمْتُ نَفْسِيْ ظُلْماً كَثِيْراً وَلَا يَغْفِرُ الذُّنُوْبَ إِلَّا أَنْتَ فَاغْفِرْلِيْ مَغْفِرَةً مِّنْ عِنْدِكَ وَارْحَمْنِيْ إِنَّكَ أَنْتَ الْغَفُوْرُ الرَّحِيْمُ".

અર્થ: હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)એ આપ(ﷺ) થી અરજ કરી કે મને કોઈ દુઆ શિખવાડો, જે હું નમાઝમાં માંગ્યા કરું, તો આપ(ﷺ) એ ઈર્શાદ ફરમાવ્યો : આ દુઆ પઢયા કરો. اَللّٰهُمَّ إِنِّيْ ظَلَمْتُ نَفْسِيْ (અંત સુધી) હે અલ્લાહ ! મે મારી ઝાત પર ખૂબ જ જુલ્મ કર્યો છે અને ગુનાહોને તારા સિવાય કોઈ માફ કરી શકતું નથી, માટે આપની મગફિરત વડે મારા ગુનાહોને માફ કરી દો અને મારા ઉપર રહમ ફરમાવો, બેશક આપ ખૂબ જ માફ કરનાર, રહમ કરનાર છો. (બુખારી: ૧/૧૧૫,હદીસ:૮૩૪)

(૪૪) અમુક મસ્નૂન દુઆઓ અહીં નકલ કરવામાં આવે છે:

[૧] استغفر الله (ત્રણ વાર) (તિરમિઝી :૧/ ૬૬ , હદીસ : ૩૦૦)

[૨] اَللّٰهُمَّ أَنْتَ السَّلَامُ وَمِنْكَ السَّلَامُ، تَبَارَكْتَ يَاذَا الْجَلَالِ وَالْإِكْرَامِ.
(અબૂદાઉદ:૧/૨૧૨ હદીસ :૧૫૧૪)

[૩] لَا إِلٰهَ إِلَّا اللّٰهُ وَحْدَهُ لَا شَرِيكَ لَهُ، لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ، وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيرٌ.
اَللّٰهُمَّ لَا مَانِعَ لِمَا أَعْطَيْتَ، وَلَا مُعْطِيَ لِمَا مَنَعْتَ، وَلَا يَنْفَعُ ذَا الْجَدِّ مِنْكَ الْجَدُّ.
(અબૂદાઉદ:૧/૨૧૧, હદીસ: ૧૫૦૭)

[૪] اَللّٰهُمَّ أَعِنِّيْ عَلٰى ذِكْرِكَ وَشُكْرِكَ وَحُسْنِ عِبَادَتِكَ.
(અબૂદાઉદ:૧/૨૧૩,હદીસ:૧૫૨૪)

[૫] આયતુલ કુર્સી. (કન્ઝુલ ઉમ્માલ : ૨/૩૦૦, હદીસ: ૪૦૫૬)

[૬] સૂરએ ઈખ્લાસ, સૂરએ ફલક, સૂરએ નાસ. (હિસ્નુલ મુસ્લિમ: ૪૯)

[૭] لَا إِلٰهَ إِلَّا اللّٰهُ وَحْدَهُ لَا شَرِيكَ لَهُ، لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ، وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيرٌ.
لَا حَوْلَ وَلَا قُوَّةَ إِلَّا بِاللّٰهِ، لَا إِلٰهَ إِلَّا اللّٰهُ، وَلَا نَعْبُدُ إِلَّا إِيَّاهُ، لَهُ النِّعْمَةُ وَلَهُ الْفَضْلُ، وَلَهُ الثَّنَاءُ الْحَسَنُ، لَا إِلٰهَ إِلَّا اللّٰهُ مُخْلِصِينَ لَهُ الدِّينَ، وَلَوْ كَرِهَ الْكَافِرُونَ.
(અબૂદાઉદ:૧/૨૧૧,હદીસ: ૧૫૧૫)

[૮] اَللّٰهُمَّ إِنِّيْ أَعُوذُبِكَ مِنَ الْجُبْنِ، وَأَعُوذُبِكَ مِنَ الْبُخْلِ، وَأَعُوذُبِكَ أَنْ أُرَدَّ إِلٰى أَرْذَلِ الْعُمُرِ، وَأَعُوذُبِكَ مِنْ فِتْنَةِ الدُّنْيَا، وَأَعُوذُبِكَ مِنْ عَذَابِ الْقَبْرِ. (બુખારી : ૧/૩૯૬,હદીસ:૨૮૨૨)

(૪૫) (નમાઝ દરમિયાન) હદષ (વુઝૂ તુટી જાય તો) પેશ આવે નાક પકડીને બહાર નીકળવું.
(૪૬) નમાઝમાં બગાસુ ન ખાવું.
(૪૭) નાક પર કપડું બાંધી નમાઝ પઢવી નહી.
(૪૮) નફિલ નમાઝો આળસના કારણે બેસીને પઢવી.

---

[૯] તસ્બીહાતે ફાતિમા (સુબ્હાનલ્લાહ, અલ્હમ્દુલિલ્લાહ, અલ્લાહુઅકબર ૩૩–૩૩ વાર) અને એક વાર
لَا إِلٰهَ إِلَّا اللهُ وَحْدَهُ لَا شَرِيكَ لَهُ، لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ، وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيرٌ.
(અબૂદાઉદ : ૧/૨૧૧, હદીસ : ૧૫૧૩)

[૧૦] જમણા હાથને માથા પર રાખી આ દુઆ પઢવી :
بِسْمِ اللهِ الَّذِي لَا إِلٰهَ إِلَّا هُوَ الرَّحْمٰنُ الرَّحِيمُ، اَللّٰهُمَّ أَذْهِبْ عَنِّي الْهَمَّ وَالْحُزْنَ.
(અમલુલ યવ્મ વ લયલહ:પાન નં. ૧૦૧)

[૧૧] اَللّٰهُمَّ اغْفِرْلِيْ ذَنْبِيْ، وَوَسِّعْ لِيْ فِيْ دَارِيْ، وَبَارِكْ لِيْ فِيْ رِزْقِيْ.
(મુસન્નફે ઈબ્ને અબી શયબહ : ૬/૫૦, હદીસ : ૨૯૩૯૧)

(૪૫) આપ(ﷺ) નું ફરમાન છે :
إذا صلى أحدكم فأحدث، فليمسك على أنفه ثم لينصرف.
અર્થ: જયારે તમારામાંથી કોઈ નમાઝ પઢે અને વુઝૂ તુટી જાય તો પોતાની નાક પકડીને બહાર નીકળે. (ઈબ્ને માજહ :પાન નં. ૮૫, હદીસ : ૧૨૨૨)

(૪૬) હઝરત અબૂ ઉમામહ (રદિ.) ફરમાવે છે :
أن رسول الله ﷺ كان يكره التثاؤب في الصلاة.
અર્થ: આપ(ﷺ) નમાઝમાં બગાસાને નાપસંદ ફરમાવતા હતા. (મજમઉઝ્ઝવાઈદ: ૨/૮૬, હદીસ : ૨૪૭૦)

(૪૭) આપ(ﷺ) એ ફરમાવ્યું :
لا يصلين أحدكم وثوبه على أنفه؛ فإن ذلك خطم الشيطان.
અર્થ: તમારામાંથી કોઈ એવી હાલતમાં નમાઝ ન પઢે કે તેના નાક ઉપર કપડું હોય; એટલા માટે કે એ શૈતાનની લગામ છે. (મજમઉઝ્ઝવાઈદ:૩/૮૩, હદીસ: ૨૪૪૯)

(૪૮) આપ(ﷺ) એ ફરમાવ્યું : ليصل أحدكم نشاطه، فإذا كسل أو فتر فليقعد.
અર્થ: દરેક માણસ ચુસ્તી સાથે નમાઝ પઢે, પરંતુ જયારે આળસ આવે અથવા કંટાળો આવે તો બેસી જાય. (બુખારી:૧/૧૫૪, હદીસ:૧૧૫૦) (એટલે બેસીને નમાઝ પઢે અથવા ચુસ્તી આવતા સુધી નમાઝને મોકૂફ કરી દે. (ફત્હુલ બારી :૩/૪૭)

(૪૯) નમાઝમાં આંગળીઓને ફોડવી (તડાકા ફોડવા) નહી.
(૫૦) નમાઝમાં આંખો બંધ કરવી નહી.
(૫૧) નમાઝમાં કપાળ પરની ધૂળ સાફ કરવી નહી.
(૫૨) સિજદામાં ફૂંક મારવી નહી.
(૫૩) ખુબ ઊંઘ ચઢી હોય ત્યારે નફિલ નમાઝ બંધ કરવી.

## સુતરહના આદાબ

(નોંધ: ખુલ્લા મેદાનમાં નમાઝ પઢવાની હાલતમાં નમાઝીની આગળ જે લાકડી અથવા અન્ય કોઈ વસ્તુ મુકવામાં અથવા ખોસવામાં આવે છે તેને સુતરહ કહેવાય છે.)
(૧) નમાઝીના આગળથી પસાર થવું નહી.

---

(૪૯) આપ(ﷺ) નું ફરમાન છે : لا تفقع أصابعك وأنت في الصلاة.
અર્થ: નમાઝ પઢવાની હાલતમાં પોતાની આંગળીઓ(ના તડાકા) ન ફોડો. (ઈબ્ને માજહ: પાન નં. ૬૮, હદીસ : ૯૬૫)
(૫૦) આપ(ﷺ) નું ફરમાન છે: إذا قام أحدكم في الصلاة فلا يغمض عينيه.
અર્થ: તમારામાંથી કોઈ નમાઝ પઢતા પઢતા આંખો બંધ ન કરે. (મજમઉઝ્ઝવાઈદ : ૨/૮૩, હદીસ : ૨૪૫૦)
(૫૧,૫૨) આપ(ﷺ) નું ફરમાન છે :
ثلاث من الجفاء: أن يبول الرجل وهو قائم، أو يمسح جبهته قبل أن يفرغ من صلاته، أو ينفخ في سجوده.
અર્થ: ત્રણ વસ્તુઓ અસભ્યતાની નિશાની છે, (૧) માણસ ઊભો ઊભો પેશાબ કરે. (૨) નમાઝ પુરી કર્યા પહેલા જ પોતાનું કપાળ સાફ કરે. (૩) સિજદામાં ફૂંક મારે. (મજમઉઝ્ઝવાઈદ: ૩/૮૩, હદીસ : ૨૪૫૪)
(૫૩) આપ(ﷺ) નું ફરમાન છે :
إذا نعس أحدكم وهو يصلي فليرقد حتى يذهب عنه النوم.
અર્થ: જયારે કોઈને નમાઝ પઢતા પઢતા ઊંઘ આવે તો તે સુઈ જાય અહીંયા સુધી કે ઊંઘ પુરી થઈ જાય. (બુખારી: ૧/૩૪, હદીસ : ૨૧૨)
(૧) આપ(ﷺ) એ ફરમાવ્યું :

(૨) લોકોની અવર–જવર થતી હોય (એવી) જગ્યાએ સુતરહ લગાવીને નમાઝ પઢવી.

(૩) સુતરહની જાડાઈ એક આંગળી બરાબર અને લંબાઈ એક હાથ બરાબર હોવી જોઈએ. (ફત્હુલ કદીર : ૧/૪૦૭)

(૪) સુતરહ(અને નમાઝી)ની વચ્ચેથી પસાર થનારને રોકવો.

(૫) જરૂરત વખતે કોઈને સાવધ(તંબીહ) કરવા માટે પુરૂષોએ તસ્બીહ કહેવી અને સ્ત્રીએ તાળી વગાડવી.

## ઈમામના આદાબ

(૧) ઈમામત માટે વધુ લાયકને અગ્રિમતા આપવી.(શરત એટલી કે નક્કી કરેલ ઈમામ ન હોય.

---

➲ لويعلم المار بين يدي المصلي ماذا عليه، لكان أن يقف أربعين خيرا له من أن يمر بين يديه.

અર્થ: જો નમાઝીની આગળથી પસાર થનારને ખબર પડી જાય કે તેનો કેટલો (મોટો) ગુનોહ છે તો તે તેની સામેથી પસાર થવા કરતા ચાળીસ (દિવસ અથવા મહીના–વર્ષ) સુધી (ત્યાં) થોભવું પસંદ કરશે. (બુખારી:૧/૭૩,હદીસ: ૫૧૦)

(૨) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) ફરમાવે છે: أن النبي ﷺ كان يركز العنزة ويصلي إليها.

અર્થ: આપ(ﷺ) એ ભાલો રોપ્યો અને તેના તરફ ચેહરો કરીને નમાઝ પઢી. (મુસ્લિમ: ૧/૧૯૫, હદીસ : ૫૦૨)

(૪) આપ(ﷺ) એ ફરમાવ્યું :

إذا صلى أحدكم إلى شيء يستره من الناس، فأراد أحد أن يجتاز بين يديه فليدفعه.

અર્થ: જયારે કોઈ વસ્તુને સુતરહ બનાવીને નમાઝ પઢે અને કોઈ તેની આગળથી પસાર થવા માંગે તો તેને રોકે. (બુખારી : ૧/૭૩, હદીસ :૫૦૯)

(૫) આપ(ﷺ) એ ફરમાવ્યું : التسبيح للرجال والتصفيق للنساء.

અર્થ: પુરૂષો માટે તસ્બીહ છે અને સ્ત્રીઓ માટે તાળી પાડવી છે. (મુસ્લિમ:૧/૧૮૦, હદીસ: ૪૨૨)

(૧) આપ(ﷺ) નું ફરમાન છે :

يؤم القوم أعلمهم بالسنة، فإن تساووا فأقرؤهم، فإن تساووهم فأروعهم، فإن تساووا فأسنهم. (હિદાયહ : ૧/૧૨૧)

(૨) ઈમામનું મુકતદીઓ કરતાં એક વેંત ઊંચી જગ્યાએ એકલા ઊભા રહેવું નહી.
(૩) યોગ્ય અને શરઈ કારણસર મુકતદીઓની અપ્રિયતા અને નારાજગી પર ઈમામત કરાવવી નહી.
(૪) ઈમામે સફોની દુરુસ્તગી(સીધી કરવા)ની તાકીદ કરવી.
(૫) ઈમામનું મસ્નૂન કિરાઅતની રિઆયત સહિત દરમિયાની નમાઝ પઢાવવી.
(૬) ફજર અને અસરમાં સલામ પછી ઈમામનું મુસલ્લીઓ તરફ મોઢુ કરવું.

---

(૨) આપ(ﷺ) નું ફરમાન છે : إذا أم الرجل القوم فلا يقم في مكان أرفع من مقامهم.
**અર્થ:** જયારે કોઈ વ્યકિત કોઈ જમાઅતની ઈમામત કરાવે તો તે લોકોની ઊભા રહેવાની જગ્યાએથી ઊંચે ઊભો રહે નહી. (અબૂદાઉદ:૧/૮૮,હદીસ:૫૯૮)
(૩) આપ(ﷺ) નું ફરમાન છે :
ثلاثة لا تجاوز صلاتهم آذانهم:....وإمام قوم وهم له كارهون.
**અર્થ:** ત્રણ વ્યકિતઓ એવી છે જેમની નમાઝ તેમના માથાથી ઉપર જતી નથી.(એ પૈકી) એક તે ઈમામ પણ છે જેને કોમ નાપસંદ કરે. (તિરમિઝી: ૧/૮૨,હદીસ :૩૬૦)
(૪) હઝરત અબૂ મસઊદ અન્સારી (રદિ.) ફરમાવે છે:
قال أبومسعود الأنصاري: كان رسول الله ﷺ يمسح مناكبنا في الصلاة ويقول: استووا ولا تختلفوا، فتختلف قلوبكم.
**અર્થ:** આપ(ﷺ) નમાઝમાં અમારા ખભાને પકડતા અને ફરમાવતા કે સીધા ઊભા થઈ જાઓ અને આગળ – પાછળ ન રહો નહિ તો તમારા દિલ અલગ અલગ થઈ જશે. (મુસ્લિમ : ૧/૧૮૧, હદીસ : ૪૩૨)
(૫) આપ(ﷺ) નું ફરમાન છે : إذا صلى أحدكم الناس فليخفف.
**અર્થ:** તમારામાંથી જે ઈમામત કરાવે તે મધ્યમમાર્ગથી કામ લે. (બુખારી :૧/૯૭, હદીસ : ૭૦૩)
**નોંધ :** મસ્નૂન કિરાઅતમાં લોકોની રિઆયત કરવામાં ન આવે.
(૬) હઝરત સમુરહ (રદિ.) ફરમાવે છે :
أن النبي ﷺ إذا صلى صلاة أقبل علينا بوجهه.
**અર્થ:** આપ(ﷺ) જયારે નમાઝ પઢી લેતા તો અમારા તરફ મોઢુ કરી દેતા. (બુખારી : ૧/૧૧૭, હદીસ :૮૪૫)

(૭) ઈમામે માત્ર પોતાની ઝાત માટે દુઆ કરવી નહી.

## મુકતદીઓના આદાબ

(૧) સફો સીધી કરવી.
(૨) સફોની વચ્ચે (ખાલી) જગ્યા છોડવી નહી.
(૩) આગળની સફોમાં નમાઝ પઢવાનો પ્રયત્ન કરવો.
(૪) ઈમામની પાછળ એહલે ઈલ્મ અને સમજદારોએ ઊભા રહેવું.
(૫) નવી સફ શરૂ કરતા પહેલા આગળની સફ પૂર્ણ કરવી.
(૬) જયારે માત્ર એક મુકતદી હોય તો ઈમામની જમણી બાજુએ ઊભા રહેવું.

---

(૭) આપ(ﷺ) નું ફરમાન છે :

لا يؤم عبد فيخص نفسه بدعوة دونهم، فإن فعل فقد خانهم.

**અર્થ:** ઈમામ મુકતદીઓને છોડી માત્ર સ્વયં માટે દુઆ ન કરે,જો એવું કરશે તો તેને મુકતદીઓ સાથે ખયાનત કરી. (ઈબ્ને માજહ :પાન નં.૬૬, હદીસ:૯૨૩)

(૧) આપ(ﷺ) નું ફરમાન છે : أحسنوا إقامة الصفوف في الصلاة.

**અર્થ:** નમાઝમાં સફોને વ્યવસ્થિત સીધી કરો, (અહમદ:૧૬/૧૯૯,હદીસ:૧૦૩૯૯)

(૨) આપ(ﷺ) નું ફરમાન છે : حاذوا بين المناكب وسدوا الخلل.

**અર્થ:** ખભેથી ખભા મેળવીને ઊભા રહો અને ખાલી જગ્યા પૂર્ણ કરો. (અબૂદાવૂદ: ૧/૯૭, હદીસ : ૬૬૬)

(૩) આપ(ﷺ) એ ફરમાવ્યું : إن الله وملائكته يصلون على الصفوف المقدمة.

**અર્થ:** બેશક અલ્લાહ અને તેના ફરિશ્તા આગળની સફો પર રહમત નાઝિલ ફરમાવે છે. (અબૂ દાવૂદ:૧/૯૭, હદીસ : ૬૬૪)

(૪) આપ(ﷺ) નું ફરમાન છે : ليلني منكم أولوا الأحلام والنهى.

**અર્થ:** તમારામાંથી બુદ્ધિશાળી અને સમજદાર મારા નજીક રહે. (મુસ્લિમ: ૧/૧૮૧, હદીસ: ૪૩૨)

(૫) આપ(ﷺ) નું ફરમાન છે : أتموا الصف المقدم.

**અર્થ:** આગળની સફોને પૂર્ણ કરો. (અબૂદાવૂદ:૧/૯૮, હદીસ : ૬૭૧)

(૬) હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) ફરમાવે છે:

بت عند خالتي فقام النبي ﷺ يصلي من الليل، فقمت أصلي معه، فقمت عن يساره،

(૭) જો એકથી વધુ મુકતદીઓ હોય તો ઈમામની પાછળ ઊભા રહેવું.
(૮) જો ઈમામની અવાજ ન પહોંચે તો તકબીર કહેનાર નક્કી કરવો.
(૯) મુકતદીની તકબીરે તહરીમા ઈમામની તકબીરે તહરીમા સાથે હોવી.

---

فأخذ برأسي، فأقامني عن يمينه.

અર્થ: મેં મારી માસી( હઝરત મયમુના (રદિ.)ના ઘરે રાત ગુઝારી, (તો મેં જોયું કે) આપ(ﷺ) રાત્રે ઊભા થઈ નમાઝ પઢવા લાગ્યા, જેથી હું પણ આપ(ﷺ) સાથે નમાઝ પઢવા ઊભો થઈ ગયો અને (નમાઝમાં) આપની ડાબી બાજુએ ઊભો થયો તો આપ(ﷺ) એ મારુ માથું પકડીને પોતાની જમણી બાજુએ ઊભો કરી દીધો. (બુખારી: ૧/૯૭, હદીસ :૬૯૯)

(૭) હઝરત અનસ બિન માલિક (રદિ.) ફરમાવે છે :

أن جدته مُلَيكة دعت رسول الله ﷺ لطعام صنعته فأكل منه، ثم قال: قوموا فلأصلي لكم، قال أنس: فقمت إلى حصير لنا قد اسودَّ مِن طول ما لبس، فنضحته بماء، فقام عليه رسول الله ﷺ وصففت أنا واليتيم وراءه، والعجوز من ورائنا، فصلى لنا ركعتين، ثم انصرف ﷺ.

અર્થ: તેમની દાદી મલિકાએ આપ(ﷺ) માટે ભોજન બનાવી દા'વત આપી તો આપ(ﷺ)એ ખાવા ખાધું અને પછી ઈરશાદ ફરમાવ્યો :ઊભા થઈ જાઓ, જેથી હું તમને નમાઝ પઢાવું, હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે હું એક ચટાઈ લઈ આવ્યો જે વધારે ઉપયોગને કારણે કાળી થઈ ગઈ હતી, તો તેની ઉપર મારી દાદીએ પાણી છાંટયું, પછી તેના ઉપર આપ(ﷺ) ઊભા થયા અને આપની પાછળ હું અને યતીમ( હઝરત અનસ (રદિ.)ના ભાઈ) ઊભા થઈ ગયા અને વૃદ્ધ સ્ત્રી(મારા દાદી) અમારી પાછળ ઊભા થઈ ગયા, પછી આપ(ﷺ) એ અમને બે રકાત નમાઝ પઢાવી અને પછી આપ(ﷺ) તશરીફ લઈ ગયા. (અબૂદાવૂદ:૧/૯૦,હદીસ:૬૧૨)

(૮) كما فعل أبوبكر في مرض رسول الله ﷺ.

અર્થ: હઝરત અબૂબક્ર (રદિ.)એ આપ(ﷺ) ના મરઝુલ વફાત(મરણની અંતિમ ઘડી) વખતે એ રીતે કર્યું હતું કે જયારે આપ(ﷺ) ની અવાજ લોકો સુધી ન પહોંચતી તો હઝરત અબૂબક્ર (રદિ.) લોકોને આપ(ﷺ) ની તકબીર સંભળાવતા હતા. (બુખારી:૧/૯૮,હદીસ:૭૧૩)

(૯) આપ(ﷺ) નું ફરમાન છે : إذا كبر فكبروا.

અર્થ: જયારે ઈમામ અલ્લાહુ અકબર (તકબીર કહે) તો તમે પણ તકબીર

(૧૦) ઈમામને જે હાલતમાં જુએ તેનું અનુકરણ કરવું.

(૧૧) સૂરએ ફાતિહા પછી આમીન કહેવું.

(૧૨) આમીન ધીમી અવાજે કહેવી.

(૧૩) જરૂરત વગર ઈમામને લુકમો આપવો નહી.



---

(અલ્લાહુ અકબર) કહો. (મુસ્લિમ : ૧/૧૭૪, હદીસ : ૪૦૪)

(૧૦) આપ(ﷺ) નું ફરમાન છે :

إذا أتى أحدكم الصلاة والإمام على حال، فليصنع كما يصنع الإمام.

અર્થ: જયારે તમારા પૈકી કોઈ નમાઝ પઢવા માટે આવે અને ઈમામ જે હાલતમાં હોય, તો તેને જોઈએ કે તે એવું કરે જેવું ઈમામ કરી રહયા છે.(એટલે તે અમલમાં શામેલ થઈ જાય.) (તિરમિઝી:૧/૧૩૧,હદીસ:૫૯૧)

(૧૧) આપ(ﷺ) નું ફરમાન છે : وإذا قال: ولا الضالين، فقولوا: آمين

અર્થ: અને જયારે ઈમામ ولا الضالين કહે તો તમે આમીન કહો. (મુસ્લિમ:૧/૧૭૭, હદીસ: ૪૧૫)

(૧૨) હઝરત વાઈલ (રદિ.) ફરમાવે છે :

أن النبي ﷺ قرأ غير المغضوب عليهم ولا الضالين، قال: آمين، وخفض بها صوته.

અર્થ: આપ(ﷺ) એ غير المغضوب عليهم ولا الضالين પઢયું અને ધીમેથી આમીન કહી. (તિરમિઝી: ૧/૫૮, હદીસ :૨૪૮)

(૧૩) આપ(ﷺ) એ ફરમાવ્યું : يا علي، لا تفتح على الإمام في الصلاة.

અર્થ: હે અલી ! નમાઝમાં ઈમામને(જરૂરત વગર) લુકમો ન આપો. (અબૂદાવૂદ : ૧/૧૩૧) હદીસ : ૯૦૮)

# મસ્જિદમાં દાખલ થવાના આદાબ

(૧) એ'તિકાફની નિય્યત કરવી. (શર્હ શિરઅતિલ ઈસ્લામ: :૯૮)
(૨) પહેલા જમણો પગ દાખલ કરવો.
(૩) દુરૂદો સલામ પઢવું.
(૪) મસ્જિદમાં દાખલ થતી વખતે દુરૂદ શરીફ પઢયા પછી આ દુઆ પઢવી

بِسْمِ اللهِ اللّٰهُمَّ افْتَحْ لِي أَبْوَابَ رَحْمَتِكَ، وَسَهِّلْ عَلَيَّ أَبْوَابَ رِزْقِكَ .

બીજી દુઆ :

أَعُوْذُ بِاللهِ الْعَظِيْمِ، وَبِوَجْهِهِ الْكَرِيْمِ، وَسُلْطَانِهِ الْقَدِيْمِ، مِنَ الشَّيْطَانِ الرَّجِيْمِ.

---

(૨) كان ابن عمر يبدأ برجله اليمنى، فإذا خرج يبدأ برجله اليسرى

**અર્થ:** હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) જયારે મસ્જિદમાં દાખલ થતા તો જમણો પગ(પહેલા) દાખલ કરતા અને જયારે બહાર નીકળતા તો ડાબા પગથી નીકળતા. (બુખારી : ૧/૬૧)

(૩) આપ(ﷺ) નું ફરમાન છે : إذا دخل أحدكم المسجد فليسلم على النبي.

**અર્થ:** જયારે તમારા પૈકી કોઈ મસ્જિદમાં દાખલ થાય તો આપ(ﷺ) પર સલામ મોકલે. (અબૂદાઉદ: ૧/૬૭, હદીસ : ૪૬૫)

☛ سألت علقمة، قلت: ما تقول إذا دخلت المسجد قال: أقول: السَّلَامُ عَلَيْكَ أَيُّهَا النَّبِيُّ وَرَحْمَةُ اللهِ وَبَرَكَاتُهُ، وَصَلَّى اللهُ وَمَلَائِكَتُهُ عَلَى مُحَمَّدٍ.

**અર્થ:** હઝરત સઈદ બિન ઝીહદાન ફરમાવે છે: મેં અલ્કમા (રહ.) થી પૂછયું તમે મસ્જિદમાં દાખલ થાઓ છો ત્યારે શું પઢો છો ? તો ફરમાવ્યું : હું આ દુઆ પઢું છું السَّلَامُ عَلَيْكَ (અંત સુધી) (મુસન્નફ અબ્દુર્રઝઝાક :૧/૪૨૭, હદીસ : ૧૬૬૯)

(૪) હઝરત મુત્તલિબ બિન અબ્દુલ્લાહ બિન હન્તબ (રદિ.) ફરમાવે છે:

ان رسول الله ﷺ إذا دخل المسجد قال: بِسْمِ اللهِ اللّٰهُمَّ افْتَحْ لِي أَبْوَابَ رَحْمَتِكَ، وَسَهِّلْ عَلَيَّ أَبْوَابَ رِزْقِكَ .

**અર્થ:** આપ(ﷺ) જયારે મસ્જિદમાં દાખલ થતા તો આ દુઆ પઢતા بِسْمِ اللهِ اللّٰهُمَّ (અંત સુધી) (દુઆનો તરજુમો) હે અલ્લાહ ! મારા માટે તારી રહમતના દરવાજા ખોલી દે અને મારા માટે તારા રોઝીના દરવાજા આસન કરી દે. (મુસન્નફ અબ્દુર્રઝઝાક:૧/૪૨૬,હદીસ:૧૬૬૬)





---

☛ હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસ (રદિ.) ફરમાવે છે :

قال عبدالله بن عمرو بن العاص :كان (النبيﷺ)إذا دخل المسجد قال: "أعوذ بالله العظيم وبوجهه الكريم وسلطانه القديم من الشيطان الرجيم" قال: أقط، قلت: نعم، قال: فإذا قـال ذلك قـال الشيطان: حفظ مني سائر اليوم.

અર્થ: આપ(ﷺ) જયારે મસ્જિદમાં દાખલ થતા તો ફરમાવતા أعوذبالله(અંત સુધી) હઝરત ઉકબા (હદીસ બયાન કરનાર) ફરમાવે છે કે શું દુઆ આટલી જ છે ? તો મેં (અબ્દુલ્લાહ બિન અમ્રએ) કહયું કે હાં, ત્યાર પછી ફરમાવ્યું : માનવી જયારે આ દુઆ પઢી લે છે તો શયતાન કહે છે કે આ(માણસ) આખો દિવસ મારાથી સુરક્ષિત થઈ ગયો. (અબૂદાવૂદ:૧/૬૭, હદીસ:૪૬૬)

# મસ્જિદના આદાબ

(૧) દિલને મસ્જિદથી સંલગ્ન(જોડીને) રાખવું.
(૨) મસ્જિદે ચાલતા જવું.
(૩) શાંતિ અને નમ્રતા સહિત મસ્જિદ તરફ જવું.
(૪) મસ્જિદમાં દીન શીખવા અને શિખવવાની નિય્યતે જવું.

---

(૧) આપ(ﷺ) નું ફરમાન છે :

سبعة يظلهم الله في ظله يوم لا ظل إلا ظله:(وعد منهم)ورجل قلبه معلق بالمساجد.

અર્થ: સાત વ્યકિતઓ અલ્લાહના છાંયડામાં તે દિવસે હશે જે દિવસે તે છાંયડા સિવાય કોઈ છાંયડો નહી હોય(તેમાંથી એક એ પણ છે) જેનું દિલ મસ્જિદમાં અટકેલુ રહે. (બુખારી:૧/૯૧, હદીસ : ૬૬૦)

(૨) આપ(ﷺ) નું ફરમાન છે :

અર્થ: ألا أدلكم على مايمحوا الله به الخطايا، ويرفع الله به الدرجات؟ قالوا: بلى يارسول الله! قال: إسباغ الوضوء على المكاره، وكثرة الخطى إلى المساجد، وانتظار الصلاة بعد الصلاة؛ فذلكم الرباط .

શું હું તમને એવા અમલો ન બતાવું જેનાથી અલ્લાહ તઆલા તમારા ગુનાહ માફ કરી દે (મિટાવી દે) છે અને તમારા દરજજા બુલંદ ફરમાવે છે ? સહાબા(રદિ.) એ અરજ કરી : કેમ નહી.હે અલ્લાહના રસૂલ(ﷺ)! તો આપ(ﷺ) એ ફરમાવ્યું: અણગમો છતાં સારી રીતે વુઝૂ કરવું અને મસ્જિદ તરફ ચાલતા જવું અને એક નમાઝ પછી બીજી નમાઝની પ્રતિક્ષા કરવી, એ તમારા માટે શયતાનથી બચવાનો કિલ્લો છે.(મુસ્લિમ: ૧/૧૨૭, હદીસ : ૨૫૧)

(૩) આપ(ﷺ) નું ફરમાન છે :

إذا سمعتم الإقامة فامشوا إلى الصلاة وعليكم السكينة والوقار، ولا تسرعوا .

અર્થ: જયારે તમે ઈકામત સાંભળો તો નમાઝ તરફ ચાલો શાંતિ અને નમ્રતા જાળવો અને ઉતાવળે ચાલો નહી.(બુખારી: ૧/૮૮, હદીસ :૬૩૬)

(૪) આપ(ﷺ) એ ફરમાવ્યું :

من جاء مسجدي هذا ، لم يأته إلا لخير يتعلمه أو يعلمه ، فهو بمنزلة المجاهد في سبيل الله،ومن جاء لغير ذلك، فهو بمنزلة الرجل ينظر إلى متاع غيره .

અર્થ: જે મારી મસ્જિદમાં માત્ર દીનની વાત શીખવા અથવા શિખવાડવા માટે આવે

(૫) મસ્જિદનો અદબ અને આદર ધ્યાનમાં રાખવો.
(૬) (મકરૂહ સમય ન હોય તો) તહિય્યતુલ મસ્જિદ પઢવી.
(૭) મસ્જિદમાં કિબ્લા તરફ મુખ કરીને બેસવું.(અલ અદબ ફીદીન:૬૭)
(૮) અલ્લાહ તઆલાના ઝિક્રમાં મગ્ન રહેવું. (અલ અદબ ફીદીન:૬૭)
(૯) મસ્જિદમાં બેકાર અને દુનિયાની વાતો ન કરવી.
(૧૦) નાના બાળકો અને પાગલોને મસ્જિદમાં આવવા દેવા નહી.
(૧૧) મસ્જિદને પાક – સ્વચ્છ રાખવી.
(૧૨) દુર્ગંધની હાલતમાં મસ્જિદમાં જવું નહી.

---

તો તે અલ્લાહના રસ્તામાં જિહાદ કરનાર સમાન છે અને જે તે સિવાય બીજા હેતુ ખાતર આવે તો તે એવા વ્યકિત સમાન છે જે બીજાનો માલ જોઈ રહયો છે.( જાતે ફાયદો ઉઠાવવાથી વંચિત છે.)(ઈબ્નેમાજહ:પાન ન. ૨૦, હદીસ : ૨૨૭)

(૫) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿وَمَنْ يُعَظِّمْ شَعَائِرَ اللهِ فَإِنَّهَا مِنْ تَقْوَى الْقُلُوبِ﴾

અર્થ: અને જે કોઈ ખુદાઈ દીનના (વર્ણિત) યાદગારોનો પૂરો અદબ રાખશે તો તે દિલી પરહેઝગારીની વાત છે.(મસ્જિદ પણ યાદગીરીમાંથી છે.) (સૂ.હજ્જ: ૩૨)

(૬) આપ(ﷺ)નું ફરમાન છે : إذا دخل أحدكم المسجد فليركع ركعتين قبل أن يجلس .

અર્થ: જયારે તમારા પૈકી કોઈ મસ્જિદમાં દાખલ થાય તો બેસવાથી પહેલા બે રકાત નમાઝ પઢી લે.(બુખારી : ૧/૬૩,હદીસ :૪૪૪)

(૯) નબી (ﷺ)નું ફરમાન છે : جنبوا المساجد ..... ورفع أصواتكم .

અર્થ: મસ્જિદોને બચાવો...અવાજ ઊંચી કરવાથી.(ઈબ્ને માજહ :પાન નં. ૫૪, હદીસ: ૭૫૦)

(૧૦) આપ(ﷺ)નું ફરમાન છે: جنبوا مساجدكم صبيانكم ومجانينكم .

અર્થ: મસ્જિદોને નાના બાળકો અને પાગલોથી બચાવો. (ઈબ્નેમાજહ :પાન નં. ૫૪, હદીસ : ૭૫૦)

(૧૧) હઝરત આઈશા(રદિ.) ફરમાવે છે :

أمر رسول الله ﷺ ببناء المسجد في الدور، وأن ينظف ويطيب .

અર્થ: અલ્લાહના નબી (ﷺ) એ ઘરોમાં મસ્જિદ બનાવવાની અને તેને પાક –સાફ તેમજ સુગંધીદાર રાખવાની તાકીદ કરી છે. (મિરકાતુલ મફાતીહ : ૨/૨૦૫)

(૧૨) હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે.

كان الناس ينتابون الجمعة من منازلهم من العوالي، فيأتون في العباء، ويصيبهم

(૧૩) મસ્જિદમાં થુંકવું નહી.
(૧૪) મસ્જિદમાં નમાઝ પઢવા માટે કોઈ ખાસ જગ્યા નક્કી કરવી નહી.
(૧૫) મસ્જિદમાં ઊંઘ આવે તો જગ્યા બદલી લેવી.
(૧૬) મસ્જિદને અવર–જવર માટેનો માર્ગ બનાવવો નહી.

---

الغبار، فتخرج منهم الريح، فأتى رسول الله ﷺ إنسان منهم وهو عندي، فقال رسول الله ﷺ: لو أنكم تطهرتم ليومكم هذا.

**અર્થ:** મદીનાના આસપાસના વિસ્તારોમાં વસતા લોકો પોતાના ઘરોથી જુમ્આની નમાઝ માટે (મસ્જિદે નબવીમાં) આવતા હતા અને તેઓ અબા(લાંબો ઝભ્ભો) પહેરીને આવતા હતા અને તેની ઉપર ધૂળ લાગેલી રહેતી હતી જેને કારણે તેમાંથી દુર્ગંધ આવતી હતી,(ખાસ કરીને ગરમીમાં) જેથી એક વાર એક વ્યકિત આપ(ﷺ)ની સેવામાં હાજર થયા જયારે કે આપ(ﷺ) મારી પાસે તશરીફ રાખતા હતા, તો આપ(ﷺ) એ ફરમાવ્યું: જો તમે તમારા આ દિવસ માટે પાક – સાફ થઈ જાઓ. (તો કેટલું સારૂં થાય) (મુસ્લિમ: ૧/૨૮૦, હદીસ :૮૪૭)

(૧૩) આપ(ﷺ)નું ફરમાન છે : البزاق في المسجد خطيئة، وكفارتها دفنها

**અર્થ :** મસ્જિદમાં થુંકવું મના છે અને તેનો કફ્ફારો તેને દફન કરી દેવું છે.(જો પ્લાસ્ટર, લાદી હોય તો તેનો કફ્ફારો તેને સાફ કરી દેવું છે.) (બુખારી : ૧/૫૯,હદીસ :૪૧૫)

(૧૪) હઝરત અબ્દુર્રહમાન બિન શિબ્લ (રદિ.) ફરમાવે છે:

نهى رسول الله ﷺ ... وأن يوطن الرجل المكان في المسجد كما يوطن البعير

**અર્થ :** આપ(ﷺ)એ એ વાતની મનાઈ ફરમાવી છે કે કોઈ વ્યકિત મસ્જિદમાં જગ્યા નકકી કરી(રોકી) લે, જેમકે ઊંટની જગ્યા નકકી કરવામાં આવે છે.

(અબૂ દાઉદ : ૧/૧૨૫, હદીસ : ૮૬૨)

(૧૫) નબી(ﷺ) નું ફરમાન છે:

إذا نعس أحدكم وهو في المسجد فليتحول من مجلسه ذلك إلى غيره

**અર્થ:** જયારે કોઈને ઊંઘ આવે અને તે મસ્જિદમાં હોય તો તો તે જગ્યાએથી ખસી જાય અને બીજી જગ્યાએ ચાલ્યો જાય. (અબૂદાઉદ:૧/૫૯, હદીસ : ૧૧૧૯)

(૧૬) આપ(ﷺ)નું ફરમાન છે :

من أشراط الساعة أن يمر الرجل في المسجد لا يصلي فيه ركعتين

**અર્થ :** કયામતની નિશાનીઓમાંથી (એક) એ છે કે વ્યકિત મસ્જિદમાંથી પસાર થશે અને તેમાં બે રકાત નમાઝ (પણ) નહી પઢે. (તબરાની કબીર:૯/૧, હદીસ:૯૪૮૯)

(૧૭) મસ્જિદને હદથી વધુ શણગારવી નહી.
(૧૮) ગુમ થયેલ વસ્તુનું મસ્જિદમાં એલાન કરવું નહી.
(૧૯) મસ્જિદમાં ખરીદ – વેચાણ કરવું નહી.
(૨૦) મસ્જિદમાં ઝઘડો કરવો નહી.



---

(૧૭) આપ(ﷺ)નું ફરમાન છે :

ما أمرت بتشييد المساجد قال ابن عباس: لتزخرفنها كما زخرفت اليهود والنصارى

**અર્થ:** મને મસ્જિદોની તશ્યીદનો હુકમ આપવામાં આવ્યો નથી, હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે(તશ્યીદ એટલે) તેને સોના વગેરેથી શણગારવી જેમ યહુદ અને નસારા શણગારે છે. (અબૂદાવૂદ:૧/૬૫, હદીસ:૪૪૮)

(૧૮) આપ(ﷺ)નું ફરમાન છે :

من سمع رجلا ينشد ضالة في المسجد فليقل: لا ردها الله عليك، فإن المساجد لم تبن لهذا

**અર્થ:** કોઈ વ્યક્તિને મસ્જિદમાં પોતાની કોઈ ખોવાયેલી વસ્તુનું એલાન કરતા સાંભળો તો કહો અલ્લાહ તને તે વસ્તુ ન મેળવે, એટલા માટે કે મસ્જિદ તે માટે નથી બનાવવામાં આવી. (મુસ્લિમ : ૧/૨૧૦, હદીસ :૫૬૮)

(૧૯) قال عمرو بن شعيب عن أبيه عن جده: أن رسول الله ﷺ نهى عن الشراء والبيع في المسجد

**અર્થ:** હઝરત અમ્ર બિન શોએબ પોતાના પિતાથી અને તેઓ પોતાના દાદાથી નકલ કરે છે કે આપ(ﷺ) એ મસ્જિદમાં ખરીદ – વેચાણની મનાઈ ફરમાવી છે. (અબૂદાઊદ : ૧/૧૫૪, હદીસ :૧૦૭૯)

(૨૦) અલ્લાહના નબી (ﷺ)એ ફરમાવ્યું :

جنبوا المساجد .... وخصوماتكم

**અર્થ:** મસ્જિદોને બચાવો.. ઝઘડાથી. (ઈબ્ને માજહ:પાન નં ૫૪,હદીસ:૭૫૦)

# મસ્જિદમાંથી નીકળવાના આદાબ

(૧)નીકળતી વખતે પહેલા ડાબો પગ બહાર કાઢવો.
(૨) દુરૂદ વ સલામ પઢવું.
(૩) મસ્જિદથી બહાર નીકળતી વખતે આ દુઆ પઢવી.

اَللّٰهُمَّ إِنِّيْ أَسْأَلُكَ مِنْ فَضْلِكَ۔

બીજી દુઆ: اَللّٰهُمَّ إِنِّيْ أَعُوْذُبِكَ مِنْ إِبْلِيْسَ وَجُنُوْدِهِ

---

(૧) كان ابن عمر يبدأ برجله اليمنىٰ، فإذا خرج يبدأ برجله اليسرىٰ

**અર્થ:** હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) જયારે મસ્જિદમાં દાખલ થતા તો જમણો પગ દાખલ કરતા અને જયારે બહાર નીકળતા તો ડાબા પગથી નીકળતા હતા. (બુખારી: ૧/૬૧)

(૨) આપ(ﷺ)નું ફરમાન છે : إذاخرج فليسلم على النبي

**અર્થ:** અને જયારે (મસ્જિદથી) નીકળો તો આપ(ﷺ)પર સલામ મોકલો.

(ઈબ્ને માજહ :પાન નં. ૫૬, હદીસ: ૭૭૩)

☛ હઝરત કઅબે હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી ફરમાવ્યું :

احفظ على اثنتين:إذا دخلت المسجد سلّم على النبي ﷺوقل:اللّٰهُمَّ افْتَحْ لِيْ أَبْوَابَ رَحْمَتِكَ، وإذا خرجت قل: اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ، اللّٰهُمَّ أَعِذْنِيْ مِنَ الشَّيْطَانِ

**અર્થ:** બે વસ્તુઓની પાબંદી કરો: જયારે મસ્જિદમાં પ્રવેશો તો આપ (ﷺ) પર સલામ મોકલો અને આ દુઆ પઢો: اَللّٰهُمَّ افْتَحْ لِيْ أَبْوَابَ رَحْمَتِكَ અને જયારે મસ્જિદેથી બહાર નીકળો તો આ દુઆ પઢો: اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ، اللّٰهُمَّ أَعِذْنِيْ مِنَ الشَّيْطَانِ - (મુસન્નફે અબ્દુર્રઝઝાક:૧/૪૨૭,હદીસ: ૧૬૭૦)

(૩) આપ(ﷺ)નું ફરમાન છે :فإذاخرج فليقل: اَللّٰهُمَّ إِنِّيْ أسألك من فضلك

**અર્થ:** અને જયારે (મસ્જિદમાંથી) નીકળો તો આ દુઆ પઢો اَللّٰهُمَّ إِنِّيْ أسألك من فضلك હે અલ્લાહ! હું તારી પાસે ફઝલ માગું છું. (અબૂદાઉદ:૧/૬૭,હદીસ: ૪૬૫)

(૪) આવતી નમાઝ માટે બીજી વખત આવવાની નિય્યત કરીને પરત ફરવું અને તેની રાહ જોવી.



---

قال النبي ﷺ: فإذا قام أحدكم على باب المسجد فليقل: اللّٰهُمَّ إني أعوذبك من إبليس وجنوده؛ فإنه إذا قالها لم يضره

**અર્થ:** જયારે કોઈ મસ્જિદના દરવાજા પર (નીકળવા માટે) ઊભો થાય તો આ દુઆ પઢે اللّٰهُمَّ إني أعوذبك من إبليس وجنوده જયારે આ દુઆ પઢી લેશે તો શયતાન તેને કોઈ નુકસાન નહી પહોંચાડી શકે. (કન્ઝુલ ઉમ્માલ:૭/૬૬૦,હદીસ:૨૦૭૮૬)

(૪) આપ(ﷺ) એ ફરમાવ્યું :

سبعة يظلهم الله في ظله يوم لا ظل إلا ظله:(وعد منهم)ورجل قلبه معلق بالمساجد

**અર્થ:** સાત વ્યકિતઓ અલ્લાહના છાંયડામાં તે દિવસે હશે જે દિવસે તે છાંયડાં સિવાય કોઈ છાંયડો નહી હોય(તેમાંથી એક એ પણ છે) તે વ્યકિત જેનું દિલ મસ્જિદમાં અટકેલું રહે. (બુખારી:૧/૯૧, હદીસ:૬૬૦)

# કુર્આને કરીમની તિલાવતના આદાબ

(૧) અલ્લાહ તઆલાની પ્રસન્નતા–ખુશનૂદી ખાતર તિલાવત કરવી.
(૨) વુઝૂ સાથે તિલાવત કરવી.
(૩) તિલાવત પહેલા મિસ્વાક કરવું.
(૪) તિલાવત પહેલા ખૂશ્બુ લગાડવી.

(ફઝાઈલે આ'માલ–ફઝાઈલે કુર્આન:૧/૫૧૧)

(૫)પાક–સાફ જગ્યા પર તિલાવત કરવી. (રૂહુલમઆની:સૂ. વાકિઅહ)
(૬) જો શકય હોય તો કિબ્લા રૂખ તિલાવત કરવી.
(૭) કોઈ વાંધો ન હોય તો બેસીને તિલાવત કરવી.

(ફઝાઈલે આ'માલ–ફઝાઈલે કુર્આન:૧/૪૯૯)

---

(૧) હઝરત અબૂ ઉમામા બાહિલી(રદિ.) ફરમાવે છે:

إن الله لا يقبل من العمل إلا ما كان له خالصا، وابتغى به وجهه

અર્થ: અલ્લાહના નબી (ﷺ) એ ફરમાવ્યું કે અલ્લાહ તે અમલને કબૂલ કરે છે જે માત્ર તેના માટે જ કર્યો હોય અને તેનાથી તેની પ્રસન્નતા મેળવવાનો હેતુ હોય.

(નસાઈ:૨/૪૮,હદીસ:૩૧૪૨)

(૨) હઝરત અલી (રદિ.) ફરમાવે છે:ومن قرأه متوضئا يجزى بخمس وعشرين حسنة

અર્થ: અને જે વ્યકિત કુર્આનને વુઝૂ સાથે નમાઝ સિવાય પઢે તેને દરેક અક્ષર(હર્ફ) પર પચ્ચીસ નેકીઓ મળશે. (ઈહયાઉલ ઉલૂમુદ્દીન :૧/૨૭૫)

(૩) આપ(ﷺ)નું ફરમાન છે :

إذا قام أحدكم يصلي من الليل فليستك، فإن أحدكم إذا قرأ في صلاته وضع ملك فاه على فيه، لا يخرج من فيه شيء إلا دخل فم الملك

અર્થ: જયારે કોઈ વ્યકિત રાત્રે નમાઝ પઢવા ઉઠે તો મિસ્વાક કરે કેમકે વ્યકિત જયારે નમાઝમાં કિરાઅત કરે છે તો ફરિશ્તા પોતાનું મોઢું તેના મોઢા પર મૂકી દે છે. તેના મોઢાથી જે કંઈ નીકળે છે તો તે ફરિશ્તાના મોઢામાં દાખલ થઈ જાય છે.

(શુઅબુલ ઈમાન : હદીસ :૨૧૧૭)

(૬) إذا أراد إنسان قراءة القرآن يستحب أن يكون على أحسن الأحوال: فيلبس صالح ثيابه، ويستقبل القبلة [الفتاوى الولوالجية ١: ٧٥]

(૮)થોભી થોભીને તજવીદ સહિત તિલાવત કરવી.
(૯) સારી રીતે તિલાવત કરવી.
(૧૦)તિલાવત વખતે વિનમ્ર અને વકારથી રહેવું.

(રૂહુલ મઆની : સૂ.વાકિઆ)

(૧૧) મનન – ચિંતન સાથે તિલાવત કરવી.
(૧૨)તિલાવત કરતી વેળા દુનિયાની વાતો કરવી નહી.
(૧૩) તિલાવત બનાવટથી ખાલી હોવી.

---

(૮) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿وَرَتِّلِ الْقُرْاٰنَ تَرْتِيْلًا﴾
અર્થ: અને કુર્આનને ખૂબ સાફ સ્પષ્ટ રીતે પઢો. (સૂ. મુઝ્ઝમ્મિલ:૪)
(૯) આપ(ﷺ) એ ફરમાવ્યું : زينوا القرآن بأصواتكم
અર્થ: કુર્આનને પોતાની અવાજ દ્વારા શણગારો. (અબૂદાઉદ:૧/૨૦૬,હદીસ:૧૪૬૮)
(૧૧) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿اَفَلَا يَتَدَبَّرُوْنَ الْقُرْاٰنَ اَمْ عَلٰى قُلُوْبٍ اَقْفَالُهَا﴾
અર્થ: શું આ લોકો કુર્આનમાં મનન – ચિંતન કરતા નથી અથવા તેઓના દિલો પર તાળાં લાગેલા છે ? (સૂ.મુહમ્મદ: ૨૪)
(૧૨) હઝરત નાફેઅ (રદિ.) ફરમાવે છે :
كان ابن عمر إذا قرأ القرآن لم يتكلم حتى يفرغ منه
અર્થ: હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) જયારે કુર્આનની તિલાવત કરતા તો ફારિગ થતા સુધી કોઈનાથી વાત–ચીત કરતા ન હતા. (બુખારી:૨/૬૪૯,હદીસ: ૪૫૨૬)
(૧૩) હઝરત ઈબ્ને મસ્ઊદ (રદિ.) ફરમાવે છે :
من كان مستنا فليستن بمن قد مات ..... كانوا أفضل هذه الأمة، أبرها قلوبا، وأعمقها علما، وأقلها تكلفا وأقلها تكلفا أي في العمل وكذا في القراءة، فإنهم كانوا يتلون القرآن حق تلاوته على لحون العرب من غير التنغمات والتمطيطات وغيرها
અર્થ: જે કોઈ તરીકો અપનાવવા માંગે તો તે લોકોનો તરીકો અપનાવે જે મરી ગયા છે.( અર્થાત સહાબા (રદિ.) છે અને મરેલા લોકોનો બહેકવાનો ભય ન રહયો.) તેઓ આ ઉમ્મતના ઉત્તમ લોકો હતા, તેમના દિલ બિલકુલ નેક હતા અને તેમનું જ્ઞાન ઊંડું હતું અને તેઓ બનાવટ બહુ ઓછી કરતા હતા, (એટલે ન કરતા હતા)
(મિર્કાતુલ મફાતિહ : ૧/૨૬૦)

(૧૪) રહમતની આયતો પર રહમત માંગવી અને અઝાબની આયતો પર અઝાબથી પનાહ માંગવી.

(૧૫) ભય અને ડર સાથે તિલાવત કરવી. (અલ અદબ ફીદીન:૭૨)

(૧૬) રડવું અથવા રડવાની સુરત બનાવવી.

(૧૭) થૂંક આંગળી પર લગાડીને પેજ ઉલટાવવું નહી.

(રૂહુલ મઆની.સૂ.વાકિઆ)

(૧૮) કુર્આનના આદેશ ઉપર અમલ કરવો.

(૧૯) મસ્જિદમાં એકત્ર થઈને તિલાવત કરવી અને કુર્આને કરીમ શિખવું અને શિખવવું.

---

(૧૪) હઝરત હુઝયફા (રદિ.) ફરમાવે છે :

كان النبي ﷺ إذا مر بآية سؤال سأل، وإذا مر بتعوذ تعوذ

અર્થ: અલ્લાહના નબી (ﷺ) જયારે રહમતની આયતથી ગુઝરતા તો તેની દુઆ કરતા અને જયારે અઝાબની આયતથી ગુઝરતા તો પનાહ માંગતા. (મુસ્લિમ: ૧/૨૬૪, હદીસ : ૭૭૨)

(૧૬) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે:﴿إِذَا تُتْلَىٰ عَلَيْهِمْ ءَايَٰتُ ٱلرَّحْمَٰنِ خَرُّوا۟ سُجَّدًا وَبُكِيًّا﴾

અર્થ: જયારે પણ તેમની આગળ રહમતની આયતો પઢવામાં આવતી ત્યારે સિજદો કરતા અને રડતા રડતા(જમીન પર) પડી જતા હતા.(સૂ. મરયમ : ૫૮)

(૧૮) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :﴿ٱلَّذِينَ ءَاتَيْنَٰهُمُ ٱلْكِتَٰبَ يَتْلُونَهُۥ حَقَّ تِلَاوَتِهِۦٓ﴾

અર્થ: જે લોકોને અમે કિતાબ (તવરાત, ઈન્જીલ,) આપી છે, તેને તેઓ તેના પઢવાના હક મુજબ પઢતા હતા, (એટલે તેની ઉપર અમલ કરે છે અને તેના હુકમોની પેરવી કરે છે.(સૂ. બકરહ: ૧૨૧)

(૧૯) આપ(ﷺ) એ ફરમાવ્યું :

ما اجتمع قوم في بيت من بيوت الله يتلون كتاب الله ويتدارسونه بينهم، إلا نزلت عليهم السكينة، وغشيتهم الرحمة، وحفتهم الملائكة، وذكر الله فيمن عنده

અર્થ: જે જમાત અલ્લાહના કોઈ ઘરમાં ભેગી થઈ કુર્આનની તિલાવત કરે છે અને પરસ્પર શિખે છે અને શિખવાડે છે તો સકીના (ખાસ રહમત) તેમની ઉપર ઉતરે છે અને રહમત તેમને ઢાંકી દે છે અને ફરિશ્તાઓ તેમને ઘેરી લે છે અને અલ્લાહ પોતાની પાસે હાજર ફરિશ્તાઓ સામે તેમનો ઉલ્લેખ કરે છે.

(મુસ્લિમ:૧/૩૪૫, હદીસ : ૨૬૯૯)

## (૨૦) ત્રણ દિવસથી ઓછી મુદતમાં કુર્આન ખતમ કરવું નહી.

(૨૦) આપ(ﷺ) નું ફરમાન છે : لا يفقه من قرأ القرآن في أقل من ثلاث

**અર્થ:** તે વ્યકિતએ મનન – ચિંતન ન કર્યુ જેને ત્રણ દિવસથી ઓછી મુદતમાં કુર્આન પુરૂ કર્યુ. (સહીહ ઈબ્ને હિબ્બાન:૩/૩૫, હદીસ:૭૫૮)

**ફાયદો:** શર્હે ઈહયામાં નોંધ્યું છે કે નેક લોકોની આદત કુર્આન ખતમ કરવામાં વિભિન્ન રહી છે, અમુક લોકો એક ખતમ રોજ કરતા હતા. જેમકે ઈમામ શાફઈ (રહ.) રમઝાન સિવાય અને કેટલાક બે ખતમ દરરોજ કરતા હતા જેમકે જાતે ઈમામ શાફઈ (રહ.)ની આદત રમઝાનુલ મુબારકમાં હતી. કેટલાક દરરોજ ત્રણ ખતમ કરતા હતા માટે સુલેમ બિન અતર (રહ.) જે મોટા તાબેઈનમાંથી હતા, હઝરત ઉમર (રદિ.) ના સમયમાં મિસરની જીત વખતે હાજર હતા અને હઝરત મુઆવિયા (રદિ.) એ "કિસસ" ના અમીર તેમને બનાવ્યા હતા, તેમનો અમલ હતો કે રોજ રાત્રે ત્રણ કુર્આન ખતમ કરતા હતા. નવવી (રહ.) "કિતાબુલ અઝકાર"માં નોંધે છે કે વધુમાં વધુ તિલાવતના બાબમાં અમને રિવાયત પહોંચી છે તે ઈબ્નુલ કાતિબનો અમલ હતો કે રાત – દિવસમાં આઠ કુર્આન શરીફ દરરોજ ખતમ કરતા હતા. ઈબ્ને કુદામા (રદિ.) એ હઝરત ઈમામ અહમદ (રહ.) થી નકલ કર્યુ છે તેની કોઈ હદ નકકી નથી. પઢનારની ખુશી પર આધાર રાખે છે. ઈતિહાસકારોએ ઈમામે આ'ઝમ (રહ.) થી નકલ કર્યુ છે કે રમઝાન શરીફમાં એકસઠ (૬૧) કુર્આન શરીફ પુરા કરતા હતા એક દિવસમાં, એક રાતમાં અને એક આખા રમઝાન શરીફમાં તરાવીહમાં ; પરંતુ હુઝૂરે અકદસ (ﷺ) એ ફરમાવ્યું કે ત્રણ દિવસથી ઓછી મુદતમાં કુર્આન શરીફ પઢનારો મનન – ચિંતન કરી શકતો નથી; માટે હઝરત ઈબ્ને હઝમ (રહ.) વગેરે એ ત્રણ દિવસથી ઓછી મુદતમાં ખતમ કરવું હરામ ઠેરવ્યું છે. બંદાની નજીક આ હદીસ વધુ પડતા લોકોના આધાર પર છે ; કેમકે સહાબા (રદિ.) ની એક જમાતથી તેનાથી ઓછી મુદતમાં પઢવું પણ સાબિત છે. એવી રીતે વધુ મદતમાં પણ જમ્હૂરની નજીક કોઈ હદ નથી. જેટલા દિવસોમાં સહુલત હોઈ શકે કુર્આન શરીફ ખતમ કરે, પરંતુ કેટલાક ઉલમાનો મત છે કે ચાળીસ દિવસથી વધુ મુદત એક કુર્આન શરીફ ખતમ કરવામાં ન થાય તેનો મતલબ એ છે કે ઓછામાં અછો પોણો પારો પઢવો જરૂરી છે જો કોઈ કારણે કોઈ દિવસ ન પઢી શકે તો બીજા દિવસે તેની કઝા કરી લે. મતલબ કે ચાળીસ દિવસમાં એક કુર્આન શરીફ પુરુ થઈ જાય.જમ્હુરની નજીક જો કે આ જરૂરી નથી;પરંતુ જયારે અમુક ઉલમાનો મત છે તો સાવચેતી

(૨૧) ગરમીની ઋતુમાં દિવસના પ્રારંભમાં ખતમ કરવું અને ઠંડીની મોસમમાં રાતની શરૂઆતમાં ખતમ કરવું.

(૨૨) કુર્આનના હાફિઝોએ કુર્આન શરીફ યાદ કરતા રહેવું.

(૨૩) કુર્આને કરીમથી દુનિયા પ્રાપ્ત કરવી નહી.

---

C એમાં છે કે તેનાથી ઓછું ન હોય, બીજુ કે કેટલીક હદીસોમાં તેનું સમર્થન પણ મળે છે."મજમઅ"નામી કિતાબના લેખકે એક હદીસ નકલ કરી છે مَن قَرَأَ الْقُرْآنَ فِي أَرْبَعِينَ لَيْلَةً فَقَدْ عَذَّبَ જે માણસે કુર્આન ચાળીસ રાતમાં ખતમ કર્યુ તેને વિલંબ કર્યો, કેટલાક ઉલમાનો ફત્વો છે કે દર મહિને એક ખતમ કરે અને ઉત્તમ એ છે કે સાત દિવસમાં એક કુર્આન શરીફ ખતમ કરે કે સહાબા (રદિ.) નો આમ અમલ આ જ નકલ કરવામાં આવે છે, જુમ્આના દિવસે પ્રારંભ કરે અને સાત દિવસમાં એક મંઝિલ દરરોજ પઢીને જુમેરાતે ખતમ કરે. ઈમામ સાહેબ (રહ.)નું કથન પહેલા આવી ગયું કે વર્ષમાં બે વાર ખતમ કરવું કુર્આનનો હક છે ; માટે તેનાથી ઓછુ કોઈ પણ સંજોગોમાં ન થાય. (ફઝાઈલે આ'માલ , ફઝાઈલે કુર્આન)

(૨૧) હઝરત ઉબાદા (રદિ.) ફરમાવે છે:

إذا ختم الرجل القرآن بنهار، صلت عليه الملائكة حتى يمسي، وإن فرغ منه ليلا صلت عليه الملائكة حتى يصبح

**અર્થ:** કલામે પાકનું ખતમ જો રાતના આરંભમાં હોય તો સવાર સુધી ફરિશ્તાઓ તેના માટે રહમતની દુઆ કરે છે અને જો કુર્આને પાકનું ખતમ દિવસના આરંભમાં હોય તો સાંજ સુધી ફરિશ્તાઓ તેની ઉપર રહમતની દુઆ કરે છે.(દારમીઃ ૪/૨૧૮, હદીસ : ૩૫૧૮)

(૨૨) આપ(ﷺ)નું ફરમાન છે :

تعاهدوا القرآن، فوالذي نفسي بيده لهو أشد تفصيا من الإبل في عقلها

**અર્થ:** કુર્આને કરીમની ખબરગીરી કર્યા કરો, કસમ છે તે પાક જાતની જેના અંકુશમાં મારા પ્રાણ છે કે કુર્આને પાક ઝડપથી (સીનામાંથી) નીકળી જનાર છે જે રીતે ઊંટનું પોતાના દોરડાઓથી.(બુખારી : ૨/૭૫૨, હદીસ : ૫૦૩૩)

(૨૩) આપ(ﷺ)નું ફરમાન છે : لا تأكلوا به

**અર્થ:** કુર્આન દ્વારા ખાઓ નહી.(અહમદ : ૨૪/૨૮૮, હદીસ ૧૫૫૨૯)

(૨૪) હદીસમાં જે સૂરતોને ખાસ દિવસો અને વખતોમાં પઢવાની પ્રેરણા આવી છે તેને તે દિવસોમાં અને તે વખતોમાં પઢવાનો ખાસ પ્રબંધ કરવો.

---

(૨૪) આપ(ﷺ)નું ફરમાન છે :

والذي نفسي بيده! ماأنزلت في التوراة ولا في الإنجيل ولافي الزبور ولا في القرآن مثلها، وإنها سبع من المثاني والقرآن العظيم الذي أعطيته

અર્થ: તે ઝાતની કસમ જેના અંકુશમાં મારા પ્રાણ છે ન તો તવરાતમાં, ન ઈન્જીલમાં, ન ઝબૂરમાં અને ન કુર્આન શરીફમાં સૂરએ ફાતિહા જેવી કોઈ સૂરત ઉતારવામાં આવી હોય અને ખરેખર સુરએ ફાતિહા વારંવાર પઢવામાં આવતી કુર્આનની સાત આયતો છે અને કુર્આન શરીફ અલ્લાહની તે કિતાબ છે જે મને આપવામાં આવી છે. (તિરમિઝી: ૨/૧૧૫, હદીસ :૨૮૭૫)

- આપ( ﷺ )નું ફરમાન છે: من قرأ بالآيتين من آخر سورة البقرة في ليلة كفتاه
  જે માણસ સૂરએ બકરહની છેલ્લી બે આયતો પઢી લે તો તેના માટે(એક મંતવ્ય મુજબ રાતના કિયામની જેમ છે અને એક મંતવ્ય મુજબ જિન્નાત અને શયતાનથી હિફાઝત માટે) પૂરતી છે. (બુખારી:૨/૭૪૯,હદીસ:૫૦૦૮)
- હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિ.) ફરમાવે છે:

قال عبد الله بن مسعود: لقي رجل من أصحاب محمد ﷺ رجلا من الجن، فصارعه فصرعه الإنسي. فقال له الإنسي: إني لأراك ضئيلا شخيتا، كأن ذريعتيك ذريعتا كلب، فكذاك أنتم معشر الجن أم أنت من بينهم كذلك؟ قال: لا والله إني منهم لضليع، ولكن عاودني الثانية، فإن صرعتني علمتك شيئا ينفعك. فعاوده فصرعه، قال: هات علمني، قال: نعم، قال: تقرأ الله لا إله إلا هو الحي القيوم ؟ قال: نعم. قال: فإنك لا تقرؤها في بيت إلا خرج منه الشيطان، له خبج كخبج الحمار، ثم لا يدخله حتى يصبح

અર્થ: એક સહાબી (રદિ.)ની મુલાકત જિન્નાત સાથે થઈ બંનેમાં મુકાબલો થયો, સહાબી (રદિ.)એ જિન્નાતને પછાડી દીધો, માનવીએ તેનાથી કહયું : શું વાત છે ? હું તમને કમઝોર અને અશકત જોઈ રહયો છું અને તારા હાથ કુતરાના હાથની જેમ કમઝોર છે. તમે સૌ જિન્નાત આવા જ હોવ છો અથવા તમે એકલા જ આવા છો ? કહયું ના, ખુદાની કાસમ ! હું તેમાં મજબુત છું, તમે બીજી વાર મારી સાથે મુકાબલો કરો, જો મને તમે પછાડી દીધો તો હું તમને

કોઈ લાભકરક વસ્તુ બતાવીશ માનવીએ કહયું: જરૂર (બીજી વારના મુકાબલા માં પણ જિન્નાતને પછાડી દીધો, જિન્નાતે કહયું કે તમે (الله لا إله إلا هو) પઢો છો કહયું : હા, જિન્નાતે કહયું : જે ઘરમાં આ પઢશો ત્યાંથી શયતાન ભાગી જશે અને ગધેડાની જેમ પાછળથી હવા કાઢતો હશે, પછી સવાર સુધી તે ઘરમાં દાખલ નહી થાય (દારમી :૪/૨૧૪૮,હદીસઃ૩૪૩૪)

આપ(ﷺ)નું ફરમાન છે :

يأتي القرآن وأهله الذين يعملون به في الدنيا، تقدمه سورة البقرة وآل عمران

અર્થ : (કિયામતના દિવસે) કુર્આને કરીમ અને તેના પઢનારાઓ આવશે જે દુનિયામાં તેના ઉપર અમલ કરતા હતા અને તેમની આગળ આગળ સૂરએ બકરહ અને સૂરએ આલિ ઈમરાન હશે.(તિરમિઝીઃ ૨/૧૧૬, હદીસ :૨૮૮૩)

આપ(ﷺ)નું ફરમાન છે: من قرأ ثلاث آيات من أول الكهف عصم من فتنة الدجال

અર્થ: જે માણસ સૂરએ કહફની આરંભની ત્રણ આયતો પઢશે તે દજ્જાલના ફિતનાથી સુરક્ષિત રહેશે.(તિરમિઝીઃ ૨/૧૧૬,હદીસ:૨૮૮૬)

આપ(ﷺ)નું ફરમાન છે :

إن لكل شيء قلبا، وقلب القرآن يس، ومن قرأ يس كتب الله له بقراء تها قراءة القرآن عشر مرات

અર્થ: બેશક દરેક વસ્તુનું દિલ હોય છે અને કુર્આનનું દિલ સૂરએ યાસીન છે અને જે માણસ સૂરએ યાસીન પઢશે અલ્લાહ તઆલા તેના માટે દસ વાર કુર્આન પઢવાનો સવાબ લખશે.(તિરમિઝીઃ ૨/૧૧૭, હદીસ :૨૮૮૭)

આપ(ﷺ) એ ફરમાવ્યું :

من قرأ حم الدخان في ليلة أصبح يستغفر له سبعون ألف ملك

અર્થ: જે માણસ કોઈ રાતમાં સૂરએ દુખાન પઢશે તો સવાર સુધી તેના માટે સિત્તેર હજાર ફરિશ્તાઓ ઈસ્તિગ્ફાર કરે છે.(તિરમિઝીઃ૨/૧૧૭, હદીસ : ૨૮૮૮)

હઝરત ખાલિદ બિન મઅદાન (રદિ.) ફરમાવે છે :

إن الم تنزيل الكتاب لاريب فيه من رب العالمين تجادل عن صاحبها في القبر تقول: اللّٰهُمَّ إن كنت من كتابك، فشفعني فيه، وإن لم أكن من كتابك ، فامحني عنه، وإنها تكون كالطير تجعل جناحها عليه، فيشفع له، فتمنعه من عذاب



القبر، وفي تبارك الذي بيده الملك وهو على كل شيء قدير مثله ، فكان خالد لايبيت حتى يقرأ بهما

**અર્થ:** સૂરએ અલિફ લામ મીમ સજદહ પોતાના પઢનારાઓની તરફદારીમાં કબ્રમાં ફરિશ્તાઓ સાથે લડશે તે કહેશેઃ ઈલાહી ! જો હું તારી કિતાબમાં છું તો મારી ભલામણ આ વ્યકિતના હકમાં કબૂલ કર અને જો હું તારી કિતાબમાં નથી તો તેમાંથી મને મિટાવી દે અને તે સૂરત પક્ષીની જેમ પોતાની પાંખ તે વ્યકિત ઉપર ફેલાવી દેશે અંતે તેની ભલામણ કરાવીને તેને કબરના અઝાબથી છુટકારો અપાવશે.

સૂરએ તબારક વિશે પણ આવી ભલામણ કરવા બાબત વર્ણન છે હદીસ બયાન કરનાર ફરમાવે છે હઝરત ખાલિદ (રદિ.) આ બંને સૂરતોને પઢયા વગર સુતા ન હતા. (દારમી : ૪/૨૧૪૪, હદીસઃ ૩૪૫૩)

- આપ (ﷺ) એ ફરમાવ્યું :

من قرأ "إذا زلزلت" عدلت له بنصف القرآن، ومن قرأ "قل يأيها الكفرون" عدلت له بربع القرآن

**અર્થ:** જેણે સૂરએ ઝિલ્ઝાલ પઢી તો તેના માટે અડધા કુર્આન બરાબર ગણવામાં આવશે અને જેને સૂરએ કાફિરૂન પઢી તો તેના માટે ચોથા ભાગના કુર્આન બરાબર ગણવામાં આવશે.(તિરમિઝીઃ૨/૧૧૭,હદીસઃ૨૮૯૩)

- હઝરત અનસ (રદિ.) ફરમાવે છેઃ

إن رجلا قال: يارسول الله! إني أحب هذه السورة "قل هو الله أحد"، قال: إن حبك إياها أدخلك الجنة

**અર્થ:** એક વ્યકિતએ આવીને કહયું કે અલ્લાહના રસૂલ હું આ સૂરત એટલે સૂરએ ઈખ્લાસથી મુહબ્બત કરું છું, તો આપ (ﷺ)એ ફરમાવ્યુંઃ તારુ એ સૂરતથી મુહબ્બત કરવું તને જન્નતમાં દાખલ કરી દેશે.(તિરમિઝીઃ૨/૧૧૮, હદીસ : ૨૯૦૧)

# કુર્આન શરીફના આદાબ

(૧) વધુ પ્રમાણમાં તિલાવત કરવી. (રૂહુલ મઆનીઃ સૂરએ વાકિઆ)

(૨) જે ઘરમાં કુર્આન મુકેલું હોય તે ઘરમાં સંભોગ કરવો નહી અને ન સતર ખોલવું. (રૂહુલ મઆનીઃ સૂરએ વાકિઆ)

※ નોંધ:જો કોઈ એવા ઘરમાં સંભોગ કરવાની જરૂરત પડી જાય તો કુર્આને કરીમ પર પડદો કરી દેવો.

(૩) કુર્આને કરીમ પર કોઈ કિતાબ અથવા સામાન મુકવાથી બચવું. (રૂહુલ મઆનીઃ સૂરએ વાકિઆ)





# ઝિક્રના આદાબ

(૧) માત્ર અલ્લાહ તઆલા માટે ઝિક્ર કરવો.
(૨) દરેક સ્થિતિમાં વધુ માત્રામાં અલ્લાહનો ઝિક્ર કરવો.
(૩) જબાન સહિત દિલથી પણ અલ્લાહનો ઝિક્ર કરવો.
(૪) વધુ પ્રમાણમાં તૌબા અને ઈસ્તિગ્ફાર કરવું.
(૫) ઝિક્ર કરતી વેળા અલ્લાહના ભયથી રડવું.

---

(૧) આપ(ﷺ)નું ફરમાન છે :

إن الله لا يقبل من العمل إلا ما كان له خالصاً، وابتغي به وجهه

**અર્થ:** અલ્લાહ તઆલા તે કર્મને કબૂલ કરે છે જે માત્ર તેના માટે જ કર્યો હોય અને તેનાથી તેની પ્રસન્નતાનો હેતુ હોય.(નસાઈ:૨/૪૮,હદીસ:૩૧૪૨)

(૨) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿يَآأَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اذْكُرُوا اللهَ ذِكْرًا كَثِيْرًا وَّسَبِّحُوْهُ بُكْرَةً وَّاَصِيْلًا﴾

**અર્થ:** હે ઈમાનવાળાઓ ! અલ્લાહનો ખૂબ ઝિક્ર કરો અને સવારે તથા સાંજે (એટલે હમેશાં) તેની પવિત્રતાના ગુણગાન ગાઓ.(સૂ.અહઝાબ: ૪૧,૪૨)

(૩) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે:

﴿وَاذْكُرْ رَّبَّكَ فِيْ نَفْسِكَ تَضَرُّعًا وَّخِيْفَةً وَّدُوْنَ الْجَهْرِ مِنَ الْقَوْلِ بِالْغُدُوِّ وَالْاٰصَالِ﴾

**અર્થ:** અને આપ (દરેકને ફરમાવી દો કે) પોતાના પરવરદિગારને નમ્રતાપૂર્વક તેમજ બીકની સાથે (ગમે તો) પોતાના દિલમાં અને (ગમે તો) ધીમા અવાજે સવારે અને સાંજે યાદ કરતા રહો.(સૂરએ અઅ્રાફ : ૨૦૫)

(૪) આપ(ﷺ)એ ફરમાવ્યું :

يآأيها الناس اتوبوا إلى الله، فإني أتوب إلى الله في اليوم مائة مرة

**અર્થ:** અર્થ :હે લોકો ! અલ્લાહ સમક્ષ તૌબા કરો, બેશક હું દિવસમાં સો વાર અલ્લાહ સમક્ષ તૌબા કરું છું.(મુસ્લિમ:૨/૩૪૬,હદીસ:૩૪૩૪)

(૫) આપ(ﷺ)નું ફરમાન છે :

سبعة يظلهم الله في ظله(وَعَدَّ منهم)ورجل ذكر الله خاليا ففاضت عيناه

**અર્થ:** સાત (પ્રકારના) માણસો કિયામતના દિવસે (અર્શના)છાંયડામાં હશે, (તે પૈકી) એ વ્યકિત છે જે એકાંતમાં અલ્લાહ તઆલાને યાદ કરીને રડી પડે.
(બુખારી : ૧૯૧, હદીસ:૬૬૦)

(૬) જરૂરત પ્રમાણે ધીમે અને ઊંચી અવાજે ઝિક્ર કરવું.
(૭) (કોઈ મોકો મળે તો) સામુહિક ઝિક્ર કરવું.
(૮) મનકુલ(આધારભૂત) દુઆઓનો પ્રબંધ કરવો.
(૯) નિશ્ચિત સમયના ઝિક્રને અન્ય ઝિક્ર પર શ્રેષ્ઠતા આપવી, દા.ત. નમાઝ પછીના ઝિક્રને બીજા ઝિક્ર પર અગ્રિમતા આપવી.



---

(૬) આપ(ﷺ)નું ફરમાન છે :

يقول الله تعالى: أنا عند ظن عبدي بي، وأنا معه إذا ذكرني: فإن ذكرني في نفسه ذكرته في نفسي، وإن ذكرني في ملأ ذكرته في ملأ خير منهم

અર્થ: અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે કે હું મારા બંદાના ગુમાનથી નજીક હોવું છું અને જયારે તે મને યાદ (ઝિક્ર) કરે છે તો હું તેની સામે હોવું છું જો તે મને મનોમન યાદ કરે છે તો હું પણ તેને દિલમાં યાદ કરું છું અને જો તે મારો ઝિક્ર મજલિસમાં કરે છે તો હું તે સભાથી શ્રેષ્ઠ સભામાં તેનો ઝિક્ર કરું છું.

(બુખારી :૨/૧૧૦૧, હદીસ : ૭૪૦૫)

وفي حواشي الطحطاوي لمراقي الفلاح:اختلف هل الإسرار بالذكر افضل؟ فقيل: نعم! لأحاديث تدل على ذلك.وقيل: الجهر أفضل؛ لأحاديث كثيرة؛ وجمع بأن ذلك يختلف باختلاف الأحوال والأشخاص [سباحة الفكر في الجهر بالذكر، من مجموعة رسائل اللكنوي ٣: ٤٧٠]

(૬) આપ(ﷺ)નો ઈર્શાદ છે :

ما من قوم اجتمعوا يذكرون الله لا يريدون بذلك إلا وجهه؛ إلا ناداهم مناد من السماء: أن قوموا مغفورا لكم، قد بدلت سيئاتكم حسنات

અર્થ: જે લોકો અલ્લાહ તઆલાના ઝિક્ર અર્થે ભેગા થયા અને તેમનો હેતુ માત્ર અલ્લાહને પ્રસન્ન કરવાનો હોય તો આકાશમાંથી એક ફરિશ્તો અવાજ લગાવે છે કે તમને માફ કરી દેવામાં આવ્યા અને તમારા પાપો નેકીઓથી બદલી આપવામાં આવ્યા. (અહમદ:૩/૧૪૨,હદીસ:૧૨૦૪૫)

# દુઆના આદાબ

(૧) વધુ પ્રમાણમાં દુઆ કરતા રહેવું.
(૨) ખુશહાલીમાં પણ વધુ પ્રમાણમાં દુઆઓ કરતા રહેવું.
(૩) દુનિયા અને આખિરતની બધી વસ્તુઓ અલ્લાહથી જ માંગવી.
(૪) કબૂલ થવાનું યકીન રાખવું.
(૫) ધ્યાન અને એકાગ્રતા સહિત દુઆ માંગવી.
(૬) દુઆમાં હદથી આગળ વધવું નહી. (દા.ત. જન્નત માંગવામાં તેની ખાસ ખાસ વસ્તુઓ માંગવી.

---

(૧–૨) આપ(ﷺ)નું ફરમાન છે :

من سره أن يستجيب الله له عند الشدائد والكرب فليكثر الدعاء في الرخاء

**અર્થ:** જે માણસ એવું ઈચ્છે કે મુસીબત અને પરેશાનીઓમાં અલ્લાહ તેની દુઆ કબૂલ કરે (તો) તેણે ખુશહાલીમાં વધુ પ્રમાણમાં દુઆ કરવી જોઈએ. (તિરમિઝી :૨/૧૭૫, હદીસ:૩૩૮૨)

(૩) આપ(ﷺ)નું ફરમાન છે : إنه من لم يسأل الله يغضب عليه

**અર્થ:** જે માણસ અલ્લાહ પાસે માંગતો નથી અલ્લાહ તેનાથી નારાજ થાય છે. (તિરમિઝી: ૨/૧૭૫, હદીસ : ૩૩૭૩)

(૪) આપ(ﷺ)નું ફરમાન છે : ادعوا الله وأنتم موقنون بالإجابة

**અર્થ:** અલ્લાહથી એવી હાલતમાં દુઆ કરો કે તમને કબૂલ થવાનું યકીન હોય. (તિરમિઝી: ૨ / ૧૮૬, હદીસ : ૩૪૭૯)

(૫) આપ(ﷺ)નું ફરમાન છે : واعلموا ! أن الله لا يستجيب دعاء من قلب غافل لاه

**અર્થ:** અને જાણી લો કે અલ્લાહ તઆલા ગાફેલ અને લાપરવા દિલની દુઆ કબૂલ કરતો નથી. (તિરમિઝી: ૨ / ૧૮૬, હદીસ : ૩૪૭૯)

(૬) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿ادْعُوْا رَبَّكُمْ تَضَرُّعًا وَّخُفْيَةً اِنَّهٗ لَا يُحِبُّ الْمُعْتَدِيْنَ﴾

**અર્થ:** (તેથી) તમે પોતાના પરવરદિગારની પાસે આજિઝી પૂર્વક તેમજ છાનામાના માંગ્યા કરો, બેશક દુઆમાં હદથી વધનાર તેને ગમતા નથી. (સૂ. અઅરાફ : ૫૫)

(૭) દુઆ કબૂલ થવામાં ઉતાવળ કરવી નહી.
(૮) કબૂલ થવાના આડે આવતા બધા કાર્યોથી બચવું.
(૯) કબૂલિયતના કાર્યો અપનાવવા જેમકે અસ્માઉલ હુસ્નાનો વાસ્તો લેવો, કુર્આન અને હદીસમાં દર્શાવેલ દુઆઓ માંગવી. અથવા કોઈ શુભકર્મ રજુ કરી તેનો વસીલો માંગવો અથવા કોઈ નેક વ્યકિતથી દુઆ કરાવવી વગેરે વગેરે (હિસ્ને હસીનઃ પાન નં.૨૮,૨૯)

---

(૭) આપ(ﷺ)નું ફરમાન છે :

يستجاب لأحدكم مالم يعجل يقول: قد دعوت فلم يستجب لي

અર્થ: તમારી દુઆઓ (જરૂર) કબૂલ થાય છે, જયાં સુધી જલ્દીમાં એવું ન કહેવા લાગો કે મે દુઆ કરી પરંતુ મારી દુઆ કબૂલ ન થઈ.

(બુખારીઃ૨/૯૩૮,હદીસ :૬૩૪૦)

(૮) અમુક દુઆના અવરોધક કામો નીચે પ્રમાણે છે.

[1]હરામ ખોરાક અને પોશાક :

અર્થ: قال النبي ﷺ : يا أيها الناس! إن الله طيب لا يقبل إلا طيبا، ثم ذكر الرجل يطيل السفر، أشعث أغبر، يمد يديه إلى السماء: يارب! يا رب! ومطعمه حرام، ومشربه حرام، وملبسه حرام، وغذي بالحرام، فأنى يستجاب لذلك

આપ(ﷺ)નું ફરમાન છે : હે લોકો અલ્લાહ પવિત્ર છે અને પાક વસ્તુઓને જ કબૂલ કરે છે.... પછી આપ(ﷺ) એ એક માણસનું વર્ણન કરી ફરમાવ્યું કે તે દૂર દૂરના સફર કરે છે, ધૂળગ્રસ્ત છે, પોતાના હાથ આકાશ તરફ ફેલાવીને યા રબ ! યા રબ ! કહે છે પરંતુ તેનું ખાવાનું હરામ, તેનું પીવાનું હરામ, તેનો પોશાક હરામ અને હરામ માલથી તેનું પાલન પોષણ થઈ રહયું છે હવે તેની દુઆ કયાંથી કબૂલ થાય. (મુસ્લિમ : ૧/ ૩૨૬, હદીસ : ૧૦૧૫)

[2] દુઆમાં ઘ્યાન ન હોવું. (જુઓ અદબ નંબર નં. ૪ નો હવાલો)

[3] દુઆ કબૂલ થવામાં ઉતાવળથી કામ લેવું. (જુઓ અદબ નં :૬નો હવાલો)

(૯) હઝરત અનસ (રદિ.) ફરમાવે છે :

أن عمر بن الخطاب كان إذا قحطوا، استسقى بالعباس بن عبدالمطلب ، فقال: اللّٰهُمَّ إنا كنا نتوسل إليك بنبين فتسقينا، وإنا نتوسل إليك بعم نبينا فاسقنا، قال: فيسقون

## (૧૦) દુઆ કબૂલ થવાની ઘડીઓ અને જગ્યાઓની શોધમાં રહેવું.

---

અર્થ: જ્યારે લોકો દુષ્કાળમાં સપડાતા તો હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.), હઝરત અબ્બાસ બિન અબ્દુલ મુત્તલિબના વસીલાથી વરસાદ માંગતા અને એવું કહેતા : હે અલ્લાહ અમે અમારા નબી (ﷺ)નો વસીલો માંગતા હતા તો આપ અમને સંતૃપ્ત કરતા હતા હવે અમે આપની સામે અમારા નબી (ﷺ)ના કાકાનો વસીલો પેશ કરીએ છીએ આપ અમને સંતૃપ્ત કરો. (વરસાદ આપો) હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે પછી લોકોને સંતૃપ્ત કરવામાં આવતા હતા (એટલે વરસાદ થતો હતો.) (બુખારી: ૧/૧૩૭, હદીસ :૧૦૧૦)

(૧૦) **કબૂલિયતના દિવસો** : (૧) અરફાનો દિવસ (૨) આશુરા એટલે દસમી મુહર્રમનો દિવસ (૩) પંદરમી શા'બાનનો દિવસ (૪) રમઝાનુલ મુબારકના રોઝાનો દિવસ (૫) બંને ઈદોનો દિવસ (૬) સત્તાવીસમી રજબનો દિવસ (૭) ઝિલહજ્જના પહેલા અશરાના બધા દિવસો અને અય્યામે તશરીક એટલે કુરબાનીના ત્રણ દિવસ (૮) જુમ્આનો દિવસ.

**કબૂલિયતની રાતો** : રમઝાનુલ મુબારકનો આખો મહિનો અને ખાસ કરીને છેલ્લા અશરાની તાક (એકી સંખ્યાની) રાતો (૨૧,૨૩,૨૫,૨૭,૨૯) (૨) ઈફતારી નો વખત(૩) અઝાન અને ઈકામત વચ્ચેનો સમય(૪) રજબની પહેલી રાત(૫) રજબની સત્તાવીસમી રાત (૬) રજબની પંદરમી રાત(૭) મુહર્રમની પહેલી રાત (૮) મહુર્રમની દસમી રાત (૯)શા'બાનની પંદરમી રાત (૧૦) દસમી ઝિલહજ્જની રાત (૧૧)ઈદની રાતો અને (૧૨)ઝિલહજ્જની ચૌદમી અને પંદરમી રાતો.

**અલગ અલગ કબૂલિયતની ઘડીઓ** :(૧) વુઝૂ દરમિયાન અને વુઝૂ કરી રહયા પછી (૨) અઝાન સાંભળીને, અઝાન વચ્ચે અને અઝાન પછી (૩) અઝાન અને ઈકામત વચ્ચે (૪) હય્ય અલસ્સલાહ અને હય્ય અલલ ફલાહ પછી(૫) ઈકામત શરૂ થતી વખતે (૬) નમાઝમાં સૂરએ ફાતિહા પૂરી થયા પછી(૭) ફર્ઝ નમાઝો પછી (૮) સિજદાની હાલતમાં (૯) કુર્આનની તિલાવત પછી(૧૦) કુર્આન ખતમ થયા પછી(૧૧)જયાં વધુ સંખ્યામાં મુસલમાનો એકત્ર થયા હોય (૧૨)ઝિક્રની મજલિસ વખતે (૧૩)ઉલમાએ કિરામ અને અલ્લાહવાળાઓ પર નજર પડે ત્યારે(૧૪)વરસાદ પડી રહયો હોય ત્યારે (૧૫) બિમારીની હાલતમાં બિમારની દુઆ(૧૬) દર્દીની ખબર અંતર લેનારની દુઆ (૧૯)સૂર્યના ઉદય, મધ્યાહન અને અસ્ત સમયે ખાસ કરીને જુમ્આના દિવસ

(૧૧) હથેળીઓનો અંદરનો ભાગ સામે રાખી દુઆ માંગવી.
(૧૨) અલ્લાહની પ્રશંસા અને વખાણથી દુઆનો આરંભ કરવો.
(૧૩) سُبْحَانَ رَبِّيَ الْعَلِيِّ الْأَعْلَى الْوَهَّابِ થી દુઆનો પ્રારંભ કરવો.

---

(૧૭)તંગી, લાચારી અને મજબૂરી વખતની દુઆ (૧૮)મુસાફિરની દુઆ (૨૦)પાછલી પહોળે મરઘાની અઝાન વખતે (૨૧) સુબ્હે સાદિક વખત (મળસકે) (૨૨)રાત્રીના સમયે ખાસ કરીને અડધી રાત્રી પછી(૨૩)રાતના પહેલા ત્રીજા ભાગમાં (૨૪)રાત્રીના છેલ્લા ત્રીજા ભાગમાં (૨૫)રાત્રીના છેલ્લા છઠ્ઠા ભાગમાં(૨૬)મઝલુમ (જેના ઉપર અત્યાચાર–દમન ગુઝારવામાં આવ્યો હોય તે)ની દુઆ (૨૭) જિહાદની સફમાં ઊભા હોય ત્યારે (૨૮) કાફિરો સાથેની ભયંકર લડાઈ વખતે ઈસ્લામી સૈન્યની દુઆ (૨૯) સકરાતની હાલતમાં જયારે માણસના પ્રાણ નીકળી રહયા હોય અને લોકો મૃતકની આંખો અને મોઢું બંધ કરે ત્યારે (૩૦) બૈતુલ્લાહ પર પ્રથમ નજર પડે ત્યારે (૩૧) ઝમઝમનું પાણી પી રહયા હોય ત્યારે. (બરકાતે દુઆ :પાન નં. ૪૨૯ થી ૪૩૧)

(૧૧) આપ(ﷺ)નું ફરમાન છે :

إذا سألتم الله فاسألوه ببطون أكفكم ، ولا تسألوه بظهورها

અર્થ: જયારે તમે અલ્લાહ તઆલા પાસે દુઆ માંગો તો હથેળીના અંદરના ભાગથી (પોતાના મોઢા સામે કરી) દુઆ માંગો અને જાહેરી ભાગોને સામે રાખીને દુઆ માંગો નહી. (અબૂ દાઉદ : ૧/૨૦૯, હદીસ : ૧૪૮૬)

(૧૨) આપ((ﷺ)નું ફરમાન છે :

إذا صلى أحدكم فليبدأ بتحميد ربه عزوجل والثناء عليه، ثم يصلي على النبي ﷺ ، ثم يدعو بعد ماشاء

અર્થ: જયારે વ્યકિત નમાઝ પઢી લે તો પ્રથમ અલ્લાહ તઆલાના વખાણ અને પ્રશંસા કરે પછી આપ(ﷺ) પર દુરૂદ મોકલે પછી જે ઈચ્છા મુજબ દુઆ માંગે. (અબૂ દાઉદ : ૧/૨૦૮) હદીસ : ૧૪૮૧)

(૧૩) હઝરત સલમા બિન અકવા (રદિ.) ફરમાવે છે :

ماسمعت النبي ﷺ يستفتح دعاء إلا استفتحه 'سبحان ربي العلي الأعلى الوهاب"

અર્થ: મે આપ(ﷺ)ને દરેક દુઆની શરૂઆતમાં આ શબ્દો ફરમાવતા સાંભળ્યા سبحان ربي العلي الأعلى الوهاب (મુસ્તદરક: ૧/૬૭૬, હદીસ:૧૮૭૫)

(૧૪) શરૂમાં અને અંતમાં દુરૂદ શરીફ પઢવું.
(૧૫) ઈસ્મે આઝમ વડે દુઆ માંગવી.
(૧૬) يَاذَا الْجَلَالِ وَالْإِكْرَام ને વધુ માત્રામાં પઢવું.
(૧૭) આજિઝી અને નમ્રતાને જાહેર કરવી.

---

(૧૪) હઝરત અલી(રદિ.) ફરમાવે છે: كل دعاء محجوب حتى يصلي على محمد وآل محمد ﷺ આપ(ﷺ) પર અને આપ(ﷺ)ની અવલાદ પર દુરૂદ શરીફ પઢતા સુધી દરેક દુઆ અટકી રહે છે. (મુસ્નદે અહમદ : ૧/૨૨૦ હદીસ:૭૨૧)

(૧૫) ઈસ્મે આ'ઝમ દ્વારા માંગવામાં આવતી દુઆ કબૂલ થાય છે. વધુ સત્ય વાત તો એ છે કે ઈસ્મે આ'ઝમ અલ્લાહ તઆલાના નામોમાં છુપાયેલું નામ છે નિશ્ચિતપણે તેનું જ્ઞાન કોઈને નથી, પરંતુ જમ્હુર ઉલમા કહે છે કે ઈસ્મે આ'ઝમ શબ્દ અલ્લાહ છે. (મઝાહિરેહક:અઝ બરકાતે દુઆ:પાન નં. :૫૯૬)

જો કે ઈસ્મે આ'ઝમ વિશે વિદ્વાન ઉલમાના અલગ અલગ કથનો છે; જે નીચે પ્રમાણે છે

[૧] આયતે કરીમા لا إله إلا أنت سبحانك إني كنت من الظالمين

(મુસ્તદરક હાકિમ: ૧/૬૮૪,હદીસ: ૧૮૬૨)

[૨] અલ્લાહ તઆલાનું ઈસ્મે આ'ઝમ આ બે આયતોમાં છે,

١) الم الله لا إله إلا هو الحي القيوم ٢) وإلهكم إله واحد لا إله إلا هو الرحمن الرحيم

(તિરમિઝી: : ૨/ ૧૮૫, હદીસ:૩૪૭૮)

[૩] આ શબ્દોમાં પણ ઈસ્મે આ'ઝમ હોવું આપ(ﷺ)થી સાબિત છે.

اللَّهُمَّ إِنِّي أَسْئَلُكَ بِأَنِّي أَشْهَدُ أَنَّكَ أَنْتَ اللهُ ، لا إله إلا أنت الأحد الصمد الذي لم يلد ولم يولد (તિરમિઝી: ૨/૧૮૫,હદીસ:૩૪૭૭)

[૪] اللَّهُمَّ إِنِّي أَسْئَلُكَ بأن لك الحمد، لا إله إلا أنت المنان، يا بديع السموات والأرض، ياذا الجلال والإكرام، يا حي ياقيوم

(તેના વિશે પણ નકલ છે કે આપ(ﷺ)એ કસમ ખાઈને ઈરશાદ ફરમાવ્યો કે આ ઈસ્મે આ'ઝમ છે.) (મુસ્નદે અહમદ : ૨૧/૧૯૨, હદીસ :૧૩૫૭૦)

(૧૬) આપ(ﷺ)નું ફરમાન છે : "ألظوا بـ"ياذا الجلال والإكرام

અર્થ: યા ઝલજલાલી વલ ઈકરામનું વિર્દ કરવું. (તિરમિઝી:૧/૧૯૨ ,હદીસ:૩૫૨૫)

(૧૭) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿ادْعُوا رَبَّكُمْ تَضَرُّعًا وَّخُفْيَةً﴾

અર્થ: તમે પોતાના પરવરદિગાર પાસે આજિઝીપૂર્વક તેમજ છાનામાના દુઆ માંગો : (સૂ. અઅ્રાફ : ૫૫)

(૧૮) પ્રથમ પોતાના માટે દુઆ કરવી.
(૧૯) અલ્લાહ તઆલા પાસે વધુ પ્રમાણમાં આફીયત માંગવી.
(૨૦) અલ્લાહ તઆલા પાસે જન્નતુલ ફિરદૌસ માંગવી.
(૨૧) કુર્આન અને હદીસમાં સુચવેલ દુઆઓ માંગવી.
(૨૨) ખાદિમો – નોકરો માટે લાંબી ઉમર અને માલમાં બરકત થાય એવી દુઆ માંગવી.
(૨૩) દુઆમાં તકલ્લુફથી કાફિયા બંદી (શાયરી–કાવ્યની જેમ) ન કરવી.

---

(૧૮) હઝરત ઉબય ઈબ્ને કઅબ (રદિ.) ફરમાવે છે: كان رسول الله ﷺ إذا دعا بدأ بنفسه
અર્થ: આપ (ﷺ) જયારે દુઆ કરતા તો પોતાની ઝાતથી શરૂઆત કરતા.
(અબૂ દાઉદ : ૨/૫૫૪, હદીસ : ૩૯૮૪)

(૧૯) આપ (ﷺ)નું ફરમાન છે : أكثر الدعاء بالعافية
અર્થ: આફિયત અલ્લાહ તઆલા પાસે વધુ પ્રમાણમાં માંગતા રહો. (હાકિમ : ૧/૫૨૯, હદીસ : ૧૯૩૯)

(૨૦) આપ (ﷺ)નું ફરમાન છે: فإذا سألتم الله فاسألوه الفردوس
અર્થ: જયારે તમે અલ્લાહ તઆલાથી (જન્નત) માંગો તો જન્નતુલ ફિરદૌસ માંગો. (તિરમિઝી: ૨/૭૯, હદીસ : ૨૫૩૧)

(૨૧) હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે: كان رسول الله ﷺ يستحب الجوامع من الدعاء
અર્થ: આપ (ﷺ) જામેઅ (એકથી વધુ દુઆઓને આવરી લે એવી દુઆ) દુઆઓને પસંદ કરતા હતા. (અબૂદાઉદ: ૧/૨૦૮, હદીસ: ૧૪૮૨)

(૨૨) હઝરત અનસ (રદિ.) ફરમાવે છે:
قالت أمي : يا رسول الله! خادمك أنس، ادع الله له، قال: اللّٰهُمَّ أكثر ماله وولده، وبارك له فيما أعطيته
અર્થ: મારી વાલિદાએ કહયું : હે અલ્લાહના રસૂલ ! આ તમારો ખાદિમ અનસ છે, તેના માટે દુઆ ફરમાવો ! આપ (ﷺ) એ ફરમાવ્યું: હે અલ્લાહ ! તેના માલ અને અવલાદમાં બરકત અર્પણ કર અને તેમને જે નેઅમતો આપી છે તેમાં બરકત આપ. (બુખારી : ૨/૯૩૯, હદીસ : ૬૩૪૪)

(૨૩) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ હઝરત ઈકરમા (રદિ.)થી ફરમાવ્યું:
فانظر السجع من الدعاء فاجتنبه (બુખારી: ૨/૯૩૮, હદીસ: ૬૩૩૭)
અર્થ: દુઆમાં કાફિયા બંદી (શાયરી –કાવ્યની જેમ)થી બચવાનો એહતિમામ કરવો.

(૨૪) ગુનાહ અને સંબંધ તોડવાની દુઆ કરવી નહી.
(૨૫) પોતાની અને માલ–અવલાદની વિરૂધ્ધ બદદુઆ કરવી નહી.
(૨૬) દુનિયામાં સજા માંગવી નહી.

---

(૨૪) આપ(ﷺ)નું ફરમાન છે :

مامن أحد يدعو بدعاء إلا أتاه الله ماسأل ، أو كف عنه من السوء مثلها، مالم يدع بإثم أو قطيعة رحم

**અર્થ:** તમારામાંથી જે માણસ (જે) દુઆ કરે છે અલ્લાહ તેને તે વસ્તુ અર્પણ કરે છે જે તેણે માંગી હતી, અથવા તેનાથી એટલી જ બુરાઈ દૂર કરી દેવામાં આવે છે જયાં સુધી કે ગુનાહ અને સંબંધ તોડવાની દુઆ ન કરે. (તિરમિઝી: ૨/૧૭૫, હદીસ :૩૩૮૧)

(૨૪) આપ(ﷺ)નું ફરમાન છે :

لاتدعوا على أنفسكم ، ولاتدعوا على أولادكم ، ولاتدعوا على أموالكم

**અર્થ:** પોતાની ઝાત ઉપર બદદુઆ કરો નહી અને પોતાની અવલાદને પણ બદદુઆ (શ્રાપ) ન કરો અને પોતાના માલ વિરૂદ્ધ પણ બદદુઆ ન કરો. (મુસ્લિમ: ૨/૪૧૬, હદીસ :૩૦૦૯)

أن النبي ﷺ عاد رجلا من المسلمين قد خفت، فصار مثل الفرخ، فقال له رسول الله ﷺ : هل كنت تدعوا بشيء أو تسأله إياه؟ قال: نعم! كنت أقول: اللّٰهُمَّ ماكنت معاقبي به في الآخرة فعجل لي في الدنيا، فقال رسول الله ﷺ : سبحان الله ! لاتطيقه أو لا تستطيعه ، أفلا قلت: اللّٰهُمَّ أتنا في الدنيا حسنة وفي الآخرة حسنة وقنا عذاب النار!

આપ(ﷺ) એક માણસની બીમારપૂસી(ખબર અંતર લેવા) માટે ગયા જે ખુબ જ કમજોર અને અશકત થઈ નાના બાળક જેવા થઈ ગયા હતા. આપ(ﷺ) એ તેમનાથી પૂછયું કે તમે કોઈ વસ્તુ માંગ્યા કરો છો અથવા સવાલ કરો છો તો તેમણે કહયું કે હાં હું એવું કહયા કરું છું કે હે અલ્લાહ જે સજા મને આખિરતમાં આપવાનો છે તે મને દુનિયામાં જ આપી દે, આપ(ﷺ)એ (આશ્ચર્યથી) ફરમાવ્યું : સુબ્હાનલ્લાહ ! તારામાં તેની શકિત નથી, એવું કેમ નથી કહેતો કે હે અલ્લાહ! અમને દુનિયામાં પણ ભલાઈ અર્પણ કર અને આખિરતમાં પણ અને અમને જહન્નમના અઝાબથી બચાવ. (મુસ્લિમ: ૨/૩૪૩,હદીસ:૨૬૮૮)

(૨૭) કોઈ તકલીફ(થી કંટાળી)ને મૃત્યુની દુઆ કરવી નહી.
(૨૮) દુઆના અંતમાં આમીન કહેવું.
(૨૯) દુઆના અંતમાં બંન્ને હાથોને મોઢા પર ફેરવી લેવા.
(૩૦) નાના બાળકોના માથા ઉપર હાથ ફેરવવો અને તેમના માટે બરકતની દુઆ કરવી.
(૩૧)અન્યોને દુઆ કરવાનું કહેવું ભલે પછી નાનો કેમ ન હોય.

---

(૨૭) આપ(ﷺ) એ ફરમાવ્યું : لایتمنین أحدکم الموت لضر نزل به
અર્થ: તમારામાંથી કોઈ વ્યકિત પોતાના ઉપર આવી પડેલ મુસીબતને કારણે મૃત્યુની તમન્ના(દુઆ) ન કરે. (બુખારી:૨/૯૪૦, હદીસ:૬૩૫૧)

(૨૮) હઝરત અબૂ ઝહીર(રદિ.) ફરમાવે છે :
خرجنا مع رسول الله ﷺ ليلة، فأتينا على رجل قد ألح في المسئلة، فوقف ﷺ يستمع منه، فقال ﷺ : أوجب إن ختم، فقال رجل من القوم: بأي شيء يختم؟يارسول الله! قال: بآمين
અર્થ: કે અમે એક રાત્રે આપ(ﷺ) સાથે નીકળ્યા તો અમે એક એવા વ્યકિત પાસેથી પસાર થયા જે ખૂબ જ કાકલુદી અને આજિઝી સાથે દુઆ માંગી રહયો હતો આપ(ﷺ) ઊભા રહી સાંભળવા લાગ્યા પછી આપ(ﷺ) એ ફરમાવ્યું કે જો તેને મોહર લગાવી તો આ દુઆ કબૂલ થશે, કોઈએ અરજ કરી કે: હે અલ્લાહના રસૂલ ! કઈ વસ્તુથી મોહર લગાવીએ ? તો આપ(ﷺ) એ ફરમાવ્યું : આમીન વડે. (અબૂદાઉદ: ૧/૧૩૫,હદીસ: ૯૩૯)

(૨૯) હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.) ફરમાવે છે :
كان رسول الله ﷺ إذا رفع يديه لم يحطهما حتى يمسح بهما وجهه
અર્થ: કે અલ્લાહના રસૂલ (ﷺ) જયારે દુઆ માટે હાથ ઉઠાવતા તો ત્યાં સુધી ન મુકતા જયાં સુધી પોતાના ચહેરા પર તે બંનેને ફેરવી ન દે.
(તિરમિઝી:૨/૧૭૫,હદીસ:૩૩૮૬)

(૩૦) હઝરત અબૂ મૂસા (રદિ.) ફરમાવે છે:ولد لي غلام، ودعا له النبي ﷺ بالبركة
અર્થ: મારે ઘરે બાળકનો જન્મ થયો હતો તો આપ(ﷺ)એ તેના માટે બરકતની દુઆ ફરમાવી. (બુખારી:૨/૯૪૦)

(૩૧) હઝરત ઉમર (રદિ.) ફરમાવે છે :
استأذنت النبي ﷺ في العمرة، فأذن لي، وقال: لا تنسنا يا أخي من دعائك

# તૌબાના આદાબ

(૧) બધા ગુનાહોથી તૌબા કરવી.
(૨) તૌબા કરવામાં ઉતાવળ કરવી.
(૩)તૌબાનો દરવાજો બંધ થતા પહેલા(મૃત્યુ પહેલા અને પશ્ચિમથી સૂર્ય ઊગતા પહેલા) તૌબા કરવી.
(૪) હમેશાં તૌબા કરતા રહેવું.

---

અર્થ: મેં અલ્લાહના નબી(ﷺ)થી ઉમરહમાં જવાની પરવાનગી માંગી તો મને પરવાનગી મળી ગઈ અને ઈર્શાદ ફરમાવ્યો : હે મારા નાના ભાઈ ! મને તમારી દુઆમાં ભૂલશો નહી. (અબૂદાઉદ : ૧/૧૨૦, હદીસ :૧૪૯૮)

(૧) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે:﴿تُوبُوا إِلَى اللّٰهِ جَمِيعًا أَيُّهَ الْمُؤْمِنُونَ لَعَلَّكُمْ تُفْلِحُونَ﴾

અર્થ: અને હે ઈમાનવાળાઓ તમે સૌ અલ્લાહ સમક્ષ તૌબા કરો કે જેથી તમે ભલાઈ મેળવો. (સૂ. નૂર:૩૧)

(૨) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :
﴿إِنَّمَا التَّوْبَةُ عَلَى اللّٰهِ لِلَّذِيْنَ يَعْمَلُونَ السُّوءَ بِجَهَالَةٍ ثُمَّ يَتُوبُونَ مِنْ قَرِيبٍ فَأُولٰئِكَ يَتُوبُ اللّٰهُ عَلَيْهِمْ﴾

અર્થ: અલ્લાહને (પોતાના વાયદાનુસાર) તેઓની જ તૌબા કબૂલ કરવી પડે છે, જેઓ નાદાનીથી કોઈ ખોટું કામ કરી બેસે છે. પછી (જાણ થતાં) જલદી તૌબા કરી લે છે; તો તેઓને જ અલ્લાહ માફ કરી દે છે. (સૂ. નિસાઅ : ૧૭)

(૩) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :
﴿وَلَيْسَتِ التَّوْبَةُ لِلَّذِيْنَ يَعْمَلُوْنَ السَّيِّئَاتِ حَتّٰى إِذَا حَضَرَ أَحَدَهُمُ الْمَوْتُ قَالَ إِنِّي تُبْتُ الْآنَ﴾

અર્થ: અને જેઓ દુષ્ટ કામ કર્યે જ જાય છે, અહિંયા સુધી કે જ્યારે તેઓમાંથી કોઈની સામે મૌત આવી ઊભું રહે, ત્યારે કહેવા લાગે કે હવે હું તૌબા કરું છું તો એવા લોકોની તૌબા (કબૂલ થતી) નથી. (સૂ.નિસાઅ : ૧૮)

(૩) આપ(ﷺ)નું ફરમાન છે:من تاب قبل أن تطلع الشمس من مغربها تاب الله عليه

અર્થ: તે વ્યકિત માટે ખુશખબરી થાય જેના આમાલનામામાં વધુ પ્રમાણમાં ઈસ્તિગ્ફાર હોય. (ઈબ્ને માજહ :પાન નં.૨૭૧, હદીસ :૩૮૧૮)

(૫) ગુનાહ(થઈ જવા) પર પસ્તાવો કરવો.
(૬) ગુનાહોને છોડી દેવા.
(૭) અલ્લાહ તઆલાથી આજીજી કરવી.
(૮) બીજી વાર ગુનાહ ન કરવાનો પાકો સંકલ્પ કરવો .
(૯) નાહક(અનૂચિત) માલ પરત આપવો અથવા હકદારથી માફ કરાવી દેવો.

---

(૫) આપ(ﷺ) એ ફરમાવ્યું : طوبى لمن وجد في صحيفته استغفارا كثيرا
અર્થ: (ગુનોહ કર્યા પછી)પસ્તાવો જ તૌબા છે.(ઈબ્નેમાજહ:૩૧૩,હદીસ:૪૨૫૨)
(૬) ઈમામ નવવી (રહ.) ફરમાવે છે:من شرائط التوبة:أن يقلع عن المعصية
અર્થ: તૌબાની શર્તોમાંથી એ છે કે (જે) ગુનાહ(થી તૌબા કરી રહયો છે તેના)થી દૂર રહે. (રિયાઝુસ્સાલિહીન: ૨૫)
(૭) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿ادْعُوا رَبَّكُمْ تَضَرُّعًا وَخُفْيَةً﴾
અર્થ: તમે પોતાના પરવરદિગાર પાસે આજિઝીપૂર્વક તેમજ છાનામાના દુઆ માગતા રહો. (સૂ.અઅરાફ : ૫૫)
(૮) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :
﴿وَالَّذِيْنَ إِذَا فَعَلُوْا فَاحِشَةً أَوْ ظَلَمُوْا أَنْفُسَهُمْ ذَكَرُوْا اللهَ فَاسْتَغْفَرُوْا لِذُنُوبِهِمْ، وَمَنْ يَّغْفِرُ الذُّنُوبَ إِلاَّ اللهُ، وَلَمْ يُصِرُّوْا عَلَى مَا فَعَلُوْا وَهُمْ يَعْلَمُوْنَ، أُولَٰئِكَ جَزَاؤُهُمْ مَّغْفِرَةٌ مِّنْ رَّبِّهِمْ﴾
અર્થ: અને એવા લોકો કે જ્યારે કદી કોઈ નિર્લજ્જ કામ (જેમ કે વ્યભિચાર વગેરે) કરી બેસે છે અથવા પોતાના હકમાં ખોટું કામ કરી લે છે, તો (તરત) અલ્લાહને યાદ કરે છે. ફરી પોતાના ગુનાહોની માફી ચાહે છે અને અલ્લાહ સિવાય ગુનાહોને કોણ માફ કરી શકે છે ? અને તેઓ પોતાના (બુરા) કામ પર જાણી જોઈ અડી પણ રહેતા નથી. એવા લોકોનો જ બદલો તેમના પરવરદિગાર તરફથી બખ્શિશ છે. (સૂ.આલિ ઈમરાન : ૧૩૫, ૧૩૬)
(૯) આપ(ﷺ)નું ફરમાન છે :
من كانت لأخيه عنده مظلمة من عرض أو مال فليتحلله اليوم قبل أن يؤخذ منه يوم لادينار ولادرهم
અર્થ: જેના ઉપર પોતાના ભાઈનો જાની અથવા માલી હક હોય તો આજે જ તેને ➲

(૧૦) પાછલી ઈબાદતોને કઝા કરવી અને તૌબા પછી નેક કર્મો શરૂ કરી દેવા.

(૧૧) તૌબા પછી શુભકર્મો કરવા.

(૧૨) જે ગુનાહોને અલ્લાહે છુપાવ્યા છે તેને જાહેર કરીને પોતાને બેઈઝઝત કરવો નહી.

(૧૩)તૌબા કરી લેનાર ગુનેહગારને તેના ગુનાહો પર મહેણા ન મારવા.



---

☛ હલાલ કરાવી લે તે દિવસ આવતા પહેલા કે જે દિવસે ન દિનાર હશે, ન દિરહમ.(બુખારી : ૧/૩૩૧, હદીસ : ૨૪૪૯)

(૧૦) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿إِلَّا مَن تَابَ وَآمَنَ وَعَمِلَ عَمَلًا صَالِحًا فَأُولَٰئِكَ يُبَدِّلُ اللَّهُ سَيِّئَاتِهِمْ حَسَنَاتٍ﴾

અર્થ: પરંતુ જેણે તૌબા કરી અને ઈમાન લાવ્યો તેમજ નેક કર્મો કરતો રહયો તો અલ્લાહ તેમની બુરાઈઓને ભલાઈઓથી બદલી નાંખશે.(સૂ.ફુરકાન:૭૦)

(૧૧) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે: اِنَّ الْحَسَنٰتِ يُذْهِبْنَ السَّيِّاٰت

અર્થ: બેશક નેકીઓ બુરાઈઓને દૂર(નષ્ટ) કરી દે છે.(સુરએ હુદ:૧૧૪)

☛ આપ(ﷺ)નું ફરમાન છે : واتبع السيئة الحسنة تمحها

અર્થ: અને ગુનાહ પછી નેકી કર, આ તે ગુનાહોને ખતમ કરી દે છે.(તિરમિઝી : ૨/ ૧૯, હદીસ : ૧૯૮૭)

(૧૨) આપ(ﷺ)નું ફરમાન છે :

اجتنبوا هذه القاذورة التي نهى الله عنها،فمن ألم بشيء منها،فليستتر

અર્થ: તે ગંદકીઓ (બુરાઈઓ)થી બચો જેની અલ્લાહે મનાઈ ફરમાવી છે જો કોઈ વ્યકિત તે કરી લે તો તેને છુપાવે(એટલે કોઈની સામે જાહેર કરે નહી.) (મુસન્નફે અબ્દુર્રઝઝાક: ૭/૩૧૯, હદીસ:૧૩૩૩૭)

(૧૩) આપ(ﷺ)નું ફરમાન છે : من عيَّر أخاه بذنب لم يمت حتى يعمله

અર્થ: જે માણસે પોતાના મુસલમાન ભાઈને કોઈ ગુનાહ પર આડ – શરમ અપાવી તો તે નહિં મરે જયાં સુધી તે પોતે (તે) ગુનાહમાં ન સંડોવાય. (તિરમિઝી: ૨/૭૭, હદીસ : ૨૫૦૫)

# રાતની ઈબાદત અને તહજ્જુદના આદાબ

(૧) અલ્લાહ ખાતર બંદગી કરવી.

(૨) (રાતની ઈબાદતની તૌફીક માટે) દિવસ દરમિયાન ગીબત, જુઠ, બદ નજરી અને બીજા ગુનાહોથી દુર રહેવું. (અલ અદબ ફીદીન:૩૫)

(૩) (ઈબાદત માટે ઉઠવાની આસાની માટે) વુઝૂ સાથે અને જમણા પડખા પર સુવું. (અલ અદબ ફીદીન:૩૫)

(૪) રાતની ઈબાદતનો મામુલ (નિત્યક્રમ) છોડવો નહી.

(૫) માત્ર જુમ્આની રાત્રીને ઈબાદત માટે ખાસ કરવી નહી.

(૬) તહજ્જુદના સમયે ઉઠીને આ દુઆ પઢવી :

اَللّٰهُمَّ لَكَ الْحَمْدُ،أَنْتَ قَيِّمُ السَّمٰوَاتِ وَالْأَرْضِ وَمَنْ فِيْهِنَّ وَلَكَ الْحَمْدُ أَنْتَ نُوْرُ السَّمٰوَاتِ وَالْأَرْضِ وَمَنْ فِيْهِنَّ وَلَكَ الْحَمْدُ أَنْتَ مَلِكُ السَّمٰوَاتِ وَالْأَرْضِ وَمَنْ فِيهِنَّ،وَلَكَ الْحَمْدُ أَنْتَ الْحَقُّ وَوَعْدُكَ الْحَقُّ، وَلِقَاؤُكَ حَقٌّ وَقَوْلُكَ حَقٌّ وَالْجَنَّةُ حَقٌّ وَالنَّارُ حَقٌّ وَالنَّبِيُّوْنَ حَقٌّ وَمُحَمَّدٌ(ﷺ)حَقٌّ وَالسَّاعَةُ حَقٌّ.

---

(૧) આપ(ﷺ) એ ફરમાવ્યું :

إن الله لايقبل من العمل إلا ماكان له خالصا، وابتغي به وجهه

અર્થ: અલ્લાહ તઆલા તે કર્મને કબૂલ કરે છે જે માત્ર તેના માટે કરવામાં આવ્યું હોય અને તેનાથી તેની ખુશીનો હેતુ હોય. (નસાઈ: ૨/૪૮, હદીસ : ૩૧૪૨)

(૪) આપ(ﷺ)નું ફરમાન છે :

ياعبدالله ! لاتكن مثل فلان ، كان يقوم الليل فترك قيام الليل

અર્થ: હે અબ્દુલ્લાહ ! ફલાણાની જેમ થઈશ નહી કે તે રાત્રે ઈબાદત કરતો હતો પછી તેણે રાતની ઈબાદત છોડી દીધી. (બુખારી:૧/૧૫૪ હદીસ:૧૧૫૨)

(૫) આપ(ﷺ)નું ફરમાન છે : لاتختصوا ليلة الجمعة بقيام من بين الليالي

જુમ્આની રાત્રીને બીજી રાતો વચ્ચે ઈબાદત માટે ખાસ ન કરો.

(મુસ્લિમ : ૧/૩૬૦, હદીસ : ૧૧૪૪)

(૬) હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) ફરમાવે છે :

كان رسول الله ﷺ إذا قام من الليل يتهجد قال: اَللّٰهُمَّ لك الحمد إلخ

અર્થ: અલ્લાહના નબી (ﷺ) જયારે રાત્રે તહજ્જુદ માટે જાગતા તો આ દુઆ પઢતા اَللّٰهُمَّ لَكَ الْحَمْدُ (અંત સુધી) (બુખારી : ૧/૧૫૧, હદીસ : ૧૧૨૦)

ﺩ اَللّٰهُمَّ لَكَ أَسْلَمْتُ وَبِكَ اٰمَنْتُ وَعَلَيْكَ تَوَكَّلْتُ، وَإِلَيْكَ أَنَبْتُ وَبِكَ خَاصَمْتُ وَإِلَيْكَ حَاكَمْتُ فَاغْفِرْلِيْ مَا قَدَّمْتُ وَمَا أَخَّرْتُ، وَمَا أَسْرَرْتُ وَمَا أَعْلَنْتُ، أَنْتَ الْمُقَدِّمُ وَأَنْتَ الْمُؤَخِّرُ لَا إِلٰهَ إِلَّا أَنْتَ، وَلَاحَوْلَ وَلَا قُوَّةَ إِلَّا بِاللهِ.

(૭) (રાત્રે બંદગી માટે) પોતાના પરિવારજનોને જગાડવા.

(૮) રાત્રે ઈબાદત વખતે મિસ્વાક (દાંતણ) કરવું.

(૯) પહેલી બે રકાત ટુંકી પઢવી.

(૧૦) રાત્રે બે – બે રકા'તો કરીને નમાઝ પઢવી.

(૧૧) મધ્યમ અવાજે કિરાઅત કરવી.

---

(૭) આપ(ﷺ)નું ફરમાન છે :

رحم الله رجلا قام من الليل، فصلى وأيقظ امرأته فصلت

અર્થ: અલ્લાહ તઆલા એ માણસ ઉપર રહમ કરે જે રાત્રે નમાઝ માટે ઉભો થાય અને પોતાની પત્નીને પણ જગાડે જેથી તે પણ નમાઝ પઢે. (અબૂદાઉદ: ૧/૧૮૫, હદીસ :૧૩૦૮)

(૮) આપ(ﷺ)નું ફરમાન છે : إذا قام أحدكم يصلي من الليل فليستك

અર્થ: જયારે તમારામાંથી કોઈ રાત્રે નમાઝ માટે ઉભો થાય તો મિસ્વાક કરે. (શુઅબુલ ઈમાન : ૩/ ૪૪૯, હદીસ : ૧૯૩૮)

(૯) આપ(ﷺ)નું ફરમાન છે: إذاقام أحدكم من الليل فليفتتح صلاته بركعتين خفيفتين

અર્થ: જયારે તમારામાંથી કોઈ માણસ રાત્રે નમાઝ પઢવા માટે ઊભો થાય તો હલ્કી (ટુંકી) રકા'તોથી શરૂઆત કરે. (શમાઈલ તિરમિઝી:૧૭૮, હદીસ:૨૬૮)

(૧૦) હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) ફરમાવે છે :

سئل رجل النبي ﷺ وهو على المنبر: ماترى في صلاة الليل؟ قال: مثنى مثنى

અર્થ: એક માણસે આપ(ﷺ)થી જયારે કે આપ(ﷺ) મિમ્બર પર બેઠા હતા (ત્યારે) રાતની નમાજ વિશે સવાલ કર્યો કે એના વિશે શું હુકમ છે ? તો આપ (ﷺ)એ ફરમાવ્યું : રાતની નમાઝ બે–બે રકાત છે. (બુખારી:૧/૬૮, હદીસ: ૪૭૨)

(૧૧) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿وَلَا تَجْهَرْ بِصَلَاتِكَ وَلَا تُخَافِتْ بِهَا وَابْتَغِ بَيْنَ ذٰلِكَ سَبِيْلًا﴾

અર્થ: અને પોતાની નમાઝોમાં ન બહુ જોરથી પઢો અને ન ધીમે પઢો, પણ એના વચ્ચેનો એક માર્ગ ધારણ કરો. (સૂરએ બની ઈસ્રાઈલ)

*નોંધ: જરૂરત પ્રમાણે ઊંચી અને ધીમી અવાજે કિરાઅત કરી શકાય છે.

(૧૨) ઊંઘ આવતી હોય તો ઊંઘી જવું.

(૧૩) વિત્રની નમાઝને સૌથી છેલ્લે પઢવી.

(૧૪) ઉઠવાનો વિશ્વાસ ન હોય તો ઈશા પછી વિત્ર પઢીને સુવું.

(૧૫) રાત્રીની ઈબાદત કોઈ કારણસર છુટી જાય તો દિવસમાં તેની ક્ષતિપૂર્તિ કરવી.



---

* હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે :

كانت قراءة النبي ﷺ بالليل يرفع طورا ويخفض طورا

અર્થ: આપ(ﷺ) કયારેક જોરથી કિરાઅત કરતા અને કયારેક ધીમી અવાજે કિરાઅત કરતા. (અબૂ દાઊદ : ૧/૧૮૭, હદીસ : ૧૩૨૮)

(૧૨) આપ(ﷺ)નું ફરમાન છે :

إذا قام أحدكم من الليل فاستعجم القرآن على لسانه، فلم يدر ما يقول فليضطجع

અર્થ: તમારામાંથી કોઈ રાત્રે નમાઝ માટે ઉભો થાય અને જબાન પર કુર્આનની તિલાવત મુશ્કેલ લાગે અને તે નથી જાણતો કે તે શું પઢી રહયો છે તો તે ઊંઘી જાય. (મુસ્લિમ : ૧/૨૬૭, હદીસ :૭૮૭)

(૧૩) આપ(ﷺ)નું ફરમાન છે : اجعلوا آخر صلاتكم بالليل وترا

અર્થ: તમે રાત્રે પોતાની છેલ્લી નમાઝ વિત્ર બનાવો. (અબૂદાઊદ:૧/૨૦૩ હદીસ:૧૪૩૮)

(૧૪) આપ(ﷺ)નું ફરમાન છે : من خاف أن لا يقوم من آخر الليل فليوتر أوله

અર્થ: જે વ્યકિતને ભય હોય કે તે રાતના છેલ્લા ભાગમાં ઉઠી શકે એમ નથી તોતે શરૂ રાતમાં જ વિત્ર પઢી લે. (મુસ્લિમ: ૧/૨૫૮, હદીસ: ૧૮૦૨)

(૧૫) હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે :

كان إذا غلبه نوم أو وجع عن قيام الليل، صلى من النهار ثنتي عشرة ركعة

અર્થ: આપ(ﷺ)ને જયારે ઊંઘ આવતી અથવા કોઈ તકલીફ હોતી તો દિવસમાં બાર રકાત અદા કરતા હતા. (મુસ્લિમ :૧/૨૫૫, હદીસ:૭૪૬)

# જુમ્આના આદાબ

## જુમ્આના (દિવસ)ના આદાબ

(૧)(ઉત્તમ દિવસ હોવાને લીધે) વધુને વધુ સારા કામો કરવા અને ગુનાહોથી બચવું.
(૨) વધુ માત્રામાં દુરૂદ શરીફ પઢવું.
(૩) જુમ્આના દિવસે દુઆની કબૂલિયતની ઘડીની શોધમાં રહેવું.
(૪) જુમ્આના દિવસે ફજરની નમાઝમાં સૂરએ અલિફ લામ મીમ સજદા અને સૂરએ દહ્ર પઢવી.

---

(૧) આપ(ﷺ)નું ફરમાન છે : إن من أفضل أيامكم يوم الجمعة
અર્થ: તમારા દિવસોમાં સૌથી ઉત્તમ દિવસ જુમ્આનો છે.(અબૂદાઉદ:૧/૧૫૦, હદીસ: ૧૦૪૭)

(૨) આપ(ﷺ)નું ફરમાન છે :
إن من أفضل أيامكم يوم الجمعة .... فأكثروا عليّ من الصلاة فيه؛ فإن صلاتكم معروضة علي
અર્થ: તમારા દિવસોમાં સૌથી ઉત્તમ દિવસ જુમ્આનો છે.....માટે મારા ઉપર વધુ પ્રમાણમાં તે દિવસે દુરૂદ શરીફ પઢો એટલા માટે કે તમારુ દુરૂદ શરીફ મારી ઉપર પેશ કરવામાં આવે છે.(અબૂદાઉદ:૧/૧૫૦, હદીસ:૧૦૪૭)

(૩) આપ(ﷺ)નું ફરમાન છે:
التمسوا الساعة التي ترجىٰ في يوم الجمعة بعد العصر إلىٰ غيبوبة الشمس
અર્થ: જુમ્આના દિવસે જે ઘડીની ઉમ્મીદ અપાવવામાં આવી છે તે ઘડીને અસરથી સૂર્યાસ્ત સુધી શોધો.(તિરમિઝી:૧/૧૧૧, હદીસ:૪૮૯)

(૪) હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે :
كان النبي ﷺ يقرأ في صلاة الفجر يوم الجمعة: الٓم تنزيل السجدة، وهل أتىٰ على الإنسان حين من الدهر
અર્થ: નબી(ﷺ)જુમ્આના દિવસે ફજરની નમાઝમાં અલિફ લામ મીમ સજદા અને હલ અતા (સૂરએ દહ્ર)ની તિલાવત ફરમાવતા હતા.(બુખારી :૧/૧૨૨, હદીસ:૮૯૧)

(૫)સૂરએકહફની તિલાવત કરવી.
(૬)કપડાંની કોઈ જોડી ખાસ જુમ્આના દિવસે પહેરવા રાખવી.

## જુમ્આની નમાઝના આદાબ

(૧) જુમ્આની અદાયગીમાં લાપરવાહી કરવી નહી.
(૨) જુમ્આની નમાઝ માટે ગુસલ(સ્નાન) કરવું.
(૩) મિસ્વાક (દાંતણ) કરવું.
(૪) (માથામાં) તેલ લગાડવું.

---

(૫) આપ(ﷺ)એ ફરમાવ્યું :
من قرأ سورة الكهف يوم الجمعة أضاء له من النور ما بين الجمعتين
અર્થ: જે વ્યકિત જુમ્આના દિવસે સૂરએ કહફની તિલાવત કરે તો તેના માટે એક જુમ્આથી બીજી જુમ્આ સુધી એક નુર રોશન થઈ જાય છે.(મુસ્તદરક:૧/૩૯૯,હદીસ:૩૩૯૨)

(૬) આપ(ﷺ)નું ફરમાન છે :
ما على أحدكم إن وجد سعة أن يتخذ ثوبين ليوم الجمعة سوى ثوبي مهنة
અર્થ: તમારામાંથી જે વ્યકિત પાસે શકિત હોય તેને જોઈએ કે જુમ્આના દિવસ માટે દરરોજના કપડા સિવાય બે કપડા ખાસ કરી લે.(અબૂદાવુદ:૧/૧૫૪,હદીસ:૧૦૭૮)

(૧) આપ(ﷺ)નું ફરમાન છે : من ترك ثلاث جمع تهاونا بها، طبع الله على قلبه
અર્થ: જે માણસ ત્રણ જુમ્આ બેપરવાહીથી છોડી દે, તો અલ્લાહ તઆલા તેના દિલ ઉપર મોહર લગાવી દે છે.(અબૂદાઉદ:૧/૧૫૧,હદીસ:૧૦૫૨)

(૨) આપ(ﷺ)નું ફરમાન છે : من توضأ فبها ونعمت، ومن اغتسل فهو أفضل
અર્થ: જે માણસ (જુમ્આના દિવસે) વુઝૂ કરે તો પણ સારી વાત છે અને જે માણસ ગુસલ કરે તો તે અફઝલ છે.(અબૂદાઉદ:૧:૫૧, હદીસ: ૩૫૪)

(૩) આપ(ﷺ)નું ફરમાન છે :غسل يوم الجمعة واجب على كل محتلم وسواك
અર્થ: જુમ્આના દિવસે દરેક બાલિગ (પુખ્તવયના) પર ગુસલ અને મિસ્વાક જરૂરી છે.(મુસ્લિમ :૧:૨૮૦, હદીસ: ૮૪૮)

(૪) આપ(ﷺ)નું ફરમાન છે :
من اغتسل يوم الجمعة وتطهر بما استطاع من طهر، ثم ادهن أو مس من طيب، ثم راح فلم يفرق بين اثنين، فصلى ما كتب له، ثم إذا خرج الإمام أنصت، غفر له ما بينه وبين الجمعة الأخرى

(૫) જુમ્આના દિવસે પોતાની પાસે હાજર વસ્ત્રોમાંથી સૌથી સારા કપડાં પહેરવા.

(૬) ખૂશ્બુ લગાડવી.

(૭)જુમ્આના દિવસે મસ્જિદમાં વહેલું જવું.

---

અર્થ: કોઈ માણસ જુમ્આના દિવસે ગુસલ કરે અને જેટલી બની શકે પાકી હાસિલ કરે, પછી તેલ લગાડે અથવા ખૂશ્બુ લગાડે, પછી નમાઝ માટે જાય અને બે બેઠેલા માણસોને અલગ પાડે નહીં, અને જેટલી મુકદ્દર હોય નમાઝ અદા કરે અને જ્યારે ઈમામ નીકળે તો ખામોશ રહે, તો અલ્લાહ તઆલા આ જુમ્આથી લઈ આવતી જુમ્આ દરમિયાનના ગુનાહોને માફ કરી દે છે. (બુખારી:૧/૧૨૪, હદીસ: ૯૧૦)

(૫) આપ(ﷺ)નું ફરમાન છે :

من اغتسل يوم الجمعة فأحسن غسله ، وتطهر فأحسن طهوره ، ولبس من أحسن ثيابه، ومس ما كتب الله له من طيب أهله، ثم أتى المسجد، لم يلغ ولم يفرق بين اثنين، غفر الله له ما بينه وبين الجمعة الأخرى

અર્થ: જે વ્યક્તિ જુમ્આના દિવસે ગુસલ કરે અને સારી રીતે ગુસલ કરે અને પાકી હાસિલ કરે અને સારી રીતે પાકી હાસિલ કરે અને પોતાના કપડામાંથી સૌથી સારા કપડાં પહેરે અને અલ્લાહે જે ખૂશ્બુ અથવા તેલ ઘરવાળાઓને અર્પણ કર્યું હોય તે લગાડે પછી મસ્જિદમાં આવે અને કોઈ વ્યર્થ કામ ન કરે અને ન બે વ્યક્તિઓ વચ્ચે ફૂટ નાંખે તો અલ્લાહ તઆલા આવતી જુમ્આ સુધીના તેના ગુનાહોને માફ કરી દે છે. (ઈબ્ને માજહ : ૨/૭૭, હદીસ:૧૦૯૭)

(૬) આપ(ﷺ)નું ફરમાન છે: ويمس من الطيب ماقدر عليه ولو من طيب المرأة

અર્થ: અને (જુમ્આના દિવસે) જે ખૂશ્બુ મળે તો તે લગાવો ભલે સ્ત્રીની જ ખૂશ્બુ હોય. (મુસ્લિમ: ૧/૨૮૦, હદીસ: ૮૪૮)

(૭) આપ(ﷺ)નું ફરમાન છે :

من اغتسل يوم الجمعة غسل الجنابة، ثم راح في الساعة الأولى، فكأنما قرب بدنة؛ ومن راح في الساعة الثانية فكأنما قرب بقرة؛ ومن راح في الساعة الثالثة فكأنما قرب كبشا أقرن؛ ومن راح في الساعة الرابعة فكأنما قرب دجاجة؛ ومن راح في الساعة الخامسة فكأنما قرب بيضة؛ فإذا خرج الإمام حضرت الملائكة يستمعون الذكر

અર્થ: જે વ્યક્તિ જુમ્આના દિવસે જનાબતનું ગુસલ(ખાસ કરીને પત્ની સાથે સંભોગ

(૮)જુમ્આની પહેલી અઝાન પછી પોતાનું બધુ કામકાજ છોડી મસ્જિદે પહોંચવાનો પ્રયાસ કરવો.

(૯) શકય હોય તો જુમ્આની નમાઝ માટે પગપાળા જવું.

(૧૦)મસ્જિદ તરફ જવા અને મસ્જિદમાં દાખલ થવાના આદાબ ધ્યાન માં રાખવા.(સમજુતી માટે મસ્જિદમાં દાખલ થવાના આદાબ વાંચો)

(૧૧) તહિય્યતુલ મસ્જિદ(ની નમાઝ) પઢવી.(જો ખુત્બો શરૂ થઈ ગયો હોય તો ન પઢવી.)

---

કર્યા પછીનું ગુસલ અથવા સ્વપ્ન દોષ પછીનું ગુસલ) કરે પછી શરૂ વખતમાં જાય તો એવો છે કે તેને અલ્લાહના રસ્તામાં ઊંટ સદકો કર્યો, અને જે તેના પછી જાય તે એવો છે કે તેણે ગાય સદકો કરી અને જે ત્યાર બાદ જાય તે એવો છે કે તેણે શિંગડાવાળો મેંઢો સદકો કર્યો અને જે ત્યાર બાદ જાય તે એવો છે કે તેને મરઘી સદકો કરી અને જે ત્યાર બાદ જાય તે એવો છે કે તેને અલ્લાહના રસ્તામાં ઈંડુ સદકો કર્યુ પછી જયારે ઈમામ સાહેબ (ખુત્બા માટે) નીકળે છે તો ફરિશ્તાઓ ખુત્બો સાંભળવામાં લાગી જાય છે. (બુખારી:૧/૧૨૧,હદીસ:૮૮૧)

(૮) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اِذَا نُوْدِيَ لِلصَّلٰوةِ مِنْ يَّوْمِ الْجُمُعَةِ فَاسْعَوْا اِلٰى ذِكْرِ اللّٰهِ وَذَرُوا الْبَيْعَ﴾

અર્થ: હે ઈમાનવાળાઓ ! જ્યારે જુમ્અહના દિવસે (જુમ્અહની) નમાઝ માટે અઝાન કહેવામાં આવે તો તમે અલ્લાહની યાદ (ખુત્બા અને નમાઝ) તરફ ઉતાવળે ચાલી નીકળો અને વેપાર (ધંધો) છોડી દો. (સૂરએ જુમ્આ:૯)

(૯) આપ(ﷺ)નું ફરમાન છે :

من اغتسل يوم الجمعة وغَسَّل، وبكر ثم ابتكر، ودنا، واستمع وأنصت، كان له بكل خطوة يخطوها أجر سنة صيامها وقيامها

અર્થ: જે વ્યકિત જુમ્આના દિવસે ગુસલ કરે અને સારી રીતે ગુસલ કરે પછી સવારે વહેલો ઉઠી જાય અને ઈમામની નજીક બેસે અને ખુત્બો ધ્યાનથી સાંભળે અને ખામોશ રહે તો તેના ઘરેથી મસ્જિદ સુધી દરેક ડગલા પર એક વર્ષના રોઝા અને એક વર્ષનો સવાબ લખવામાં આવે છે.(તિરમિઝી:૧/૧૧૧, હદીસ:૪૯૬)

(૧૧) આપ(ﷺ)નું ફરમાન છે:إذا جاء أحدكم المسجد فليركع ركعتين قبل أن يجلس

અર્થ: જયારે કોઈ વ્યકિત મસ્જિદમાં આવે તો બેસતા પહેલા બે રકાત પઢી લે. (તિરમિઝી: ૧/૭૧, હદીસ: ૩૧૬)

(૧૨) જુમ્આની નમાઝ પહેલાં ટોળુ વાળીને બેસવું નહી.
(૧૩) લોકોની ગરદનોને ઓળંગીને આગળ ન વધવું.
(૧૪) પહેલી સફમાં બેસવાનો પ્રયાસ કરવો.
(૧૫) ઈમામની નજીક બેસવું.
(૧૬) કોઈને ઉઠાડીને તેની જગ્યાએ બેસવું નહી.
(૧૭) બે બેઠેલી વ્યકિતઓની વચ્ચે બેસવું નહી.

---

(૧૨) હઝરત અમ્ર બિન શોએબ પોતાના પિતાથી અને તેઓ પોતાના દાદાથી રિવાયત કરે છે : أن رسول الله ﷺ نهى عن التحلق قبل الصلاة يوم الجمعة

અર્થ: અલ્લાહના નબી(ﷺ)એ જુમ્આના દિવસે નમાઝથી પહેલા હલ્કો(ટોળુ વાળી બેસવું) લગાડવાની મનાઈ ફરમાવી છે. (અબૂદાઉદ:૧/૧૫૪,હદીસ:૧૦૭૯)

(૧૩) હઝરત અબ્દુલ્લાહ બિન બસર (રદિ.) ફરમાવે છે: جاء رجل يتخطي رقاب الناس يوم الجمعة والنبي ﷺ يخطب، فقال له النبي ﷺ : اجلس فقد أذيت

અર્થ: એક વ્યકિત જુમ્આના દિવસે લોકોને ઓળંગીને (આગળ) આવી રહયા હતા, અને આપ(ﷺ) ખુત્બો આપી રહયા હતા તો આપ(ﷺ)એ તે વ્યકિતથી ફરમાવ્યું બેસી જાઓ, તમે તકલીફ આપી. (અબૂદાઉદ:૧/૧૫૯,હદીસ:૧૧૧૮)

(૧૪) આપ(ﷺ)નું ફરમાન છે: إن الله عزوجل وملائكته يصلون على الصفوف الأول

અર્થ: બેશક અલ્લાહ અને તેના ફરિશ્તાઓ પહેલી સફવાળાઓ પર રહમત નાઝિલ કરે છે. (અબૂદાઉદ: ૧/૯૭, હદીસ: ૬૬૪)

(૧૫) આપ(ﷺ)નું ફરમાન છે : احضروا الذكر، وادنوا من الإمام

અર્થ: જુમ્આના ખુત્બામાં શરીક થાઓ અને ઈમામની નજીક બેસો.

(અબૂદાઉદ : ૧/૧૫૮, હદીસ : ૧૧૦૮)

(૧૬) આપ(ﷺ)એ ફરમાવ્યું:

لا يقيم أحدكم أخاه يوم الجمعة ثم يخالف إلى مقعده فيقعد فيه، ولكن يقول: افسحوا

અર્થ: તમારામાંથી કોઈ પોતાના ભાઈને જુમ્આના દિવસે તેની જગ્યાએથી ઉઠાવી પોતે ન બેસે બલ્કે એવું કહે કે થોડી જગ્યા કરી દો. (મુસ્લિમ:૨/૨૧૭, હદીસ: ૨૧૭૮)

(૧૭) આપ(ﷺ)એ ફરમાવ્યું :

من اغتسل يوم الجمعة فأحسن غسله، وتطهر فأحسن طهوره، ولبس من أحسن ثيابه، ومس ما كتب الله له من طيب أهله، ثم أتى المسجد، لم يلغ ولم يفرق بين اثنين ، غفر الله له ما بينه وبين الجمعة الأخرى

(૧૮) ઊંઘ આવે તો જગ્યા બદલી દેવી( જગ્યા બદલવાનું કામ ખુત્બા દરમિયાન કરવામાં આવે નહી.
(૧૯) ખુત્બા પછી તરત જ નમાઝ શરૂ કરી દેવી.
(૨૦)જુમ્આની નમાઝમાં મસ્નૂન(સુન્નત) કિરાઅતનો પ્રબંધ કરવો.
(૨૧) નમાઝને ખુત્બા કરતા લાંબી કરવી.

---

અર્થ: જે વ્યકિત જુમ્આના દિવસે ગુસલ કરે અને સારી રીતે ગુસલ કરે અને પાકી હાસિલ કરે અને સારી રીતે પાકી હાસિલ કરે અને પોતાના કપડામાં સૌથી સારા કપડાં પહેરે અને અલ્લાહે જે ખૂશ્બુ અથવા તેલ ઘરવાળાઓને અર્પણ કર્યુ હોય તે લગાડે પછી મસ્જિદમાં આવે અને કોઈ વ્યર્થ કામ ન કરે અને ન બે વ્યકિતઓ વચ્ચે ફૂટ નાંખે તો અલ્લાહ તઆલા આવતી જુમ્આ સુધીના તેના ગુનાહોને માફ કરી દે છે.(ઈબ્ને માજહ : ૨/૭૭, હદીસ:૧૦૯૭)

(૧૮) આપ(ﷺ)નું ફરમાન છે :

إذا نعس أحدكم يوم الجمعة فليتحول إلى مقعد صاحبه،وليتحول صاحبه إلى مقعده

અર્થ: જયારે તમારામાંથી કોઈને જુમ્આના દિવસે ઊંઘ આવે તો પોતાના સાથીની જગ્યાએ બેસી જાય અને પોતાના સાથીને પોતાની જગ્યાએ બેસાડી દે. (સુનને કુબ્રા લિલબયહકી :૩/૨૩૮)

(૧૯) فإذا تم[الخطبة]أقيمت،ويكره الفصل بأمر الدنيا (દુર્રે મુખ્તાર રદ્દેમુખ્તાર : ૨ / ૧૬૧)

(૨૦) હઝરત નુઅમાન બિન બશીર (રદિ.) ફરમાવે છે :

كان رسول الله ﷺ يقرأ في العيدين وفي الجمعة بسبح اسم ربك الأعلى وهل أتاك حديث الغاشية

અર્થ: આપ (ﷺ) જુમ્આની નમાઝમાં સૂરએ આ'લા અને સૂરએ ગાશિયહ તિલાવત ફરમાવતા હતા. (મુસ્લિમ:૧/૨૮૮, હદીસ :૮૭૯)

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) ફરમાવે છે :

أن النبي ﷺ كان يقرأ في صلاة الجمعة سورة الجمعة والمنافقين

અર્થ: આપ(ﷺ) જુમ્આની નમાઝમાં (પહેલી રકા'તમાં) સૂરએ જુમ્આ અને બીજી રકા'તમાં સૂરએ મુનાફિકુન પઢતા .(મુસ્લિમ:૧/૨૮૮, હદીસ : ૮૮૨)

(૨૧) આપ(ﷺ)નું ફરમાન છે :

إن طول صلاة الرجل وقصر خطبته مئنة من فقهه،فأطيلوا الصلاة وأقصروا الخطبة

(૨૨) જુમ્આની નમાઝ પછી સુન્નતો અને નફલ પઢવા માટે જગ્યા બદલવી.
(૨૩) જુમ્આની નમાઝ પછી સાત વાર સૂરએ ઈખ્લાસ અને મુઅવ્વઝતેન પઢવી.
(૨૪) જુમ્આની નમાઝ પછી રોઝીની શોધમાં નીકળવું.

## ખુત્બાના આદાબ

(૧) મિમ્બર પર ચઢયા પછી અઝાન પુરી થતા સુધી તેના પર બેસી રહેવું.

---

અર્થ: વ્યકિતની નમાઝ લાંબી હોવી અને ખુત્બો ટુંકો હોવો તેની સમજદારીની નિશાની છે, માટે નમાઝને લાંબી કરો અને ખુત્બાને ટુંકો કરો. (મુસ્લિમ:૧/૨૮૬,હદીષ : ૮૬૯)

(૨૨) હઝરત અતા(રહ.) ફરમાવે છે :

أنه رأى ابن عمر يصلي بعد الجمعة،فينماز عن مصلاه الذي صلى فيه الجمعة قليلا غير كثير فيركع ركعتين

અર્થ: તેમણે હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)ને જોયા કે જુમ્આની નમાઝ પછી તે જગ્યાએથી જયાં જુમ્આ પઢી છે, થોડું હટી ગયા વધારે નહિં, અને બે રકા'ત પઢી.(અબૂદાઉદ: ૧/૧૬૧,હદીસ:૧૧૩૩)

(૨૩) આપ(ﷺ)નું ફરમાન છે :

من قرأ بعد صلاة الجمعة:قل هو الله أحد،وقل أعوذ برب الفلق،وقل أعوذ برب الناس،سبع مرات،أعاذه الله عز وجل بها من السوء إلى الجمعة الأخرى

અર્થ: જેણે જુમ્આ પછી સૂરએ ઈખ્લાસ અને મુઅવ્વઝતૈન સાત વાર પઢી તો અલ્લાહ તઆલા તેને બીજી જુમ્આ સુધી બુરાઈથી મેહફુઝ રાખશે.(તેને "વિર્દ ઝામીન" કહે છે.(અલ અઝ્કારે નવવી:૧/૧૭૧,હદીસ:૪૯૬)

(૨૪) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿فَإِذَا قُضِيَتِ الصَّلٰوةُ فَانْتَشِرُوْا فِي الْأَرْضِ وَابْتَغُوْا مِنْ فَضْلِ اللّٰهِ﴾

અર્થ: પછી જયારે નમાઝ પૂરી થઈ જાય તો (પછી તમને છૂટ છે કે) પૃથ્વી પર ફેલાઈ જાઓ અને અલ્લાહની રોઝી (મેળવવાની)શોધમાં લાગો. (સૂ.જુમ્આ:૧૦)

(૧) હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) ફરમાવે છે :

كان النبي ﷺ يجلس إذا صعد المنبر حتى يفرغ المؤذن

(૨) ઈમામનું ઊભા ઊભા ખુત્બો પઢવો.
(૩) બે ખુત્બા પઢવા.
(૪) જરૂરત પ્રમાણે ઊંચી અવાજે ખુત્બા પઢવા.
(૫) ખુત્બા ટુંકમાં પઢવા.
(૬) અલ્લાહ તઆલાના વખાણ અને દુઆથી ખુત્બાનો આરંભ કરવો.
(૭) ખુત્બામાં વખાણ અને પ્રશંસા અને દુઆ પછી "અમ્મા બાદ" કહેવું.

---

અર્થ:જયારે આપ(ﷺ) મિમ્બર પર ચઢતા તો મુઅઝ્ઝિનની અઝાનથી ફારિગ થતા સુધી બેસી રહેતા. (અબૂદાઉદ: ૧/૧૫૬, હદીસ:૧૦૯૨)

(૨) હઝરત જાબિર (રદિ.) ફરમાવે છે : أن رسول الله ﷺ كان يخطب قائما

અર્થ: અલ્લાહના નબી(ﷺ) ઊભા થઈને ખુત્બો આપતા હતા.

(મુસ્લિમ:૧/૨૮૩, હદીસ : ૮૬૨)

(૩) હઝરત જાબિર બિન સમુરા(રદિ.) ફરમાવે છે : للنبي ﷺ خطبتان

અર્થ: અલ્લાહના નબી (ﷺ) બે ખુત્બા આપતા હતા.(મુસ્લિમ: ૧/૨૮૩, હદીસ : ૮૬૨)

(૪) હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ ફરમાવે છે :

كان رسول الله ﷺ إذا خطب احمرت عيناه وعلا صوته

અર્થ: આપ (ﷺ) જયારે ખુત્બો આપતા તો આંખો લાલ થઈ જતી અને અવાજ બુલંદ થઈ જતો.(મુસ્લિમ : ૧/૨૮૪, હદીસ : ૮૬૭)

(૫) આપ(ﷺ)નું ફરમાન છે :

إن طول صلاة الرجل وقصر خطبته مئنة من فقهه،فأطيلوا الصلاة ,أقصروا الخطبة

અર્થ: વ્યકિતની નમાઝલાંબી હોવી અને ખુત્બો ટુંકો હોવો તેનીસમજદારીની નિશાની છે,માટે નમાઝને લાંબી કરો અને ખુત્બાને ટુંકો કરો. (મુસ્લિમ:૧/૨૯ હદીસ:૮૬૯)

(૬–૭)હઝરત આઈશા (રદિ.) એક લાંબી રિવાયતમાં ફરમાવે છે :

فخطب الناس فحمد الله بما هو أهله ثم قال : أما بعد

અર્થ: આપ(ﷺ) એ લોકોને ખુત્બો આપ્યો જેમાં આપ(ﷺ)એ અલ્લાહના વખાણ કર્યા જેવી તેની શાન છે, પછી આપ(ﷺ) એ ફરમાવ્યું : અમ્મા બાદ.(બુખારી : ૧/૧૨૬, હદીસ : ૯૨૨)

(૮) ખુત્બામાં કુર્આને કરીમ પઢવું.
(૯) ખુત્બામાં વધુ પડતુ સૂરએ કાફ પઢવું.
* નોંધ : હંગામી ધોરણે ખુત્બો વચ્ચેથી બંધ કરી શકાય છે.
(૧૦) બે ખુત્બા દરમિયાન વાત કરવી નહી.

---

(૮) હઝરત જાબિર બિન સમુરહ (રદિ.) ફરમાવે છે :

كانت للنبي ﷺ خطبتـان ، يجلس بينهمـا، يقرأ القرآن ويذكر الناس

**અર્થ:** આપ(ﷺ) બે ખુત્બા પઢતા અને એ બન્ને ખુત્બાની વચ્ચે બેસતા અને (ખુત્બામાં) કુર્આન પઢતા હતા અને લોકોને નસીહત કરતા હતા.

(મુસ્લિમ :૧/૨૮૩, હદીસ : ૮૬૨)

(૯) હઝરત ઉમરહની બહેન ફરમાવે છે :

أخذت ق والقرآن المجيد مِن في رسول الله ﷺ يوم الجمعة، وهو يقرأ بها على المنبر في كل جمعة

**અર્થ:** મેં સૂરએ કાફ અલ્લાહના નબી (ﷺ)ના મોઢેથી સાંભળી સાંભળીને યાદ કરી છે, આપ(ﷺ) તેને દર જુમ્આના ખુત્બામાં મિમ્બર પર પઢયા કરતા હતા.(મુસ્લિમ: ૧/૨૮૬, હદીસ : ૮૭૨)

* لما جلس ابن مسعود على باب المسجد، ناداه الرسول ﷺ وهو يخطب، فقال له:تعال يا عبدالله بن مسعود!

**અર્થ:** હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિ.) જયારે મસ્જિદના દરવાજા પર જ બેસી ગયા તો આપ(ﷺ) એ ખુત્બાની હાલતમાં જ તેમને અવાજ આપી ફરમાવ્યું: હે અબ્દુલ્લાહ બિન મસઊદ! અહિંયા આવી જાવ. (અબૂદાઉદ: ૧/૧૫૬, હદીસ:૧૦૯૧)

(૧૦) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) ફરમાવે છે :

كان النبي ﷺ يخطب خطبتين، كان يجلس إذا صعد المنبر حتى يفرغ – أراه المؤذن– ثم يقوم فيخطب، ثم يجلس، فلايتكلم ثم يقوم فيخطب

**અર્થ:** આપ(ﷺ) બે ખુત્બા આપતા હતા અને જયારે મિમ્બર પર તશરીફ લાવતા તો મુઅઝ્ઝિનના ફારિગ થતા સુધી બેસી જતા, ત્યાર પછી ઊભા થઈને ખુત્બો પઢતા,પછી બેસી જતા અને (બે ખુત્બા દરમિયાન) કોઈ વાત ન ફરમાવતા, પછી ઊભા થઈ જતા અને ખુત્બો આપતા.(અબૂદાઉદ:૧/૧૫૬, હદીસ:૧૦૯૨)

(૧૧)ઈમામ તરફ ધ્યાન આપવું.
(૧૨) ચુપચાપ (શાંતિથી) ખુત્બો સાંભળવો.
(૧૩) ખુત્બા વખતે બન્ને પગને હાથ વડે આંટી વાળી બેસવું નહી.
(૧૪) ખુત્બા દરમિયાન વાત કરવી નહી, અહિંયા સુધી કે કોઈ વાતો કરનારને ઈશારાથી પણ રોકવો નહી.
(૧૫) જરૂરત વગર હરકત કરવી નહી અને ન કાંકરીઓ, કાલીન,ચટાઈ વગેરેથી રમવું.

---

(૧૧) હઝરત ષાબિત (રદિ.) ફરમાવે છે: إذا قام على المنبر استقبله أصحابه بوجوههم
અર્થ: આપ(ﷺ) જયારે મિમ્બર પર ઊભા થઈ જતા તો સહાબા (રદિ.) પોતાનું મોઢુ નબી(ﷺ) તરફ ફરમાવતા. (ઈબ્ને માજહ:પાન નં.૭૯,હદીસ:૧૧૩૬)

(૧૨) આપ(ﷺ)નું ફરમાન છે :
ما من رجل يتطهريوم الجمعة كما أمر ، ثم يخرج من بيته حتى يأتي الجمعة ، وينصت حتى تقضي صلاته ، إلا كان كفارة لما قبله من الجمعة
અર્થ: જે માણસ જુમ્આના દિવસે શરીઅતના આદેશ મુજબ પાકી હાસિલ કરે, પછી ઘરેથી નીકળી જુમ્આની નમાઝમાં હાજર થાય અને નમાઝ પુરી થતા સુધી ખામોશ (ચુપ) રહે તો જુમ્આથી પહેલાના બધા ગુનાહ માફ કરી દેવામાં આવશે. (નસાઈ : ૧/૧૫૭, હદીસ : ૧૪૦૪)

(૧૩) હઝરત અનસ (રદિ.) ફરમાવે છે :
أن رسول الله ﷺ نهى عن الحبوة يوم الجمعة والإمام يخطب
અર્થ: અલ્લાહના નબી (ﷺ) એ જુમ્આના દિવસે ઈમામના ખુત્બા વખતે પગ ઉભા કરી હાથ વડે આંટી મારી બેસવાની મનાઈ ફરમાવી છે.
(અબૂ દાઉદ : ૧/૧૫૮, હદીસ : ૧૧૧૦)

(૧૪) આપ(ﷺ)નું ફરમાન છે :
من قال يوم الجمعة والإمام يخطب: "أنصت"، فقد لغا
અર્થ: જે માણસે જુમ્આના દિવસે ઈમામના ખુત્બા દરમિયાન કોઈને કહયું કે ચુપ રહો, તેણે (પણ) નકામુ (ખોટુ) કામ કર્યુ. (તિરમિઝી:૧/૧૧૪,હદીસ:૫૧૪)

(૧૫) આપ(ﷺ)નું ફરમાન છે : من مس الحصى فقد لغا
અર્થ: જે માણસે કાંકરી ખસેડી તેણે(પણ) ખોટુ (નકામુ) કામ કર્યુ. (તિરમિઝી:૧/૧૧૨, હદીસ : ૪૯૯)

(૧૬) ખુત્બા વખતે સુન્નત અથવા નફિલ નમાઝ પઢવી નહી.



---

(૧૬) હઝરત ઈબ્ને શિહાબ ઝહરી (રહ.) ફરમાવે છે :

فخروج الإمام يقطع الصلاة، وكلامه يقطع الكلام

**અર્થ:** ઈમામનું ખુત્બા માટે નીકળવું નમાઝને ખતમ કરી દે છે અને ઈમામનો ખુત્બો (કલામ) વાતને ખતમ કરી દે છે. (મુઅત્તા માલિક : પાન નં. ૭૬, હદીસ : ૨૨૮)

# બન્ને ઈદોના આદાબ

(૧) ઈદની રાત્રીઓમાં ઈબાદતનો એહતિમામ કરવો.
(૨) મિસ્વાક કરવું.
(૩) ગુસલ કરવું.
(૪) ખુશ્બુ લગાડવી.
(૫) સારા કપડાં પહેરવા.
(૬) ઈદની નમાઝથી પહેલા કોઈ નફલ નમાઝ પઢવી નહી.

---

(૧) આપ(ﷺ)નું ફરમાન છે :

من أحيا ليلة العيد، وليلة النصف من شعبان لم يمت قلبه يوم تموت القلوب

અર્થ: જેણે ઈદની રાત અને પંદરમી શા'બાનની રાતમાં ઈબાદત કરી તો તેનું દિલ તે દિવસે (કિયામતના દિવસે) નહી મરે, જે દિવસે બધાનું દિલ મરી જશે.

(મુઅજમે ઈબ્ને એ'રાબી : ૨/૧૦૪૭,હદીસઃ : ૨૨૫૨)

(૨) હઝરત સઈદ બિન મુસય્યિબ (રહ.)એ ફરમાવ્યું: السواك في يوم العيد سنة

અર્થ: ઈદના દિવસે મિસ્વાક (દાંતણ) કરવું સુન્નત છે.(મુસન્નફ અબ્દુર્રઝ્ઝાક : ૩/૩૦૮, હદીસ : ૫૭૪૫)

(૩) كان ابن عمر يغتسل يوم الفطر قبل أن يغدو للمصلى

અર્થ: હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) ઈદના દિવસે ઈદગાહ જતા પહેલા ગુસલ કરતા હતા, (મુઅત્તા માલિકઃ૧/૧૭૭, હદીસ : ૭૦)

(૪) ثم الطيب يتأكد للرجال في نحو يوم الجمعة والعيد[جمع الوسائل باب في تعطر رسول الله ﷺ، ج:٢]

(૫) હઝરત નાફેઅ(રહ.) ફરમાવે છે: كان ابن عمر يلبس أحسن ثيابه في العيدين

અર્થ: હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) ઈદોમાં પોતાના કપડાંઓમાંથી સૌથી સારા કપડા પહેરતા હતા. (શર્હુસ્સુન્નહ ૪ /૩૦૨)

(૬) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) ફરમાવે છે :

كان رسول الله ﷺ لا يصلي قبل العيد شيئا

અર્થ: આપ(ﷺ) ઈદની નમાઝથી પહેલા કોઈ (નફલ) નમાઝ પઢતા ન હતા.( ઈબ્ને માજહઃપાન નં.૯૨, હદીસ : ૧૨૯૩)

(૭) ઈદગાહ જતા પહેલા સદકએ ફિત્ર અદા કરવો.
(૮)ઈદુલ ફિત્ર(રમઝાન ઈદ)માં ઈદગાહ જતા પહેલા કોઈ મીઠી વસ્તુ (ખાસ કરીને ખજૂર , ખારેક) ખાવી.
(૯) ઈદુલ અઝહા(બકરી ઈદ)માં કુરબાની પહેલા કંઈ ખાવું નહી.
(૧૦) ઈદની નમાઝ માટે ઈદગાહ જવું.
(૧૧) ઈદના દિવસે ઈદગાહ તરફ વહેલી સવારે જવું.

---

(૭) હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) ફરમાવે છે :

أن النبي ﷺ أمر بزكاة الفطر قبل خروج الناس إلى الصلاة

અર્થ: આપ (ﷺ)એ લોકોને નમાઝ માટે નીકળતા પહેલા સદકએ ફિત્ર અદા કરવાનો હુકમ આપ્યો. (બુખારી :૧/૨૦૪, હદીસ:૧૫૦૯)

નોંધ: સદકએ ફિત્રનું પ્રમાણ એક સાઅ ખજુર, કિસમિસ અથવા જવ અથવા અડધો સાઅ ઘઉં (અથવા તેનો લોટ કે સત્તુ)છે. અડધા સાઅનું પ્રમાણ હાલના વજન પ્રમાણે એક કિલો ૫૭૪ ગ્રામ ૬૪૦ મિલિ ગ્રામ થાય છે. તેની કિંમત પણ આપી શકાય છે.(કિતાબુલ મસાઈલ : ૨/૨૮૩)

(૮-૯) હઝરત બુરયદા (રદિ.) ફરમાવે છે :

كان النبي ﷺ لا يخرج يوم الفطر حتى يطعم، ولا يطعم يوم الأضحى حتى يصلي

અર્થ: આપ(ﷺ) ઈદુલ ફિત્રના દિવસે કંઈ ખાધા પહેલા ઈદગાહ તશરીફ ન લઈ જતા અને ઈદુલ અઝહાના દિવસે ન ખાતા અહીયા સુધી કે નમાઝ પઢી લેતા. (તિરમિઝી: ૧/૧૨૦, હદીસ : ૫૪૨)

(૧૦) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) ફરમાવે છે :

كان رسول الله ﷺ يخرج يوم الفطر والأضحى إلى المصلى

અર્થ: આપ(ﷺ) ઈદુલ ફિત્ર અને ઈદુલ અઝહામાં ઈદગાહ તશરીફ લઈ જતા હતા. (બુખારી : ૧/૧૩૧, હદીસ : ૯૫૬)

(૧૧) આપ(ﷺ)નું ફરમાન છે :

إن أول مانبدأ به يومنا هذا أن نصلي، ثم نرجع لننحر، فمن فعل ذلك فقد أصاب سنتنا

અર્થ: બેશક તે સૌપ્રથમ કામ જે આપણે આજે કરીશું નમાઝ, પછી આપણે પરત ફરીને કુરબાની કરીશું, માટે જેણે એવું કર્યુ તેને અમારી સુન્નત પર અમલ કર્યો. (બુખારી: ૧/૧૩૨, હદીસ : ૯૬૮)

* નોંધ : બાળકોને નમાઝ માટે લઈ જવા જાઈઝ છે.
(૧૨) (શકય હોય તો) ઈદની નમાઝ માટે પગપાળા જવું.
(૧૩) રમઝાન ઈદમાં નમાઝ માટે જતા ધીમા અવાજે અને બકરી ઈદમાં ઊંચા અવાજે તકબીર(અલ્લાહુ અકબર.......) પઢવું.
(૧૪) એક રસ્તેથી જવું બીજા રસ્તેથી આવવું.
(૧૫) ઈદુલફિત્ર (રમઝાન ઈદ)ની નમાઝ મોડેથી અને ઈદુલ અઝહાની નમાઝ વહેલી પઢવી.

---

* سئل ابن عباس : أشهدت العيد مع النبي ﷺ ؟ قال: نعم

અર્થ: હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)ને પૂછવામાં આવ્યું કે શું આપે નબી(ﷺ) સાથે ઈદની નમાઝ અદા કરી છે ? તો આપ (રદિ.)એ ફરમાવ્યું કે હાં, (બુખારી:૧/૧૩૩, હદીસ :૯૭૭) (આપ(ﷺ)ની વફાત સુધી હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ(રદિ.) બાળક હતા.)

(૧૨) હઝરત સઅદ (રદિ.) ફરમાવે છે: أن النبي ﷺ كان يخرج الى العيد ماشيا

અર્થ: આપ(ﷺ) ઈદની નમાઝ માટે પગપાળા જતા હતા. (ઈબ્ને માજહ:૯૨, હદીસ :૧૨૯૪)

(૧૩) હઝરત અબૂ અબ્દુર્રહમાન સલમા (રદિ.) ફરમાવે છે:

كانوا في التكبير في الفطر أشد منهم في الأضحى

અર્થ: સહાબા (રદિ.) ઈદુલ અઝહામાં ઈદુલ ફિત્રના મુકાબલામાં (બુલંદ અવાજે) જોરથી તકબીર કહયા કરતા હતા. (સુનને દારેકુત્ની:૨/૩૮૦, હદીસ:૧૭૧૩)

(૧૪) હઝરત જાબિર (રદિ.) ફરમાવે છે :

كان النبي ﷺ إذا كان يوم عيد خالف الطريق

અર્થ: આપ (ﷺ) જયારે ઈદનો દિવસ આવતો તો રસ્તો બદલી દેતા હતા.
(બુખારી : ૧/ ૧૩૪, હદીસ : ૯૮૬)

(૧૪) હઝરત અબૂ હુવયરિષ (રદિ.) ફરમાવે છે :

أن رسول الله ﷺ كتب الى عمرو بن حزم وهو بنجران : عجل الأضحى، وأخر الفطر، وذكر الناس

અર્થ: આપ(ﷺ)એ હઝરત અમ્ર બિન હઝમ (રદિ.)ને જયારે કે આપ નજરાનમાં હતા પત્ર લખ્યો કે ઈદુલ અઝહાની નમાઝ વહેલી પઢો અને ઈદુલ ફિત્રની નમાઝમાં મોડુ કરો અને લોકોને નસીહત કરતા રહો. (બયહકી: ૨/૩૯૯, હદીસ :૬૧૪૯)

(૧૬)ઈદની નમાઝ માટે અઝાન અને ઈકામત કહેવી નહી.

(૧૭) ઈદની નમાઝનો તરીકો:

સૌપ્રથમ નિય્યત કરવી, ત્યાર પછી તકબીરે તહરીમા કહીને હાથ બાંધીને ષના પઢે ત્યાર પછી બંને હાથ ઉઠાવતા મામુલી વકફા સાથે ત્રણ વખત તકબીર કહે પહેલી બે તકબીરો કહી હાથને છોડી દે અને ત્રીજી તકબીર વખતે હાથ બાંધી દે,ત્યાર બાદ સૂરએ ફાતિહા અને કોઈ સુરત પઢે, પછી રૂકૂઅ – સિજદો કરીને રકા'ત પૂર્ણ કરે.

બીજી રકા'તમાં પહેલા સૂરએ ફાતિહા અને સૂરત પઢયા પછી રૂકૂઅમાં ન જાય બલ્કે ત્રણ વાર હાથ ઉઠાવીને ત્રણ વખત તકબીર કહે અને વચ્ચે હાથ બાંધે નહી(કાનો સુધી ઉઠાવીને નીચે છોડી મુકે) ત્યાર બાદ હાથ ઉઠાવ્યા વગર તકબીર કહીને (સીધા) રૂકૂઅમાં ચાલ્યો જાય અને બાકી નમાઝ તરતીબ પ્રમાણે પૂરી કરે. (કિતાબુલ મસાઈલ :૨/૪૭૨)

(૧૮) ખુત્બો પઢતી વખતે ઈમામનું લોકો તરફ મુતવજ્જેહ હોવું અને લોકોનું પોતાની જગ્યાએ બેસી રહેવું.

(૧૯) ઈમામે ખુત્બામાં લોકોને સદકએ ફિત્ર અને કુરબાનીના ફઝાઈલ અને મસાઈલ બતાવવા.

---

(૧૬) હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદિ.) ફરમાવે છે :

لم يكن (أي النبي ﷺ) يؤذن يوم الفطر ولا يوم الأضحى

અર્થ: આપ(ﷺ) ન ઈદુલ ફિત્રના દિવસે અઝાન આપતા, ન ઈદુલ અઝહાના દિવસ (બુખારી: ૧/૧૩૧, હદીસ : ૯૬૦)

(૧૮) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) ફરમાવે છે:

كان رسول الله ﷺ يخرج يوم الفطر والأضحى إلى المصلى، فأول شيء يبدأ به الصلاة، ثم ينصرف فيقوم مقابل الناس والناس جلوس على صفوفهم

અર્થ: આપ(ﷺ) ઈદુલ ફિત્ર અને ઈદુલ અઝહાના દિવસે ઈદગાહ જતા, તો સૌપ્રથમ નમાઝ પઢતા, પછી ફરી જઈ અને લોકો તરફ મોઢુ કરી ઊભા થઈ જતા અને લોકો સફોમાં પોતાની જગ્યાએ બેસી રહેતા. (બુખારી : ૧ / ૧૩૧, હદીસ : ૯૫૬)

(૧૯) ويخطب بعد الصلاة خطبتين،بذلك يعلم الناس فيها صدقة الفطر وأحكامها

(હિદાયહ : ૧/૧૫૪)

(૨૦) શકય હોય તો ઈદગાહમાં કુરબાનીના જાનવરને ઝબહ કરવું.

※ મસ્અલો: જે લોકો પર ઈદની નમાઝ વાજિબ છે તે લોકો માટે ઈદની નમાઝ પહેલા કુરબાની કરવી જાઈઝ નથી.





---

(૨૦) હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) ફરમાવે છે :

أن النبي ﷺ كان ينحر أو يذبح بالمصلى

અર્થ: આપ(ﷺ)નહર અથવા ઝબહ (જાનવરને વધ કરવું) ઈદગાહમાં કરતા હતા. (બુખારી : ૧/૧૩૪, હદીસ : ૯૮૨)

※ આપ(ﷺ) નું ફરમાન છે :

إن أول مانبدأ به يومنا هذا أن نصلي، ثم نرجع لننحر؛ فمن فعل ذلك فقد أصاب سنتنا، ومن ذبح قبل ذلك فإنما هو لحم عجله لأهله، ليس من النسك في شيء

અર્થ: બેશક તે પ્રથમ કામ જેનાથી આપણે આ દિવસની શરૂઆત કરીએ, નમાઝ છે, પછી પરત ફરી આપણી કુરબાની કરીશું, જેણે આવું કર્યુ તેણે અમારી સુન્નત પર અમલ કર્યો અને જેણે નમાઝથી પહેલા જાનવર ઝબહ કરી દીધું તો તે માત્ર ગોશ્ત છે, જે તેણે પોતાના ઘરવાળાઓ ખાતર ઉતાવળથી કામ લીધુ તેનું કુરબાનીથી કોઈ સંબંધ નથી. (બુખારી : ૧/૧૩૨,હદીસ : ૯૬૮)

# વરસાદ માંગવાના આદાબ

(૧) વરસાદ ન આવવાના કારણો પર વિચાર કરવો.(અલ અદબ ફીદીન: ૬૪)
(૨) વધુ પ્રમાણમાં ઈસ્તિગ્ફાર પઢવું.
(૩) પોતાના ગુનાહોનો એકરાર કરી સાચી તૌબા કરવી.
(૪) હકદારોના હક અદા કરવા. (અલ અદબ ફીદીન :૬૪)
(૫) પોતાનું સંપૂર્ણ ધ્યાન નેક કર્મો તરફ કરવું.(અલ અદબ ફીદીન :૬૪)
(૬) રોઝા રાખવા.(અલ અદબ ફીદીન :૬૪)
(૭) જુના થીગડાવાળા કપડા પહેરવા.
(૮) ઈમામ અને લોકોએ વસ્તીથી બહાર જવું.
(૯) ખુત્બા વખતે ખામોશ (ચુપ) રહેવું.(અલ અદબ ફીદીન :૬૪)
(૧૦) ઈમામનું લોકોને તૌબા, ઈસ્તિગ્ફાર અને અલ્લાહ તઆલા તરફ ધ્યાન ધરવા બાબતે કહેવું. (શર્હે શિરઅતિલ ઈસ્લામ :૧૩૭)



---

قال ابن عباس في الاستسقاء: إن رسول الله ﷺ خرج متبذلا، متواضعا، ૨,૩,૭,૮
متضرعا حتى أتى المصلى فلم يخطب خطبتكم هذه، ولكن لم يزل في الدعاء
والتضرع والتكبير

અર્થ: હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)થી અલ્લાહના રસૂલ (ﷺ)ના વરસાદ માંગવા વિશે પૂછવામાં આવ્યું, તો ફરમાવ્યું: અલ્લાહના રસૂલ(ﷺ) જુના કપડાંઓમાં ખાકસારી સહિત, કાકલૂદી કરતા નિકળ્યા અહિંયા સુધી કે ઈદગાહ પહોંચ્યા, પછી તમારા આજના ખુત્બાની જેમ ખુત્બો ન આપ્યો; બલ્કે બરાબર દુઆમાં, કાકલૂદી કરવામાં અને તકબીરમાં પ્રવૃત્ત રહયા.(તિરમિઝી : ૧/ ૧૨૪, હદીસ : ૫૫૮)

# સૂર્ય અને ચંદ્ર ગ્રહણના આદાબ

(૧) અલ્લાહ તઆલાની કુદરતની એક નિશાની છે એવો વિશ્વાસ રાખવો.
(૨) તૌબા અને ઈસ્તિગ્ફાર કરવું.
(૩) જલ્દીથી નમાઝ શરૂ કરી દેવી.
(૪) નમાઝને લાંબી કરવી.

---

(૧) આપ(ﷺ) એ ફરમાવ્યું :

لكنهما أيتان من أيات الله عزوجل، يخوف بهما عباده

**અર્થ:** પરંતુ આ અલ્લાહની નિશાનીઓમાં બે નિશાનીઓ છે જેના વડે અલ્લાહ પોતાના બંદાઓને ડરાવે છે. (અબૂદાઉદ : ૧/૧૬૬, હદીસ:૧૧૭૭)

(૨) આપ(ﷺ) એ ફરમાવ્યું :

الشمس والقمر لا يخسفان لموت أحد ولا لحياته؛ فإذا رأيتم ذلك فادعوا الله عزوجل، وكبروا وتصدقوا

**અર્થ:** સૂર્ય અને ચંદ્ર કોઈના મૃત્યુ અને જન્મના કારણે ગ્રહણ નથી થતા; જેથી જયારે તમે એવી વસ્તુ જુઓ તો અલ્લાહ તઆલાથી દુઆ કરો અને અલ્લાહ તઆલાની મોટાઈ(બડાઈ) બયાન કરો અને સદકો કરો. (અબૂદાઉદ:૧/૧૬૯,હદીસ :૧૧૯૧)

(૩) આપ(ﷺ) એ ફરમાવ્યું: فإذا كسفا فافزعوا إلى الصلاة

**અર્થ:** જયારે સૂર્ય અને ચંદ્ર ગ્રહણ થઈ જાય તો ઉતાવળથી નમાઝમાં લાગી જાવ.
(અબૂદાઉદ : ૧/૧૬૬, હદીસ : ૧૧૭૭)

(૪) હઝરત જાબિર (રદિ.) ફરમાવે છે :

كسفت الشمس على عهد رسول الله ﷺ في يوم شديد الحر، فصلى رسول الله ﷺ بأصحابه، فأطال القيام حتى جعلوا يخرون، ثم ركع فأطال، ثم رفع فأطال إلخ

**અર્થ:** અલ્લાહના નબી (ﷺ)ના જમાનામાં સખત ગરમીના દિવસોમાં સૂર્યગ્રહણ થયું તો આપ(ﷺ) એ સહાબા(રદિ.)ને નમાઝ પઢાવી અને આપ(ﷺ)એ એટલો લાંબો કિયામ ફરમાવ્યો કે સહાબા (રદિ.) (બેભાન થઈને) પડવા લાગ્યા, પછી આપ(ﷺ)એ લાંબો રૂકૂઅ કર્યો, પછી રૂકૂઅમાંથી ઉભા થઈ ઘણી વાર સુધી ઉભા રહયા .....(અંત સુધી). (અબૂદાઉદ : ૧/૧૬૭, હદીસ : ૧૧૭૯)

(૫) ગ્રહણ ખતમ થતા સુધી નમાઝ પઢતા રહેવું.

## ઈસ્તિખારાના આદાબ

(૧) દરેક અગત્યના કાર્યમાં ઈસ્તિખારો કરવો.
(૨) કોઈ વાતનો પાકો નિર્ણય કર્યા વગર ઈસ્તિખારો કરવો.
(૩) બે રકા'ત નમાઝ પઢવી.
(૪) નમાઝ પછી આ દુઆ માંગવી.

اَللّٰهُمَّ إِنِّيْ أَسْتَخِيْرُكَ بِعِلْمِكَ،وَأَسْتَقْدِرُكَ بِقُدْرَتِكَ،وَأَسْأَلُكَ مِنْ فَضْلِكَ الْعَظِيْمِ فَإِنَّكَ تَقْدِرُ وَلَا أَقْدِرُ،وَتَعْلَمُ وَلَاأَعْلَمُ،وَأَنْتَ عَلَّامُ الْغُيُوْبِ؛ اَللّٰهُمَّ إِنْ كُنْتَ تَعْلَمُ أَنَّ هٰذَا الْأَمْرَخَيْرٌلِّيْ فِيْ دِيْنِيْ وَمَعَاشِيْ وَعَاقِبَةِ أَمْرِيْ فَاقْدِرْهُ لِيْ وَيَسِّرْهُ لِيْ ثُمَّ بَارِكْ لِيْ فِيْهِ؛ وَإِنْ كُنْتَ تَعْلَمُ أَنَّ هٰذَا الْأَمْرَ شَرٌّلِّيْ فِيْ دِيْنِيْ وَمَعَاشِيْ وَعَاقِبَةِ أَمْرِيْ فَاصْرِفْهُ عَنِّيْ وَاصْرِفْنِيْ عَنْهُ،وَاقْدِرْلِيَ الْخَيْرَ حَيْثُ كَانَ،ثُمَّ رَضِّنِيْ بِهٖ

---

(૫) આપ(ﷺ) એ ફરમાવ્યું : فإذا رأيتم شيئا من ذلك فصلوا حتى تنجلي

અર્થ: જયારે તમે આવી વસ્તુ જુઓ તો નમાઝમાં લાગી જાવ અહીંયા સુધી કે ગ્રહણ ખતમ થઈ જાય.(અબૂદાઉદ : ૧/૧૬૭, હદીસ : ૧૧૭૯)

(૧) હઝરત જાબિર (રદિ.) ફરમાવે છે :
كان رسول الله ﷺ يعلمنا الاستخارة في الأمور كلها كما يعلمنا السورة من القرآن

અર્થ: અલ્લાહના નબી(ﷺ) અમને બધા કાર્યોમાં ઈસ્તિખારો એ રીતે શિખવાડતા હતા જેવી રીતે કુર્આનની સુરત.(બુખારી :૧/૧૫૫,હદીસ:૧૧૬૨)

(૨) إذا هم أحدكم بالأمر [أيضا] وقال ابن حجر: ترتيب الوارد على القلب على مراتب: الهمة، ثم اللمة، ثم الخطرة، ثم النية، ثم الإرادة، ثم العزيمة

અર્થ: જયારે તમને કોઈ મામલો પેશ આવે તો ઈસ્તિખારો કરો અને هَمّ કહે છે આ ઈરાદાને જે પ્રથમ દિલમાં આવે.(ફત્હુલબારી : ૧૧/૧૮૮)

(૩) આપ(ﷺ)નું ફરમાન છે: إذا هم أحدكم بالأمر فليركع ركعتين من غير الفريضة

અર્થ: જયારે તમારામાંથી કોઈ વ્યકિતને કોઈ મામલો પેશ આવે તો બે રકા'ત નમાઝ પઢે.(બુખારી: ૧/૧૧૫, હદીસ :૧૧૬૨)

(૪) આપ(ﷺ)એ ફરમાવ્યું: إذا هم أحدكم بالأمر فليركع ركعتين من غير الفريضة، ثم ليقل

(૫) અલ્લાહ તઆલા સામે પોતાની મોહતાજી અને લાચારીને જાહેર કરવી.
(૬) ઈસ્તિખારા પછી જે કાર્ય તરફ દિલ લાગે તેની ઉપર અમલ કરવો.
* નોંધ: ઈસ્તિખારા પછી સપનામાં કોઈ વસ્તુનું સ્પષ્ટ થવું જરૂરી નથી, માત્ર દિલનું કોઈ કાર્ય તરફ લાગી જવું પુરતુ છે.
(૭) જયારે તત્કાલ જરૂરત હોય તો ઓછામાં ઓછુ કામ શરૂ કરતા પહેલા આ દુઆ પઢી લેવી. اَللّٰهُمَّ خِرْلِيْ وَاخْتَرْلِيْ

---

અર્થ: જયારે તમારામાંથી કોઈ વ્યકિતને કોઈ મામલો પેશ આવે તો બે રકા'ત નફિલ પઢે અને આ દુઆ પઢ اَللّٰهُمَّ إِنِّيْ (અંત સુધી) (તર્જુમો) હે અલ્લાહ! હું આપના ઈલ્મના વાસ્તાથી આપનાથી ભલાઈ ઈચ્છું છું અને આપની કુદરતના વાસ્તાથી કુવ્વત ઈચ્છુ છું અને આપનાથી મહાન ફઝલ ઈચ્છુ છું, બેશક આપ શકિતવાન છો અને હું અશકત છું અને આપ જાણો છો હું અજાણ છું અને આપ ભેદી વાતોને જાણો છો, જો આપના જ્ઞાનમાં આ કામ મારા દીન, રોજી–રોટી અને પરિણામ માટે શ્રેષ્ઠ હોય તો આપ મારા માટે મુકદર ફરમાવ અને તેને મારા માટે આસાન ફરમાવ કે મારા માટે તેમાં બરકત મુકદર ફરમાવ, અને જો આપના ઈલ્મમાં આ કાર્ય મારા દીન, રોજી – રોટી અને પરિણામ માટે ખરાબ હોય તો તેને મારાથી અને મને તેનાથી હટાવી દે અને મારા માટે ભલાઈ મુકદર ફરમાવ ભલે જે કંઈ હોય, પછી મને તેની ઉપર રાજી ફરમાવ. (બુખારી:૧/૧૫૫, હદીસ:૧૧૬૨)

નોંધ: أَنَّ هٰذَا الْأَمْرَ કહેતી વખતે જે હાજત હોય તે રજુ કરવી.

(૫) જેમકે ઈસ્તિખારાની દુઆમાં فَإِنَّكَ تَقْدِرُ وَلَا أَقْدِرُ વગેરેમાં આજીજી ટપકે છે
અર્થ: માટે દુઆ પઢતી વખતે તેનો અર્થ પણ ધ્યાનમાં રહે.

(૬) આપ (ﷺ) એ હઝરત અનસ (રદિ.) થી ફરમાવ્યું :

إذا هممت بأمر فاستخر ربك سبعا، ثم انظر إلى الذي يسبق قلبك؛ فإن الخير فيه

અર્થ: જયારે તને કોઈ મામલો પેશ આવે તો પોતાના રબથી સાત વખત ભલાઈ તલબ કરી લે, પછી જે ખ્યાલ તારા દિલમાં ગાલિબ થઈ જાય તે કર કે ભલાઈ તેમાં જ છે. (ફત્હુલબારી: ૧૧/૧૯૧)

* હઝરત અબૂ બકર (રદિ.) ફરમાવે છે :

قال أبو بكر الصديق: أن النبي ﷺ كان إذا أراد أمرا، قال: اَللّٰهُمَّ خِرْلِيْ وَاخْتَرْلِيْ

આપ (ﷺ) જયારે કોઈ કામ કરવાનો ઈરાદો ફરમાવતા તો આ દુઆ પઢતા :
اَللّٰهُمَّ خِرْلِيْ وَاخْتَرْلِيْ (તિરમિઝી: ૨/૧૯૧, હદીસ:૩૫૧૬)

# જનાઝાના આદાબ

## મૃત્યુ પહેલાંના આદાબ

(૧) મૃત્યુને વધુ પ્રમાણમાં યાદ કરતા રહેવું.
(૨) હક્કોને અદા કરવાની વસિય્યત કરવી.
(૩)જુલ્મ અને હક છીણવાની વસિય્યત કરવી નહી.
(૪)દર્દીએ અલ્લાહ તઆલા સાથે સારૂં ગુમાન રાખવું.
(૫) મૃત્યુ પહેલાં શકય હોય તો મુબારક શહેરો(મક્કા મુકર્રમા, મદીના મુનવ્વરા વગેરે) તરફ સ્થળાંતર કરવું.

---

(૧) આપ(ﷺ)નું ફરમાન છે : أكثروا ذكر هاذم اللذات: الموت
**અર્થ:** લજ્જતોને ખતમ કરનારી વસ્તુ એટલે મૃત્યુને વધુ પ્રમાણમાં યાદ કરતા રહો.
(તિરમિઝીઃ ૨/૫૭, હદીસ : ૨૩૦૭)
(૨) આપ(ﷺ) એ ફરમાવ્યું :
ماحق امرئ مسلم له شيء يريد أن يوصي فيه، يبيت ليلتين إلا ووصيته مكتوبة عنده
**અર્થ:** કોઈ એવા મુસલમાન પાસે કોઈ એવી વસ્તુ હોય જેના વિશે તે વસિય્યત કરવા ઈચ્છે છે એ હક નથી કે તે બે રાતો એવી હાલતમાં પસાર કરે કે તેની વસિય્યત તેની પાસે લખેલી ન હોય.(બુખારીઃ૧/૩૮૨ હદીસઃ૨૭૩૮)
(૩) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :
﴿فَمَنْ خَافَ مِنْ مُّوْصٍ جَنَفًا اَوْ اِثْمًا فَاَصْلَحَ بَيْنَهُمْ فَلَاۤ اِثْمَ عَلَيْهِ﴾
**અર્થ:** પછી જે કોઈને વસિય્યત કરનાર તરફથી (વસિય્યત સંબંધી) કોઈ અઘટિત વાતની અથવા (જાણી જોઈ વસિય્યતના કાનૂનભંગથી) કોઈ અપરાધ કરવાની ખાતરી થઈ હોય તેથી આ માણસ તેઓની વચ્ચે સુલેહ કરાવી આપે તો તેના ઉપર કોઈ ગુનોહ નથી.(સૂરએ બકરહ : ૧૮૨)
(૪) આપ(ﷺ) એ ફરમાવ્યું : لا يموتن أحدكم إلا وهو يحسن بالله الظن
**અર્થ:** તમારામાંથી કોઈ ન મરે પરંતુ એવી હાલતમાં કે તે અલ્લાહથી સારૂં ગુમાન રાખતો હોય.(મુસ્લિમઃ૨/૩૮૭, હદીસ : ૨૮૭૭)
(૪) હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે :

(૬) (સહુલત હોય તો) સકરાતની હાલતમાં સ્વચ્છ કપડા પહેરાવી દેવા.
(૭) મરનારની નજીક સૂરએ યાસીનની તિલાવત કરવી.
(૮) જયારે પ્રાણ નીકળવાનો વખત નજીક હોય તો આ દુઆ પઢવી.

اَللّٰهُمَّ أَعِنِّيْ عَلٰى غَمَرَاتِ الْمَوتِ وَسَكَرَاتِ الْمَوتِ

(૯) મરનારને લા ઈલાહ ઈલ્લલ્લાહની તલ્કીન કરવી.

---

أرسل ملك الموت إلى موسى .... فسأل الله سبحانه وتعالى أن يدنيه من الأرض المقدسة رمية بحجر

**અર્થ:** જયારે હઝરત મુસા (અલૈ.)ના મૃત્યુનો સમય નજીક આવ્યો તો અલ્લાહ તઆલા પાસે દુઆ માંગી કે મને પવિત્ર ધરતી (અકસા)ની નજીક કરી દે.
(બુખારી : ૧/૧૭૮, હદીસ : ૧૩૩૯)

(૬) હઝરત અબૂ સલમા (રદિ.) ફરમાવે છે :

عن أبي سعيد الخدري أنه لما حضره الموت دعا بثياب جدد فلبسها، ثم قال: سمعت رسول الله ﷺ يقول : إن الميت يبعث في ثيابه التي يموت فيها

**અર્થ:** જયારે હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)ની મૃત્યુનો સમય નજીક આવ્યો તો નવા કપડાં મંગાવ્યા અને તેને પહેર્યા પછી ફરમાવ્યું :મેં અલ્લાહના નબી (ﷺ)ને ફરમાવતા સાંભળ્યા કે મય્યિતને તે જ કપડામાં ઉઠાવવામાં આવશે જેમાં તેનું મૃત્યુ થયું હોય. (અબૂદાવૂદ: ૨ / ૪૪૪, હદીસ : ૩૧૧૪)

(૭) આપ(ﷺ)નું ફરમાન છે :

من قرأ يس ابتغاء وجه الله تعالى غفرله ماتقدم من ذنبه، فاقرأوها عند موتاكم

**અર્થ:** જે વ્યકિત અલ્લાહની પ્રસન્નતા ખાતર સૂરએ યાસીનની તિલાવત કરે અલ્લાહ તેના આગલા બધા ગુનાહ માફ કરી દે છે માટે તમે પોતાના મુર્દાઓ પર પઢયા કરો. (તેનાથી રૂહ આસાનીથી નીકળે છે.) (શઅબુલ ઈમાન:૪/૯૩, હદીસ:૨૨૩૧)

(૮) હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે :

رأيت رسول الله ﷺ وهو بالموت ثم يقول: اللّٰهُمَّ أعني على غمرات الموت وسكرات الموت

**અર્થ:** મેં નબી (ﷺ)ને જોયા કે રૂહ નીકળવાનો સમય હતો...પછી ફરમાવતા હતા કે હે અલ્લાહ! મૃત્યુની તકલીફોમાં મારી મદદ ફરમાવ. (તિરમિઝી: ૧/૧૯૨, હદીસ : ૯૭૮)

(૯) આપ(ﷺ)નું ફરમાન છે : لقنوا موتاكم لا إله إلا الله

# મૃત્યુ પછીના આદાબ

(૧) તકલીફ પહોંચવા પર સબર કરવી.
(૨) ખુદાના ફેસલા પર નારાજગી અને શિકાયત કરવી નહી.
(૩)નાના બાળકોના મૃત્યુ પર સવાબની ઉમ્મીદ રાખવી.
(૪)રૂહ નીકળ્યા પછી દાઢીને બાંધી દેવી.(હિદાયા : ૧/૧૭૮)
(૫) મૃતકની બંને આંખો બંધ કરી દેવી.
(૬) જનાઝા પાસે સારી જ વાતો કરવી.

---

અર્થ: પોતાના મુર્દાઓને લાઈલાહ ઈલ્લલ્લાહની તલ્કીન કરો.
(મુસ્લિમ: ૧/૩૦૦, હદીસ : ૯૧૬)

(૧) આપ(ﷺ)નું ફરમાન છે : إنما الصبر عند الصدمة الأولى

અર્થ: સબર તકલીફની શરૂઆત છે.(બુખારી:૧/૧૭૧,હદીસ:૧૨૮૩)

(૨) આપ(ﷺ) એ ફરમાવ્યું :

ليس منا من لطم الخدود، وشق الجيوب، ودعا بدعوى الجاهلية

અર્થ: જે વ્યકિત (મૃત્યુ પર) ગાલ (અને માથું) પછાડે અને કપડા ફાડે અને જાહિલિયતના બોલ બોલે તે અમારામાંથી નથી.(બુખારી:૧/૧૭૨,હદીસ:૧૨૯૪)

(૩) આપ(ﷺ) એ ફરમાવ્યું :

أيما امرأة مات لها ثلاثة من الولد، كانوا لها حجابا من النار، قالت امرأة: واثنان؟ قال: واثنان

અર્થ: જે સ્ત્રીના ત્રણ બાળકો મૃત્યુ પામે તો આ બાળકો જહન્નમથી તે સ્ત્રી માટે આડ બનશે, એક સ્ત્રીએ અરજ કરી જો બે હોય તો ? આપ(ﷺ) એ ફરમાવ્યું : બે હોય તો પણ.(બુખારી: ૧/૧૬૭, હદીસ:૧૨૪૯)

(૫) આપ(ﷺ)એ ફરમાવ્યું : إذا حضرتم موتاكم فاغمضوا البصر

અર્થ: જયારે તમે પોતાના મુર્દાઓ પાસે હોવ તો તેમની આંખો બંધ કરો.(ઈબ્ને માજહ :પાન નં. ૧૦૫, હદીસ : ૧૪૫૫)

(૬) આપ(ﷺ) એ ફરમાવ્યું :

إذا حضرتم الميت فقولوا خيرا، فإن الملائكة يؤمنون على ما تقولون

અર્થ: જયારે તમે મય્યિત પાસે હાજર હોય તો સારી જ વાત કહો એટલા માટે કે ફરિશતાઓ તમારી વાતો પર આમીન કહે છે.(મુસ્લિમ:૧/૩૦૦,હદીસ:૯૧૯)

(૭) મૃતકની ખૂબીઓની ચર્ચા કરવી.
(૮) મૃત્યુની વધુ જાહેરાત કરવી નહી.
(૯)મય્યિતના ઘરવાળાઓ માટે(એક દિવસનું) ખાવાનું મોકલવું.
(૧૦)મય્યિત માટે (જન્નત અને જહન્નમમાંથી) કોઈ વસ્તુનું યકીની ન સમજવું.

※ નોંધ: સ્ત્રીઓ માટે ત્રણ દિવસથી વધુ ગમ – શોક મનાવવો જાઈઝ નથી, પરંતુ એ કે તેના પતિનું મૃત્યુ થયું હોય.

---

(૭) આપ(ﷺ) એ ફરમાવ્યું : اذکروامحاسن موتاکم
અર્થ: પોતાના મુર્દાઓની ખૂબીઓને બયાન કરો.(અબૂદાઉદ:૨/૬૭૧,હદીસ: ૪૯૦૦)

(૮) إياكم والنعي؛ فإن النعي من عمل الجاهلية،قال عبدالله:والنعي: أذان بالميت
અર્થ: અલ્લાહના નબી(ﷺ)એ મૃત્યુની જાહેરાત કરવાની મનાઈ ફરમાવી છે, હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.) ફરમાવે છે કે "نَعی" એટલે મોતની પુકાર આપવી. (તિરમિઝી: ૧/૧૯૨,હદીસ:૯૮૬)

☛ (સગાં – સંબંધીઓને મૃત્યુની જાણ કરવી મના નથી, પરંતુ તેની જાહેરાત કરવી જેમકે માતમ કરવું અથવા વર્તમાનપત્રો વગેરેમાં છાપવું મના છે.) સમજુતી માટે જુઓ. (તહફતુલ અલમઈ:૩/૩૮૬)

(૯) આપ(ﷺ)નું ફરમાન છે: اصنعوا لآل جعفر طعاما؛ فإنه قد أتاهم مايشغلهم
અર્થ: જાફરના ઘરવાળાઓ માટે ખાવા તૈયાર કરો, એટલા માટે કે તેમની ઉપર એવી મુસીબત આવી ગઈ છે જેમાં તેઓ મશગુલ થઈ ગયા છે.(અબૂદાઉદ: ૨/૪૪૭, હદીસ : ૩૧૩૨)

(૧૦) એક લાંબી હદીસમાં અલ્લાહના નબી (ﷺ)નું ફરમાન છે :
والله مــا أدري وأنــا رســول الله مايفعل بي
અર્થ: અલ્લાહની કસમ ! મને નથી ખબર હાલાંકે હું અલ્લાહનો રસૂલ છું, કે મારી સાથે શું મામલો કરવામાં આવશે ?(બુખારી:૧/૧૬૬,હદીસ:૧૨૪૩)

※ આપ(ﷺ)નું ફરમાન છે :
لا يحل لامرأة تؤمن بالله واليوم الاخر أن تحد على ميت فوق ثلاث؛ إلا على زوج؛ فإنها تحد عليه أربعة أشهر وعشرا
અર્થ: કોઈ સ્ત્રી માટે જે અલ્લાહ પર અને આખિરતના દિવસ પર ઈમાન રાખતી હોય, જાઈઝ નથી કે તે કોઈના મૃત્યુ પર ત્રણ દિવસથી વધુ શોક – ગમ ➲

(૧૧)મય્યિત પર આક્રંદ (જોર જોરથી રડવું) ન કરવું.

* નોંધ: આક્રંદ વગર રડવું જાઈઝ છે.

** નોંધ: મુસીબત વખતે ગમનું જાહેર કરવું જાઈઝ છે.

*** નોંધ: મય્યિતના ચહેરાને ચુંબન કરવું જાઈઝ છે.



---

મનાવે, પરંતુ પોતાના પતિ પર, કે તેના માટે ચાર મહીના અને દસ દિવસ શોક – ગમ મનાવે. (બુખારી: ૧/૧૭૦, હદીસ:૧૨૭૦)

(૮) આપ(ﷺ)નું ફરમાન છે : من نيح عليه يعذب بما نيح عليه

અર્થ: જે વ્યકિત પર આક્રંદ કરવામાં આવે, તો આક્રંદ કરવાને કારણે જેના ઉપર આક્રંદ કરવામાં આવ્યું છે તેને અઝાબ આપવામાં આવે છે.(બુખારી: ૧/૧૭૨, હદીસ : ૧૨૯૧)

* قد فاض النبي ﷺ عيناه على ولد ابنته وقال: هذه رحمة جعلها الله في قلوب عباده

અર્થ: અલ્લાહના નબી(ﷺ) પોતાના નવાસાના મૃત્યુ પર રડવા લાગ્યા અને ફરમાવ્યું: આ રહમત છે જે અલ્લાહ તઆલા પોતાના બંદાઓના દિલોમાં નાંખે છે. (બુખારી : ૧/૧૭૧, હદીસ : ૧૨૮૪)

** હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે:

لما جاء النبي ﷺ قتل ابن حارثة وجعفر وابن رواحة ، جلس يعرف فيه الحزن

અર્થ: જયારે આપ (ﷺ) પાસે (ઝૈદ) ઈબ્ને હારિષા,જાફર અને (અબ્દુલ્લાહ) ઈબ્ને રવાહા (રદિ.)ની શહાદતની ખબર પહોંચી તો આપ(ﷺ) એવી રીતે બેઠા હતા કે આપ પર ગમનો અસર દેખાતો હતો.(બુખારી : ૧/૧૭૩, હદીસ : ૧૨૯૯)

*** ان أبابكر قد كشف وجه النبي ﷺ بعد موته فقبّله

અર્થ: હઝરત અબૂબકર (રદિ.) એ આપ (ﷺ)ના મૃત્યુ પછી આપ (ﷺ)નો ચેહરો મુબારક ખોલ્યો અને ચુંબન કર્યુ.(બુખારી: ૧/૧૧૬, હદીસ :૧૨૪૧)

## મય્યિતને ગુસલ આપવાના આદાબ

(૧) મય્યિતને ત્રણ વખત ધુની આપવી.
(૨) બોરડીના પાંદડા નાંખી ગરમ કરેલા પાણીથી ગુસલ આપવું.
(૩)મય્યિતને પહેલા વુઝૂ કરાવવું,પછી જમણી બાજુથી ગુસલ શરૂ કરવું.
(૪)ગુસલ આપવામાં એકી સંખ્યાની રિઆયત કરવી.
(૫)મય્યિતની કોઈ ખરાબ વસ્તુ જાહેર થવાથી તેને જાહેર કરવી નહી.

---

(૧) આપ (ﷺ)નું ફરમાન છે : إذا أجمرتم الميت فاجمروه ثلاثا

અર્થ: જયારે તમે મૃતકને ધૂની આપો તો ત્રણ વાર ધૂની આપો.(મુસ્નદે અહમદ: ૨૨/ ૪૧૧, હદીસ :૧૪૫૪)

(૨) قال النبي ﷺ للنسوة وهن يغسلن ابنته زينب: اغسلنها ثلاثا أو خمسا أو أكثر من ذلك إن رأيتن ذلك، بماء وسدر، واجعلن في الآخرة كافورا

અર્થ: અલ્લાહના નબી (ﷺ) એ તે સ્ત્રીઓને જે આપ (ﷺ)ની પુત્રી હઝરત ઝયનબ (રદિ.)ને ગુસલ આપી રહી હતી ફરમાવ્યું : ત્રણ અથવા પાંચ વખત અથવા તેનાથી વધુ (એકી સંખ્યામાં) ગુસલ આપવું અને જો યોગ્ય સમજો તો પાણી સાથે બોરડીના પાંદડા પણ મેળવો અને છેલ્લે કાફુર લગાવવું.(બુખારી : ૧/૧૬૭, હદીસ : ૧૨૫૪)

(૩) (હઝરત ઝયનબ (રદિ.)ની વફાત વખતે)આપ(ﷺ)એ (સ્ત્રીઓને સંબોધી) ફરમાવ્યું: ابدأن بميامنها ومواضع الوضوء منها જમણી બાજુથી અને વુઝૂના અંગોથી શરૂઆત કરો. (બુખારી :૧/ ૧૬૭, હદીસ : ૧૨૫૫)

(૪) અલ્લાહના નબી (ﷺ) એ તે સ્ત્રીઓને જે આપ (ﷺ)ની બેટી હઝરત ઝયનબ (રદિ.)ને ગુસલ આપી રહી હતી ફરમાવ્યું: اغسلنها وترا

અર્થ: એકી સંખ્યામાં ગુસલ આપો. (બુખારી:૧/૧૭૬, હદીસ : ૧૨૫૪)

(૫) આપ(ﷺ) એ ફરમાવ્યું : من غسل ميتا فستره ستره الله من الذنوب

અર્થ: જે માણસ મય્યિતને ગુસલ આપે અને તેની (ખામી) છુપાવે તો અલ્લાહ તઆલા તેના ગુનાહોને છુપાવશે. (અલમુઅજમુલકબીર તબરાની:૮/ ૨૮૧, હદીસ:૮૦૭૭)

☛ સમજુતી:ઉલમાએ નોંધ્યું છે કે જો કોઈ માણસ બિદઅત અથવા કોઈ હરામ અને મોટા ગુનાહમાં સંડોવાયેલો હતો અને તે જગ જાહેર હતું, દા.ત. ➲

(૬) મય્યિતને ખુશ્બૂ લગાડવી.

(૭) મય્યિતને સારા કફનમાં કફન આપવું.

(૮)(સહુલત હોય તો) હિબરી (યમન દેશનું પ્રખ્યાત કાપડ) કપડામાં કફન આપવું.

(૯) સફેદ કપડામાં કફન આપવું.

(૧૦) કફનની તંગી વખતે માથાને ઢાંકી લેવું.

---

કોઈ માણસ ગાયક હતો અથવા જાહેરમાં વ્યાજખોર હતો અથવા લોકો ઉપર જુલ્મ આચરતો હતો અને એવા માણસના મૃત્યુ સમયે તેના શરીરમાં કોઈ એવી વસ્તુ નજર આવે, તો તે ન છુપાવે ; બલ્કે તેને જાહેર કરી દે, જેથી લોકો એવા ગુનાહોથી બચે, જ્યારે લોકો સામે આવી વસ્તુ આવશે કે આ આવુ કરતો હતો એટલે આવું થઈ ગયું ; તો તેમને ઈબ્રત થશે.(હદીસ કે ઈસ્લાહી મઝામીન:૧૦/૩૨૧)

(૬) قال النبي ﷺ في الذي مات وهو محرم: لا تحنطوه

અર્થ: આપ (ﷺ) એ તે વ્યકિત વિશે જેનું એહરામની હાલતમાં મૃત્યુ થયું હતું ફરમાવ્યું: તેને ખુશ્બુદાર ન બનાવો(બુખારી:૧/૧૬૯,હદીસ:૧૨૬૫)

આ હદીસથી જાણવા મળ્યું કે જે એહરામની હાલતમાં ન હોય તેને ખુશ્બુદાર બનાવવું જોઈએ.

(૭) આપ(ﷺ)નું ફરમાન છે : إذا كفن أحدكم أخاه فليحسن كفنه

અર્થ: જ્યારે કોઈ પોતાના ભાઈને કફન આપે તો સારા કફનની પસંદગી કરે.(મુસ્લિમ : ૧/૩૦૬, હદીસ :૯૪૩)

(૮) આપ(ﷺ)નું ફરમાન છે : من وجد سعة فليكفن في ثوب حبرة

અર્થ: જેની પાસે ગુંજાઈશ હોય તે હિબરીના કપડામાં કફન આપે.(મુસ્નદે અહમદ : ૨૨/૪૫૧) હદીસ:૧૪૬૦૧)

(૯) આપ(ﷺ)નું ફરમાન છે :

البسوا من ثيابكم البيض ؛ فإنها من خير ثيابكم ، وكفنوا فيها موتاكم

અર્થ: સફેદ કપડા પહેર્યા કરો, કેમકે આ ઉત્તમ કપડા છે, અને તેમાં જ પોતાના મુર્દાઓને કફન આપો.(અબૂદાઉદ:૨/૫૬૨,હદીસ:૪૦૬૧)

(૯) હઝરત ખબ્બાબ (રદિ.) ફરમાવે છે :

فأمرنا النبي ﷺ أن نغطي رأسه (مصعب بن عمير) وأن نجعل على رجليه من الإذخر

અર્થ: અમને આપ (ﷺ) એ હુકમ આપ્યો કે અમે (હઝરત મુસ્અબ બિન ઉમૈરનું)

(૧૧)ગુસલ કરાવનારે ગુસલ કરી લેવું અને જનાઝા ઉઠાવનારાઓનું વુઝૂ હોવું.

## જનાઝા સાથે ચાલવાના આદાબ

(૧) મય્યિતને ઈબ્રતની નજરે જોવું અને મુન્કર નકીરના સવાલોની ચિંતા કરવી. (અલ અદબ ફિદ્દીનઃ૩૬)
(૨) જનાઝાને ઉતાવળે લઈને ચાલો.
(૩) નમ્રતાથી ચાલવું. (અલ અદબ ફિદ્દીનઃ૩૬)
(૪) કોઈ શરીઅત વિરૂધ્ધ બાબત થતી હોય તો જનાઝા સાથે જવું નહી.
(૫) જનાઝાની પાછળ ચાલવું.
(૬) જનાઝા સાથે પગપાળા ચાલવું.

---

માથું ઢાંકી દઈએ અને પગો પર ઈદખિર (એક પ્રકારની ઘાસ) નાંખી દઈએ. (બુખારીઃ ૧/૧૭૦,હદીસઃ ૧૨૭૬)

(૧૧) આપ(ﷺ)નું ફરમાન છેઃ من غسل ميتا فليغتسل، ومن حمله فليتوضأ
અર્થઃ જે વ્યકિત મય્યિતને ગુસલ આપે તે પોતે ગુસલ કરી લે અને જે જનાઝાને ઉઠાવે તે વુઝૂ કરી લે. (અબૂદાઉદઃ૨/૪૫૦,હદીસઃ૩૧૬૧)

(૨) આપ(ﷺ) એ ફરમાવ્યું : أسرعوا بالجناز
અર્થઃ જનાઝાને ઉતાવળથી લઈને ચાલો. (બુખારી :૧/૧૭૬, હદીસ : ૧૩૧૫)

(૪) હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) ફરમાવે છેઃ
نهى رسول الله ﷺ أن تتبع جنازة معها رانة
અર્થઃ અલ્લાહના નબી (ﷺ) એ તે જનાઝાની પાછળ ચાલવાની મનાઈ ફરમાવી છે જેની પાછળ આક્રંદ (જોર જોરથી રડનારી) કરનારી હોય. (ઈબ્ને માજહઃપાન નં. ૧૧૩,હદીસઃ૧૫૮૩)

(૫) હઝરત બરાઅ (રદિ.) ફરમાવે છે : أمرنا باتباع الجنائز
અર્થઃ અલ્લાહના નબી (ﷺ) એ અમને જનાઝાની પાછળ ચાલવાનો હુકમ આપ્યો છે. (બુખારીઃ ૧/૧૬૫, હદીસ :૧૨૩૯)

(૬) હઝરત ષવબાન (રદિ.) ફરમાવે છે :
خرجنا مع رسول الله ﷺ في جنازة فرأى ناسا ركبانا، فقال: ألا تستحيون! أن ملائكة الله على أقدامهم وأنتم على ظهور الدواب

(૭) નજર નીચી રાખીને ચાલવું. (અલ અદબ ફીદીન:૩૬)
(૮) વાતચીત કરવી નહી. (અલ અદબ ફીદીન:૩૬)
(૯) માત્ર પુરુષોએ જ જનાઝો ઉઠાવવો.
(૧૦) જનાઝો (જમીન પર) મુકતા પહેલા બેસવું નહી.
(૧૧) જનાઝાની નમાઝના મોકા પર કબ્રસ્તાનમાં લોકોને(ટુંકમાં) નસીહત કરવી.
(૧૨)ઈમામનું મૃતકની છાતી સામે ઉભા રહેવું.

---

અર્થ: અમે આપ (ﷺ) સાથે એક જનાઝામાં શરીક હતા,આપ(ﷺ)એ અમુક લોકોને સવાર જોયા, તો આપ(ﷺ) એ ફરમાવ્યું : શું તમને શરમ નથી આવતી! કે અલ્લાહના ફરિશ્તા પગપાળા ચાલી રહયા છે અને તમે પશુઓની પીઠ ઉપર સવાર છો. (તિરમિઝી:૧/૧૯૬,હદીસ:૧૦૧૨)

(૯) આપ(ﷺ)નું ફરમાન છે :

અર્થ: إذا وضعت الجنازة واحتملها الرجال على أعناقهم، فإن كانت صالحة قالت: قدموني؛ وإن كانت غير صالحة قالت: ياويلها! أين تذهبون بها

જયારે જનાઝો મુકવામાં આવે અને પુરુષોએ તેને ખભાઓ પર ઉઠાવ્યો હોય, જો (મૃતક) નેક હોય છે તો કહે છે મને આગળ લઈ ચાલો, અને જો નેક નથી હોતો તો કહે છે: ઓહો અફસોસ ! તમે કયા લઈને જાઓ છો ? (બુખારી: ૧/૧૭૫, હદીસ:૧૩૧૪)

(૧૦) આપ(ﷺ)નું ફરમાન છે : إذا اتبعتم جنازة فلا تجلسوا حتى توضع

અર્થ: જયારે તમે જનાઝાની પાછળ ચાલો તો જનાઝો મુકતા પહેલાં બેસો નહી. (મુસ્લિમ : ૧/૩૧૦, હદીસ : ૯૫૯)

(૧૧) قال النبي ﷺ في جنازة في البقيع بعد ماقعد: مامنكم من أحد - أو مامن نفس منفوسة- إلا كتب مكانها من الجنة والنار

અર્થ: આપ(ﷺ)એ જન્નતુલ બકીઅમાં એક જનાઝાના મોકા પર ફરમાવ્યું: તમારામાં થી દરેકની જગ્યા જન્નત અથવા દોઝખમાં લખી દેવામાં આવી છે. (બુખારી : ૧/૧૮૩, હદીસ : ૧૩૬૨)

(૧૨) હઝરત સમુરહ બિન જુન્દુબ (રદિ.) ફરમાવે છે :

صليت وراء النبي ﷺ على امرأة ماتت في نفاسها، فقام عليها وسطها

અર્થ: મે અલ્લાહના નબી (સલ.)ની પાછળ એક સ્ત્રીની ; જેનું પ્રસુતિ વેળાએ

(૧૩) મુકતદીઓની સફો વધુમાં વધુ બનાવવી અને તેમાં એકી સંખ્યાની રિઆયત કરવી.
(૧૪) જનાઝાની નમાઝ પછી તરત કોઈ દુઆ કરવી નહી.
(૧૫) મય્યિતના ઝિમ્મે વાજિબ હકોની અદાયગીમાં ઉતાવળ કરવી.
(અલ અદબ ફીદીન:૩૬)

## દફન કરવાના આદાબ

(૧) જનાઝાની નમાઝ અને દફન કરવામાં હાજર રહેવું.
(૨) જરૂરત વગર રાત્રે દફન કરવું નહી.

---

નિફાસની હાલતમાં મૃત્યુ થયું હતું જનાઝાની નમાઝ એ હાલતમાં પઢી કે આપ (ﷺ) જનાઝાની વચ્ચે ઉભા હતા. (બુખારી:૧/૧૭૭,હદીસ:૧૩૨૨)

(૧૩) આપ(ﷺ)નું ફરમાન છે :

ما من مسلم يموت فيصلي عليه ثلاثة صفوف من المسلمين إلا أوجب، قال: فكان مالك إذا استقلَّ أهل الجنازة جزأهم ثلاثة صفوف للحديث

અર્થ: જે કોઈ મુસલમાન મૃત્યુ પામે અને તેની ઉપર મુસલમાનોની ત્રણ સફો નમાઝ પઢી લે તો તેની ઉપર જન્નત વાજિબ થઈ જાય છે.રિવાયત કરનાર ફરમાવે છે કે જયારે નમાઝ પઢનારા ઓછા હોતા તો માલિક બિન હુબૈરહ(આ રિવાયત કરનાર) આ હદીસને કારણે તેને ત્રણ સફોમાં વહેંચી દેતા હતા. (અબૂદાઉદ: ૨/૪૫૧, હદીસ:૩૧૬૬)

(૧૪) قال الملاعلي القاري: لايدعو للميت بعد صلاة الجنازة؛ لأنه يشبه الزيادة في صلاة الجنازة (મિર્કાતુલ મફાતીહ : ૩/ ૧૨૧૩)

(૧) આપ(ﷺ) એ ફરમાવ્યું :

من شهد الجنازة حتى يصلي فله قيراط، ومن شهد حتى تدفن كان له قيراطان، قيل: وماالقيراطان؟ قال: مثل الجبلين العظيمين

અર્થ: જે માણસ જનાઝાની નમાઝમાં હાજર હોય તેને એક કિરાત (બરાબર) સવાબ મળશે અને જે દફન સુધી હાજર રહે તેને બે કિરાત સવાબ મળશે, પૂછવામાં આવ્યું કે બે કિરાત શું છે? આપ (ﷺ) એ ફરમાવ્યું : બે મોટા પહાડ બરાબર. (બુખારી : ૧/૧૭૭, હદીસ :૧૩૨૫)

(૨) આપ(ﷺ) એ ફરમાવ્યું: لاتدفنوا موتاكم بالليل إلا أن تضطروا

(૩) બગલી કબર ખોદવી.
(૪) કબરને ઊંડી અને પહોળી બનાવવી.
(૫) જરૂર પડયે જો એકથી વધુ લોકોને એક કબરમાં દફન કરવા પડે તો કુર્આને કરીમની વધુ તિલાવત કરનારને પ્રથમ દફન કરો.
(૬) કાચી ઈંટ અને વાંસ વગેરેથી કબરને બંધ કરી દેવી.
(૭)કબરમાં માટી નાંખવાની શરૂઆત માથાથી કરવી.

---

અર્થ: મજબુરી વગર મુર્દાઓને રાત્રે દફન ન કરો. (ઈબ્નેમાજહ:૧૦૯,હદીસ:૧૫૨૧)

(૩) આપ (ﷺ)નું ફરમાન છે: اللحدلنا

અર્થ: બગલી કબર અમારા માટે છે. (અબૂદાઉદ:૨/ ૪૫૮, હદીસ:૩૨૦૮)

(૪) આપ(ﷺ) એ (ઉહુદના શહીદોને દફન કરતા હિદાયત રૂપે) ફરમાવ્યું :

احفروا واعمقوا وأوسعوا

અર્થ: કબરખોદોઅને ઊંડી બનાવો અને પહોળી રાખો. (અબૂદાઉદ:૨/૪૫૮,હદીસ :૩૨૧૫)

(૫) આપ(ﷺ)નું ફરમાન છે:

احفروا واعمقوا وأوسعوا، واجعلوا الرجلين والثلاثة في القبر، قيل: فأيهم؟ يقدم قال: أكثرهم قرآنا

અર્થ: કબર ખોદો અને ઊંડી બનાવો અને પહોળી રાખો અને ત્રણને એક કબરમાં દફન કરો,પૂછવામાં આવ્યું કે તેમાં કોને આગળ કરીએ? આપ(ﷺ) એ ફરમાવ્યું: જે વધારે કુર્આન શરીફ પઢનાર હોય. (અબૂદાઉદ:૨/૪૫૮,હદીસ:૩૨૧૫)

(૬) હઝરત આમીર (રદિ.) ફરમાવે છે :

أن سعد بن أبي وقاص قال في مرضه الذي هلك فيه: الحدوا لي لحداء وانصبوا على اللبن نصباء كما صنع برسول الله ﷺ

અર્થ: (મારા પિતા) સઅદ બિન અબી વક્કાસે પોતાના મૃત્યુ વખતે ફરમાવ્યું : મારા માટે બગલી કબર બનાવવી, ત્યાર બાદ કાચી ઈંટો મુકી દેવી, જેવી રીતે આપ(ﷺ) માટે કરવામાં આવ્યું હતું. (મુસ્લિમ:૧/૩૧૧,હદીસ:૯૬૬)

(૭) હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે :

أن رسول الله ﷺ صلى على جنازة، ثم أتى قبر الميت، فحثى عليه من قِبَل رأسه ثلاثا

અર્થ: અલ્લાહના નબી (ﷺ) એ એક મય્યિત પર જનાઝાની નમાઝ પઢી, પછી કબર પાસે તશરીફ લાવ્યા તો તેમના માથા તરફ ત્રણ વખત માટી નાંખી.

(ઈબ્ને માજહ : પાન નં. ૧૧૨, હદીસ : ૧૫૬૫)

(૮) મય્યિત (કબર) પર ત્રણ ખોબા ભરીને માટી નાખવી.
(૯) મય્યિતને દફન કરતી વખતે આ દુઆ પઢવી.

مِنْهَا خَلَقْنَاكُمْ وَفِيْهَا نُعِيْدُكُمْ وَمِنْهَا نُخْرِجُكُمْ تَارَةً أُخْرٰى ، بِسْمِ اللهِ وَفِيْ سَبِيْلِ اللهِ وَعَلٰى مِلَّةِ رَسُوْلِ اللهِ۔

બીજી દુઆ : بِسْمِ اللهِ وَبِاللهِ وَعَلٰى مِلَّةِ رَسُوْلِ اللهِ

(૧૦) દફન કર્યા પછી કબર પર પાણી છાંટવું.
(૧૧) દફન કર્યા પછી કબર પાસે થોડી વાર થોભવું.

---

(૮) હઝરત જાફર બિન મુહમ્મદ (રહ.) પોતાના પિતાથી મુરસલન નકલ કરે છે:
أن النبي ﷺ حثیٰ علی المیت ثلث حثیات بیدیه جمیعا، وأنه رش علی قبر ابنه إبراهیم
અર્થ: આપ(ﷺ) એ મય્યિત પર પોતાના બંને હાથોથી ત્રણ ખોબા ભરીને માટી નાંખી અને પોતાના પુત્ર ઈબ્રાહીમ (રદિ.)ની કબર પર પાણી છાંટયું.
(મઅરિફતુસ્સુનન વલ્ આષાર :૫ /૩૨૮,હદીસ : ૭૭૧૮)

(૯) હઝરત ઉમામા (રદિ.) ફરમાવે છે :
અર્થ: لما وضعت أم كلثوم بنت رسول الله ﷺ في القبر، قال رسول الله ﷺ : منها خلقناكم وفيها نعيدكم ومنها نخرجكم تارة أخرىٰ، بسم الله وفي سبيل الله وعلى ملة رسول الله
જયારે આપ(ﷺ)ની બેટી ઉમ્મે કુલ્સુમ(રદિ.) ને કબરમાં મુકયા તો આપ (ﷺ) એ ફરમાવ્યું مِنْهَا خَلَقْنَاكُمْ (અંત સુધી) (મુસ્તદરક :૨/૪૧૧,હદીસ: ૩૪૩૫)
પહેલા ખોબામાં مِنْهَا خَلَقْنَاكُمْ બીજી વખતે وَفِيْهَا نُعِيْدُكُمْ અને ત્રીજી વખતે وَمِنْهَا نُخْرِجُكُمْ تَارَةً أُخْرٰى પઢવું. (મઝાહિરે હક:૨/૫૦૭)

☛ હઝરત અબૂ ખાલિદ (રદિ.) ફરમાવે છે :
અર્થ: أن النبي ﷺ إذا وضع الميت في لحده قال: بسم الله ، وبالله ، وعلى ملة رسول الله
આપ(ﷺ) જયારે મય્યિતને કબ્રમાં મુકતા તો આ દુઆ પઢતા : بِسْمِ اللهِ (અંત સુધી) (તિરમિઝી:૧/૨૦૨, હદીસ : ૧૦૪૬)
(૧૦) બાવન (૫૨) નંબરનો હાસિયો જુઓ.
(૧૧) قال عمرو بن العاص: إذا دفنتموني فسنوا علی التراب سنا، ثم أقيموا حول قبري قدر ما تنحر جزور ويقسم لحمها، حتیٰ أستأنس بكم، وأنظر ماذا أراجع به رسل ربي

(૧૨) દફન કર્યા પછી મય્યિત માટે ઈસ્તિગ્ફાર અને મુન્કર નકીરના સવાલોમાં અડગતા માટે દુઆ કરવી.

(૧૩) મય્યિતને દફનાવ્યા પછી તેના માથા બાજુ સૂરએ બકરહની શરૂઆતની આયતો( الم થી مفلحون સુધી) અને પગ તરફ છેલ્લી આયતો (آمن الرسول થી સૂરતના અંત સુધી) પઢવું.

❋ **મસ્અલો:**મય્યિતને કોઈ કારણસર કબરથી કાઢી બીજી જગ્યાએ લઈ જવું જાઈઝ છે.

---

**અર્થ:**અર્થ: હઝરત અમ્ર બિન આસ (રદિ.)(નું જયારે મૃત્યુ થવા લાગ્યું તો મૃત્યુ પહેલા તેમણે)વસિય્યત ફરમાવી હતી કે જયારે તમે મને દફન કરી દો તો મારી કબર નજીક એટલી વાર રોકાણ કરવું જેટલી વારમાં એક ઊંટને ઝબહ કરીને તેનું ગોશ્ત વહેંચી શકાય તેથી હું તમારાથી લગાવ કરી શકું અને હું જાણી લઉં કે અલ્લાહના મોકલેલ (ફરિશતાઓ)ને હું શું જવાબ આપું છું.(મુસ્લિમ: ૧/૭૬, હદીસ:૧૨૧)

(૧૨) હઝરત ઉસ્માન બિન અફ્ફાન (રદિ.) ફરમાવે છે:

كان النبي ﷺ إذا فرغ من دفن الميت وقف عليه ، فقال: استغفروا لأخيكم واسألوا له التثبيت ؛ فإنه الآن يسأل

**અર્થ:** આપ(ﷺ) જયારે મય્યિતને દફનાવી પરવારતા તો ત્યાં જ ઊભા રહેતા અને ફરમાવતા:પોતાના ભાઈ માટે મગફિરતની દુઆ કરો અને કદમ અડગ રહેવાની દુઆ કરો, એટલા માટે કે હમણાં તેમનાથી સવાલ થશે.(અબૂદાઉદ: ૨/ ૪૫૯, હદીસ:૩૨૨૧)

(૧૩) આપ(ﷺ) એ ફરમાવ્યું :

وليقرأ عند رأسه بفاتحة الكتاب، وعند رجليه بخاتمة البقرة في قبره

**અર્થ:** અને મય્યિતના માથા બાજુ સૂરએ ફાતિહા અને પગ તરફ સૂરએ બકરહનો છેલ્લો ભાગ પઢવામાં આવે.(તબરાની:૧૪/૪૪ હદીસ: ૧૩૬૧૩)

**અર્થ:** હઝરત જાબિર (રદિ.) પોતાના પિતા વિશે ફરમાવે છે, તેમની કબરમાં એક બીજા સહાબીને પણ દફન કરવામાં આવ્યા, પછી મને યોગ્ય ન લાગ્યું કે તેમને બીજા માણસની સાથે એક કબરમાં રહેવા દઉં, એટલે મેં તેમને છ મહિના પછી કબરમાંથી કાઢયા અને એક બીજી રિવાયતમાં છે :મેં તેમને અલગ કબ્રમાં દફન કરી દીધા. (બુખારી : ૧/૧૮૦, હદીસ : ૧૩૫૧, ૧૩૫૨)

# કબ્રસ્તાનના આદાબ

(૧) અવાર નવાર કબ્રસ્તાન જવું.

(૨) કબ્રસ્તાન પહોંચવા પર આ દુઆ પઢવી.

اَلسَّلَامُ عَلَيْكُمْ يَا أَهْلَ الْقُبُوْرِ! يَغْفِرُ اللّٰهُ لَنَا وَلَكُمْ، أَنْتُمْ سَلَفُنَا وَنَحْنُ بِالْأَثَرِ

(૩) મુર્દાઓને ઈસાલે ષવાબ પહોંચાડવું.

---

(૧) આપ(ﷺ)એ ફરમાવ્યું : زوروا القبور؛ فإنها تُذكّركم الآخرة

અર્થ: કબ્રોની ઝિયારત કરતા રહો; કેમકે એ તમને આખિરતની યાદ અપાવે છે. (ઈબ્ને માજહ :પાન નં. ૧૧૨, હદીસ : ૧૫૬૯)

(૨) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે :

مر رسول الله ﷺ بقبور المدينة فأقبل عليهم بوجهه، فقال: السلام عليكم يا أهل القبور! يغفر الله لنا ولكم، أنتم سلفنا ونحن بالأثر

અર્થ: અલ્લાહના નબી (ﷺ) મદીનાના કબ્રસ્તાન પાસેથી પસાર થયા, તો આપ (ﷺ)એ તેની તરફ મોઢુ કરીને ફરમાવ્યું : السلام عليكم (અંત સુધી) હે કબ્રસ્તાન વાળાઓ ! તમારી ઉપર સલામતી થાય. અલ્લાહ અમારી અને તમારી મગફિરત કરે, તમે અમારાથી પહેલા જતા રહયા અને અમે તમારી પાછળ આવી રહયા છે. (તિરમિઝી : ૧/૨૦૩, હદીસ : ૧૦૫૩)

(૩) કબ્રસ્તાનમાં દાખલ થતા જ બધા લોકો માટે ઈસાલે ષવાબનો પ્રબંધ કરવો, આ વિશે અલ્લામા શામી (રહ.)એ પોતાની કિતાબમાં વર્ણન કર્યુ છે કે વ્યકિત કબ્રસ્તાનમાં દાખલ થયા પછી સૂરએ ફાતિહા, સૂરએ બકરહની શરૂઆત الم થી مفلحون સુધી, આયતુલ કુર્સી, સૂરએ બકરહનો આખિર એટલે آمن الرسول થી સૂરતના અંત સુધી, સૂરએ યાસીન, સૂરએ તબારક, સૂરએ તકાષૂર, સૂરએ ઈખ્લાસ બાર વાર અથવા અગિયાર અથવા સાત અથવા ત્રણ વાર પઢે. (શામી : ૧/૬૬૬)

☛ આ બધુ પઢીને તેનો ષવાબ બધા મુર્દાઓને પહોંચાડી દે, તો તે કબ્રસ્તાનમાં જેટલા પણ મુર્દા છે તેના બરાબર તે પઢનારને પણ સવાબ મળશે, એટલા માટે જેવો મોકો અને સમય હોય તે પ્રમાણે પઢે, જો સમય છે તો બધા માટે અલગ અલગ ઈસાલે ષવાબનો પ્રબંધ કરવામાં આવે. (હદીસકે ઈસ્લાહી મઝામીનઃ૮ / ૨૨૩)

(૪) કબર પર ચાલવું નહી.
(૫) કાફિરની કબર પાસેથી પસાર થાવ તો તેને જહન્નમની "ખુશ ખબરી" આપવી.
(૬) કબરો ઉપર બેસવું નહી અને ન તો કબ્રોને પાકી બનાવવી.
(૭) કબરો તરફ રૂખ(ચહેરો) કરી નમાઝ પઢવી નહી.
※ નોંધ: ઔરતોએ કબ્રસ્તાન જવું નહી.

---

(૪) આપ(ﷺ)નું ફરમાન છે :

لأن يجلس أحدكم على جمرة فتحرق ثيـابه ، فتخلص إلى جلده خير له من أن يجلس (وفي رواية: يطأ)على قبر

અર્થ: તમારામાંથી કોઈ આગના અંગારા પર બેસે જેનાથી તેના કપડાં સળગી જાય અને તે આગ શરીર સુધી પહોંચી જાય આ ઉત્તમ છે તેનાથી કે તે કોઈ કબર પર બેસે.(અને એક રિવાયતમાં છે કે ઓળંગે–તેના ઉપરથી પસાર થાય)(મુસ્લિમ: ૧/૩૧૨, હદીસ : ૯૭૧)

(૫) આપ(ﷺ)નું ફરમાન છે : حيثما مررت بقبر كافرمشرك فبشره بالنار

અર્થ: આપ (ﷺ)એ (એક ગામડિયાથી જયારે કે તેને પોતાના પિતા વિશે પૂછયું) ફરમાવ્યું જયારે પણ તુ કોઈ કાફિરની કબર પરથી પસાર થાય તો તેને જહન્નમની ખુશખબરી આપ.(ઈબ્ને માજહ:પાન નં.૧૧૩, હદીસ : ૧૫૭૩)

(૬) હઝરત જાબિર (રદિ.) ફરમાવે છે :

نهىٰ رسول الله ﷺ أن يجصص القبر، وأن يقعد عليه وأن يبنىٰ عليه

અર્થ: અલ્લાહના નબી (ﷺ) એ કબ્રોને પાકી(ચણતરવાળી) બનાવવાની અને તેના ઉપર બેસવાની અને તેની ઉપર બાંધકામ કરવાની મનાઈ ફરમાવી છે.(મુસ્લિમ: ૧/ ૩૧૨, હદીસ : ૯૭૦)

(૭) આપ (ﷺ)એ ફરમાવ્યું : لا تجلسوا على القبور ولا تصلوا إليها

અર્થ: કબર પર બેસો નહી અને ન તેની તરફ (મોઢું કરીને) નમાઝ પઢો.(મુસ્લિમ : ૧/ ૩૧૨, હદીસ : ૯૭૨)

※ આપ(ﷺ) એ ફરમાવ્યું : لعن الله زوارات القبور

અર્થ: અલ્લાહ તઆલા કબરોની ઝિયારત કરનારી સ્ત્રીઓ પર લા'નત ફરમાવે છે. (ઈબ્ને માજહ :પાન નં. ૧૧૩, હદીસ : ૧૫૭૪)

સમજુતી: કેટલાક ઉલમાએ કિરામે તેને હરામ ફરમાવ્યું છે, એટલા

# ઝકાત અને સદકાના આદાબ

## સદકો આપનારા માટે આદાબ

(૧) નિખાલસતા – ઈખ્લાસ સહિત સદકો આપવો.

(૨) જો કોઈ મસ્લીહત ન હોય તો સામાન્ય સ્થિતિઓમાં છુપાવીને સદકો કરવો.

---

માટે કે સામાન્ય રીતે જયારે સ્ત્રીઓ કબર પર જાય છે તો કોઈ સગા – સંબંધીની કબર હોય છે તો આક્રંદ કરશે, રડશે, હાલાંકે રડવાની મનાઈ ફરમાવી છે અને આક્રંદ કરવું હરામ છે અને જો અલ્લાહના નેક બંદાની અને બુઝુર્ગોની કબ્ર હશે તો ઈબાદતમાં પડી જશે, તેનાથી જરૂરતો માંગશે; એટલા માટે મનાઈ ફરમાવી છે કે સ્ત્રીઓએ કબ્રસ્તાન જવું જોઈએ નહી. (હદીસ કે ઈસ્લાહી મઝામીન : ૧૦/૩૨૪)

(૧) આપ (ﷺ)નું ફરમાન છે :

إن أول الناس يقضىٰ عليهم يوم القيامة .... ورجل وسع الله عليه (إلىٰ أن قال:) قال: كذبت، ولكنك فعلت ليقال: "هو جواد"، فقد قيل، ثم أمر به فسحب به علىٰ وجهه، ثم ألقي في النار

**અર્થ:** કિયામતના દિવસે જે લોકો વિરૂદ્ધ સૌથી પહેલો ફેસલો થશે... (તેમાંથી) એક તે વ્યકિત હશે જેને અલ્લાહે ખૂબ માલ આપ્યો હશે... અલ્લાહ તઆલા ફરમાવશે કે તુ જુઠુ બોલ્યો, તે સદકો એટલા માટે કર્યો હતો કે લોકો તને દાનવીર કહે, માટે કહેવાય ગયું પછી તેને હુકમ આપવામાં આવશે અને તેને ઊંધા મોઢે જહન્નમ માં પધરાવી દેવામાં આવશે. (મુસ્લિમ:૨/૧૪૦, હદીસ:૧૯૦૫)

(૨) આપ (ﷺ) એ ફરમાવ્યું :

سبعة يظلهم الله في ظله يوم لا ظل إلا ظله (وعدّ منها) : ورجل تصدق بصدقة فأخفاها حتى لاتعلم شماله ما تنفق يمينه

**અર્થ:** સાત પ્રકારના લોકોને અલ્લાહ પોતાના (અર્શ)ના છાંયડામાં એવા દિવસે રાખશે જયારે તે છાંયડા સિવાય બીજો કોઈ છાંયડો ન હશે, (તેમાંથી એક) તે વ્યકિત પણ છે જેણે એટલી છાની રીતે સદકો કર્યો કે તેના ડાબા હાથને પણ ખબર નથી કે જમણા હાથે શું ખર્ચ કર્યુ. (બુખારી:૧/૯૧, હદીસ:૬૬૦)

(૩) ઝકાત – સદકા વગેરેના મસ્અલા જાણવા.
(૪)ઝકાત વાજિબ થયા પછી મોડું કરવું નહી.(ફઝાઈલે સદકાત :૨૬૧)
(૫) ઝકાતને નફિલ સદકાથી પહેલાં અદા કરવી.
(૬) હલાલ માલથી સદકો આપવો.
(૭) શ્રેષ્ઠ માલમાંથી સદકો આપવો.
(૮)પોતાની મનપસંદ વસ્તુનો સદકો કરવો.
(૯)જરૂરતમંદ સંબંધીઓને પહેલાં આપવું.

---

(૩) આપ(ﷺ) એ ફરમાવ્યું : طلب العلم فريضة على كل مسلم
અર્થ: ઈલ્મ શીખવું દરેક મુસલમાન પર ફર્ઝ છે. (ઈબ્નેમાજહ:૪૦,હદીસ:૨૨૪)
(૫) આપ (ﷺ) એ ફરમાવ્યું :
وماتقرب إلي عبدي بشيء أحب إلي مما افترضته عليه
અર્થ: (અલ્લાહ ફરમાવે છે:) અને બંદો મારાથી નજીક ફર્ઝ વસ્તુ સિવાય કોઈ વસ્તુથી નિકટ થતો નથી જે મને પસંદ છે.(બુખારી : ૨/૯૬૨,હદીસ : ૬૫૦૨)
(૬) આપ (ﷺ) નું ફરમાન છે :
અર્થ: અને અલ્લાહ તઆલા પવિત્ર માલને જ સ્વીકારે છે.
(તિરમિઝી: ૧/૧૪૪, હદીસ : ૬૬૧)
(૭) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :
﴿يٰأَيُّهَا الَّذِيْنَ آمَنُوْا أَنْفِقُوْا مِنْ طَيِّبٰتِ مَا كَسَبْتُمْ وَمِمَّا أَخْرَجْنَا لَكُمْ مِّنَ الْأَرْضِ وَلَا تَيَمَّمُوا الْخَبِيْثَ مِنْهُ تُنْفِقُوْنَ وَلَسْتُمْ بِآخِذِيْهِ إِلَّا أَنْ تُغْمِضُوْا فِيْهِ﴾
અર્થ: હે ઈમાનવાળાઓ! જે કઈ તમે કમાયું અને જે પેદાવાર અમોએ તમારા માટે જમીનથી કાઢી છે, તેની સારી વસ્તુઓનો એક ભાગ (અલ્લાહના માર્ગમાં) ખર્ચ કરો અને એ નિય્યત ન રાખો કે બસ આવી ખરાબ પ્રકારની વસ્તુઓ (અલ્લાહના નામ પર) આપ્યા કરીશું જે (જો કોઈ બીજો તમને આપે તો નફરતથી) તમે તેને આંખો બંધ કર્યા વગર ન લઈ શકો.(સૂરએ બકરહ: ૨૬૭)
(૮) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿لَنْ تَنَالُوا الْبِرَّ حَتّٰى تُنْفِقُوْا مِمَّا تُحِبُّوْنَ﴾
અર્થ: તમે નેકીના દરજા સુધી ત્યાં સુધી નહી પહોંચો જયાં સુધી તે વસ્તુઓને (અલ્લાહ માટે) ખર્ચ ન કરી દો જે તમને પસંદ હોય.(સૂરએ આલિ ઈમરાન :૯૨)
(૯) આપ(ﷺ) નું ફરમાન છે :
الصدقة على المسكين صدقة، وهي على ذي الرحم اثنتان: صدقة وصلة

(૧૦) જરૂરતમંદોને શોધીને તેમની જરૂરતો પુરી કરવી.
(૧૧) માંગનાર સાથે નરમીનો વ્યવહાર કરવો. (અલ્ અદબ ફીદીન:૪૮)
(૧૨) માંગનારના આવવાથી ખુશ થવું. (રૂહુલ મઆની:૩૦/૧૬૪)
(૧૩) માંગનારને ખાલી હાથે પરત કરવો નહી.
(૧૪) આપવા માટે કંઈ જ ન હોય તો ખુશઅખ્લાકી(સારી રીતભાત)થી પરત કરી દેવો.

---

અર્થ: ગરીબ (મિસ્કીન)ને સદકો આપવો એક જ સવાબ અને સંબંધીઓને સદકો આપવાનો બમણો સવાબ છે; સદકો અને સિલા રહમીનો. (તિરમિઝી:૧/૧૪૨ હદીસ :૬૫૮)

لاتقبل صدقة الرجل وقرابته محاريج حتى يبدأ بهم فيسد حاجتهم

અર્થ: શેખ અબૂ હફસ કબીર(રહ.) ફરમાવે છે: માનવીના સગા–સંબંધીઓ જરૂરતમંદ હોય તો તેનો બીજાઓ પર સદકો કરવો કબૂલ થતો નથી અહિંયા સુધી કે સંબંધીઓની જરૂરત પહેલા પુરી કરે નહી. (નૂરૂલ ઈઝાહ:પાન નં.૨૭૧)

(૧૦) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿وَفِيْٓ اَمْوَالِهِمْ حَقٌّ لِّلسَّآئِلِ وَالْمَحْرُوْمِ﴾

અર્થ: અને તેમના માલમા ભિક્ષુક તથા (બિનસવાલી) નિરાધારોનો ભાગ હતો. (મહરૂમથી મુરાદ જેઓ જરૂરતમંદ હોવા છતા કોઈની પાસે માંગતા નથી. (સૂરએ ઝારિયાત: (૧૯)

(૧૩) وكانت ممن بايع رسول الله ﷺ: يا رسول الله! إن المسكين ليقوم على بابي فما أجد له شيئا أعطيه إياه، فقال لها رسول الله ﷺ: إن لم تجدي له شيئا تعطيه إياه إلا ظلفا محرقا فادفعيه إليه في يده

અર્થ: ઉમ્મે બજીદ (જેમણે અલ્લાહના રસૂલ (ﷺ) ના હાથ ઉપર બયઅત કરેલી હતી) અલ્લાહના રસૂલ(ﷺ)ને પૂછયું મારા દરવાજા પર ગરીબ(મિસ્કીન) ઊભો રહે છે અને હું તેમને આપવા માટે પોતાની પાસે કોઈ વસ્તુ નથી જોતી, એટલે એવા સમયે શું હુકમ છે ? આપ(ﷺ)એ ફરમાવ્યું : જો આપવા માટે કંઈ ન હોય માત્ર શેકેલી ખળી તો તે જ તેને આપી દો (એટલે સામાન્ય વસ્તુ પણ સદકો કરી દો. (તિરમિઝી:૧/૧૪૪, હદીસ : ૬૬૫)

(૧૪) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : وَاَمَّا السَّآئِلَ فَلَا تَنْهَرْ

અર્થ: અને માંગનારને ધુત્કારશો નહિ. (સૂ. ઝુહા: ૧૦)

(૧૫) જે માણસ અલ્લાહનો વાસ્તો આપી સવાલ કરે તેને કંઈને કઈ આપવું.
(૧૬) સદકો આપીને એહસાન જતાવવું નહી અને તકલીફ ન આપવી.
(૧૭) સદકો પરત લેવો નહી.

## સદકો લેનાર માટે આદાબ

(૧) કોઈ પાસે માંગવાને બદલે મહેનત મજુરી કરીને ખાવું.
(૨) જરૂરત વગર માંગવાની આદત ન બનાવવી.

---

(૧૫) આપ(ﷺ) નું ફરમાન છે : من سأل بالله فأعطوه
અર્થ: જે માણસ અલ્લાહના નામ પર માંગે તેને આપો. (અબૂદાઉદ:૧/૨૩૫,હદીસ:૧૬૭૨)
(૧૬) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :
﴿يَٰٓأَيُّهَا ٱلَّذِينَ ءَامَنُوا۟ لَا تُبْطِلُوا۟ صَدَقَٰتِكُم بِٱلْمَنِّ وَٱلْأَذَىٰ﴾
અર્થ: હે ઈમાનવાળાઓ ! પોતાની ખયરાતને ઉપકાર જતાવી અથવા ઈજા પહોંચાડી બરબાદ કરો નહિ. (સૂ. બકરહ: ૨૬૪)
(૧૭) આપ (ﷺ) એ ફરમાવ્યું :
مثل الذي يتصدق ثم يرجع في صدقته كمثل الكلب يقيء ثم يعود في قيئه فيأكله
અર્થ: જે માણસ સદકો આપીને પરત લે છે, તેનું ઉદાહરણ કુતરા જેવું છે જે ઉલટી કરે છે અને પછી પાછો ઉલ્ટી પાસે જાય છે અને તેને ખાય છે. (મુસ્લિમ: ૨/૩૬,હદીષ : (૧૬૬૨)
(૧) આપ (ﷺ) નું ફરમાન છે :
والذي نفسي بيده لأن يأخذ أحدكم حبله، فيحتطب على ظهره خير له من أن يأتي رجلا، فيسأله أعطاه أو منعه
અર્થ: એ જાતની કસમ જેના કબજામાં મારા પ્રાણ છે કે તમારામાંથી કોઈ પોતાનું દોરડું લે અને પોતાની પીઠ પર લાકડીઓની ગાંસડી લાવે, એ તેના માટે ઉત્તમ છે એનાથી કે કોઈનાથી માંગતો ફરે, કારણ કે (શકય છે કે તે) આપે અથવા મના કરી દે. (બુખારી :૧/૧૯૯, હદીસ : ૧૪૭૦)
(૨) આપ (ﷺ) નું ફરમાન છે :
ما يزال الرجل يسأل الناس حتى يأتي يوم القيامة ليس في وجهه مزعة لحم
અર્થ: વ્યકિત ભીખ માંગતો રહે છે અહીંયા સુધી કે કિયામતના દિવસે તેના ચહેરા પર થોડું પણ માંસ નહી હોય. (બુખારી: ૧/૧૯૯, હદીસ : ૧૪૭૪)

(૩) માંગનારે અલ્લાહના નામ પર માંગવું નહી,(કેમકે સવાલ કર્યો અને કંઈ ન મળ્યું તો અલ્લાહ તઆલાના નામની બે અદબી થશે.

(૪)પોતાની જરૂરતને સાચી રીતે બયાન કરવી.(અલ અદબ ફીદીન:૫૦)

(૫) નમ્રતાથી સવાલ કરવો.(માંગવું)(અલ અદબ ફીદીન:૫૦)

(૬) જો તે કારણ બતાવે તો તેના કારણને માન્ય રાખીને પાછા જતુ રહેવું અને માંગવામાં બળજબરી કરવી નહી.(અલ અદબ ફીદીન:૫૦)

(૭) જે કઈ આપવામાં આવે તેને આભાર વ્યકત કરી લેવું જોઈએ ઓછુ કેમ ન હોય.(અલ અદબ ફીદીન:૫૦)

(૮) આપનારને દુઆ આપવી.(અલ અદબ ફીદીન:૫૦)



---

(૩) આપ (ﷺ) નું ફરમાન છે : لا يسأل بوجه الله إلا الجنة
અર્થ: અલ્લાહ તઆલાના વસીલાથી જન્નત સિવાય કઈ ન માંગવું જોઈએ.(અબૂદાવૂદ: ૧/૨૩૫, હદીસ : ૧૬૭૧)

# રમઝાનુલ મુબારકના આદાબ

(૧) ઉત્સાહ અને આતુરતા સહિત રમઝાનુલ મુબારકની રાહ જોવી.
(૨) રમઝાન માટે શા'બાનના ચાંદની ગણત્રી કરવી.
(૩) ચાંદ જોઈને આ દુઆ પઢવી.

اَللّٰهُمَّ أَهِلَّه عَلَيْنَا بِالْيُمْنِ وَالْإِيْمَانِ، وَالسَّلَامَةِ وَالْإِسْلَامِ، رَبِّيْ وَرَبُّكَ الله

(૪) પોતાના હાથ હેઠળના લોકો સાથે ખૂબ જ નરમી અને સહાનુભૂતિનો વ્યવહાર કરવો.

※ **નોંધ:** આ અદબ દરેક વખતે જરૂરી છે, પરંતુ રમઝાનુલ મુબારકમાં તેનો વિશેષ પ્રબંધ કરવો.

---

(૧) આપ(ﷺ)નું ફરમાન છે : اللّٰهُمَّ بـارك لنا في رجب وشعبـان وبلغنا رمضان

**અર્થ:** હે અલ્લાહ ! અમારા માટે રજબ અને શા'બાનમાં બરકત નસીબ ફરમાવ અને અમને રમઝાન સુધી પહોંચાડી દે. (મુસ્નદે બઝ્ઝાર:૧૩/૧૧૭,હદીસ:૬૪૯૨)

(૨) આપ(ﷺ)નું ફરમાન છે : أحصوا هلال شعبان لرمضان

**અર્થ:** શાબાનના ચાંદને રમઝાન માટે ગણો. (તિરમિઝી:૧/૧૪૮,હદીસ:૬૮૭)

(૩) હઝરત તલ્હા બિન ઉબૈદુલ્લાહ (રદિ.) ફરમાવે છે :

أن النبي ﷺ كان إذا رأى الهلال قال: اللّٰهُمَّ أهِلَّه علينا باليمن والإيمان، والسلامة والإسلام، ربي وربك الله

**અર્થ:** આપ(ﷺ) જયારે ચાંદ જોતા તો આ દુઆ પઢતા, اَللّٰهُمَّ أَهِلَّه (અંત સુધી)" હે અલ્લાહ ! નવા ચાંદને અમારા માટે બરકત, ઈમાન, સલામતી અને ઈસ્લામ સાથે પ્રગટ ફરમાવ. (હે ચાંદ!) મારો અને તારો પરવરદિગાર અલ્લાહ છે. (તિરમિઝી: ૨/૧૮૩, હદીસ : ૩૪૫૧)

※ આપ(ﷺ)નું રમઝાન વિશે ફરમાન છે :

مَن خفّف عن مملوكه فيه، غفر الله له وأعتقه من النار

**અર્થ:** જે વ્યકિત આ મહિનામાં પોતાના ગુલામ – નોકરના બોજને હલ્કો કરી દે, હક તઆલા તેની મગફિરત ફરમાવી દે છે અને તેને આગથી છુટકારો આપી દે છે. (સહીહ ઈબ્ને ખુઝયમહ: ૩/૧૯૧, હદીસ : ૧૮૮૭)

(૫) રમઝાનમાં સદકા – ખૈરાતમાં વધારો કરવો.
(૬) રમઝાનુલ મુબારકની રાતોમાં કલિમએ તય્યિબહ, ઈસ્તિગ્ફાર વધુ પ્રમાણમાં પઢવું અને જન્નતની માંગણી કરવી અને જહન્નમથી પનાહ માંગવી.
(૭) રમઝાનની રાતોમાં ખાસ કરીને છેલ્લા દસ દિવસોમાં વધુ પ્રમાણમાં ઈબાદતનો એહતિમામ કરવો.



---

(૫) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે:
كان النبي ﷺ أجودالناس بالخير، وكان أجود مايكون في رمضان حين يلقاه جبرئيل .... فإذا لقيه جبرئيل كان أجود بالخير من الريح المرسلة
**અર્થ:** આપ(ﷺ) લોકોમાં સૌથી વધુ દાનવીર હતા અને આપ રમઝાનમાં તે વખતે ઘણા દાનવીર થઈ જતા જયારે આપથી હઝરત જિબ્રઈલ (અલૈ.) મુલાકાત કરતા.અને જયારે હઝરત જિબ્રઈલ (અલૈ.) આપથી મુલાકાત કરતા તો આપ ઝડપી પવનથી પણ વધુ દાનવીર થઈ જતા.(બુખારી:૧/૨૫૫, હદીસ:૧૯૦૨)
(૬) આપ(ﷺ) એ (રમઝાન વિશે) ઈર્શાદ ફરમાવ્યો :
واستكثروا فيه من أربع خصال : فشهادة أن لا إله إلا الله وتستغفرونه.... فتسئلون الله الجنة وتعوذون به من النار
**અર્થ:** અને ચાર વસ્તુઓને વધુ પ્રમાણમાં કરતા રહો કલિમએ તય્યિબહ અને ઈસ્તિગ્ફારની કસરત કરો,...જન્નતની તલબ–ઝંખના કરો અને આગથી પનાહ માંગો. (સહીહ ઈબ્ને ખુઝયમા:૩/૧૯૧,હદીસ:૧૮૮૭)
(૭) હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે :
كان النبي ﷺ إذا دخل العشر شد مئزره، وأحيى ليله، وأيقظ أهله
**અર્થ:** જયારે રમઝાનના છેલ્લા દિવસો શરૂ થઈ જતા તો આપ (ﷺ)પોતાની લુંગી મજબુત બાંધી લેતા અને પોતે પણ રાત્રે જાગતા અને પોતાના ઘરવાળાઓને પણ જગાડતા હતા.(બુખારી:૧/૨૭૧, હદીસ: ૨૦૨૪)

# રોઝાના આદાબ

(૧) અલ્લાહ ખાતર રોઝા રાખવા.
(૨) શકિત પ્રમાણે વધુ માત્રામાં નફિલ રોઝા રાખવા.
(૩) સૌમે વિસાલ (વિના ઈફતારે સતત રોઝા) ન રાખવા.
(૪) ફઝિલતવંત દિવસે (દા.ત. શવ્વાલના છ રોઝા, દસમી મુહર્રમ, ઝીલહજના દસ દિવસો, મહીનામાં ૧૩,૧૪,૧૫ તારીખ વગેરે) ના રોઝા) રાખવા.

---

(૧) આપ (ﷺ)નું ફરમાન છે :

અર્થ: من صام رمضان إيمانا واحتسابا غفر له ماتقدم من ذنبه

જે વ્યકિતએ ઈમાન અને સવાબની ઉમ્મીદથી રોઝા રાખ્યા તેના આગલા તમામ ગુનાહ માફ થઈ જશે. (બુખારી:૧/૧૦, હદીસઃ ૩૮)

(૨) આપ (ﷺ)નું ફરમાન છે :

અર્થ: من صام رمضان ثم أتبعه ستا من شوال، كان كصيام الدهر

સૌમે વિસાલ રાખવાથી બચો. (બુખારી :૧/૨૬૪, હદીસ:૧૯૬૬)

(૩) આપ (ﷺ) એ ફરમાવ્યું :

અર્થ: અર્થ :જે વ્યકિતએ રમઝાનના રોઝા રાખ્યા, પછી ત્યાર બાદ શવ્વાલના છ રોઝા રાખ્યા તો તે એવો છે જેમકે આખા વર્ષના રોઝા રાખ્યા. (આખી જિંદગી રોઝા રાખવા સમાન છે ) (મુસ્લિમ:૧/૩૬૯,હદીસ: ૧૧૬૪)

☛ આપ (ﷺ) નું ફરમાન છે :

تعرض الأعمال يوم الاثنين والخميس، فأحب أن يعرض عملي وأنا صائم

અર્થ: બંદાઓના આ'માલ સોમવાર અને ગુરૂવારે (અલ્લાહના દરબારમાં રજુ કરવામાં આવે છે, એટલા માટે હું પસંદ કરું છું કે મારા આ'માલ એવી હાલતમાં રજુ થાય કે હું રોઝદાર હોઉં. (તિરમિઝી:૧/૧૫૭,હદીસ:૭૪૭)

☛ આપ(ﷺ)નું ફરમાન છે: صُمْ من كل شهر ثلاثة أيام، فذلك صوم الدهر
મહીનાના ત્રણ રોઝા રાખવા એ હમેશાં રોઝા રાખવા બરાબર છે. (મુસ્લિમ: ૧/૩૬૭, હદીસ : ૧૧૫૯)

☛ હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે : صيام ثلاثة أيام من كل شهر

(૫) સ્ત્રીઓએ પોતાના પતિની પરવાનગી વિના નફિલ રોઝા રાખવા નહી.
(૬) સેહરી ખાવી. ( ભલે એક ઘુંટડો પાણી જ હોય)

---

અર્થ: મને મારા મેહબૂબ (ﷺ) એ ત્રણ વસ્તુઓની વસિય્યત કરી(તેમાંથીએક એ છે) કે હું દર મહીને ત્રણ દિવસ(૧૩,૧૪,૧૫ મા ચાંદના) રોઝા રાખું. (બુખારી : ૧/૨૬૬, હદીસ : ૧૯૮૧)

☛ આપ (ﷺ)એ ફરમાવ્યું :

ما من أيام أحب إلى الله أن يتعبد له فيها من عشر ذي الحجة، يعدل صيام كل يوم منها بصيام سنة، وقيام كل ليلة منها بقيام ليلة القدر

અર્થ: કોઈ પણ દિવસે ઈબાદત કરવી અલ્લાહ તઆલાને ત્યાં એટલી પ્રિય નથી જેટલી ઝિલહજમાં ઈબાદત કરવી પ્રિય છે(એટલે આ દિવસોમાં ઈબાદત અલ્લાહ તઆલાને બીજા દિવસોની ઈબાદત કરતા વધારે પ્રિય છે.) આ દસ દિવસમાં દરેક રોઝો વર્ષભરના રોઝા બરાબર છે અને તેની દરેક રાતની ઈબાદત શબેકદ્રની ઈબાદત બરાબર છે.(તિરમિઝી: ૧/૧૫૮,હદીસ: ૭૫૮)

☛ આપ (ﷺ)એ ફરમાવ્યું :

صيام يوم عرفة أحتسب على الله أن يكفر السنة التي قبله والسنة التي بعده، وصيام يوم عاشوراء أحتسب على الله أن يكفر السنة التي قبله

અર્થ: અરફાના દિવસના રોઝા વિશે હું અલ્લાહ તઆલાથી ઉમ્મીદ રાખું છું, કે તે એક વર્ષ પહેલાના અને એક વર્ષ પછીના ગુનાહોને માફ કરશે અને આશુરાના રોઝા વિશે હું અલ્લાહ તઆલાથી ઉમ્મીદ રાખું છું કે તે એક વર્ષ પહેલાના ગુનાહોને માફ કરી દેશે.(મુસ્લિમ: ૧/૩૬૭, હદીસ :૧૧૬૨)
(અરફાનો રોઝો આશુરાના રોઝા કરતા અફઝલ છે.)

(૫) અલ્લાહના રસૂલ (ﷺ)નું ફરમાન છે :

لا تصوم المرأة وزوجها شاهد يوما من غير شهر رمضان، إلا بإذنه.

અર્થ: સ્ત્રી રમઝાનના રોઝા સિવાય કોઈ પણ દિવસનો રોઝો પોતાના પતિની પરવાનગી સિવાય ન રાખે જયારે કે તેનો પતિ તેના ઘરે હાજર હોય. (તિરમિઝી: ૧/૧૬૩, હદીસ : ૭૮૨)

(૬) આપ (ﷺ)નું ફરમાન છે: تسحروا! فإن في السحور بركة

અર્થ: સેહરી કરો કેમકે સેહરીમા બરકત છે. (બુખારી:૧/૨૫૭,હદીસ:૧૯૨૩)

(૭) સેહરી મોડેથી કરવી.
(૮) રોઝાની હાલતમાં ગુનાહોથી ખાસ કરીને ગીબત અને જૂઠ બોલવાથી બચવું.
(૯) રોઝાની હાલતમાં અશ્લીલ વાતો ન કરવી.
(૧૦) વ્યર્થ (નકામા) કામોથી દૂર રહેવું.
(૧૧) વધુ પ્રમાણમાં સારા કામો કરવા.

---

(૭) આપ(ﷺ)નું ફરમાન છે : بكروا بالإفطار، وأخروا السحور
અર્થ: ઈફતારીમાં જલ્દી કરો અને સેહરીમાં મોડુ કરો.(કન્ઝુલ ઉમ્માલ : ૮/૫૧૦, હદીસ :૨૩૮૭૮)

(૮) આપ (ﷺ)નું ફરમાન છે :
من لم يدع قول الزور والعمل به، فليس لله حاجة في أن يدع طعامه وشرابه
અર્થ: જે વ્યકિત રોઝાની હાલતમાં જુઠી વાતો અને બુરા અમલ ન છોડે તો અલ્લાહ તઆલાને તેના ભુખ્યા– તરસ્યા રહેવાની કોઈ જરૂરત નથી.(બુખારી: ૧/૨૫, હદીસ : ૧૯૦૩)

(૯) આપ (ﷺ)એ ફરમાવ્યું : إذا كان يوم صوم أحدكم، فلا يرفث ولا يجهل
અર્થ: જયારે કોઈ દિવસ તમારામાંથી કોઈ નો રોઝો હોય તો નિર્લજ્જ વાતો ન કરે અને ન નાદાની કરે.(બુખારી:૨૫૫,હદીસ:૧૯૦૪)

(૧૦) આપ(ﷺ) નું ફરમાન છે :
ليس الصيام من الأكل والشرب فقط، إنما الصيام من اللغو والرفث
અર્થ: ખાવા–પીવાથી રોકાવવાનું નામ રોઝો નથી ખરેખર રોઝો તો નિર્લજ્જતા અને બૂરી વાતોથી બચવું છે.(સુનને કુબ્રા લિલ બયહકી : ૪/૪૪૯,હદીસ:૮૩૧૨)

(૧૦) હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) ફરમાવે છે:
كان النبي ﷺ أجود الناس بالخير، وكان أجود مايكون في رمضان حين يلقاه جبرئيل ... فإذا لقيه جبرئيل كان أجود بالخير من الريح المرسلة
અર્થ: આપ(ﷺ)લોકોમાં સૌથી વધુ સખી (ઉદાર) હતા અને આપ(ﷺ)રમઝાનમાં તે સમયે સૌથી વધુ સખી (ઉદાર) થઈ જતા જયારે આપ(ﷺ)થી હઝરત જિબ્રઈલ (અલૈ.) મુલાકાત કરતા...અને જયારે હઝરત જિબ્રઈલ (અલૈ.)થી મળતા તો આપ (ﷺ) તેજ ચાલનારી હવાથી વધારે સખી થઈ જતા. (બુખારી:૧/૨૫૫,હદીસ:૧૯૦૨)

(૧૨) ઈફતારીમાં જલ્દી કરવી.
(૧૩) ઈફતારીની દુઆ પઢવી.

ذَهَبَ الظَّمَأُ وَابْتَلَّتِ الْعُرُوقُ وَثَبَتَ الأَجْرُ إِنْ شَاءَ اللهُ

(૧૪)શકય હોય તો ખજુરથી નહીતર પાણીથી ઈફતારી કરવી.
(૧૫) રોઝાદારોને ઈફતાર કરાવવું.



---

(૧૨) આપ (ﷺ)નું ફરમાન છે : لا يزال الذين ظاهرا ما عجل الناس الفطر

અર્થ: જયાં સુધી લોકો જલ્દી ઈફતારી કરશે, ત્યાં સુધી તેઓ (દુશ્મનોના મુકાબલામાં) વિજેતા જ રહેશે. (અબૂદાઉદ : ૧/૩૨૧, હદીસ :૨૩૫૩)

(૧૩) આપ(ﷺ) જયારે ઈફતારી ફરમાવતા તો આ દુઆ પઢતા..

كان النبي ﷺ إذا أفطر قال: ذهب الظمأ، وابتلت العروق، وثبت الأجر إن شاء الله

અર્થ: તરસ છીપાઈ અને નસો ભીની થઈ ગઈ અને સવાબ સાબિત થઈ ગયો ઈન્શાઅલ્લાહ . (અબૂદાઉદ: ૧/૩૨૧, હદીસ : ૨૩૫૭)

(૧૪) આપ(ﷺ)એ ફરમાવ્યું :

إذا كان أحدكم صائما فليفطر على التمر، فإن لم يجد التمر فعلى الماء؛ فإن الماء طهور

અર્થ: જયારે તમારામાંથી કોઈનો રોઝો હોય તો તેને ખજૂરથી ઈફતાર કરવું જોઈએ, જયારે ખજૂર ન મળે તો પાણીથી ઈફતાર કરે એટલે કે પાણી ખૂબ જ રૂચિકર છે. (અબૂદાઉદ:૧/૩૨૧, હદીસ:૨૩૫૫)

(૧૫) આપ (ﷺ) નું ફરમાન છે :

من فطر صائما كان له مثل أجره، غير أنه لا ينقص من أجر الصائم شيئا

અર્થ: જે માણસ કોઈ રોઝાદારને ઈફતાર કરાવે, તો તેને પણ રોઝાદાર જેટલો સવાબ મળશે, પણ રોઝાદારના સવાબમાંથી કોઈ કમી નહી થાય. (તિરમિઝી: ૧/૧૬૬, હદીસ:૮૦૭)

# એ'તિકાફના આદાબ

(૧) રમઝાનના છેલ્લા દસ દિવસો(અશરા)નો એ'તિકાફ કરવો.
(૨) સ્ત્રીઓએ (પોતાના ઘરોમાં) એ'તિકાફ કરવો.
(૩)સંપૂર્ણ ધ્યાનથી ઈબાદત કરવી.
(૪) પોતાનું સંપૂર્ણ ધ્યાન અલ્લાહ તરફ કરવું.(અલ અદબ ફીદીનઃ૩૨)
(૫) વધુ માત્રામાં (અલ્લાહનું) ઝિક્ર કરતા રહેવું.(અલ અદબ ફીદીનઃ૩૨)
(૬) નફસની ઈચ્છાઓને વધુમાં વધુ કચડવી.(અલ અદબ ફીદીનઃ૩૨)
(૭) તદન ઓછી વાતચીત કરવી.(અલ અદબ ફીદીનઃ૩૨)
*મસ્અલોઃ કુદરતી જરૂરત(પેશાબ–સંડાસ વગેરે) અને શરઈ જરૂરત (જુમ્આની નમાઝ વગેરે) સિવાય મસ્જિદથી બહાર નીકળવું જાઈઝ નથી.



---

(૧) હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે :

إن رسول الله ﷺ كان يعتكف العشر الأواخر من رمضان حتى توفاه الله

અર્થઃ અલ્લાહના રસૂલ (ﷺ) વફાત સુધી રમઝાનના છેલ્લા અશરાનો એ'તિકાફ ફરમાવતા હતા.(બુખારીઃ ૧/૨૭૧, હદીસ : ૨૦૨૬)

(૨) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે :

زوج النبي ﷺ :- أن النبي ﷺ كان يعتكف العشر الأواخر من رمضان حتى توفاه الله، ثم اعتكف أزواجه من بعده

અર્થઃ અલ્લાહના નબી (ﷺ) વફાત સુધી છેલ્લા અશરાનો એ'તિકાફ કર્યા કરતા હતા, પછી આપની વફાત બાદ આપની પત્નીઓએ(પોત પોતાના ઘરોમાં) એ'તિકાફ કરવાનું શરૂ કર્યુ.(બુખારીઃ ૧/૨૭૧, હદીસ : ૨૦૨૬)

(૩) હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે :

كان النبي ﷺ إذا دخل العشر شد مئزره ، وأحيى ليله ، وأيقظ أهله

અર્થઃ જયારે રમઝાનનો છેલ્લો અશરો શરૂ થતો તો આપ(ﷺ) પોતાની લુંગી મજબુત બાંધી લેતા અને રાત્રે જાગતા રહેતા અને ઘરવાળાઓને પણ જગાડતા. (બુખારી : ૧/૨૭૧, હદીસ : ૨૦૨૪)

* હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે :

كان رسول الله ﷺ إذا اعتكف يدني إليّ رأسه فأرجله ، وكان لا يدخل

* **મસ્અલો:** એ'તિકાફ કરનારાએ કોઈની ખબર અંતર માટે અથવા જનાઝાની નમાઝમાં શિર્કત માટે જવું જાઈઝ નથી.





---

البيت إلا لحاجة الإنسان

**અર્થ:** અલ્લાહના રસૂલ (ﷺ) જયારે એ'તિકાફ કરતા તો (મસ્જિદમાં રહેતા) પોતાનું માથું મારા નજીક કરી દેતા અને હું કાંસકી કરી દેતી અને માનવીય જરૂરત (પેશાબ – સંડાસ વગેરે) વગર ઘરમાં દાખલ થતા ન હતા. (મુઅત્તા માલિક ।પાન નં. ૯૯, હદીસ :૩૭૭)

* હઝરત આઈશા(રદિ.) ફરમાવે છે :

السنة على المعتكف: أن لايعود مريضا ، ولا يشهد جنازة ، ولا يمس امرأة، ولايباشرها، ولا يخرج لحاجة، إلا لما لابد منه

**અર્થ:** એ'તિકાફ કરનારાએ સુન્નત એ છે કે તે ન બિમારના ખબર અંતર લે ન જનાઝામાં શિર્કત કરે, ન પત્નીને હાથ લગાવે, ન તેનાથી સંભોગ કરે અને ન કોઈ બીજી જરૂરત માટે મસ્જિદથી બહાર નીકળે, પરંતુ એ કે તેના વગર ચાલી ન શકે. (અબૂદાઉદ: ૧/૩૩૫, હદીસ : ૨૪૭૩)

# હજ અને ઉમરહના આદાબ

(૧) ઈખ્લાસની નિય્યતથી હજ અને ઉમરહ કરવું. (શર્હે શિરઅતિલ ઈસ્લામ:૧૮૫)

(૨) હજ અને ઉમરહથી પહેલા સાચી તૌબા કરવી.(શર્હે શિરઅતિલ ઈસ્લામ:૧૮૫)

(૩) હજ અને ઉમરહના અહકામ શીખવા.

(૪) બીજાઓને પણ મનાસિક (હજના અરકાન અથવા જગ્યાઓ) અને હજ–ઉમરહના આદાબ શીખવાડવા નો એહતિમામ કરવો.

(૫) રમઝાનમાં ઉમરહની કોશિશ કરવી.

(૬) હજ અને ઉમરહના સફરમાં હજ – ઉમરહ સંબંધિત સફરના આદાબની રિઆયત કરવી.(વિગત માટે જુઓ: આદાબે સફર)

(૭) પોતાની સાથે હલાલ કમાણીમાંથી તૌશો (ખાવાનો ઉપહાર) લઈ લેવો.

(૮) વધુ પ્રમાણમાં સદકો કરવો. (ફઝાઈલે હજ :પાન નં. ૨૬, ૨૭)

---

(૩) આપ (ﷺ) નું ફરમાન છે : طلب العلم فريضة على كل مسلم

અર્થ: ઈલ્મ શીખવું દરેક મુસલમાન પર ફર્ઝ છે.(ઈબ્ને માજહ:પાન નં.૨૦,હદીસ:૨૨૪)

(૪) આપ(ﷺ)નું ફરમાન છે : من دل على خير فله مثل أجر فاعله

અર્થ: જે માણસે ભલાઈનું માર્ગદર્શન આપ્યું તો તેને અમલ કરનાર જેટલો સવાબ મળશે.(મુસ્લિમ:૨/ ૧૩૭, હદીસ : ૧૮૯૩)

(૫) આપ(ﷺ)નું ફરમાન છે : عمرة في رمضان تقضي حجة معي

અર્થ: રમઝાનમાં ઉમરહ કરવો મારી સાથે હજ કરવા બરાબર છે.(બુખારી : ૧/૨૫૦, હદીસ : ૧૮૬૩)

(૭) આપ(ﷺ)નું ફરમાન છે : إن الله طيب لا يقبل إلا طيبا

અર્થ: અલ્લાહ તઆલા પવિત્ર છે અને પવિત્ર માલને કબૂલ કરે છે.(મુસ્લિમ:૧/૩૨૬, હદીસ : ૧૦૧૫)

(૯) વધુ પડતા લોકોને ખવડાવવું.
(૧૦) પોતાના સફરના સાથી પર હેસિયત મુજબ ખર્ચ કરવો.
(૧૧)પોતાના સાથીઓની શકિત પ્રમાણે સેવા કરવી.
(૧૨) શ્રેષ્ઠ અખ્લાકથી પોતાની જાતને સજાવવી.
(૧૩)સ્ત્રીઓએ પડદાનો એહતિમામ કરવો.

---

(૯) હઝરત જાબિર (રદિ.) ફરમાવે છે :

سئل رسول الله ﷺ ، ما بر الحج؟ قال: إطعام الطعام، وطيب الكلام

અર્થ: આપ (ﷺ) એ ફરમાવ્યું : હજની નેકી ખાવું ખવડાવવું છે અને સારી વાતો કરવી છે.(અલ મુઅજમ લિત્તબરાની : ૬/૩૬૨, હદીસ :૬૬૧૮)

(૧૦) قد كان ابن المبارك يخرج مع الرفقة من مرو، فينفق عليهم ويشتري لهم الهدايامن بغداد والمدينة ومكة، لهم ولأهليهم، ويطعمهم

અર્થ: હઝરત અબ્દુલ્લાહ બિન મુબારક (રહ.) પોતાના સાથીઓની સાથે મરૂ થી નીકળતા તો તેમના પર ખર્ચ કરતા આ તેમના માટે અને તેમના ઘરવાળાઓ માટે બગદાદ(એક જગ્યાનું નામ) મદીના, મક્કાથી વસ્તુઓ (ભેટ) ખરીદતા અને ખવડાવતા. (સિયરે અઅલામુન્નુબલાઃ ૭/૩૬૯)

(૧૧) આપ (ﷺ) એ ફરમાવ્યું :

سيد القوم في السفر خادمهم، فمن سبقهم بخدمة لم يسبقوه بعمل إلا الشهادة

અર્થ: સફરમાં કોમનો સરદાર તે છે જે તેમની ખિદમત કરે, માટે જે વ્યકિત ખિદમતમાં સૌથી વધી જાય તો કોઈ વ્યકિત તેનાથી શહાદત સિવાય કોઈ અમલથી આગળ નહી વધે.(શુઅબુલ ઈમાનઃ બયહકી : ૧/૫૮૨, હદીસઃ૮૦૫૦)

(૧૨) આપ (ﷺ)એ ફરમાવ્યું :تخلقوا بأخلاق الله

અર્થ: અલ્લાહના અખ્લાકથી પોતાની જાતને શણગારો.(રૂહુલ મઆની : અલ અઅ્રાફ : ૩/૨૧૬)

(૧૩) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿وَقُلْ لِّلْمُؤْمِنٰتِ يَغْضُضْنَ مِنْ اَبْصَارِهِنَّ وَيَحْفَظْنَ فُرُوْجَهُنَّ وَلَا يُبْدِيْنَ زِيْنَتَهُنَّ اِلَّا مَا ظَهَرَ مِنْهَا وَلْيَضْرِبْنَ بِخُمُرِهِنَّ عَلٰى جُيُوْبِهِنَّ وَلَا يُبْدِيْنَ زِيْنَتَهُنَّ﴾

અર્થ: અને (એવી જ રીતે)ઈમાનવાળી સ્ત્રીઓને ફરમાવી દો કે પોતાની નજર નીચી રાખે અને પોતાના ગુપ્ત ભાગોની સંભાળ રાખે અને પોતાના શણગાર(ની

(૧૪) પુરુષો અને સ્ત્રીઓએ પરસ્પર મેળાપથી બચવું.
(૧૫) બુરી નજર, ખરાબ વાત અને બીજા ગુનાહોથી પોતાને બચાવવો.
(૧૬) દિલ અને જીભ વડે અલ્લાહના ઝિક્રનો એહતિમામ કરવો.
(૧૭) ખુબ દુઆ માંગવી.

---

☛ જગ્યાઓ) જાહેર ન થવા દે, પરંતુ તેમાંથી જે ભાગ(નું દરેક વખત છુપાવવું અશક્ય હોવાથી ઘણું કરી તે) ખુલ્લા રહે છે અને તેણીઓને જોઈએ કે પોતાની ઓઢણીઓ પોતાની છાતી પર નાંખી રાખે. (સૂ.નૂર : ૩૧)

(૧૪) આપ(ﷺ) નું ફરમાન છે :

من حج لله فلم يرفث ولم يفسق رجع كيوم ولدته أمه

**અર્થ:** જે માણસ અલ્લાહ તઆલા માટે હજ એવી રીતે કરે કે એ હજમાં રફસ( બુરી વાત) ન હોય અને ન ફિસ્ક (હુકમનો અનાદર ન) હોય તો તે હજમાંથી એવી રીતે પાછો ફરશે જાણે તેની માતાએ આજે જ તેને જન્મ આપ્યો હોય.(બુખારી : ૧/૨૦૬, હદીસ નં: ૧૫૨૧)

☛ અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿قُلْ لِّلْمُؤْمِنِيْنَ يَغُضُّوْا مِنْ اَبْصَارِهِمْ وَيَحْفَظُوْا فُرُوْجَهُمْ﴾

**અર્થ:** મો'મિન પુરુષોને કહી દો કે તે પોતાની નજરોને નીચી રાખે અને પોતાની શર્મગાહોની હિફાઝત કરે.(સૂરએ નૂર : ૩૦)

☛ અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿فَلَا رَفَثَ وَلَا فُسُوْقَ وَلَا جِدَالَ فِي الْحَجِّ﴾

**અર્થ:** તો હજ દરમિયાન ન કોઈ ફહશ વાત કરે, ન કોઈ ગુનોહ, ન કોઈ ઝઘડો.(સૂરએ બકરહ : ૧૯૭)

(૧૬) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿يٰاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اذْكُرُوا اللّٰهَ ذِكْرًا كَثِيْرًا وَّسَبِّحُوْهُ بُكْرَةً وَّاَصِيْلًا﴾

**અર્થ:** હે ઈમાનવાળાઓ ! અલ્લાહની ઘણી યાદ કર્યા કરો અને સવારે તથા સાંજે (એટલે સદા) તેની પવિત્રતા બોલતા રહો.(સૂરએ અહ્ઝાબ: ૪૧,૪૨)

(૧૭) આપ(ﷺ) એ ફરમાવ્યું :

ثلاث دعوات مستجابات لاشك فيهن: دعوة الوالد، ودعوة المسافر، ودعوة المظلوم

**અર્થ:** ત્રણ વ્યકિતઓની દુઆ કબૂલ થાય છે તેમની કબૂલિયતમાં કોઈ શંકા નથી. પિતાની દુઆ, મુસાફિરની દુઆ અને મઝલુમ(જેની ઉપર જુલ્મ કરવામાં આવ્યો હોય.)ની દુઆ. (અબૂદાઉદ:૧/૨૧૫,હદીસ : ૧૫૩૬)

(૧૮) સારી વાતોનો હુકમ અને બુરી વાતોથી રોકતા રહેવું.
(૧૯) બીજાઓની તકલીફોને સહન કરવી.
(૨૦)બધા જ મનાસીક(હજના અરકાન)માં સુન્નતની રિઆયત કરવી.
(૨૧)હજથી પહેલા અથવા બાદમાં નબીની કબરની ઝિયારત કરવી.
(૨૨)હજથી પરવારી તરત વતન પાછા ફરવું.
(૨૩) હજ અને ઉમરહ પછી વધુ સારા અમલોમાં મશગુલ રહેવું. (તેને હજની કબૂલિયતની નિશાની ગણાવી છે.)

---

(૧૮) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :
﴿وَالْمُؤْمِنُوْنَ وَالْمُؤْمِنٰتُ بَعْضُهُمْ اَوْلِيَاءُ بَعْضٍ يَأْمُرُوْنَ بِالْمَعْرُوْفِ وَيَنْهَوْنَ عَنِ الْمُنْكَرِ﴾
અર્થ: અને ઈમાનવાળા પુરુષો તથા ઈમાનવાળી સ્ત્રીઓ એકબીજાની (નેકીઓમાં) મદદગાર છે. તેઓ નેક વાત શીખવે છે ને બુરી વાતોથી રોકે છે.(સૂ.તૌબા:૭૧)
(૧૯) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿خُذِ الْعَفْوَ وَأْمُرْ بِالْعُرْفِ وَأَعْرِضْ عَنِ الْجٰهِلِيْنَ﴾
અર્થ: (હે નબી(ﷺ) દરગુજર કરવાની ટેવ રાખો તથા નેકી કરવાનો હુકમ કરો અને જાહિલોથી અળગા રહો.! (સૂરએ અઅ્‌રાફ: ૧૯૯)
(૨૦) નબી (ﷺ) નો ઈર્શાદ છે: من عمل عملا ليس عليه أمرنا فهو رد
અર્થ: જે વ્યકિત એવો અમલ કરે, જે અમારા તરીકા પર ન હોય,તે કબૂલ નથી. (મુસ્લિમ:૨/૭૭, હદીસ : ૧૭૧૮)
(૨૧) આપ(ﷺ)નું ફરમાન છે :
من حج فزار قبري بعد موتي، كان كمن زارني في حياتي
અર્થ: જે વ્યકિત હજ કરે અને મારા મૃત્યુ પછી મારી કબરની ઝિયારત કરે તો તે એવો છે જાણે તેણે મારી જિંદગીમાં ઝિયારત કરી.(અલમુઅજમુલ અવસત લિત્તબરાની: ૩/૩૫૧, હદીસ :૩૩૭૬)
(૨૨) આપ(ﷺ)નું ફરમાન છે :
إذا قضى أحدكم حجه فليعجل الرحلة إلى أهله؛ فإنه أعظم لأجره
અર્થ: જયારે તમારામાંથી કોઈ હજ પૂર્ણ કરે તો તરત પાછો ફરે કારણ કે આ સવાબમાં વધારે છે.(સુનને કુબ્રા લિલબયહકી: ૫/૨૫૯, હદીસ : ૧૦૩૬૩)
(૨૩) قال ابن حجر : فإن رجع خيرا مما كان عرف أنه مبرور
(ફત્હુલ બારી : હદીસ :૧૫૨૦)

# એહરામના આદાબ

(૧) ગુસલ કરવું.
(૨) પાક – સાફ કપડા પહેરવા. (અલ અદબ ફીદીનઃ૩૩)
(૩)એહરામ બાંધતા પહેલા વાળમાં તેલ નાંખવું અને કાંસકી કરવી.
(૪)એહરામ બાંધતા પહેલા શરીર અને કપડા પર ખુશ્બૂ લગાડવી.
(૫)એહરામના કપડા પહેર્યા પછી બે રકાત નફિલ નમાઝ પઢવી અને શકય હોય તો પહેલી રકાતમાં સૂરએ કાફિરૂન અને બીજી રકાતમાં સૂરએ ઈખ્લાસ પઢવી.

---

(૧) હઝરત ઝૈદ બિન સાબિત (રદિ.) ફરમાવે છે :

أنه رأى النبي ﷺ تجرد لإهلاله واغتسل

**અર્થ:** તેમણે આપ(ﷺ)ને જોયા કે એહરામ માટે (સીવેલા) કપડા ઉતાર્યા અને ગુસલ કર્યું. (તિરમિઝીઃ ૧/૧૭૧, હદીસ :૮૩)

(૩) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે :

انطلق النبي ﷺ من المدينة بعد ما ترجل، وادهن

**અર્થ:** આપ(ﷺ)મદીના મુનવ્વરાથી તેલ લગાડયા અને માથામાં કાંસકી કર્યા પછી રવાના થયા. (બુખારી :૧/૨૦૯, હદીસ :૧૫૪૩)

(૪) હઝરત આઈશા(રદિ.) ફરમાવે છે :

كنت أطيب رسول الله ﷺ لإحرامه قبل أن يحرم

**અર્થ:** હું આપ(ﷺ)ના એહરામને એહરામ બાંધતા પહેલા ખુશ્બૂ લગાડતી હતી. (બુખારી :૧/૨૦૮, હદીસ : ૧૫૩૯)

**નોંધ :** મુસ્તહબ છે કે એહરામની નિય્યતથી પહેલા શરીર અને કપડામાં ખુશ્બૂ લગાડે ; પરંતુ કપડામાં એવી ખુશ્બૂ ન લગાવે જેનો અસર એહરામ પછી પણ બાકી રહે આ મનાઈનું કારણ એ લખ્યું છે કે જો કોઈ વખતે એહરામ બાંધ્યા પછી કપડા ઉતારી લીધા અને ફરી ઓઢી લીધા તો દમ આપવો પડશે, એવી રીતે કે એહરામ બાંધનારાને એહરામમાં ખુશ્બૂ લગાવવાથી દમ જરૂરી બને છે. (મસાઈલ વ માલુમાત હજ વ ઉમરહ, પ્રકાશક ઈદારએ સિદીક :પાન નં. ૪૨)

(૫) હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) ફરમાવે છે :

أن رسول الله ﷺ أناخ بالبطحاء بذي الحليفة فصلى بها

(૬) કિબ્લા બાજુ મોઢુ કરી તલ્બીયહ પઢવી.
(૭) જોરથી તલ્બીયહ પઢવી.

## તવાફના આદાબ

(૧) જો કોઈને તકલીફ આપ્યા વગર હજરે અસ્વદને બોસો આપવો શકય હોય તો બોસો (ચુંબન) આપવો; નહીતર માત્ર ઈસ્તિલામ પર સંતોષ માની લેવો.

---

અર્થ: આપ(ﷺ) એ ઝુલહુલેફા (જયાંથી આપ (ﷺ)એ એહરામ બાંધ્યો હતો)મા ઊંટ બેસાડીને નમાઝ પઢી. (બુખારી:૧/૨૦૭, હદીસ:૧૫૩૨)

ثم يصلي ركعتين ويقرأ فيهما بما شاء، وإن قرأ في الركعة الأولى بفاتحة الكتاب وقل يأيها الكفرون وفي الثانية بفاتحة الكتاب وقل هو الله أحد تبركا بفعل رسول الله ﷺ فهو أفضل (આલમગીરી : ૧/૨૨૩)

(૬) હઝરત નાફેઅ (રદિ.) ફરમાવે છે :

كان ابن عمر إذا استوت به استقبل القبلة قائما ثم يلبي

અર્થ: હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) જયારે સવારી પર બરાબર સવાર થતા, તો કિબ્લા તરફ મોઢુ કરી ઊભા થતા પછી તલ્બીયહ પઢતા.

(બુખારી : ૧/૨૧૦, હદીસ : ૧૫૫૩)

(૭) હઝરત અનસ (રદિ.) ફરમાવે છે : وسمعتهم يصرخون بهما جميعا

અર્થ: મેં આપ(ﷺ) અને સહાબાને હજ અને ઉમરહ બંનેમાં જોર જોરથી તલ્બીયહ પઢતા સાંભળ્યા છે. (બુખારી : ૧/૨૧૦, હદીસ :૧૫૪૯)

(૧) હઝરત અસ્લમ (રદિ.) ફરમાવે છે :

رأيت عمر بن الخطاب قبل الحجر، وقال: لولا أني رأيت رسول الله ﷺ قبلك ماقبلتك

અર્થ: મે હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.)ને જોયા કે હજરે અસ્વદને ચુંબન આપ્યું અને ફરમાવ્યું : જો હું અલ્લાહના નબી(ﷺ)ને તને ચુંબન આપતા ન જોતો તો તને ચુંબન ન આપતો. (બુખારી :૧/૨૧૮, હદીસ : ૧૬૧૦)

અલ્લાહના રસૂલ (ﷺ)નું ફરમાન છે :

ياعمر! إنك رجل قوي لا تؤذ الضعيف إذ أردت استلام الحجر، فإن خلا لك فاستلمه؛ وإلا فاستقبله وكبر

(૨) હજરે અસ્વદના ઈસ્તિલામ વખતે આ દુઆ પઢવી.

اللّٰهُمَّ إِيمَانًا بِكَ، وَتَصْدِيقًا بِكِتَابِكَ، وَاتِّبَاعَ سُنَّةِ نَبِيِّكَ ﷺ

(૩) ચુંબન આપવું અને ઈસ્તિલામ શકય ન હોય તો હજરે અસ્વદના મહાઝ(કેન્દ્ર)માં તકબીર કહેવી.

(૪) રૂક્ને યમાની પર પહોંચી આ દુઆ પઢવી.

اللّٰهُمَّ إِنِّي أَسْأَلُكَ الْعَفْوَ وَالْعَافِيَةَ فِي الدُّنْيَا وَالْآخِرَةِ، رَبَّنَا آتِنَا فِي الدُّنْيَا حَسَنَةً، وَفِي الْآخِرَةِ حَسَنَةً، وَقِنَا عَذَابَ النَّارِ

---

અર્થ: હે ઉમર! તમે શકિતશાળી વ્યકિત છો, માટે ઈસ્તિલામે હજરે અસ્વદ વખતે કોઈ અશકતને તકલીફ પહોંચાડશો નહી, જો મોકો મળે તો ઈસ્તિલામ કરી લેવું નહીતર તેના તરફ મોઢું કરી તકબીર કહીલેવી. (સુનને કુબ્રા : ૫/ ૧૩૦, હદીસઃ૯૨૧)

(૨) હઝરત હારિષ (રદિ.) ફરમાવે છે :

أن عليا كان إذا استلم الحجر قال: اللّٰهُمَّ إِيمَانًا بِكَ، وَتَصْدِيقًا بِكِتَابِكَ، وَاتِّبَاعَ سُنَّةِ نَبِيِّكَ ﷺ

અર્થ: હઝરત અલી (રદિ.) ઈસ્તિલામે હજરે અસ્વદ વખતે આ દુઆ પઢતા : اللّٰهُمَّ إِيمَانًا بِكَ، અંત સુધી. (કિતાબુદુઆ લિત્તબરાની:૧/૨૭૦, હદીસઃ૮૬૦)

(૩) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે :

طاف النبي ﷺ بالبيت على بعير، كلما أتى الركن أشار إليه بشيء كان عنده وكبر

અર્થ: આપ (ﷺ)એ ઊંટ ઉપર સવાર થઈને બયતુલ્લાહનો તવાફ કર્યો અને જયારે પણ રૂકન(હજરે અસ્વદ) પાસે આવતા તો પોતાની પાસે હાજર કોઈ વસ્તુ વડે તેના તરફ ઈશારો કરતા અને તકબીર કહેતા. (બુખારી:૧/૨૧૯, હદીસઃ૧૬૧૩)

(૪) હમીદ બિન અબી સુવયા ફરમાવે છે :

سمعت ابن هشام، يسأل عطاء بن أبي رباح عن الركن اليماني، وهو يطوف بالبيت، فقال عطاء : حدثني أبو هريرة أن النبي ﷺ قال : وكل به سبعون ملكا، فمن قال: اللّٰهُمَّ إِنِّي أَسْأَلُكَ الْعَفْوَ وَالْعَافِيَةَ فِي الدُّنْيَا وَالْآخِرَةِ، رَبَّنَا آتِنَا فِي الدُّنْيَا حَسَنَةً، وَفِي الْآخِرَةِ حَسَنَةً، وَقِنَا عَذَابَ النَّارِ، قالوا: آمين

અર્થ: મેં ઈબ્ને હિશામને અતા બિન અબી રિબાહથી, જયારે કે તેઓ બયતુલ્લાહનો તવાફ કરી રહયા હતા, રૂકને યમાની વિશે સવાલ કરતા જોયા, તો હઝરત

(૫) રૂક્ને યમાનીનો ઈસ્તિલામ(સલામી) કરવો.
(૬) આમ તેમ જોવું નહીં; હા,જરૂરી વાત કરી શકે છે.
(૭) (જે તવાફ પછી સઈ હોય તો) પહેલા ત્રણ ચક્કરોમાં રમલ કરવો(એટલે કે ખભા હલાવીને ચાલવું)

---

અતા (રહ.) એ ફરમાવ્યું : કે મારાથી હઝરત અબૂ હુરયરહ (રદિ.) એ બયાન કર્યુ કે આપ(ﷺ)એ ફરમાવ્યું : સિત્તેર હજાર ફરિશ્તા નક્કી કરવામાં આવે છે, માટે જે આ દુઆ પઢે છે اَللّٰهُمَّ إِنِّي أَسْأَلُكَ (અંત સુધી) તો ફરિશ્તા આમીન કહે છે.(ઈબ્ને માજહ: પાન નં. ૨૧૨, હદીસ : ૨૯૫૭)

(૫) હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) ફરમાવે છે:

لم أر النبي ﷺ يستلم من البيت إلا الركنين اليمانيين

અર્થ: મેં આપ(ﷺ)ને આ બંને જગ્યાઓ (રૂકને યમાની અને હજરે અસ્વદ) સિવાય કોઈ જગ્યાને ઈસ્તિલામ કરતા નથી જોયા.(બુખારી ૧/૨૧૮,હદીસ : ૧૬૦૯)

નોંધ: રૂકને યમાની પર પહોંચે તો તેને બંને હાથ વડે અથવા જમણા હાથથી સ્પર્શ કરવો સુન્નત છે, પરંતુ ખ્યાલ રહે કે પગ પોતાની જગ્યાએ રહે અને છાતી તેમજ કદમ બયતુલ્લાહ તરફ ન હોય, તેને બોસો આપવો અથવા માત્ર ડાબા હાથથી સ્પર્શ કરવો સુન્નત વિરૂદ્ધ છે, જો હાથ લગાવવાનો મોકો ન મળે તો તેની તરફ ઈશારો ન કરે, એમ જ પસાર થઈ જાય અને એ જ બેહતર છે ; એટલા માટે કે સામાન્ય રીતે લોકો રૂકને યમાનીને હાથ લગાવતી વખતે આદાબે તવાફનો ખ્યાલ કરતા નથી.

(મસાઈલ વ મઅલુમાત : હજ વ ઉમરહ : પાન નં.૬૦)

(૬) આપ(ﷺ)નું ફરમાન છે :

الطواف حول البيت مثل الصلاة، إلا أنكم تتكلمون فيه، فمن تكلم فيه فلا يتكلمن إلا بخير

અર્થ: બયતુલ્લાહની આજુબાજુ તવાફ કરવો નમાઝની જેમ છે, માત્ર તફાવત એટલો કે તમે તવાફ દરમિયાન વાત કરી શકો છો ; માટે જે કોઈ તવાફમાં વાત કરે તો ભલાઈ સિવાય કોઈ વાત ન કરે.(તિરમિઝી:૧/૧૯૦,હદીસ:૯૬૦)

(૬) હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) ફરમાવે છે :

قدم رسول الله ﷺ وأصحابه، فقال المشركون: إنه يقدم عليكم وقد وهنهم حمى يثرب، فأمرهم النبي ﷺ أن يرملوا الأشواط الثلاثة

(૮) જે તવાફ પછી સઈ હોય તેના સાતેય ચક્કરોમાં ઈઝતિબાઅ કરવો. (એટલે કે ચાદરને જમણી બગલના નીચેથી કાઢી ડાબા ખભા પર નાંખી લેવી.

(૯) તવાફ દરમિયાન વધુ પ્રમાણમાં અલ્લાહનો ઝિક્ર કરવો.

※ **નોંધ:** તવાફના સમયે જો કોઈ જરૂરી વાત હોય અથવા કોઈ ગુનાહિત કૃત્યને રોકવું હોય તો જાઈઝ છે.

---

૮**અર્થ:** આપ(ﷺ) અને આપના સહાબા (રદિ.) મક્કા મુકર્રમહ તશરીફ લાવ્યા તો મુશરીકો કહેવા લાગ્યા: તેઓ તમારી પાસે એવી હાલતમાં આવી રહયા છે કે તેમને મદીના મુનવ્વરાના તાવે(રોગે) કમજોર કરી દીધા છે, (જયારે અલ્લાહના નબી (ﷺ)ને આ વાતની જાણ થઈ તો) આપ(ﷺ)એ સહાબા (રદિ.)ને હુકમ આપ્યો કે તેઓ ત્રણ ચક્કરોમાં રમલ કરે. (બુખારી:૧/૨૧૮,હદીસ:૧૬૦૨)

(૮) હઝરત યઅલા (રદિ.) ફરમાવે છે: طاف النبي ﷺ مضطبعا ببرد أخضر

**અર્થ:** આપ (ﷺ) એ તવાફ એ હાલતમાં કર્યો કે આપ લીલી ચાદરથી ઈઝતિબાઅ (ખભા ખુલ્લા) કરેલ હતા. (અબૂદાઉદ: ૧/૨૫૯, હદીસ : ૧૮૮૪)

(૯) આપ(ﷺ) એ ફરમાવ્યું :

من طاف بالبيت سبعا ولا يتكلم، إلا بِسُبْحَانَ اللهِ وَالْحَمْدُ لِلهِ، وَلَا إِلٰهَ إِلَّا اللهُ، وَاللهُ أَكْبَرُ، وَلَاحَوْلَ وَلَا قُوَّةَ إِلَّا بِاللهِ، محيت عنه عشر سيئات، وكتبت له عشر حسنات، ورفع له بها عشرة درجات؛ ومن طاف فتكلم وهو في تلك الحال، خاض في الرحمة برجليه، كخائض الماء برجليه ولا يتكلم إلا بسبحان الله أي لا يتكلم بغير ذكر الله [حاشية حديث]

**અર્થ:** જે માણસ બયતુલ્લાહના સાત ચક્કર લગાવે અને એ તસ્બીહાત (سُبْحَانَ اللهِ وَالْحَمْدُ لِلهِ، وَلَا إِلٰهَ إِلَّا اللهُ، وَاللهُ أَكْبَرُ، وَلَا حَوْلَ وَلَا قُوَّةَ إِلَّا بِاللهِ) સિવાય કોઈ વાત ન કરે તો તેના દસ ગુનાહ માફ કરી દેવામાં આવશે અને દસ નેકીઓ લખી દેવામાં આવશે અને દસ દરજ્જા બુલંદ કરી દેવામાં આવશે અને જે માણસ તવાફ કરતા વાતો કરે તો તેના પાણીમાં પગ ડુબાડનારની જેમ (માત્ર) પગ રહમતમાં ડુબશે. (ઈબ્ને માજહ:પાન નં. ૨૧૨, હદીસ :૨૯૫૭)

※ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે :

૯ أن النبي ﷺ مر وهو يطوف بالكعبة بإنسان، ربط يده إلى إنسان بسير أو

(૧૦) તવાફ કરતા કરતા જમાઅત ઊભી થઈ જાય તો જમાઅતમાં શામેલ થઈ જવું અને પછીથી બાકી રહી ગયેલ તવાફ પુરો કરવો.
(૧૧)( સહુલત હોય તો) તવાફની બે રકાત વાજિબ મકામે ઈબ્રાહીમની પાછળ પઢી લેવી.
(૧૨) તવાફની બે રકાતોમાં સૂરએ કાફિરૂન અને સૂરએ ઈખ્લાસ પઢવી.

---

بخيط أو بشيء غير ذلك، فقطعه النبي ﷺ بيده، ثم قال: قُدْهُ بيده

અર્થ: આપ(ﷺ) કા'બાના તવાફ દરમિયાન એક વ્યકિત પાસેથી પસાર થયા, જે બીજા વ્યકિતના હાથને પટ્ટા, દોરી અથવા બીજી કોઈ વસ્તુથી બાંધીને ખેંચી રહયો હતો તો આપ (ﷺ)એ પોતાના હાથથી તેને તોડી દીધું અને ફરમાવ્યું : તેમને પોતાના હાથથી ખેંચો (કારણ કે પહેલી સુરતથી જાનવરને ખેંચવામાં આવે છે.) (બુખારી : ૧/૧૨૮, હદીસ :૧/૨૧૮, હદીસ :૧૬૨૦)

(૧૦) قال عطاء فيمن يطوف فتقام الصلاة أو يدفع عن مكانه: إذا سلم يرجع إلى حيث قطع عليه فيبني

અર્થ: હઝરત અતા(રહ.) એ વ્યકિત વિશે જે તવાફ કરી રહયો હોય અને નમાઝ ઊભી થઈ જાય અથવા તેને પોતાની જગ્યાએથી હટાવી દેવામાં આવે, ફરમાવે છે કે જયારે તે પાછો ફરે તો જયાંથી છોડયું હતું ત્યાંથી શરૂઆત કરે. (બુખારી : ૧/૨૨૦)

(૧૧) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) ફરમાવે છે :

قدم النبي ﷺ فطاف بالبيت سبعاً، وصلى خلف المقام ركعتين

અર્થ: આપ(ﷺ) તશરીફ લાવ્યા, તો આપે બયતુલ્લાહના સાત ચક્કર લગાવ્યા અને મકામે ઈબ્રાહીમની પાછળ બે રકા'ત નમાઝ પઢી. (બુખારી :૧/૨૨૦, હદીસ : ૧૬૨૭)

(૧૨) હઝરત જાબિર (રદિ.) ફરમાવે છે :

أن رسول الله ﷺ قرأ في ركعتي الطواف بسورتي الإخلاص قل يأيها الكافرون، وقل هو الله أحد

અર્થ: આપ(ﷺ) એ તવાફની બે રકાતોમાં બે સૂરતો ; ઈખ્લાસ એટલે કુલ યા અય્યુહલ કાફિરૂન અને કુલ હુવલ્લાહુ અહદની તિલાવત ફરમાવી. (તિરમિઝી: ૧/૧૭૫, હદીસ :૮૬૯)

(૧૩) તવાફની બે રકાત પછી પેટ ભરીને ઝમઝમનું પાણી પીવું.
(૧૪) તવાફ પછી મુલ્તઝિમ સાથે ચોંટીને દુઆ માંગવી.

## સઈની સુન્નતો

(૧) પાકી સહિત સઈ કરવી.
(૨) સઈ માટે જતી વખતે હજરે અસ્વદનો ઈસ્તિલામ કરવો.

---

(૧૩) ويستحب أن يأتي زمزم بعد الركعتين قبل الخروج إلى الصفا،فيشرب منها ويتضلع (આલમગીરી:૧/૨૩૬)

(૨) હઝરત અમ્ર બિન શોએબ પોતાના પિતાથી નકલ કરતા ફરમાવે છે
كنت أطوف مع أبي: عبد الله بن عمرو بن العاص فرأيت قوما قد التزموا البيت فقلت له: انطلق بنا نلتزم البيت مع هؤلاء، فقال: أعوذ بالله من الشيطان الرجيم، فلما فرغ من طوافه التزم ما بين الباب والحجر، قال: هذا والله المكان الذي رأيت رسول الله ﷺ التزمه

**અર્થ:** હું મારા પિતા અબ્દુલ્લાહ બિન અમ્ર સાથે તવાફ કરી રહયો હતો તો મેં કેટલાક લોકોને જોયા કે તેઓ બયતુલ્લાહને ચોંટેલા છે, તો મેં તેમનાથી કહયું : ચાલો આપણે પણ બયતુલ્લાહને ચોંટીએ. તો તેમણે કહયું : હું શયતાન મરદુદથી અલ્લાહ તઆલાની પનાહ માંગુ છું, પછી જયારે તેઓ ફારિગ થયા તો બયતુલ્લાહના દરવાજા અને હજરે અસ્વદના વચ્ચેના ભાગ(મુલ્તઝિમ) પર ચોંટી ગયા અને ફરમાવ્યું : અલ્લાહની કસમ ! આ છે તે જગ્યા જેની સાથે મેં અલ્લાહના નબી (ﷺ)ને ચોંટેલા જોયા છે.(સુનને કુબરા બયહકી:૫/૧૫૦, હદીસ:૯૩૩૨)

(૧) الوضوء على ثلاثة أقسام: .... والثالث مندوب وللسعي بين الصفا والمروة (નુરૂલ ઈઝાહ : પાન નં. ૧૫૦ – ૧૫૧)

(૨) હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ(રદિ.)(એક લાંબી હદીસમાં) ફરમાવે છે:
ثم رجع (أي النبي ﷺ) إلى الركن فاستلمه ثم خرج من الباب إلى الصفا إلخ

**અર્થ:** (મકામે ઈબ્રાહીમના પાછળ નમાઝથી ફારિગ થયા પછી આપ (ﷺ) હજરે અસ્વદ તરફ પરત ફર્યા, તેનો ઈસ્તિલામ કર્યો,પછી દરવાજેથી સફા તરફ તશરીફ લઈ ગયા.(મુસ્લિમ : ૧/૩૯૫, હદીસ : ૧૨૧૮)

(૩) સઈનો પ્રારંભ સફા(પહાડ) થી કરવો અને મરવહ પર ખતમ કરવો.
(૪)(પુરુષો)નું મીલૈન અખ્ઝરૈન(જગ્યાનું નામ)માં દોડીને ચાલવું.
(૫) મીલૈન અખ્ઝરૈન ( સફા – મરવાની વચમાંથી એ જગ્યા જયાં હઝરત હાજરા (અલૈ.) થોડું દોડયા હતા.) દરમિયાન આ દુઆ પઢવી.

رَبِّ اغْفِرْ وَارْحَمْ إِنَّكَ أَنْتَ الْأَعَزُّ الْأَكْرَمُ

(૬) સઈ કરતી વખતે વાતચીત કરવી નહી.
(૭) સફા અને મરવહ પહાડ પર પહોંચી બયતુલ્લાહ તરફ મોઢુ કરી તકબીર અને તહલીલ અને આ દુઆ પઢવી.

لَا إِلٰهَ إِلَّا اللهُ وَحْدَه لَا شَرِيكَ لَه، لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيرٌ، لَا إِلٰهَ إِلَّا اللهُ وَحْدَه، أَنْجَزَ وَعْدَه، وَنَصَرَ عَبْدَه، وَهَزَمَ الْأَحْزَابَ وَحْدَه

---

(૩) હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદિ.)(એક લાંબી હદીસમાં) ફરમાવે છે:

فبدأ بالصفا حتى إذا كان آخر طواف على المروة فقال إلخ

અર્થ: પછી (આપ(ﷺ)એ સઈ કરી) શરૂઆત સફાથી કરી.(આગળ ઈર્શાદ ફરમાવે છે:) અહીયા સુધી કે જયારે આપ (ﷺ) છેલ્લા ચક્કર પર મરવહ તરફ તશરીફ લઈ જઈ રહયા હતા તો ફરમાવ્યું : અંત સુધી. (મુસ્લિમ : ૧/૩૯૫ હદીસ : ૧૨૧૮)

(૪) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) ફરમાવે છે :

السعي من دار بني عباد إلى زقاق بني أبي حسين

અર્થ: દારે બની ઉબાદથી ઝિકાક બની અબી હુસૈન સુધી દોડવું છે,(આ ભાગ મીલૈન અખ્ઝરૈન વચ્ચેનો છે.) (બુખારી : ૧/૨૨૩)

(૫) હઝરત મસરૂક (રહ.) ફરમાવે છે :

أن ابن مسعود نزل من الصفا ، فمشى حتى أتى الوادي فسعى، فجعل يقول: رَبِّ اغْفِرْ وَارْحَمْ إِنَّكَ أَنْتَ الْأَعَزُّ الْأَكْرَمُ

અર્થ: હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિ.) સફાથી ઉતર્યા અને ચાલવા લાગ્યા, અહીયા સુધી કે જયારે વાદી આવી તો દોડવા લાગ્યા અને આ દુઆ પઢતા જતા رَبِّ اغْفِرْ (અંત સુધી) (કિતાબુદુઆ લિત્તબરાની:૧/૨૭૨,હદીસ:૮૭૦)

(૬) يكره الحديث في البيع والشراء في الطواف والسعي (આલમગીરી : ૧/૨૩૭)

(૭-૮) હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદિ.) (એક લાંબી હદીસમાં) ફરમાવે છે:

(૮) ઉપરોકત દુઆ પઢયા પછી બીજી દુઆ માંગવી.
(૯) સઈ કર્યા પછી બે રકાત નમાઝ પઢવી.

## મિનાના આદાબ

(૧) મિનામાં પાંચ નમાઝોઃ (આઠમી ઝિલહજજની) ઝોહર, અસર અને (નવમી ઝિલહજજની) મગરિબ, ઈશા અને ફજર પઢવી.
(૨)મિનાના દિવસોમાં રાત્રે મિનામાં રોકાણ કરવું.

---

➲ فبدأ بالصفا ، فرقِي عليه ، حتى رأى البيت فاستقبل القبلة، فوحد الله وكبره، وقال:لَا إِلَهَ إِلَّا اللهُ وَحْدَهُ لَا شَرِيكَ لَهُ، لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ، وَهُوَ عَلَى كُلِّ شَيْءٍ قَدِيرٌ، لَا إِلَهَ إِلَّا اللهُ وَحْدَهُ، أَنْجَزَ وَعْدَهُ، وَنَصَرَ عَبْدَهُ، وَهَزَمَ الْأَحْزَابَ وَحْدَهُ،ثم دعا بين ذلك... ففعل على المروة كما فعل في الصفا

અર્થ: આપ (ﷺ) એ (સઈ કરી) શરૂઆત સફા(પહાડ)થી કરી, માટે આપ(ﷺ) સફા પર ચઢયા અહીયા સુધી કે બયતુલ્લાહ નજરે આવવા લાગ્યું તો આપ(ﷺ) એ કિબ્લા તરફ મોહુ કર્યુ અને અલ્લાહ તઆલાની એકતા અને મહાનતા બયાન કરી અને આ શબ્દો પઢયા لا إله إلا الله (અંત સુધી) પછી આપ(ﷺ) દુઆ ફરમાવી.(આગળ ઈર્શાદ ફરમાવે છેઃ) પછી આપ(ﷺ)એ મરવહ પર પણ આ જ અમલ કર્યો જે સફા પર કર્યો હતો. (મુસ્લિમઃ૧/૩૯૫, હદીસઃ૧૨૧૮)

(૯) إذا فرغ من السعي يدخل المسجد ويصلي ركعتين (આલમગીરીઃ ૧/૨૩૭)

(૧) હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) ફરમાવે છે :
صلى بنا رسول الله ﷺ بمنى الظهر، والعصر، والمغرب، والعشاء، والفجر، ثم غدا الى عرفات

અર્થ: અલ્લાહના નબી (ﷺ)એ અમને મિનામાં ઝોહર, અસર, મગરિબ, ઈશા અને ફજરની નમાઝ પઢાવી, પછી અરફાત તશરીફ લઈ ગયા. (તિરમિઝીઃ ૧/૧૭૭, હદીસ : ૮૭૯)

(૨) હઝરત અબ્દુલ્લાહ બિન ફર્રુખે મક્કામાં રાત્રી ગુઝારવા બાબત મસ્અલો પૂછયો તો) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) એ ફરમાવ્યું: أما رسول الله ﷺ فبات بمنى
અર્થ: અલ્લાહના નબી(ﷺ) એ મિનામાં રાત ગુઝારી હતી. (અબૂદાઉદઃ૧/૨૭૦, હદીસઃ ૧૯૫૮)

(૩)વાળ કપાવવાના બદલે મુંડાવવા(આ અફઝલ છે, કપાવવા પણ જાઈઝ છે).

(૪) માથુ મુંડાવવામાં જમણી બાજુએથી પ્રારંભ કરવો.

(૫) મિનાના મઝબહ (ઝબહ કરવાની જગ્યા)માં કુરબાની કરવી.

## અરફાતના આદાબ

(૧) ૯ મી ઝિલહજજના ફજર પછી અરફાત માટે રવાના થવું.

---

(૩) હઝરત ઈબ્ને ઉમર(રદિ.) ફરમાવે છે : حلق رسول الله ﷺ في حجته

અર્થ: આપ(ﷺ)એ હજ્જતુલ વિદાઅ નિમિત્તે (હલક) માથાના વાળ કપાવ્યા હતા.(બુખારી : ૧/૨૩૩)

(૪) હઝરત અનસ (રદિ.) ફરમાવે છે :

અર્થ: لما رمى النبي ﷺ الجمرة نحر نسكه، ثم ناول الحالق شقه الأيمن فحلقه، فأعطاه أبا طلحة ، ثم ناوله شقه الأيسر فحلقه ، فقال : اقسمه بين الناس

જયારે નબી (ﷺ)એ જમરએ અકબાની રમી કરી લીધી તો પોતાની કુરબાની ઝબહ કરી, પછી હલક કરનારની સામે પોતાના માથાનો જમણો ભાગ પેશ કર્યો, તેણે તે મુંડયો. આપ(ﷺ)એ એ વાળ હઝરત અબૂ તલ્હા અન્સારી (રદિ.) ને આપ્યા, પછી હલક કરનાર(વાળંદ) સામે પોતાના માથાનો ડાબો ભાગ પેશ કર્યો, તેણે તે વાળ કાપ્યા, (આપ(ﷺ) એ તે વાળ પણ અબૂ તલ્હા (રદિ.)ને આપ્યા) અને ફરમાવ્યું : તે (વાળ)ને લોકોમાં વહેંચી દો.(તિરમિઝીઃ ૧/૧૮૧, હદીસ : ૯૧૨)

(૫) હઝરત અલી (રદિ.) (એક લાંબી હદીસમાં) ફરમાવે છે :

અર્થ: ثم أتى المنحر، فقال:هذا المنحر، ومنى كلها منحر

પછી આપ(ﷺ) ઝબહ કરવાની જગ્યા પર તશરીફ લાવ્યા અને ફરમાવ્યું : આ ઝબહ કરવાની જગ્યા છે અને સમગ્ર મિના ઝબહ કરવાની જગ્યા છે. (તિરમિઝીઃ ૧/૧૭૭, હદીસ :૮૮૫)

(૧) હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) ફરમાવે છે:

صلى بنا رسول الله ﷺ بمنى الظهر، والعصر، والمغرب، والعشاء، والفجر، ثم غدا إلى عرفات

અર્થ: અલ્લાહના નબી(ﷺ)એ અમને મિનામાં ઝોહર, અસર, મગરિબ ઈશા અને ➲

(૨) અરફાતના રોકાણમાં પોતાનું મોઢુ કિબ્લા તરફ રાખવું.
(૩) અરફાતમાં ઝિક્ર અને દુઆનો પ્રબંધ કરવો.
(૪) અરફાતમાં ઈમામ સાથે ઝોહર અને અસર એક સાથે પઢવી.

---

ફજરની નમાઝ પઢાવી, પછી અરફાત તશરીફ લઈ ગયા. (તિરમિઝી: ૧/૧૭૭, હદીસ:૮૮૫)

(૨) (એક લાંબી હદીસમાં) હઝરત જાબિર (રદિ.) ફરમાવે છે :

حتى أتى الموقف واستقبل القبلة

અર્થ: પછી (અરફાતમાં) રોકાણની જગ્યાએ તશરીફ લઈ ગયા, (આગળ ફરમાવે છે) અને કિબ્લા તરફ મોઢુ કર્યુ. (મુસ્લિમ:૧/૩૯૮,હદીસ:૧૨૧૮)

(૩) إن الله تطول على أهل عرفات يباهي بهم الملائكة يقول: ياملائكتي! انظروا إلى عبادي! شعثا غبرا، أقبلوا يضربون إلي من كل فج عميق، فأشهدكم أني قد أجبت دعاءهم، وشفعت رغبتهم، ووهبت مسيئهم لمحسنهم، وأعطيت محسنيهم جميع ما سألوني غير التبعات التي بينهم

અર્થ: અલ્લાહ તઆલા અરફાતવાળાઓ પર મહેરબાની ફરમાવે છે અને તેમના દ્વારા ફરિશ્તાઓ પર ગર્વ કરે છે અને કહે છે : હે મારા ફરિશ્તાઓ !મારા આ બંદાઓને જુઓ ! વિખેરાયેલા વાળ વાળા મેલા ધૂળ ગ્રસ્ત, તેઓ મારી તરફ દૂર અને નજીક જગ્યાએથી આવ્યા હું તમને ગવાહ બનાવું છું, કે મેં તેમની દુઆઓ કબૂલ કરી અને તેમની બુરાઈઓને નેકીઓમાં બદલી નાંખી અને તેમના નેક લોકોએ જે કંઈ મારી પાસે માંગ્યું તે બધુ આપી દીધુ, માત્ર તે જુલ્મ કે જે તેમની પરસ્પર છે. (મજમઉઝઝવાઈદ : ૩/૨૫૯, હદીસ : ૫૫૬૯)

(૪) હઝરત સાલિમ ફરમાવે છે :

أن الحجاج بن يوسف -عام نزل بابن الزبير- سأل عبد الله: كيف تصنع في الموقف يوم عرفة؟ فقال سالم: إن كنت تريد السنة فهجر بالصلاة يوم عرفة، فقال عبدالله بن عمر: صدق، إنهم كانوا يجمعون بين الظهر والعصر في السنة، فقلت لسالم: أفعل ذلك رسول الله ﷺ؟ فقال سالم: وهل يتبعون في ذلك إلا سنته!

અર્થ: હજ્જાજ બિન યુસૂફે તે જ વર્ષે જેમાં અબ્દુલ્લાહ બિન ઝુબેર (રદિ.) થી લડાઈ થઈ હતી, અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)થી પૂછયું કે અમે અરફાના દિવસે રોકાણ દરમિયાન શું કરીએ ? તો સાલિમે ફરમાવ્યું : જો તને સુન્નત

(૫) અરફાતનો ખુત્બો ટુંકો હોવો.
(૬)અરફાતથી પરત ફર્યા પછી જયાં સુધી શકય હોય ઝડપી ચાલવું.

## મુઝદલિફાના આદાબ

(૧) મુઝદલિફામાં રાત્રી ગુઝારવી.
(૨) સંપૂર્ણ રાત ઈબાદતમાં પસાર કરવી.

---

C પર અમલ કરવો છે તો અરફાના દિવસે નમાઝ જલ્દી અદા કર, તો અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) એ ફરમાવ્યું : આ સાચું કહી રહયા છે, સહાબા સુન્નત પ્રમાણે ઝોહર અને અસર ભેગી પઢતા હતા, ઈબ્ને શિહાબ (રાવી) ફરમાવે છે : મે સાલિમથી પૂછયું કે શું આપ(ﷺ) એ આવું કર્યુ છે ? તો સાલિમ (રહ.) એ જવાબ આપ્યો કે શું સહાબા આપ(ﷺ)ના તરીકા વિરૂદ્ધ અન્ય વસ્તુનું અનુસરણ કરતા હતા? (બુખારી:૧/૨૨૫,હદીસ:૧૬૬૨)

(૫) હઝરત સાલિમ (રહ.) એ (હજ્જાજથી) ફરમાવ્યું :

إن كنت تريد السنة فاقصر الخطبة وعجل الوقوف، فجعل ينظر إلى عبد الله، فلما رأى ذلك عبد الله قال: صدق

અર્થ: જો તારે સુન્નત પર અમલ કરવો છે તો ખુત્બો ટુંકો કર અને વુકૂફમાં જલ્દી કર, પછી હઝરત સાલિમ, અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) તરફ જોવા લાગ્યા, જયારે હઝરત અબ્દુલ્લાહે આ હાલત જોઈ તો ફરમાવ્યું : સાલિમ ઠીક કહી રહયા છે.(બુખારી : ૧/૨૨૬, હદીસ : ૧૬૬૩)

(૬) હઝરત ઉરવહ (રદિ.) ફરમાવે છે :

سئل أسامة وأنا جالس: كيف كان رسول الله ﷺ يسير في حجة الوداع حين دفع؟ قال: كان يسير العنق، فإذا وجد فجوة نص

અર્થ: હું હઝરત ઉસામા પાસે બેઠો હતો અને તેમનાથી પૂછવામાં આવ્યું કે આપ (ﷺ) હજ્જતુલ વિદાઅમાં(અરફાતથી) વાપસી પર કેવી રીતે ચાલી રહયા હતા ? તો હઝરત ઉસામા (રદિ.) એ ફરમાવ્યું : તેઓ ઝડપી ચાલતા હતા અને જયારે સહુલત જોતા તો વધારે ઝડપી ચાલવાનું શરૂ કરતા.(બુખારી:૧/ ૨૨૬, હદીસ: ૧૬૬૬)

(૧) إذا فرغ من العشاء يبيت ثمه (આલમગીરી: ૧/૨૩૦)

(૨) ينبغي أن يحيي هذه الليلة بالصلاة والقراءة والذكر والدعاء والتضرع (આલમગીરી: ૧/૨૩૦)

❊નોંધ: જો થાક અથવા અન્ય કોઈ મજબૂરી હોય તો સુવાની પણ ગુંજાઈશ છે.

(૩) રમી જિમાર (શયતાનને કાંકરીઓ મારવાની વિધિ) માટે કાંકરીઓ મુઝદલિફા અથવા રસ્તામાંથી લઈ લેવી.

(૪)મુઝદલિફામાં મગરિબ અને ઈશાની નમાઝ એક સાથે પઢવી

(૫) સુબ્હે સાદિકથી ખુબ અજવાળુ થઈ જતા સુધી(સહુલત હોય તો મશઅરે હરામ પાસે, નહી તો જયાં જગ્યા મળી જાય) પાબંદીથી ઈબાદતમાં પ્રવૃત્ત રહેવું.

---

❊ હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદિ.) (એક લાંબી હદીસમાં) ફરમાવે છે :

ثم اضطجع رسول الله ﷺ حتى طلع الفجر

અર્થ: પછી આપ(ﷺ) સુબ્હે સાદિક સુધી સુઈ ગયા. (મુસ્લિમ:૧/૩૯૮,હદીસ:૧૨૧૮)

(૩) يستحب أخذ الجمار من المزدلفة أو من الطريق (નુરૂલ ઈઝાહ : ૩૯૫)

(૪) હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ(રદિ.)(એક લાંબી હદીસમાં) ફરમાવે છે:

حتى أتى المزدلفة، فصلى بها المغرب والعشاء بأذان واحد وإقامتين، ولم يسبح بينهما شيئا

અર્થ: પછી આપ (ﷺ) મુઝદલિફહ તશરીફ લાવ્યા અને અહીયા મગરિબ અને ઈશાની નમાઝ એક અઝાન અને બે ઈકામત સાથે અદા ફરમાવી અને તે બે નમાઝો વચ્ચે કોઈ નફિલ નમાઝ ન પઢી. (મુસ્લિમ:૧/૩૯૮,હદીસ:૧૨૧૮)

(૫) હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદિ.)(એક લાંબી હદીસમાં) ફરમાવે છે :

وصلى الفجر، حين تبين له الصبح، بأذان وإقامة، ثم ركب القصواء، حتى أتى المشعر الحرام، فاستقبل القبلة، فدعاه وكبره وهلله ووحده، فلم يزل واقفا حتى أسفر جدا

અર્થ: અને જયારે સુબ્હે સાદિક થઈ ગઈ તો આપ(ﷺ) એ ફજરની નમાઝ, અઝાન અને ઈકામત સાથે અદા ફરમાવી,પછી કસ્વા ઊંટણી પર સવાર થઈને મશઅરે હરામ પાસે તશરીફ લઈ ગયા અને કિબ્લા તરફ રૂખ ફરમાવ્યું, પછી અલ્લાહ તઆલાથી દુઆ માંગવા લાગ્યા અને તકબીર, તહલીલ અને તૌહીદમાં મશગુલ થઈ ગયા અને આપ(ﷺ) બરાબર અહીયા રોકાઈ રહયા ત્યાં સુધી કે સવાર ખુબ રોશન થઈ ગઈ.(મુસ્લિમ: ૧/૩૯૮, હદીસ : ૧૨૧૮)

(૬) મુઝદલિફાથી મિના તરફ જતી વખતે"વાદીએ મુહસ્સર" પાસેથી ઝડપથી પસાર થવું.

## રમી જિમારના આદાબ

(૧) નાની નાની કાંકરીઓ વડે રમી જિમાર(શૈતાનને કાંકરીઓ મારવી) કરવું.
(૨) પ્રથમ દિવસે (દસમી ઝિલહજ્જની) રમી ઝવાલથી પહેલા અને બાકીના દિવસોમાં ઝવાલ પછી કરવી.
(૩) રમી જિમાર વખતે તલ્બીયા પઢવાને મોકૂફ કરી દેવું.

---

(૬) હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ(રદિ.)(એક લાંબી હદીસમાં) ફરમાવે છે :
حتى أتى بطن محسر فحرك قليلا
અર્થ: અહીયા સુધી કે આપ(ﷺ) મુહસ્સર નામી વાદી પાસે પહોંચ્યા તો પોતાની સવારીને થોડી હરકત આપી.(એટલે ઝડપી કરી) (મુસ્લિમ:૧/૩૯૮ હદીસ:૧૨૧૮)
قال النووي:فهي سنة من سنن السير في ذلك الموضع قال أصحابنا: يسرع الماشي ويحرك الراكب دابته في وادي محسر،ويكون ذلك قدر رمية حجر [حاشية الحديث]

(૧) હઝરત જાબિર (રદિ.) ફરમાવે છે : رأيت النبي ﷺ رمى الجمرة بمثل حصى الخذف
અર્થ: મેં આપ(ﷺ)ને કાંકરીઓથી રમી જિમાર કરતા જોયા.(મુસ્લિમ: ૧/૪૨૦, હદીસ: ૧૨૯૯)
(૨) હઝરત જાબિર (રદિ.) ફરમાવે છે :
رمى رسول الله ﷺ الجمرة يوم النحر ضحىً، وأما بعد فإذا زالت الشمس
અર્થ: આપ(ﷺ)એ ઈદુલ અઝહાના દિવસે જમરહની રમી ચાશતના સમયે (ઝવાલ પહેલા) ફરમાવી અને બાકી દિવસોમાં ઝવાલ પછી ફરમાવી.(મુસ્લિમ: ૧/૪૨૦, હદીસ: ૧૨૯૯)
(૩) હઝરત ફઝલ બિન અબ્બાસ (રદિ.) ફરમાવે છે :
أردفني رسول الله ﷺ من جمع إلى منىً، فلم يزل يلبي حتى رمى الجمرة
અર્થ: મને આપ (ﷺ) એ ભેગા થવાની જગ્યા (મુઝદલિફા)થી પોતાની સવારી પર પાછળ બેસાડી દીધો અને આપ(ﷺ) રમી જિમાર સુધી બરાબર તલ્બીયા

(૪) રમી જિમાર વખતે બયતુલ્લાહને ડાબી તરફ અને મિનાને જમણી તરફ રાખવું. (એટલે કે એવી રીતે ઊભા રહેવું કે બયતુલ્લાહ ડાબી તરફ અને મિના જમણી તરફ હોય)

(૫) રમી જિમાર વખતે તકબીર કહેવી.

---

પઢી રહયા હતા. (તિરમિઝી:૧/૧૮૫, હદીસ : ૯૧૮)

(૪) હઝરત અબ્દુર્રહમાન બિન યઝીદ (રહ.) ફરમાવે છે:

أنه حج مع ابن مسعود، فرآه يرمي الجمرة الكبرىٰ بسبع حصيات، فجعل البيت عن يساره ومنىً عن يمينه

અર્થ: મેં અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિ.) સાથે હજ કરી તો જોયું કે તેમને જમરએ ઊકબાને સાત કાંકરીઓ મારી, એ રીતે કે બયતુલ્લાહ તેમની ડાબી તરફ હતું અને મિના જમણી તરફ. (બુખારી : ૧/૨૩૫, હદીસ : ૧૭૪૯)

(૫) ઈમામ ઝોહરી (રહ.) ફરમાવે છે :

كان إذا رمى الجمرة التي تلي مسجد منىً يرميها بسبع حصيات، يكبر كلما رمىٰ بحصاة، ثم تقدم أمامها، فوقف مستقبل القبلة، رافعا يديه يدعو، وكان يطيل الوقوف ، ثم يأتي الجمرة الثانية ، فيرميها بسبع حصيات ، يكبر كلما رمىٰ بحصاة، ثم ينحدر ذات اليسار مما يلي الوادي، فيقف مستقبل القبلة رافعا يديه يدعو، ثم يأتي الجمرة التي عند العقبة، فيرميها بسبع حصيات، يكبر عند كل حصاة، ثم ينصرف ولا يقف عندها

અર્થ: આપ(ﷺ) જયારે જમરહની રમી ફરમાવતા જે મિનાથી નજીક છે, તો સાત કાંકરીઓથી રમી ફરમાતા અને જયારે કાંકરીઓ મારતા તો તકબીર પઢતા હતા, પછી તેની સામે કિબ્લા તરફ મોહુ કરી હાથોને ઉઠાવીને ઊભા થતા અને દુઆ કરતા અને મોડે સુધી ઊભા રહેતા હતા; પછી બીજા જમરહ પાસે આવતા અને ત્યાં પણ સાત કાંકરીઓ મારતા, દરેક કાંકરી નાંખતી વેળા તકબીર પઢતા, પછી વાદી તરફ ડાબી બાજુ આવતા અને હાથ ઉઠાવીને કિબ્લા બાજુ મોહુ કરીને દુઆ કરતા, પછી જમરએ ઊકબા પાસે આવતા ત્યાં સાત કાંકરીઓ મારતા અને દરેક કાંકરી વખતે તકબીર પઢતા, પછી તશરીફ લઈ જતા અને ત્યાં ઊભા રહેતા ન હતા. (બુખારી : ૧/૨૩૬, હદીસ : ૧૭૫૩)

(૬) કાંકરીઓ મારતી વખતે તકબીર સાથે આ દુઆ પઢવી.

اَللّٰهُمَّ اجْعَلْهُ حَجًّا مَبْرُورًا وَذَنْبًا مَغْفُوراً

(૭) હલાલ થવા પર ખુશ્બૂ લગાડવી.

(૮) પહેલા જમરએ ઊલાની પછી વુસ્તા અને પછી અખીરહની ક્રમવાર રમી કરવી.

(૯)જમરએ ઊલા અને વુસ્તા પર રમી કરી રહયા પછી કિબ્લા તરફ મોઢુ કરી મોડે સુધી દુઆ કરવી.





---

(૬) હઝરત નાફેઅ (રહ.) ફરમાવે છે :

أن ابن عمر كان إذا رمى الجمار كبر عند كل حصاة وقال: اَللّٰهُمَّ اجْعَلْهُ حَجًّا مَبْرُوراً وَذَنْبًا مَغْفُورا

અર્થ: હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) જયારે રમી જિમાર કરતા તો દરેક કાંકરી વખતે તકબીર કહેતા અને આ દુઆ પઢતા اَللّٰهُمَّ اجْعَلْهُ حَجًّا (અંત સુધી) (કિતાબુદુઆ લિત્તબરાની : ૧/૧૭૬, હદીસ : ૮૮૧)

(૭-૮)હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે :

طيبت رسول الله ﷺ بيدي هاتين، حين أحرم، ولحله حين أحل قبل أن يطوف

અર્થ: મે મારા આ બંન્ને હાથોથી આપ(ﷺ)ને એહરામ વખતે અને હલાલ થતી વખતે તવાફથી પહેલા ખુશ્બૂ લગાવી છે.(બુખારી:૧/૨૩૬,હદીસ:૧૭૫૪)

(૯) જુઓ હાસિયા નંબર : ૭૦

# મક્કા મુકર્રમાના આદાબ

(૧) હરમમાં અઝમત સાથે દાખલ થવું.
(૨) દાખલ થતા પહેલા ગુસલ કરવું.
(૩) દાખલ થયા પછી તૌબા અને ઈસ્તિગ્ફારમાં પ્રવૃત્ત રહેવું.
(અલ અદબ ફીદીનઃ ૬૨)

(૪) શરીઅતના ઉતરાણ પર વિચાર કરવો. ( એટલે કે એ ચિંતન–મનન કરવું કે આ મહાન સ્થળ છે જયાં અલ્લાહ તઆલાના આદેશોનું ઉતરાણ થયેલું છે. (અલ અદબ ફીદીનઃ ૬૨)
(૫) બયતુલ્લાહને જોતા રહેવું. (અલ અદબ ફીદીનઃ ૬૨)
(૬) શકિત પ્રમાણે તવાફ કરતા રહેવું. (અલ અદબ ફીદીનઃ ૬૨)
(૭)એક પછી એક (નિરંતર) ઉમરા કરવા. (અલ અદબ ફીદીનઃ ૬૨)





---

(૧) આપ(ﷺ)નું ફરમાન છે : إن هذا البلد حرمه الله
અર્થ: અર્થ : અલ્લાહ તઆલાએ આ શહેરને આદર પાત્ર બનાવ્યું છે.
(બુખારી : ૧/૨૧૬, હદીસ : ૧૫૮૭)

(૨) كان ابن عمر إذا دخل أدنى الحرم ...... ويغسل، ويحدث:أن النبي ﷺ كان يفعل ذلك
અર્થ: હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) જયારે હરમની હદમાં દાખલ થયા તો ..... ગુસલ કરતા અને આ ફરમાવતા કે આપ(ﷺ) પણ આવુ જ કરતા હતા. (બુખારી : ૧/૨૧૪, હદીસ : ૧૫૭૩)

# મદીના મુનવ્વરાના આદાબ

(૧) મદીના મુનવ્વરામાં દાખલ થતા પહેલા ગુસલ કરવું. (નૂરૂલ ઈઝાહ)
(૨) નમ્રતા અને શાંતિ સહિત દાખલ થવું. (અલ અદબ ફીદ્દીન: ૬૧)
(૩) નુઝૂલે શરીઅતનો વિચાર કરવો. (અલ અદબ ફીદ્દીન: ૬૧)
(૪) ત્યાંની કોઈ વસ્તુની ખામી કાઢવી નહી.
(૫) મદીનામાં પહોંચનારી બલા – મુસીબત પર સબર કરવી.
(૬) મસ્જિદે નબવીમાં એ રીતે દાખલ થવું જાણે આપ (ﷺ)ને નમાઝ પઢાવતા અને ખુત્બો આપતા જોઈ રહયો છે. (અલ અદબ ફીદ્દીન: ૬૧)
(૭) પવિત્ર રવઝહ (નબીની કબર) પર એ રીતે આવવું જાણે આપ(ﷺ)ને જોઈ રહયો છે. (અલ અદબ ફીદ્દીન: ૬૧)
(૮) કબર મુબારક પાસે અવાજ ઊંચી કરવી નહી. (અલ અદબ ફીદ્દીન: ૬૧)
(૯) ઝિયારત વખતે સૌપ્રથમ સલામ અરજ કરવી. (અલ અદબ ફીદ્દીન: ૬૧)
(૧૦) કબ્ર મુબારકની ઝિયારત કરી પરત ફરતી વખતે બની શકે ત્યાં સુધી તેના તરફ પીઠ કરવી નહી. (અલ અદબ ફીદ્દીન: ૬૧)



---

(૫) આપ(ﷺ)નું ફરમાન છે :

من سكن المدينة وصبر على بلائها، كنت له شهيدا وشفيعا يوم القيامة

અર્થ: જે માણસ મદીનામાં રહે અને અહીયાની મુસીબત અને સખ્તી પર સબર કરે તો હું કિયામતના દિવસે તેના માટે સિફારશી અને સાક્ષી બનીશ. (શુઅબુલ ઈમાન બયહકી : ૬/૪૭, હદીસ : ૩૮૫૬)

# વાલિદૈન(માતા – પિતા)ના હક્કો અને આદાબ

## માતા – પિતાની હયાતીના હક્કો

(૧)શરીઅતભંગના હુકમો સિવાયના હુકમોમાં તેમનું આજ્ઞાપાલન કરવું.
(૨)તેમની સાથે સદવર્તન કરવું અને સેવા માટે તૈયાર રહેવું.
(૩)તેમની માંગણી મુજબની વસ્તુ આપવી.(જો શકય હોય તો)
(૪)તેમના માટે رَّبِّ ارْحَمْهُمَا كَمَا رَبَّيَانِيْ صَغِيْرًا જેવી દુઆઓ માંગતા રહેવું.
(૫) જિહાદ–તબ્લીગ અને ઈલ્મી સફર કરતા પહેલાં તેઓથી પરવાનગી લેવી.

---

(૧) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿وَاِنْ جَاهَدٰكَ عَلٰٓى اَنْ تُشْرِكَ بِيْ مَا لَيْسَ لَكَ بِهٖ عِلْمٌ فَلَا تُطِعْهُمَا﴾

અર્થ: અને જો તેઓ બન્ને આ વાત પર હઠ કરે કે તમે એવી વસ્તુને મારી શરીક ઠેરવો જેના વિશે તમને કંઈ જ્ઞાન નથી તો તમે તેઓનું કહેવું માનશો નહિ.(સૂ.લુકમાન : ૧૫)

(૨) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿وَوَصَّيْنَا الْاِنْسَانَ بِوَالِدَيْهِ اِحْسٰنًا﴾

અર્થ: અનેઅમે મનુષ્યને તેના માતા–પિતા સાથે સદ્વર્તનનો હુકમ કર્યો.(સૂ. અહકાફ : ૧૫)

(૩) આપ(ﷺ) નું ફરમાન છે : أنت ومالك لأبيك

અર્થ: તુ અને તારો માલ તારા પિતાનો છે.(અબૂ દાઉદ:૨/૪૯૮,હદીસ:૩૫૩૦)

(૪) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿وَقُلْ رَّبِّ ارْحَمْهُمَا كَمَا رَبَّيٰنِيْ صَغِيْرًا﴾

અર્થ: અને એવી દુઆ માંગ્યા કરો કે હે પરવરદિગાર ! એ બન્ને પર રહમ કર કે જેવી રીતે એમણે મને નાનપણમાં ઉછેર્યો છે. (સૂ.બની ઈસ્રાઈલ : ૨૪)

(૪) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) ફરમાવે છે :

أن رجلا هاجر إلى رسول الله ﷺ من اليمن ، فقال: هل لك أحد باليمن؟ قال: أبواي، قال: أذنا لك؟ قال: لا، قال: ارجع إليهما فاستأذنهما، فإن أذنا لك فجاهد، وإلا فبرهما

અર્થ: આપ(ﷺ) પાસે એક માણસ યમનથી હિજરત કરીને આવ્યા, તો આપ(ﷺ) એ તેમને પૂછયું તમારુ યમનમાં કોઈ સંબંધી છે તેણે કહયું મા–બાપ છે,

(૬) નમ્રતા સાથે વાત કરવી.

(૭) તેમની સાથે આજીજી અને નમ્રતાથી પેશ આવવું.

(૮) તેમને ગાળો આપવી નહી અને ન તો ગાળ આપવાનું કારણ બનવું. (કારણ બનવાનો અર્થ એ કે કોઈને ગાળો દઈને તેમને(માતા – પિતાને) ગાળો અપાવવી.

(૯) માતા સાથે સદવર્તન પિતા કરતા વધુ કરવું.

---

ફરમાવ્યું શું તેઓએ તમને પરવાનગી આપી છે? તેણે કહયું: નહી, તો આપ(ﷺ) ફરમાવ્યું:જા અને તેમની પરવાનગી મેળવજો તેઓ પરવાનગી આપે તો જિહાદ કર, નહીતર તેમની સાથે સદવર્તન કર.(અબૂદાઉદ: ૨/૩૪૨, હદીસ: ૨૫૩૦)

(૬) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿فَلَا تَقُلْ لَّهُمَا أُفٍّ وَّلَا تَنْهَرْهُمَا وَقُلْ لَّهُمَا قَوْلًا كَرِيْمًا﴾

**અર્થ:** તો તેમને 'હું' પણ કહેવું નહિ અને તેમને તરછોડો નહિ અને તેમની સાથે બહુ અદબથી વાત કરો.(સૂ.બની ઈસ્રાઈલ : ૨૩)

(૭) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿وَاخْفِضْ لَهُمَا جَنَاحَ الذُّلِّ مِنَ الرَّحْمَةِ﴾

**અર્થ:** અને તેમની આગળ માયાળુ પણે નમ્રતાથી ઝૂકીને જ રહો.(સૂ.બની ઈસ્રાઈલ:૨૪)

(૮) આપ(ﷺ)નું ફરમાન છે :

إن من أكبر الكبائر أن يلعن الرجل والديه، قيل: يارسول الله! وكيف يلعن الرجل والديه؟ قال: يسب أبا الرجل فيسب أباه، ويسب أمه فيسب أمه

**અર્થ:** બેશક મહાપાપોમાં સૌથી મોટું પાપ એ છે કે માણસ પોતાના મા–બાપ પર લાનત કરે, પુછવામાં આવ્યું હે અલ્લાહના રસૂલ (ﷺ) ! માણસ પોતાના મા–બાપ પર લાનત કેવી રીતે કરી શકે ? તો આપ(ﷺ) એ ફરમાવ્યું: તે કોઈના બાપને ગાળો આપશે તો સામેવાળો તેના બાપને ગાળો ભાંડશે અને એ કોઈની મા ને ગાળો આપશે તો સામેવાળો તેની માને ગાળો બોલશે.(બુખારી: ૨/૮૮૩, હદીસ: ૫૯૭૩)

(૯) હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે :

جاء رجل إلى رسول الله ﷺ ، فقال : من أحق الناس بحسن صحابتي؟ قال : أمك، قال: ثم من؟ قال: أمك، قال: ثم من؟ قال: أمك، قال: ثم من؟ قال : أبوك

**અર્થ:** આપ(ﷺ)થી એક માણસે પૂછયું કે મારા માટે લોકોમાં સદવર્તન માટે સૌથી વધુ હકદાર કોણ? આપ(ﷺ) એ ફરમાવ્યું તારી મા, તેણે પુછયું પછી કોણ?

(૧૦)સામાન્ય હાલતમાં ખવડાવવામાં માતા–પિતાને સંતાનો પર અગ્રતા આપવી.
(૧૧)પત્નીને માતા પર અને મિત્રોને પિતા પર અગ્રતા ન આપવી.
(૧૨)માતા–પિતાના મિત્રો સાથે સદવર્તન કરીને તેઓને રાજી કરવા.

## માતા – પિતાના મરણ પછીના હક્કો

(૧) તેમના માટે દુઆ કરતા રહેવું.
(૨) તેમને આપેલા વચનો અને વસિય્યતોને પુરી કરવી.

---

ફરમાવ્યું : તારી મા, તેણે પુછયું પછી કોણ ? ફરમાવ્યું : તારી મા, તેણે પુછયું પછી કોણ ? ફરમાવ્યું તારો બાપ.(બુખારી : ૨/૮૮૩, હદીસ : ૫૯૭૧)

(૧૦) كما فعل رجل من بني إسرائيل (જુઓ બુખારી : ૨/૮૮૩, હદીસ : ૫૯૭૪)

(૧૧) આપ(ﷺ)એ કિયામતની નિશાનીઓ બતાવતા ઈરશાદ ફરમાવ્યો:
وأطاع الرجل زوجته، وعق أمه، وبر صديقه، وجفا أباه ....... فليرتقبوا عند ذلك ريحا حمراء أو خسفا أو مسخا

અર્થ: જયારે માણસ પોતાની પત્નીની પેરવી કરવા લાગે અને પોતાની માતાની ના ફરમાની કરે અને પોતાના મિત્ર સાથે સદ્વર્તન કરે અને પોતાના પિતા સાથે ખરાબ વર્તન કરે.... તો લોકો તે વખતની રાહ જુએ લાલ આંધી (વંટોળ) અથવા ધરતીનું ધસવું અથવા શકલ–સુરતનું વિકૃત થઈ જવું.(તિરમિઝી:૨/૪૪,હદીસ: ૨૨૧૦)

(૧૨) આપ(ﷺ)નું ફરમાન છે :إن أبر البر صلة الولد أهل ود أبيه بعد أن يولي
અર્થ: શ્રેષ્ઠ નેકી બાપના અવસાન પછી તેમના સંબંધીઓ સાથે સદ્વર્તન કરવું છે. (મુસ્લિમ: ૨/૩૧૪, હદીસ :૨૫૫૨)

(૧) આપ(ﷺ)નું ફરમાન છે :
إذا مات الإنسان انقطع عنه عمله إلا من ثلاثة (وعدَّ منها): ولد صالح يدعو له
અર્થ: જયારે માણસ મૃત્યુ પામે છે તો તેના સર્વ કર્મો બંધ થઈ જાય છે પરંતુ ત્રણ વસ્તુઓ (તેમાંથી એક આ છે ) તે નેક પુત્ર જે મરણ પામનાર માટે દુઆ કરે. (મુસ્લિમ: ૨/૪૧, હદીસ: ૧૬૩૧)

(૨) આપ(ﷺ)નું ફરમાન છે : إنفاذ عهدهما من بعدهما ...
અર્થ: માતા – પિતાના મરણ પછી(તેમની સાથે સદવર્તન એ છે કે) તેમના

(૩) દરેક જુમ્આએ તેમની કબરની ઝિયારત કરવી.

(૪)તેમના સગાં–સંબંધીઓ જેમકે માસી, કાકા વગેરે સાથે સંબંધ જાળવી રાખવો.

(૫) મોટા ભાઈને પિતાના દરજામાં સમજવો.



---

વચનોને પૂર્ણ કરો.(અબૂદાઉદ: ૨/૭૦૦,હદીસ:૫૧૪૨)

(૩) આપ(ﷺ) એ ફરમાવ્યું :

من زار قبر أبويه أو أحدهما في كل جمعة غفرله وكتب برا

અર્થ: જે માણસે પોતાના માતા–પિતા અથવા બંનેમાંથી કોઈ એકની કબરની દરેક જુમ્આએ ઝિયારત કરી, તો તેની મગફિરત કરી દેવામાં આવશે, અને તેને સદવર્તન કરનારાઓમાં લખી દેવામાં આવશે.(અલમુઅજમુસ્સગીર લિત્તબરાની :૨/ ૧૬૦, હદીસ : ૯૫૫)

(૩) આપ(ﷺ)નું ફરમાન છે :

مَن أحب أن يصل أباه في قبره فليصل إخوان أبيه بعده

અર્થ: જે માણસ પોતાના બાપની કબરમાં(એટલે મરવા પછી) સિલા રહમી – સદ્‌વર્તન કરવા ઈચ્છે તો તે બાપના મરવા પછી તેમના ભાઈઓથી સિલા રહમી કરે.(ઈબ્ને હિબ્બાન : ૨ / ૧૭૫, હદીસ ૪૩૨)

(૩) આપ (ﷺ) એ ફરમાવ્યું :

حق كبير الإخوة على صغيرهم حق الوالد على ولده

અર્થ: નાના ભાઈના ઝિમ્મે મોટા ભાઈનો હક એવો જ છે જેવો પિતાનો હક સંતાનો પર.(શુઅબુલ ઈમાન : ૧/૨૧૩,હદીસ:૭૫૫૩)

# સદ્વર્તનના આદાબ

(૧) અલ્લાહ તઆલા ખાતર સદ્વર્તન કરવું.
(૨) અલ્લાહ તઆલાથી સવાબની આશા રાખવી.
(૩) પોતાના વંશ અને સગાં – સંબંધીઓને ઓળખવા.
(૪) સિલા રહમીમાં નજીકના સગાઓને અગ્રતા આપવી.
(૫) સગાં–સંબંધીઓ જરૂરતમંદ હોય તો પહેલા તેમને સદકો આપવો.

---

(૧) આપ(ﷺ) એ ફરમાવ્યું :

من أحب لله وأبغض لله ، وأعطى لله ومنع لله ، فقد استكمل الإيمان

અર્થ: જેણે મુહબ્બત કરી તો અલ્લાહ ખાતર અને દુશ્મની કરી તો અલ્લાહ ખાતર, આપ્યું તો અલ્લાહ વાસ્તે અને ન આપ્યું તો અલ્લાહ વાસ્તે (તો) તેણે પોતાનું ઈમાન પરિપૂર્ણ કરી લીધું. (અબૂદાઉદ: ૨/૬૪૩,હદીસ:૪૬૮૪)

(૨) આપ(ﷺ) એ ફરમાવ્યું :

الصدقة على المسكين صدقة ، وهي على ذي الرحم اثنتان: صدقة ، وصلة

અર્થ: મિસ્કીન (કંગાલ)ને સદકો આપવાનો એક જ સવાબ છે અને સંબંધીઓને સદકો આપવો ડબલ (બે ગણો) સવાબ છે એટલે કે સદકાનો અને સિલા રહમીનો. (તિરમિઝી: ૧/૧૪૨,હદીસ :૬૫૮)

(૩) આપ(ﷺ) એ ફરમાવ્યું : تعلموا من أنسابكم ماتصلون به أرحامكم

અર્થ: પોતાના વંશજોને ઓળખો જેથી તેમની સાથે સદવર્તન કરી શકો. (તિરમિઝી: ૨/૧૯, હદીસ : ૧૯૭૯)

(૪) قال النبي ﷺ لمن سأله : من أحق الناس بحسن الصحبة ؟ قال : أمك، ثم أمك ، ثم أمك ، ثم أبوك ، ثم أدناك أدناك

અર્થ: કોઈ માણસે આપ(ﷺ)થી પ્રશ્ન કર્યો કે મારા માટે શ્રેષ્ઠ વર્તનનો સૌથી વધુ હકદાર કોણ છે ? તેના જવાબમાં આપ(ﷺ) એ ફરમાવ્યું તારી મા, પછી તારી મા, પછી તારી મા, પછી તારો બાપ, પછી જે સગાઓ નજીક હોય. (બુખારી : ૨/૮૮૩, હદીસ : ૫૯૭૧)

(૫) આપ(ﷺ)નું ફરમાન છે :

ابدأ بنفسك فتصدق عليها، فإن فضل شيء فلأهلك، فإن فضل عن أهلك شيء فلذي قرابتك

નોંધ: ઝકાત અને વાજિબ સદકો પોતાના વંશજો (મા,બાપ, દાદા, દાદી, નાના, નાની વગેરે) અને વારસદારો (પુત્ર, પુત્રી, પૌત્ર, પૌત્રી, નવાસો, નવાસી વગેરે) સગાઓને અને પતિ – પત્નીએ એક બીજાને આપવું જાઈઝ નથી. (નૂરૂલ ઈઝાહ : ૩૭૦)

(૬) નેક (પરહેઝગાર) સગાઓને સિલા રહમીમાં અગ્રતા આપવી.

(મવસુઅતુલ આદાબિલ ઈસ્લામિય્યહ:૫૩૩)

(૭) જેઓ સંબંધ તોડે તેનાથી પણ સંબંધ જોડવો.

(૮) સંબંધ તોડનારાઓ સાથે સંબંધ જોડતા રહેવું અને તેની તકલીફોને સહન કરવી.

---

(૫) પોતાની જાતથી પહેલા શરૂઆત કર કે પોતાના ઉપર પહેલા ખર્ચ કર અગર વધે તો ઘરવાળાઓ પર, તેથીય જો વધે તો પોતાના સગાઓ પર ખર્ચ કર. (મુસ્લિમ : ૧/૩૨૨,હદીસ :૯૯૭)

(૬) આપ(ﷺ)નું ફરમાન છે :

ليس الواصل بالمكافي؛ ولكن الواصل الذي إذا قطعت رحمه وصلها

અર્થ: તે વ્યકિત સિલા રહમી કરનારો નથી જે બરાબરનો મામલો કરે, સિલા રહમી કરનારો તો તે છે જે બીજાના સંબંધો તોડવા પર પણ સિલા રહમી કરે. (બુખારી: ૨/૮૮૬,હદીસ : ૫૯૯૧)

(૭) હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે :

أن رجلا قال: يارسول الله! إن لي قرابة، أصلهم ويقطعوني، وأحسن إليهم ويسيئون إلي، وأحلم عنهم ويجهلون علي، فقال: لئن كنت كما قلت فكأنما تسفهم المل، ولا يزال معك من الله ظهير مادمت على ذلك

અર્થ: એક માણસે કહયું હે અલ્લાહના રસૂલ (ﷺ)! મારા સગાઓ છે હું તેમની સાથે સિલા રહમી કરું છું પરંતુ તેઓ મારી સાથે સંબંધો તોડે છે અને હું તેમની સાથે શ્રેષ્ઠ વર્તન કરું છું, તો તેઓ દુર્વ્યવહાર કરે છે અને જો તેમનાથી મને કોઈ અણગમતી વાત થાય છે તો હું ધીરજ અને દયાથી કામ લઉં છું અને તેઓ મારી સાથે જહાલતથી વર્તે છે તો હુઝૂર (ﷺ) એ ઈરશાદ ફરમાવ્યો કે જો સાચે જ એ વાત છે તો તુ તેઓના મોઢામાં ગરમ રાખ (બળેલા લાકડાંનો ભુકો)નાંખી રહયો છે અને જયાં સુધી તુ પોતાની કાર્ય શૈલી પર કાયમ રહેશે અલ્લાહ

(૯) તેમની ખેર ખ્વાહી કરતા ભલાઈનો હુકમ અને બુરાઈથી રોકવું.
(૧૦) તેમના સુખ અને દુઃખમાં શરીક રહેવું.

(મવસુઅતુલ આદબિલ ઈસ્લામિય્યહ : ૫૩૬)

(૧૧) પોતાના વારસદારોને માલદાર છોડવા.





ℭ તઆલા તરફથી તમારી સાથે એક ફરિશ્તો મદદગાર રહેશે. (મુસ્લિમઃ ૨ / ૩૧૫, હદીસ : ૨૫૫૮)

(૯) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿وَأَنْذِرْ عَشِيْرَتَكَ الْأَقْرَبِيْنَ﴾
અર્થ: અને (અય પયગમ્બર) તમે પોતાના નિકટના સગાઓને ખબરદાર કરી દો. (ચેતવો) (સૂ.શુઅરાઃ૨૧૪)

(૧૧) આપ(ﷺ)નું ફરમાન છે :

إنك أن تذر ورثتك أغنياء خير من أن تذرهم عالة يتكففون الناس

અર્થ: બેશક તું પોતાના વારસદારોને માલદાર છોડીને જાય તે શ્રેષ્ઠ છે તેનાથી કે તેઓને નાદાર છોડીને જાય કે લોકો સામે હાથ ફેલાવે. (બુખારી : ૧/૧૭૩, હદીસ :૧૨૯૫)

# પત્નીના ઝિમ્મે પતિના હક્કો અને આદાબ

(૧) પત્નીએ પતિનું કહયું માનવું.
(૨) પતિની સેવા કરવી.
(૩) પતિના ઘરમાં પતિની પરવાનગી વગર કોઈને પ્રવેશવા ન દેવો.
(૪) પતિના માલને તેની પરવાનગી વગર ખર્ચ ન કરવો અને ન વેડફવો.
(૫) પતિની હાજરીમાં તેની પરવાનગી વગર નફિલ રોઝા રાખવા નહી.
(૬) પતિ – પત્નીએ એક બીજાની ખામીઓ છુપાવવી.

---

(૧–૨)આપ(ﷺ) એ ફરમાવ્યું : خير النساء التي تسره إذا نظر وتطيعه إذا أمر

અર્થ: શ્રેષ્ઠ પત્ની તે છે જયારે પતિ તેને જુએ તો ખુશ થાય અને જયારે તે કોઈ વાતનો હુકમ કરે તો તેની આજ્ઞાનું પાલન કરે.(નસાઈ: ૨/૬૦,હદીસ:૩૨૩૩)

(૩) આપ(ﷺ)નું ફરમાન છે : لا تأذن امرأة في بيت زوجها إلا بإذنه

અર્થ: કોઈ સ્ત્રી પોતાના પતિના ઘરમાં તેની પરવાનગી વિના કોઈને આવવા ન દે. (અલમુઅજમુલ કબીર લિત્તબરાની: ૧૧/૪૦૪, હદીસ:૧૨૧૪૪)

(૪) આપ(ﷺ)નું ફરમાન છે :

كلكم راع وكلكم مسئول عن رعيته .... والمرأة راعية في بيت زوجها

અર્થ: તમારામાંથી દરેક વ્યકિત જવાબદાર છે, તેને પોતાની જવાબદારી વિશે પુછવામાં આવશે અને સ્ત્રી પોતાના પતિના ઘરની જવાબદાર છે.(બુખારી: ૧/ ૩૪૬,હદીસ:૨૫૫૪)

(૫) આપ(ﷺ)નું ફરમાન છે :لا تصوم المرأة وبعلها شاهد إلا بإذنه

અર્થ: પતિ હાજર હોય તો કોઈ સ્ત્રી તેની પરવાનગી વગર નફિલ રોઝા ન રાખે. (બુખારી : ૨/ ૭૮૨,હદીસ : ૫૧૯૨)

(૬) આપ(ﷺ)નું ફરમાન છે :

إن المرأة خلقت من ضلع، وإنك إن ترد إقامة الضلع تكسرها، فدارها تعش بها

અર્થ: ખરેખર સ્ત્રીને વાંકી પાંસળી વડે પેદા કરવામાં આવી છે, જો તુ તેને સીધી કરવા જઈશ તો તોડી નાંખીશ જો તેનાથી આંખ આડા કાન કરીશ તો જીવન ગુજારી લઈશ.(મુસ્નદે અહમદ:૩૩/ ૨૮૩, હદીસ : ૨૦૦૯૩)

(૭) એક બીજાના દુર્વ્યવહાર પર ધીરજ ધરવી.
(૮) સંતોષ(કનાઅત) ધારણ કરવો. (અલ અદબ ફીદીન:૪૨)
(૯) પતિની નાશુક્રી કરવી નહી.
(૧૦) પતિ વાત કરે તો સ્ત્રીએ ચુપ રહેવું. (અલ અદબ ફીદીન:૪૨)
(૧૧) પતિના ઘરવાળાઓનો આદર કરવો. (અલ અદબ ફીદીન:૪૨)
(૧૨) પોતાના પાડોશીઓથી થોડી (ઓછામાં ઓછી) વાત કરવી. (અલ અદબ ફીદીન:૪૧)
(૧૩) પોતાના પતિના મિત્રો સામે પોતાની ઓળખ કરાવવી નહી અને જે ઓળખે છે તેમનાથી પણ અજાણતા રાખવી. (અલ અદબ ફીદીન:૪૨)
(૧૪) સ્ત્રીનું પુરૂ ધ્યાન પોતાની સુધારણા, ઘરની વ્યવસ્થા અને નમાઝ, રોઝાની પાબંદી તરફ હોય. (અલ અદબ ફીદીન:૪૧)
(૧૫) પત્નીએ પતિ સામે શણગારેલી હાલતમાં રહેવું.
(૧૬) તેમને જોઈને ખુશી વ્યક્ત કરવી. (અલ અદબ ફીદીન:૪૨)
(૧૭) તેનાથી નિકટના મોકા પર મુહબ્બત જાહેર કરવી. (અલ અદબ ફીદીન:૪૨)

---

(૭) આપ(ﷺ) એ ફરમાવ્યું :

لا يفرك مؤمن مؤمنة، إن كره منها خلقا رضي منها غيره

અર્થ: કોઈ મો'મિન કોઈ મો'મિના સ્ત્રીથી નફરત ન કરે, જો તેની એક ટેવ અણગમતી હોય તો બીજી ખુશ કરનારી હશે. (મુસ્લિમ:૧/૪૭૫,હદીસ:૩૭૨૧)

(૯) આપ(ﷺ) એ ફરમાવ્યું :

تصدقن، فإن أكثركن حطب جهنم، فقامت امرأة من سطة النساء سفعاء الخدين، فقالت: لم يا رسول الله؟ قال: لأنكن تكثرن الشكاة وتكفرن العشير

અર્થ: તમે (સ્ત્રીઓ) સદકો કરો, એટલે કે તમે (સ્ત્રીઓ) વધુ પડતું જહન્નમનું ઈંધણ છો. તો એક (સ્ત્રી) વચ્ચેથી ઊભી થઈ જેના ગાલ પર કાળાશ હતી, પ્રશ્ન કર્યો કે હે અલ્લાહના રસૂલ (ﷺ) ! આવું કેમ ? તો આપ(ﷺ) એ ફરમાવ્યું : કેમકે તમે વધુ પડતી ફરિયાદ કરો છો અને પતિની ના ફરમાની (નાશુક્રી) કરો છો. (મુસ્લિમ: ૧/૨૮૯, હદીસ : ૮૮૫)

(૧૫) સમજુતિ માટે હાંસિયા નંબર ૧ પર જુઓ.

**(૧૮)(કોઈ શરઈ કારણ વિના) પત્નીએ સંભોગની ના પાડવી નહી.**
**(૧૯)પતિ–પત્નીના મિલનની વાતને બીજાઓ સામે બયાન કરવી નહી.**
**(૨૦)પતિના ઘરેથી નિકળતી વખતે (પત્નીએ) દરવાજા સુધી સાથે જવું.**
**(૨૧) સ્ત્રીએ કોઈ અંગત કારણ વિના તલાક (છુટાછેડા)ની માંગણી કરવી નહી.**

---

(૧૮) આપ(ﷺ)નું ફરમાન છે :

إذا أراد أحدكم من امرأته حاجة فليأتها ولو كانت على تنور

**અર્થ:** તમારામાંથી કોઈ પોતાની પત્નીથી પોતાની જરૂરતની માંગણી કરે તો પત્ની તેની માંગણી પૂર્ણ કરે, જો તે ચુલા પર(રોટલી બનાવતી) હોય.(મુસ્નદે અહમદ: ૨૬/૨૧૬, હદીસ : ૧૬૨૮૮)

(૧૯) આપ(ﷺ) એ ફરમાવ્યું :

إن من أشر الناس عند الله منزلة يوم القيامة: الرجل يفضي إلى امرأته وتفضي إليه، ثم ينشر سرها

**અર્થ:** કયામતના દરજાઓમાં સૌથી ખરાબ તે વ્યકિત હશે જે પોતાની પત્ની સાથે સંભોગ કરે અને પત્ની પતિની ગુપ્ત વાતોને ફેલાવે.(મુસ્લિમ:૧/૪૬૪, હદીસ: ૧૪૩૭)

(૧૯) હઝરત બસર બિન ઉબેદુલ્લાહ ફરમાવે છે :

كانت تحت عمر بن الخطاب امرأة تسمى عاصية فسماها رسول الله ﷺ جميلة ، وكانت امرأة جميلة ، وكان عمر يحبها ، فكان اذا خرج الي صلاة مشت معه من فراشها الى الباب

**અર્થ:** હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.)ના નિકાહમાં એક સ્ત્રી હતી, જેનું નામ આસિયા હતુ, આપ(ﷺ)એ તેમનું નામ જમીલા રાખ્યું, તેઓ ખુબસુરત હતા અને હઝરત ઉમર (રદિ.) તેમનાથી ઘણી મુહબ્બત કરતા હતા, માટે આપ નમાઝ માટે નીકળતા તો તે આપની સાથે પથારી પરથી ઉઠીને દરવાજા સુધી આવતી હતી.(મુસ્નદે ફારૂક ઈબ્ને કથીર : ૧/૧૧૬)

(૧૮) આપ(ﷺ) એ ફરમાવ્યું:

أيما امرأة سألت زوجها الطلاق من غير مابأس فحرام عليها رائحة الجنة

**અર્થ:** જે સ્ત્રી પોતાના પતિથી કોઈ કારણ વગર તલાકની માંગણી કરે તો તેના પર જન્નતની ખુશ્બૂ પણ હરામ છે.(અબુદાઉદ:૧/૩૦૩,હદીસ:૨૨૨૬)

# પતિના ઝિમ્મે પત્નીના હક્કો અને આદાબ

(૧) પતિનું પત્ની સામે સારી હાલતમાં રહેવું.
(૨) પતિએ પોતાની પત્નીને તે વસ્તુ(વાનગી) ખવડાવવી જે પોતે ખાય છે.
(૩) પત્નીને તે કપડાં પહેરાવવા જે કેટેગરીના કપડા પોતે પહેરે છે.
(૪) નરમીપૂર્વક વાત કરવી. (અલ અદબ ફીદીન:૪૨)
(૫) પત્ની સાથે સદવ્યવહાર કરવો અને તેના તરફથી પહોંચનારી તકલીફ વેઠવી.
(૬) ઘરકામમાં પત્નીને મદદ કરવી.
(૭) જાઈઝ વાયદાને પુરા કરવા. (અલ અદબ ફીદીન:૪૨)

---

(૧–૨)હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) ફરમાવ્યા કરતા હતા :

إني لأحب أن أتزين للمرأة كما أحب أن تتزين لي المرأة

**અર્થ:** હું તે વાતને પસંદ કરું છું કે હું પત્ની માટે સારી હાલમાં રહું, જેમકે હું એવું પસંદ કરું છું કે પત્ની મારા માટે સજે. (તફસીર ઈબ્ને કષીર:૧/૩૫૪)

(૩) આપ(ﷺ)નું ફરમાન છે : أطعموهن مما تأكلون، واكسوهن مما تكتسون

**અર્થ:** તે (સ્ત્રીઓ)ને તેમાંથી ખવડાવો જેમાંથી તમે ખાઓ છો અને તેમાંથી પહેરાવો જેમાંથી તમે પહેરો છો. (અબુદાઉદ:૧/૨૯૧,હદીસ:૨૧૪૪)

(૫) આપ(ﷺ)એ ફરમાવ્યું :

المرأة كالضلع، إن أقمتها كسرتها، وإن استمتعت بها استمتعت بها وفيها عوج

**અર્થ:** સ્ત્રી પાંસળીની જેમ છે જો તમે તેને સીધી કરવા જશો તો તેને તોડી નાંખશો અને જો તેનાથી ફાયદો ઉઠાવવા માંગશો તો તેના વાંકાપણા છતાં ફાયદો ઉઠાવી લેશો. (બુખારી : ૨ / ૭૭૯, હદીસ : ૫૧૮૪)

(૫) હઝરત અસ્વદ (રદિ.) ફરમાવે છે :

سألت عائشة، ما كان النبي ﷺ يصنع في أهله؟ قالت : كان في مهنة أهله، فإذا حضرت الصلاة قام إلى الصلاة

**અર્થ:** મે હઝરત આઈશા (રદિ.)થી પુછયું કે આપ(ﷺ) ઘરમાં શું કરતા હતા? તો તેમણે ફરમાવ્યું:તેઓ ઘરના કામકાજમાં પ્રવૃત્ત રહેતા અને જયારે નમાઝનો વખત આવતો નમાઝ માટે ઊભા થઈ જતા. (બુખારી:૨/૮૯૨,હદીસ:૬૦૩૯)

(૮) એકથી વધુ પત્નીઓમાં બરાબરી કરવી.
(૯) અયોગ્ય કાર્યો પર પહેલા નસીહત કરવી.(સમજાવવી)
(૧૦) નસીહત અસરકર્તા સાબિત ન થાય તો સુવાની જગ્યા અલગ કરવી.
(૧૧) જો આ તરીકો પણ ફાયદાકારક ન નિવડે તો શરીઅતની હદમાં રહીને મારવી.
(૧૨) પત્નીને મોઢા પર મારવી નહી.
(૧૩) પત્નીની સહેલીઓ(અને સગા સંબંધીઓ)નો આદર કરવો.

---

(૮) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿وَلَنْ تَسْتَطِيْعُوْا اَنْ تَعْدِلُوْا بَيْنَ النِّسَاءِ وَلَوْ حَرَصْتُمْ فَلَا تَمِيْلُوْا كُلَّ الْمَيْلِ فَتَذَرُوْهَا كَالْمُعَلَّقَةِ﴾

અર્થ: અને તમે (એકથી વધુ પત્નીઓ હોય તો સૌ)પત્નીઓમાં કદી પણ બરાબરી જાળવી શકશો નહી, ભલેને તમે તેની અભિલાષા રાખતા હોય.તેથી (તમારા ઉપર એટલુ જ વાજિબ છે કે) તમે એક તરફ તદ્દન એવા ઢળી ન જાઓ કે એક પત્નીને અધ્ધર લટકતી છોડી મુકો.(સૂ. નિસાઅ :૧૨૯)

(૯-૧૦-૧૧) અલ્લાહ તઆલનો ઈર્શાદ છે :

﴿وَالّٰتِيْ تَخَافُوْنَ نُشُوْزَهُنَّ فَعِظُوْهُنَّ وَاهْجُرُوْهُنَّ فِي الْمَضَاجِعِ وَاضْرِبُوْهُنَّ﴾

واضربوهن ضربا غير مبرح

અર્થ: અને જે સ્ત્રીઓથી તમને બગાવત-સરકશીનો ભય હોય તો(પહેલા) તેમને સમજાવો અને (જો તેનાથી કામ ન ચાલે તો) તેને પથારીથી અલગ કરી દો(અને તેનાથી પણ સુધાર ન થાય તો) તેમને મારી શકો છો.(એટલે એવી માર જેને કારણે નિશાન ન પડે)(બુખારી : ૨/૭૮૪)

(૧૨) હઝરત હકીમ બિન મુઆવિયા કુશયરી પોતાના પિતાથી નકલ કરે છે:

قلت : يا رسول الله ! ما حق زوجة أحدنا عليه؟ قال: .... ولا تضرب الوجه

અર્થ: મે પુછયું :હે અલ્લાહના રસૂલ ! પતિ પર પત્નીનો શો હક છે ? તો ફરમાવ્યું :..... અને તેના ચેહરા પર ન મારો.(અબૂદાઉદ:૧/૨૯૧,હદીસ:૨૧૪૨)

(૧૩) હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે :

كان رسول الله ﷺ إذا ذبح الشاة يقول: أرسلوا بها إلى أصدقاء خديجة

અર્થ: આપ(ﷺ) જયારે બકરીને ઝબહ કરતા તો ફરમાવતા: તેને ખદીજા (રદિ.)ની સહેલીઓને મોકલો.(મુસ્લિમ : ૨/૨૮૪ હદીસ : ૨૪૩૫)

# પડોશીના આદાબ

(૧) સારા પડોશીને પસંદ કરવો.
(૨) હમેશાં તેની સાથે સારો વ્યવહાર કરવો.
(૩)પોતાના કોઈ કર્મ અથવા વાતથી પડોશીને તકલીફ ન પહોંચાડવી.
(૪) તેમના તરફથી આવનારી તકલીફ પર સબર કરવી.

(ફઝાઈલે આ'માલ : ૨/૧૦૪)

(૫)પોતાની દિવાલમાં પડોશીને લાકડું અથવા અન્ય વસ્તુઓ મુકવામાં ઈન્કાર ન કરવો.(જયારે કે મકાન અને દિવાલને નુકસાન ન થાય.)
(૬) તેમની સાથે હમદર્દી રાખવી અને તેમની ખુશી– ગમીમાં શરીક થવું. (ફઝાઈલે આ'માલ : ૨ / ૧૦૩)

---

(૧) આપ(ﷺ) એ ફરમાવ્યું :

أربع من السعادة: المرأة الصالحة، والمسكن الواسع، والجار الصالح، والمركب الهنيء

અર્થ: ચાર વસ્તુઓ નેકબખ્તી (ની નિશાની) છે. નેક સ્ત્રી, મોટુ મકાન, સારો પડોશી અને સારી સવારી.(ઈબ્ને હિબ્બાન:૯/૩૪, હદીસ:૪૦૩૩)

(૨) આપ(ﷺ)એ ફરમાવ્યું : من كان يؤمن بالله واليوم الآخر فليحسن إلى جاره

અર્થ: જે માણસ અલ્લાહ અને આખિરતના દિવસ પર ઈમાન રાખતો હોય તેણે પડોશીઓ સાથે સારો વ્યવહાર કરવો જોઈએ.(મુસ્લિમ:૧/૫૦,હદીસ:૪૮)

(૩) આપ(ﷺ)નું ફરમાન છે : من كان يؤمن بالله واليوم الآخر فلا يؤذ جاره

અર્થ: જે માણસ અલ્લાહ અને આખિરતના દિવસ પર ઈમાન ધરાવતો હોય તે પડોશીને તકલીફ પહોંચાડે નહી.(બુખારી:૨/૮૮૯, હદીસ:૬૦૧૮)

* અન્ય એક હદીસમાં નબી (ﷺ)નું ફરમાન છે:

والله لا يؤمن - ثلاثا - الذي لا يأمن جاره بوائقه

અર્થ: અલ્લાહની કસમ તે વ્યકિત મો'મિન નથી (આ વાકય ત્રણ વખત ફરમાવ્યું) જેનો પડોશી તેની તકલીફથી સુરક્ષિત ન હોય.(બુખારી:૨/૮૮૯, હદીસ:૬૦૧૬)

(૪) આપ(ﷺ)નું ફરમાન છે : لا يمنع جار جاره أن يغرس خشبة في جداره

અર્થ: કોઈ પડોશી પોતાના પડોશીને દિવાલમાં લાકડું નાંખવાની મનાઈ ન કરે. (બુખારી:૧/૩૩૩, હદીસ : ૨૪૬૩)

(૭) જે વસ્તુ પોતાને માટે પસંદ કરે તે વસ્તુ પડોશી માટે પણ પસંદ કરવી.
(૮) ભુખ્યા પડોશી માટે પોતાની શકિત મુજબ વ્યવસ્થા કરવી.
(૯) પડોશીના હદિયા – ભેટને તુચ્છ ન સમજવું.
(૧૦)સારી વાતોનો હુકમ અને બુરી વાતોની મનાઈ કરવી.
(૧૧)જયારે ઘર વેચવાનો ઈરાદો હોય તો પહેલા પડોશીને જાણ કરવી.
(૧૨)મુસલમાન પર મુસલમાન હોવાના કારણે આવતા બધા હક્કોમાં પડોશીની પણ રિઆયત કરવી. (સમજુતી માટે:મુસલમાનના મુસલમાન પર હકો)



---

(૭) આપ(ﷺ)એ ફરમાવ્યું :
والذي نفسي بيده ! لا يؤمن عبد حتى يحب لجاره ما يحب لنفسه
અર્થ: ખુદાની કસમ કોઈ વ્યકિત મો'મિન નથી થઈ શકતી અહીયા સુધી કે પોતાના પડોશી માટે તે જ વસ્તુ પસંદ કરે જે પોતાના માટે પસંદ કરે છે. (મુસ્લિમ: ૧/૫૦, હદીસ :૪૫)

(૮) હુઝૂર (ﷺ)નો ઈર્શાદ છે : ليس المؤمن بالذي يشبع وجاره جائع إلى جنبه
અર્થ: તે વ્યકિત મો'મિન નથી જે પોતે પેટ ભરીને ખાવાનું ખાય અને બાજુમાં તેનો પડોશી ભૂખ્યો હોય. (અલ આદાબ લિલ્બયહકી: ૧/૨૯,હદીસ:૭૧)

(૯) આપ(ﷺ)એ ફરમાવ્યું :
نساء المسلمات! لا تحقرن جارة لجارتها ولو فرسن شاة
અર્થ: હે મુસલમાન સ્ત્રીઓ ! કોઈ પડોશી સ્ત્રી પોતાની પડોશી સ્ત્રીના હદિયાને તુચ્છ સમજે નહી, ભલે પછી બકરીની ખરી જ હોય. (બુખારી:૧/૩૪૯, હદીસ: ૨૫૬૬)

(૧૧) આપ(ﷺ)એ ફરમાવ્યું : من كانت له أرض فأراد بيعها فليعرضها على جاره
જેની પાસે જમીન હોય અને તેને વેચવાનો ઈરાદો હોય તો પોતાના પડોશીને જાણ કરે. (ઈબ્ને માજહ :પાન નં. ૧૭૯ હદીસ:૨૪૯૩)

# મિત્રતાના હક્કો અને તેના આદાબ

(૧) મો'મિનને જ મિત્ર બનાવવો.
(૨) નેક વ્યક્તિને મિત્ર બનાવવો.
(૩) અલ્લાહ તઆલા ખાતર મુહબ્બત કરવી.

---

(૧) આપ(ﷺ)નું ફરમાન છે : لا تصاحب إلا مؤمنا
અર્થ: મો'મિનને જ મિત્ર બનાવો. (અબૂદાઉદ:૨/૬૬૪,હદીસ:૪૮૩૨)

(૨) આપ(ﷺ) એ ફરમાવ્યું : المرء مع من أحب
વ્યકિત તેની સાથે હશે જેનાથી તે મુહબ્બત કરશે. (બુખારી:૨/૯૧૧, હદીસ : ૬૧૬૮)

- આપ(ﷺ)એ ફરમાવ્યું : الرجل على دين خليله، فلينظر أحدكم من يخالل
અર્થ: વ્યકિત પોતાના મિત્રના દીન પર હોય છે માટે તે જોઈ લે કે કોને મિત્ર બનાવી રહયો છે. (તિરમિઝી: ૨/૬૩, હદીસ:૨૩૮૭)

- આપ(ﷺ)એ ફરમાવ્યું :
مثل الجليس الصالح والسوء كحامل المسك ونافخ الكير، فحامل المسك إما أن يحذيك، وإما أن تبتاع منه، وإما أن تجد منه ريحا طيبة؛ ونافخ الكير إما أن يحرق ثيابك، وإما أن تجد منه ريحا خبيثة
અર્થ: સારા અને ખરાબ મિત્રોનું ઉદાહરણ ખુશ્બૂ વેચનાર અને ભઠ્ઠીવાળાનું છે કે ખુશ્બૂ વેચનારો તને ખુશ્બૂ લગાવી દેશે અથવા તુ તેનાથી ખરીદી લેશે અથવા તેની ખુશ્બૂ તો તને મળશે જ અને ખરાબ સાથીનું ઉદાહરણ આગની ભઠ્ઠીવાળાનું છે કે તે તારા કપડા સળગાવી દેશે અને તેની દુર્ગંધ તો તને મળશે જ. (બુખારી : ૨/૮૩૦,હદીસ:૫૫૩૩)

(૩) આપ(ﷺ) એ ફરમાવ્યું :
ثلاث من كن فيه وجد حلاوة الإيمان،(وعدَّ منها:)وأن يحب المرء لا يحبه إلا لله
અર્થ: ત્રણ ગુણ જેમાં હોય તેને ઈમાનની મીઠાશ નસીબ થઈ ગઈ, તેમાંથી એક તે પણ છે જે કોઈ સાથે મુહબ્બત કરે તે માત્ર અલ્લાહ માટે કરે. (બુખારી:૧/૭,હદીસ :૧૬)

(૪) પોતાના મિત્રને પોતાની મુહબ્બતની જાણ કરવી. (જાણ કરવાની અગત્યતા એટલી છે કે હદીસ શરીફમાં ઘરે જઈને જાણ કરવાની પ્રેરણા આવી છે.)

(૫) મિત્રતામાં મધ્યમમાર્ગ અપનાવવો.

(૬) ભાઈચારાને અને મિત્રતાને હમેશાં બાકી રાખવી.

(૭) પોતાના ભાઈથી ઘનિષ્ઠતાનો મામલો કરવો.

---

(૪) આપ(ﷺ)નું ફરમાન છે : إذا أحب الرجل أخاه فليخبره أنه يحبه

**અર્થ:** જયારે કોઈ વ્યકિતને પોતાના ભાઈ સાથે મુહબ્બત હોય તો પોતાની મુહબ્બતની તેને જાણ કરે. (અબૂદાઉદ:૨/૬૯૮, હદીસ: ૫૧૨૪)

☛ આપ(ﷺ)નું ફરમાન છે :

إذا أحب أحدكم صاحبه فليأته في منزله ، فليخبره أنه يحبه لله

**અર્થ:** જયારે તમારામાંથી કોઈને પોતાના ભાઈથી મુહબ્બત હોય તો તેને જોઈએ કે તે તેના ઘરે જાય અને તેને જાણ કરે કે તે તેનાથી અલ્લાહ માટે મુહબ્બત કરે છે. (મુસ્નદે અહમદ :૨૫/૨૨૦,હદીસ:૨૧૨૯૪)

(૫) મુહમ્મદ ઈબ્ને સીરીન, હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી નકલ કરે છે:

أحبب حبيبك هونا ما، عسىٰ أن يكون بغيضك يوما ما؛ وأبغض بغيضك هونا ما، عسىٰ أن يكون حبيبك يوما ما

**અર્થ:** પોતાના મિત્રથી થોડી મુહબ્બત કરો, બની શકે કે તે કોઈ દિવસ તમારો દુશ્મન બની જાય અને પોતાના દુશ્મનથી થોડી દુશ્મની રાખો બની શકે કે તે કોઈ દિવસે તમારો મિત્ર બની જાય. (એટલે શત્રુતા અને મિત્રતામાં મધ્યમમાર્ગ અપનાવવો.) (તિરમિઝીઃ ૨/૨૦, હદીસ : ૧૯૯૮)

(૬) આપ(ﷺ) એ ફરમાવ્યું :

ماتواد اثنان في الله فيفرق بينهما؛ إلا بذنب يحدثه أحدهما

**અર્થ:** જે બે વ્યકિતઓમાં અલ્લાહ માટે મુહબ્બત હોય અને તેમની વિમુખતા – દુરી પણ એકના ગુનાહને કારણે હશે. (અલ્ અદબુલ મુફરદ : ૧/૧૪૫, હદીસ : ૪૦૧)

(૭) ઈમામ શાફઈ (રહ.) ફરમાવે છે : ليس بأخيك مَن احتجت إلىٰ مداراته

**અર્થ:** તે તારો મિત્ર નથી જેને રાજી રાખવાની તને જરૂરત પડે. (એટલે પહેલ કરવી જોઈએ.) (સિયરે અઅ્લામ અન્નુબલાઅ : ૮/૨૮૦)

(૮) ભુલોને છુપાવવી.

(૯) હકોની અદાયગીમાં આળસ (લાપરવાહી) કરવી નહી.

(૧૦) તેની ગેરહાજરીમાં અને મૃત્યુ પછી તેના કુટુંબીજનો સાથે સદવર્તન કરવું.

(૧૧) એવા મિત્રોથી દુર રહેવું જે માત્ર ખુશી અને વિશાળતા વખતે જ મિત્ર રહેતો હોય. (અલ અદબ ફીદ્દીન : ૮૯)



---

(૮) ઈમામ શાફઈ (રહ.) ફરમાવે છે :

مَن صَدَق في أُخُوَّةِ أخيه قَبِلَ عِلَلَه ، وسَدَّ خَلَلَه ، وغفرَ زَلَلَهُ

અર્થ: જે વ્યકિત પોતાના ભાઈ સાથે સાચી મુહબ્બત કરે તે તેની ભૂલને કબૂલ કરી લે અને તેની ખામીની સુધારણા કરે અને તેની ભૂલોને માફ કરે. (મુકદમા શર્હુલ મુહઝઝબ : ૧/૧૩)

(૯) ઈમામ શાફઈ (રહ.) ફરમાવે છે :

لاتقصر في حق أخيك اعتمادا على مودته

અર્થ: પોતાના મિત્રની મિત્રતાને કારણે તેના હક્કો અદા કરવામાં લાપરવાહી કરવામાં આવે નહી. (મુકદમા શર્હુલ મુહઝઝબ: ૧/૩૧)

(૧૦) હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે :

અર્થ: આપ(ﷺ) જયારે બકરી ઝબહ કરતા તો તેના ટુકડા કરીને હઝરત ખદીજા (રદિ.)ની સહેલીઓને મોકલતા હતા. (બુખારી:૧/૫૩૯,હદીસ:૩૮૧૮)

# અન્ય મુસલમાનોના હક્કો અને આદાબ

(૧) જ્યાં સુધી શકય હોય ત્યાં સુધી નફો પહોંચાડવાની કોશિશ કરવી.
(૨) ભલાઈ અને નેકીના કાર્યોમાં મદદ કરવી.
(૩) મુસલમાનની મદદથી હાથ ખેંચીને તેને એકલો ન છોડી દેવો.
(૪) નસીહત કરવી.

---

(૧) આપ(ﷺ)નું ફરમાન છે : من استطاع منكم أن ينفع أخاه فلينفعه
**અર્થ:** તમારામાંથી જે વ્યકિત પોતાના ભાઈને નફો પહોંચાડી શકતો હોય તો તે નફો પહોંચાડે. (મુસ્લિમ: ૨/૨૨૩, હદીસ :૨૧૯૯)

(૨) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿وَتَعَاوَنُوْا عَلَى الْبِرِّ وَالتَّقْوٰى﴾
**અર્થ:** અને પરસ્પર નેક કર્મો તથા પરહેઝગારી પર મદદ કરતા રહો. (સૂ. માઈદહ: ૨)
☛ આપ(ﷺ) એ ફરમાવ્યું :
انصر أخاك ظالما أو مظلوما ، فقال رجل : يارسول الله ! أنصره إذا كان مظلوما ، أفرأيت إذا كان ظالما كيف أنصره ؟ قال: تحجزه عن الظلم ، فإن ذلك نصره
**અર્થ:** પોતાના ભાઈની મદદ કરો, ભલે તે ઝાલિમ હોય કે મઝલૂમ. (જેના ઉપર ઝુલ્મ થયો હોય) એક વ્યકિતએ અરજ કરી : હે અલ્લાહના રસૂલ ! મઝલૂમ હોય તો મદદ કરું આપ ફરમાવો કે તે ઝાલિમ હોય તો કઈ રીતે મદદ કરું ? તો આપ(ﷺ)એ ઈરશાદ ફરમાવ્યો : તેને ઝુલ્મ કરતા રોકી દે એ જ તેની મદદ છે. (બુખારી:૨/૧૦૨૮,હદીસ:૬૨૫૯)

(૩) આપ()નું ફરમાન છે :
**અર્થ:** المسلم أخو المسلم، لا يخونه، ولا يكذبه، ولا يخذله
મુસલમાન મુસલમાનનો ભાઈ છે, તેની સાથે ખયાનત– અપ્રમાણિકતા નથી કરતો અને તેની સાથે જુઠુ નથી બોલતો અને તેને બેઈઝઝત નથી કરતો. (એટલે તેની મદદથી હાથ નથી ખેંચતો, તેને એકલો નથી છોડતો.) (તિરમિઝી: ૨/૧૪, હદીસ : ૧૯૨૭)

(૪) આપ(ﷺ) એ ફરમાવ્યું :
حق المسلم على المسلم ست،(وعدَّ منها:)وإذا استنصحك فانصح له
**અર્થ:** મુસલમાનના મુસલમાન પર છ હકો છે. (તે પૈકી એક એ છે) જયારે તે તારાથી (કઈ) નસીહત માંગે તો તેને નસીહત કરે. (મુસ્લિમ: ૨ / ૨૧૩, હદીસ : ૨૧૬૨)

(૫) ભલાઈ ઈચ્છવી.
(૬)મુસલમાન ભાઈનું ધ્યાન રાખો.(એટલે મસ્જિદ વગેરેમાં ન દેખાય તો લોકોથી તેનું કારણ પૂછવું,કે કદાચ તેને તમારી સહાયની જરૂરત હોય.
(૭) મુસલમાન ભાઈ સાથે હમદર્દીનો વ્યવહાર કરવો.

---

(૫) આપ(ﷺ)એ ફરમાવ્યું : لا يؤمن أحدكم حتى يحب لأخيه ما يحب لنفسه

અર્થ: તમારા પૈકી કોઈ મો'મિન નથી થઈ શકતો ત્યાં સુધી કે પોતાના ભાઈ માટે તે પસંદ કરે જે પોતાના માટે પસંદ કરે છે.(બુખારી:૧/૬,હદીસ:૧૩)

(૬) હઝરત અનસ બિન માલિક (રદિ.) ફરમાવે છે :

أن النبي ﷺ افتقد ثابت بن قيس إلخ

અર્થ: આપ(ﷺ) એ હઝરત સાબિત બિન કૈસ (રદિ.)ને ન જોયા તો તેમના વિશે પૂછયું (પુરી ઘટના બુખારી શરીફમાં છે.)(બુખારી : ૨/૭૧૮,હદીસ:૪૮૪૬)

☛ હઝરત અબૂ બક્ર બિન સુલેમાન બિન અબૂ હશ્મા (રદિ.) ફરમાવે છે :

قال أبو بكر بن سليمان بن أبي حثمة: إن عمر بن الخطاب فقد سليمان بن أبي حثمة في صلاة الصبح، وأن عمر غدا إلى السوق، ومسكن سليمان بين المسجد والسوق، فمر على الشفاء أم سليمان، فقال لها: لم أر سليمان في الصبح؟ فقالت: إنه بات يصلي، فغلبته عيناه، فقال عمر: لأن أشهد صلاة الصبح في جماعة أحب إلي من أن أقوم ليلة

અર્થ: હઝરત ઉમર (રદિ.)એ સુલેમાન બિન અબી હશ્મા (રદિ.)ને એક દિવસે સવારે નમાઝમાં ન જોયા, હઝરત ઉમર (રદિ.) સવારે બજાર તરફ તશરીફ લઈ ગયા અને હઝરત સુલેમાનનું મકાન મસ્જિદ અને બજાર વચ્ચે હતું તો તેમની વાલિદા; હઝરત શુફાઅ હઝરત ઉમરને મળ્યા તો હઝરત ઉમર (રદિ.)એ પૂછયું કે સુલેમાન આજે ફજરની નમાઝમાં ન હતા ? વાલિદાએ કહયું : રાત્રે નફિલો પઢતા રહયા (જેથી) ઊંઘના કારણે તેમની આંખ લાગી ગઈ, આપ(રદિ.) એ ફરમાવ્યું : હું સવારે નમાઝમાં શરીક થાઉં એ મને તેના કરતા વધુ પસંદ છે કે આખી રાત નફિલો પઢું. (મુઅત્તા માલિક : પાન નં. ૪૬, હદીસ ૪૩૨)

(૭) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿وَيُؤْثِرُونَ عَلَىٰ أَنفُسِهِمْ وَلَوْ كَانَ بِهِمْ خَصَاصَةٌ﴾

અર્થ: અને પોતાની જાનથી પણ તેમને વિશેષતા આપે છે. પછી ભલેને પોતાના ઉપર ભૂખમરો જ હોય.(સૂરએ હશ્ર: ૯)

(૮) જરૂરત પડયે પોતાના ભાઈની ભલામણ કરવી.

(૯) કસમ ખાનારા મુસલમાનને મુકત કરવો. (દા.ત. જો કોઈએ કસમ ખાધી કે ખુદાની કસમ હું તને આજે જરૂર મારા ઘરે લઈ જઈશ તો તેની સાથે જવું કે જેથી તે કસમમાં બાકી ન રહે.)

(૧૦) મુસલમાનને સલામ કરવી અને તેની સલામનો જવાબ આપવો.

(૧૧) સારા નામથી બોલાવવો.

(૧૨) છીંક ખાનારને જવાબ આપવો.

(૧૩) ભેટ – હદિયો સ્વીકારવો.

---

(૮) આપ(ﷺ)નું ફરમાન છે : اشفعوا فلتوجروا

અર્થ: ભલામણ કરો જેથી તમને સવાબ મળે. (બુખારી:૨/૮૯૦,હદીસ:૬૦૨૭)

(૯) હઝરત બરાઅ (રદિ.) ફરમાવે છે:

أمرنا رسول الله ﷺ بسبع .... وإبرار المقسم

અર્થ: અલ્લાહના રસૂલ (ﷺ) એ અમને સાત વસ્તુઓનો હુકમ આપ્યો.....કસમ ખાનારાને મુકત કરવો. (બુખારી: ૧/૧૬૫,હદીસ:૧૨૩૯)

(૧૦) આપ(ﷺ)નું ફરમાન છે :

حق المسلم على المسلم ست، قيل:ماهن يارسول الله؟قال:إذا لقيته فسلم عليه

અર્થ: મુસલમાનના મુસલમાન પર છ હક્કો છે : પુછવામાં આવ્યું : હે અલ્લાહના રસૂલ (ﷺ)! તે કયા છે ? તો આપ(ﷺ) એ ફરમાવ્યું : જયારે તુ એને મળે તો સલામ કર. (મુસ્લિમ:૨/૨૧૩, હદીસ :૨૧૬૨)

(૧૧) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે: ﴿وَلَا تَنَابَزُوْا بِالْأَلْقَابِ﴾

અર્થ: અને ન એક બીજાને ખરાબ નામો(લકબો)થી બોલાવો. (સૂ.હુજુરાતઃ૧૧)

(૧૨) આપ(ﷺ)નું ફરમાન છે :

حق المسلم على المسلم ست، (وعدّ منها:) وإذا عطس فحمد الله فشمّته

અર્થ: મુસલમાનના મુસલમાન પર છ હક્કો છે, (તેમાંથી એક આ છે) જયારે તે છીંક ખાધા પછી "અલ્હમ્દુલિલ્લાહ" કહે તો તેને(યર્હમુકલ્લાહ) વડે જવાબ આપો. (મુસ્લિમ:૨/૨૧૩, હદીસ :૨૧૬૨)

(૧૩) આપ(ﷺ) નું ફરમાન છે : أجيبوا الداعي ولا تردوا الهدية

અર્થ: દાવત આપનાર(ની દાવત) ને કબૂલ કરો અને હદિયાને પરત ન કરો. (અલ અદબુલ મુફરદ: ૧/૬૭, હદીસ : ૧૫૭)

(૧૪) ભેટ – હદિયો આપવો.
(૧૫) દાવત સ્વીકારવી.
(૧૬) વાતચીત કરતી વખતે ચુપ રહી પુરી વાત સાંભળવી.
(અલ અદબ ફીદીન : ૩૯)
(૧૭) સચ્ચાઈનો મામલો કરવો અને ખયાનત કરવી નહી.
(૧૮) કોઈના સોદા પર પોતાનો સોદો કરવો નહી.
(૧૯)નિકાહના પયગામ પર પોતાનો પયગામ મોકલવો નહી.
(૨૦) ખુશી અને ગમીમાં શરીક થવું.

---

(૧૪) આપ(ﷺ)નું ફરમાન છે : تهادوا تحابوا
અર્થ: પરસ્પર હદિયો આપતા રહો,પરસ્પર મુહબ્બત વધશે.(અલ અદબુલ મુફરદ: ૧/૨૦૮,હદીસ:૫૯૪)
(૧૫) આપ(ﷺ)નું ફરમાન છે :
حق المسلم على المسلم ست، (وعدّ منها:)وإذا دعاك فأجبه
અર્થ: મુસલમાનના (બીજા)મુસલમાન પર છ હક્કો છે (તેમાંથી એક આ છે કે) જ્યારે તે દા'વત આપે તો તેને સ્વીકારવામાં આવે.(મુસ્લિમ: ૨/૨૧૩,હદીસ : ૨૧૬૨)
(૧૭) આપ(ﷺ)નું ફરમાન છે : المسلم أخو المسلم، لا يخونه، ولا يكذبه، ولا يخذله
અર્થ: મુસલમાન મુસલમાનનો ભાઈ છે, તેની સાથે અપ્રમાણિકતા નથી કરતો, અને તેની સાથે જુઠ નથી બોલતો અને તેને બે ઈજ્જત નથી કરતો(એટલે તેની મદદથી હાથ નથી ખેંચતો, તેને એકલો નથી છોડતો) (તિરમિઝી: ૨/૧૪,હદીસ: ૧૯૨૭)
(૧૮-૧૯)આપ(ﷺ)નું ફરમાન છે :
المؤمن أخو المؤمن، فلا يحل للمؤمن أن يبتاع على بيع أخيه ، ولا يخطب على خطبة أخيه حتى يذر
અર્થ: મો'મિન મો'મિનનો ભાઈ છે,માટે કોઈ મો'મિન માટે જાઈઝ નથી કે તેના સોદા પર સોદો કરે અને ન એ જાઈઝ છે કે તેના પયગામ પર પયગામ મોકલે અહીયા સુધી કે તે છોડી દે.(મુસ્લિમ:૧/૪૫૪, હદીસ : ૪૧૪૧)
(૨૦) આપ(ﷺ)નું ફરમાન છે :
المؤمن للمؤمن كالبنيان، يشد بعضه بعضا، وشبك أصابعه
અર્થ: મો'મિન મો'મિન માટે ઈમારત સમાન છે કે એકને બીજાથી તાકત મળે છે ➲

(૨૧)પોતાના ભાઈને સાચો માનવો અને કારણ વિના તેને જુઠાડવો નહી.
(૨૨) તેની ખામીઓને છુપાવવી.
(૨૩) તેની બેઈઝઝતી થતી હોય તો તેને દુર કરો.(મદદ કરો)
(૨૪) કોઈ મુસલમાનની ખામીઓને જાહેર કરવી નહી.
(૨૫) મુસલમાનોને તુચ્છ સમજો નહી.

---

અને આપ(ﷺ)એ(સમજાવવા માટે) પોતાની આંગળીઓને પરસ્પર એક બીજામાં મેળવી.(બુખારી:૧/૬૯,હદીસ:૪૮૧)

(૨૧) આપ(ﷺ)નું ફરમાન છે : المسلم أخو المسلم، لا يخونه، ولا يكذبه، ولا يخذله

અર્થ: મુસલમાન મુસલમાનનો ભાઈ છે, (જેથી) તે તેની સાથે અપ્રમાણિકતા નથી કરતો અને તેને જુઠાડતો(પણ)નથી.(તિરમિઝી: ૨/૧૪, હદીસ : ૧૯૨૭)

(૨૨) આપ(ﷺ) એ ફરમાવ્યું:من ستر أخاه المسلم في الدنيا ستره الله يوم القيامة

અર્થ: જે માણસ દુનિયામાં કોઈ મુસલમાનની ખામીઓ (એબો)ને છુપાવશે અલ્લાહ તઆલા કિયામતના દિવસે તેની ખામીઓ–એબો છુપાવશે.(મુસ્નદે અહમદ: ૨૭/૧૪૧, હદીસ : ૧૬૫૯૬)

(૨૩) આપ(ﷺ)નું ફરમાન છે :

مَن ذبَّ عن عرض أخيه بظهر الغيب كان حقا علَى الله أن يعتقه من النار

અર્થ: જે માણસ પોતાના ભાઈની ગેર હાજરીમાં તેની બેઈઝઝતીને દૂર કરે તો અલ્લાહ તઆલાના ઝિમ્મે એ હક છે કે તેને આગથી આઝાદ કરે.( મુસ્નદે ઈસ્હાક બિન રાહવયહ:૫/૧૮૪, હદીસ:૨૩૦૯)

(૨૪) નબીએ કરીમ(ﷺ)નો ઈર્શાદ છે :

من ستر عورة أخيه ستره الله عورته يوم القيامة ، ومن كشف عورة أخيه المسلم كشف الله عورته حتى يفضحه بها في بيته

અર્થ: જે માણસ કોઈ મુસલમાનના એબોને છુપાવશે અલ્લાહ કિયામતના દિવસે તેના એબો છુપાવશે, જે માણસ કોઈ બીજા મુસલમાનની ખામીઓ–એબોને જાહેર કરે છે અલ્લાહ તઆલા તેની ખામીઓ–એબોને જાહેર કરે છે, અહીયા સુધી કે તેને ઘરમાં પણ બેઈઝઝત કરે છે.(ઈબ્ને માજહ: ૧૮૩, હદીસ: ૨૫૪૬)

(૨૫) આપ(ﷺ)નું ફરમાન છે :بحسب امرئ من الشر أن يحتقر أخاه المسلم

અર્થ: માનવીના ખરાબ હોવા માટે એટલું પુરતુ છે કે તે કોઈ મુસલમાનને તુચ્છ – હકીર સમજે.(તિરમિઝી: ૨/૧૪, હદીસ:૧૯૨૭)

(૨૬) મુસલમાનથી સંબંધ તોડવો નહી.
(૨૭) ઈર્ષા, નિંદા અને દુશ્મનીથી બચવું.
(૨૮) ચાડી–ચુગલી કરવાથી બચવું.
(૨૯) મુસલમાનો સામે હથિયારો વાપરવા નહી.
(૩૦) વૃદ્ધોનો આદર કરવો.

---

(૨૬) આપ(ﷺ)નું ફરમાન છે : من هجر أخاه سَنَة فهو كسفك دمه
**અર્થ:** કોઈ મુસલમાન સાથે એક વર્ષ સુધી વાત ન કરવી તેને કતલ કરવા સમાન છે. (અબૂદાઉદ: : ૨/ ૬૭૩, હદીસ:૪૯૧૫)

☛ આપ(ﷺ)નું ફરમાન છે :

لايحل لمسلم أن يهجر أخاه فوق ثلاث ليال، فيلتقيان فيعرض هذا ويعرض هذا، وخيرهما الذي يبدأ بالسلام

**અર્થ:** મુસલમાન માટે જાઈઝ નથી કે તે પોતાના ભાઈથી ત્રણ દિવસથી વધારે અબોલા રાખે કે તેઓ બંને પરસ્પર મળે છે અને આ તેનાથી મોઢુ ફેરવે છે અને તે આનાથી મોઢુ ફેરવે છે અને તે બંનેમાં શ્રેષ્ઠ તે છે જે સલામમાં પહેલ કરે. (બુખારી: ૨/૮૯૭, હદીસ: ૬૦૭૭)

(૨૭) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿وَلَا يَغْتَبْ بَعْضُكُمْ بَعْضًا﴾
**અર્થ:** અને એક બીજાની ગીબત (નિંદા) ન કરો. (સૂ. હુજૂરાત : ૧૨)

☛ આપ(ﷺ)નું ફરમાન છે : ولاتحاسدوا ولاتباغضوا
**અર્થ:** અને ઈર્ષા ન કરો અને દુશ્મની ન રાખો. (બુખારી:૨/૮૯૬,હદીસ:૬૦૬૪)

(૨૮) આપ(ﷺ)એ ફરમાવ્યું : لايدخل الجنة نمام
**અર્થ:** ચાડી ખાનારો જન્નતમાં દાખલ થશે નહી. (મુસ્લિમ:૧/૭૦,હદીસ:૧૦૫)

(૨૯) આપ(ﷺ) એ ફરમાવ્યું : من حمل علينا السلاح فليس منا
**અર્થ:** જેને અમારા ઉપર હથિયાર ઉઠાવ્યા તે અમારામાંથી નથી. (મુસ્લિમ:૧/૭૦, હદીસ: ૧૦૧)

(૩૦) આપ(ﷺ)નું ફરમાન છે :

ما أكرم شاب شيخا لسنّه إلا قيض الله له من يكرمه عند سنه

**અર્થ:** કોઈ યુવાન કોઈ વૃદ્ધનો તેના વૃદ્ધાવસ્થાને કારણે આદર કરે છે તો અલ્લાહ તઆલા તેના માટે એવા માણસને નક્કી ફરમાવે છે જે તેના ઘડપણમાં તેનો આદર કરે છે. (તિરમિઝી: : ૨/૨૨, હદીસ : ૨૦૨૨)

(૩૧) બીમાર હોય તો તેની ખબર – અંતર લેવી.
(૩૨) છુપી રીતે – એકાંતમાં દુઆ કરવી.
(૩૩) તેના જનાઝામાં શરીક થવું.
(૩૪) મગફિરતની દુઆ કરવી.
(૩૫) મૃત્યુ પછી તેની ખુબીઓનું વર્ણન કરવું.



---

(૩૧) આપ(ﷺ)એ ફરમાવ્યું :
અર્થ: حق المسلم على المسلم ست، (وعدّ منها :) وإذامرض فعُدْه
અર્થ :(એક)મુસલમાનના(બીજા) મુસલમાન ઉપર છ હક્કો છે(તે પૈકી) જયારે તે બીમાર થાય તો તું તેના ખબર અંતર લે. (મુસ્લિમ:૨/૨૧૩,હદીસ:૨૧૬૨)

(૩૨) આપ(ﷺ)નું ફરમાન છે :
ما من عبد مسلم يدعو لأخيه بظهر الغيب؛ إلا قال الملك: ولك بمثل
અર્થ: જે બંદો પોતાના મુસલમાન ભાઈ માટે તેની ગેરહાજરીમાં દુઆ કરે છે, તો એક ફરિશ્તો કહે છે : અલ્લાહ તને પણ આવું જ નસીબ કરે. (મુસ્લિમ : ૨/૩૫૧, હદીસ : ૨૭૩૨)

(૩૩) આપ(ﷺ) એ ફરમાવ્યું :
حق المسلم على المسلم ست، (وعدّ منها:) وإذا مات فاتبعه
અર્થ: મુસલમાનના (બીજા) મુસલમાન પર છ હક્કો છે,(તે પૈકી એક એ કે ) જયારે મૃત્યુ પામે તો તેના જનાઝામાં પાછળ ચાલ. (મુસ્લિમ:૨/૨૧૩,હદીસ: ૨૧૬૨)

(૩૪) આપ (ﷺ)એ એક સહાબીને દફન કર્યા પછી ફરમાવ્યું :
قال النبي ﷺ بعد مادفن أحدأصحابه: استغفروا لأخيكم واسألوا له التثبيت، فإنه الآن يسأل
અર્થ: પોતાના ભાઈ માટે મગફિરત માંગો અને તેના માટે અડગતાની દુઆ કરો, એટલા માટે કે હમણાં તેનાથી સવાલ કરવામાં આવશે. (અબૂદાઉદ: ૨/ ૪૫૯, હદીસ : ૩૨૨૧)

(૩૫) આપ(ﷺ)નું ફરમાન છે : اذكروا محاسن موتاكم
અર્થ: પોતાના મૃતકોની ખૂબીઓનું વર્ણન કરો. (અબૂદાઉદ:૨/૬૭૧,હદીસ : ૪૯૦૦)

# પરવાનગીના આદાબ

(૧) કોઈની મુલાકાત માટે યોગ્ય વખત પસંદ કરવો.
(૨) પરવાનગી પહેલા સલામ કરવી.
(૩) વધુમાં વધુ ત્રણ વાર પરવાનગી માંગવી.
* નોંધ: મોકલેલા પ્રતિનિધિ સાથે જવું પરવાનગીના હુકમમાં છે.
(૪) સારા અંદાજથી દરવાજો ખખડાવવો.
(૫) એક વાર દરવાજો ખખડાવીને થોડુ થોભવું.

(મવસુઅતુલ આદાબિલ ઈસ્લામિય્યહ)

---

(૨) فإن النبي ﷺ لما لم يحسن رجل الاستئذان عليه ، قال لخادمه : أخرجي إليه ، فإنه لا يحسن الاستئذان، فقولي له : فليقل : السلام عليكم، أأدخل ؟

અર્થ: અલ્લાહના નબી (ﷺ) પાસે કોઈ વ્યકિત સારી રીતે પરવાનગી ન માંગતી તો પોતાની નોકરાણીથી ફરમાવતા તેની પાસે જા, કે તે સારી રીતે પરવાનગી માંગતો નથી; તુ તેને કહે કે તે આમ કહે! "અસ્સલામુ અલયકુમ" શું હું દાખલ થઈ શકું છું? (અબૂદાઉદ: ૨/૭૦૩, હદીસ: ૫૧૭૭)

(૩) આપ(ﷺ)નું ફરમાન છે: إذا استأذن أحدكم ثلاثا، فلم يؤذن له فليرجع

અર્થ: જયારે તમારામાંથી કોઈ ત્રણ વાર પરવાનગી માંગે અને પરવાનગી ન મળે તો પરત થઈ જાય. (બુખારી: ૨/ ૯૨૩, હદીસ: ૬૨૪૫)

* આપ(ﷺ) એ ફરમાવ્યું:

إذا دعي أحدكم إلى طعام فجاء مع الرسول، فإن ذلك له إذن

અર્થ: તમને ખાવા માટે (દાવત આપે) બોલાવે અને તે પ્રતિનિધિ સાથે જાય તો તે તેના માટે ઈજાઝત છે. (અબૂદાઉદ:૨/૭૦૫, હદીસ: ૫૧૯૦)

(૪) قد ورد : أن امرأة ذهبت إلى الإمام أحمد، فدقت عليه الباب دقا شديدا، فخرج وهو يقول : هذا دق الشرط

અર્થ: એક સ્ત્રી હઝરત ઈમામ અહમદ બિન હમ્બલ (રહ.) પાસે કોઈ મસ્અલો પુછવા આવી તો જોરથી દરવાજો ખખડાવ્યો તો આપ (રહ.) બહાર આવ્યા અને ઈર્શાદ ફરમાવ્યો: આ પોલિસ (વોરંટ) જેવું ખખડાવવું છે. (અલઅશીક મુલ્તકા અહલિલ હદીસ: ૪૦ / ૩૬૧)

**(૬) પરવાનગી વેળા પોતાની ઓળખ કરાવવી, "હું છું" (એમ) ન કહેવું.**
**(૭) દરવાજાની તિરાડમાંથી જોવું નહી.**
**(૮) પોતાના ઘરમાં પ્રવેશતા પહેલા ઈશારાથી અથવા સાંકેતિક જાણ કરવી.**
**(૯) દરવાજાની બિલકુલ સામે ઊભા રહેવું નહી.**

---

(૬) إن النبي ﷺ أتاه جابر، فدق عليه الباب، فقال من ذا؟ فقال جابر: أنا، فقال النبي ﷺ: أنا أنا، كأنه كرهها

**અર્થ:** અલ્લાહના નબી (ﷺ) પાસે હઝરત જાબિર (રદિ.) આવ્યા અને દરવાજો ખખડાવ્યો, તો આપ(ﷺ) એ ફરમાવ્યું કોણ છે ? તો હઝરત જાબિર (રદિ.) એ જવાબ આપ્યો : હું છું તો આપ(ﷺ) એ નારાજગીથી ફરમાવ્યું: "હું હું" (બુખારી : ૨/ ૯૨૩, હદીસ : ૬૨૫૦)

(૭) હઝરત સહલ બિન સઅદ (રદિ.) ફરમાવે છે :

اطلع رجل من جحر في حجر النبي ﷺ ومع النبي ﷺ مدرى يحك به رأسه، فقال: لو أعلم أنك تنتظر لطعنت به في عينك، إنما جعل الاستيذان من أجل البصر

**અર્થ:** એક વ્યકિતએ આપ (ﷺ)ના હુજરા–મકાન મુબારકામાં તિરાડમાંથી જોયું, તે સમયે આપ(ﷺ) પાસે એક લાકડી હતી તેના વડે આપ(ﷺ) પોતાનું માથુ ખંજવાળી રહયા હતા, તો આપ(ﷺ) એ ફરમાવ્યું જો મને ખબર પડી જાત કે તુ જોઈ રહયો છે તો હું આ લાકડી તારી આંખમાં નાંખી દેતો, પરવાનગી તો નજરો(ની હિફાઝત) માટે નક્કી કરી છે. (બુખારી:૨/૯૨૨, હદીસ : ૬૨૪૧)

(૮) હઝરત ઝયનબ(રદિ.) હઝરત મસ્ઊદ (રદિ.)ના પત્ની ફરમાવે છે:

كان عبدالله إذا دخل تنحنح وصوّت

**અર્થ:** હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.) જયારે (ઘરમાં) દાખલ થતા તો ખંખારતા અને અવાજ કાઢતા હતા. (ઈબ્ને માજહ:પાન નં.૨૫૨,હદીસ :૩૫૩૦)

(૯) હઝરત અબ્દુલ્લાહ બિન બસર (રદિ.) ફરમાવે છે :

كان النبي ﷺ إذا أتى باب قوم لم يستقبل الباب من تلقاء وجهه، ولكن من ركنه الأيمن أو الأيسر

**અર્થ:** આપ (ﷺ) જયારે કોઈના મકાન પર તશરીફ લઈ જતા તો બિલકુલ દરવાજા સામે ઊભા રહેતા નહી; બલ્કે ડાબી – જમણી બાજુ ઊભા રહેતા. (અબૂદાઊદ: ૨/ ૭૦૫,હદીસ:૫૧૮૬)

(૧૦) નજરો નીચી રાખવી.
(૧૧) પરવાનગી ન મળવા પર પરત ફરવું.
(૧૨) નાબાલિગ બાળકોએ ફજર પહેલાં, ઝોહર વખતે અને ઈશા પછી પરવાનગી લઈને દાખલ થવું.(બાકી સમયમાં તેઓ પરવાનગી વિના દાખલ થઈ શકે છે.)



---

(૧૦) નબી (ﷺ)નું ફરમાન છે : إنما جعل الاستئذان من أجل البصر
અર્થ: પરવાનગી તો નજરો(ની હિફાઝત) માટે નક્કી કરી છે.(બુખારી:૨/૯૨૨, હદીસ : ૬૨૪૧)
(૧૧) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :
﴿وَإِنْ قِيلَ لَكُمُ ارْجِعُوا فَارْجِعُوا هُوَ أَزْكَىٰ لَكُمْ﴾
અર્થ: અને જો તમને એ જવાબ મળે કે (હમણાં) પાછા જાઓ તો તમે પાછા ચાલ્યા આવો. એ જ વાત તમારા માટે સારી છે અને તમે જે કંઈ કરો છો તેને અલ્લાહ તઆલા જાણે છે.(સૂ.નૂર : ૨૮)
(૧૨) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :
﴿يٰأَيُّهَا الَّذِينَ آمَنُوا لِيَسْتَأْذِنكُمُ الَّذِينَ مَلَكَتْ أَيْمَانُكُمْ وَالَّذِينَ لَمْ يَبْلُغُوا الْحُلُمَ مِنكُمْ ثَلَاثَ مَرَّاتٍ مِّن قَبْلِ صَلٰوةِ الْفَجْرِ وَحِينَ تَضَعُونَ ثِيَابَكُم مِّنَ الظَّهِيرَةِ وَمِن بَعْدِ صَلٰوةِ الْعِشَاءِ ثَلَاثُ عَوْرَاتٍ لَّكُمْ﴾
અર્થ: હે ઈમાનવાળાઓ !(તમારી પાસે આવવા માટે) તમારા ગુલામો – દાસીઓ તથા તમારામાંથી જે (બચ્ચાં) યુવાનીના લગભગ પહોંચ્યા નથી તેમણે ત્રણ વખતોમાં તમારાથી પરવાનગી લેવી જોઈએ. સવારની નમાઝ પહેલા અને (ઉનાળાની) બપોરે જ્યારે (આરામ માટે) તમે પોતાના (અમુક) કપડાં ઉતારી મૂકો છો અને ઈશાની નમાઝ પછી આ ત્રણે તમારા પરદાના વખત છે.(સૂ.નૂર:૫૮)

# મુલાકાત અને મુસાફહ (હસ્તધૂનન)ના આદાબ

(૧) મુલાકાત માટે આવનારને ખૂબ જ મજબૂરી વગર ના પાડવી નહી.
(૨) અલ્લાહ તઆલાને પ્રસન્ન કરવાની નિય્યતથી મુલાકાત માટે જવું.
(૩) પરવાનગી મેળવવાના આદાબ પર પાબંદીથી અમલ કરવો.(તેના માટે પરવાનગીના આદાબ જુઓ)
(૪) હસ્તામુખે મુલાકાત કરવી.
(૫) સલામ કરવી.

---

(૧) આપ(ﷺ)નું ફરમાન છે : وان لزورك عليك حقا
અર્થ: તમારા ઉપર તમારા મુલાકાતીઓનો પણ હક્ક છે. (બુખારી : ૨/૯૦૫,હદીસ :૬૧૩૪)
(૨) આપ(ﷺ)નું ફરમાન છે :
إن رجلا زار أخا له في قرية أخرىٰ، فأرصد الله له على مدرجته ملكا، فلما أتى عليه قال: أين تريد؟ قال: أريد أخاً لي في هذه القرية، قال: هل لك عليه من نعمة تربها؟ قال : لا، غير أني أحببته في الله عزوجل، قال: فإني رسول الله إليك، بإن الله قد أحبك كما أحببته فيه
અર્થ: એક વ્યકિત પોતાના મુસલમાન ભાઈની મુલાકાતે બીજે ગામ જઈ રહયો હતો કે અલ્લાહ તઆલાએ તેના રસ્તા પર એક ફરિશ્તાને મોકલ્યો જયારે ફરિશ્તો તેની પાસે પહોંચ્યો તો કહયું કે કયાંનો ઈરાદો છે ? કહયું કે મારો એક (દીની) ભાઈ આ વસ્તીમાં છે તેની મુલાકાતનો ઈરાદો છે, ફરિશ્તાએ કહયું તેની ઉપર કોઈ ઉપકાર છે જેને તુ વધારવા માંગે છે તેણે કહયું ના બસ એટલી વાત છે કે હું તેનાથી અલ્લાહ ખાતર મુહબ્બત કરું છું, ફરિશ્તાએ કહયું કે હું અલ્લાહ તઆલાનો પ્રતિનિધિ બનીને તારી પાસે આવ્યો છું,(કે તને એ વાતની ખુશખબરી સંભળાવું કે) અલ્લાહ તારાથી મુહબ્બત કરે છે જેમ તુ અલ્લાહ તઆલા માટે તેનાથી મુહબ્બત કરે છે. (મુસ્લિમ: ૨/૩૧૭,હદીસ : ૨૫૬૭)
(૩) આપ(ﷺ)નું ફરમાન છે : تبسمك في وجه أخيك لك صدقة
અર્થ: તારુ પોતાના ભાઈ સામે હસવું તારા માટે સદકો છે. (તિરમિઝી:૨/૧૭,હદીસ : ૧૯૫૬)
(૫) આપ(ﷺ)નું ફરમાન છે :
حق المسلم على المسلم ست، قيل:ماهن يارسول الله؟ قال: إذالقيته فسلم عليه ←

(૬) મુસાફહ (હસ્તધૂનન) કરવો.
(૭) બન્ને હાથો વડે મુસાફહ કરવો.
(૮) સફરથી પરત આવો તો મુઆનકો કરવો (ભેટવું).
(૯) મુલાકાત વખતે (સલામ સાથે) મુસાફહ કરવો.
(૧૦) હદથી વધારે મુલાકાત ન કરવી.
(૧૧) ઘર માલિક જ્યાં કહે ત્યાં બેસવું. (શર્હે શિરઅતિલ ઈસ્લામ:૩૯૨)
(૧૨) ઘરની ગેર મહરમ સ્ત્રીઓથી નજરોની હિફાઝત કરવી.
(૧૩) ઘરની સામાન–સંપત્તિને ન જોવી. (શર્હે શિરઅતિલ ઈસ્લામ:૩૯૨)

---

અર્થ: મુસલમાનના મુસલમાન પર છ હક્કો છે, પૂછવામાં આવ્યું : હે અલ્લાહના રસૂલ (ﷺ)! તે કયા કયા છે ? તો આપ (ﷺ) એ ફરમાવ્યું : જયારે તે મુલાકાત કરે તો તેને સલામ કરે. (મુસ્લિમ:૨/૨૧૩,હદીસ:૨૧૬૨)

(૬) આપ (ﷺ)નું ફરમાન છે :

ما من مسلمين يلتقيان فيتصافحان إلا غفر لهما قبل أن يفترقا

અર્થ: બે મુસલમાન પરસ્પર મુલાકાત કરે અને મુસાફહ કરે તો અલ્લાહ તઆલા તેમના છુટા પડતા પહેલા તેમની મગફિરત ફરમાવી દે છે. (અબૂદાઉદ: ૨/૭૦૮, હદીસ : ૫૨૧૨)

(૭) હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.) ફરમાવે છેઃ

અર્થ: علمني النبي ﷺ وكفي بين كفيه التشهد

મને અલ્લાહના નબી(ﷺ) એ તશહહુદ શીખવાડી એવી હાલતમાં કે મારો હાથ અલ્લાહના નબી(ﷺ)ના બંને હાથ વચ્ચે હતો. (બુખારી:૨ / ૯૨૬,હદીસ :૬૨૬૫)

(૮) હઝરત અનસ (રદિ.) ફરમાવે છે : إذا قدموا من سفر تعانقوا

અર્થ: સહાબા (રદિ.) જયારે સફરેથી પરત ફરતા તો મુઆનકો કરતા. (ભેટતા) (અલ મુઅજમુલ કબીર લિત્તબરાની અવસત :૧/૩૭, હદીસ: ૯૭)

(૯) સમજુતી માટે હાશિયા નં. ૫ જુઓ.

(૧૧) આપ(ﷺ)નું ફરમાન છે : زُرْغِباً تزدَدْ حُباً

અર્થ: પ્રસંગોપાત મુલાકાત કરતા રહો મુહબ્બતમાં વધારો થશે. (શુઅબુલ ઈમાન :૧૦/ ૫૭૧,હદીસ:૮૦૧૬)

(૧૨) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છેઃ ﴿يَعْلَمُ خَائِنَةَ الْأَعْيُنِ وَمَا تُخْفِي الصُّدُوْرُ﴾

અર્થ: અલ્લાહ તઆલા આંખોની ચોરીને પણ જાણે છે અને એને પણ જાણે છે.

(૧૪) ઘરવાળાઓની ખાનગી વાતો તરફ ધ્યાન કરવું નહી.

(૧૫) જો તેના ઘરે નમાઝ પઢવાનો મોકો આવે તો મકાન માલિકની પરવાનગી વગર તેના ઘરમાં ઈમામત કરવી નહી.

(૧૬) મકાન માલિકની રજા લઈને પરત ફરવું.



---

C જે તમારા મનમાં છે. (સૂ.મુઅમિન :૧૯)

(૧૪) આપ(ﷺ)એ ફરમાવ્યું :

من استمع إلى حديث قوم وهم له كارهون ، صب في أذنيه الآنك

અર્થ: જે વ્યકિત કોઈ કોમની વાત સાંભળે એવી હાલતમાં કે તે લોકો નાપસંદ કરે તો તેના કાનોમાં પીગાળેલું સીસુ નાંખવામાં આવશે. (મુઅજમુલ કબીર લિત્તબરાની: ૧૧/ ૩૪૪, હદીસ:૧૧૯૬૦)

(૧૫) આપ(ﷺ)નું ફરમાન છે :

من زار قوما في بيتهم فلا يؤمهم ، وليؤمهم رجل منهم

અર્થ: કોઈ વ્યકિત કોઈના ઘરે મુલાકાત માટે જાય તો તેમની ઈમામત ન કરે અને ઘરવાળાઓમાંથી જ કોઈને ઈમામ બનાવે. (અબૂદાઉદ:૧/૮૮,હદીસ:૫૯૬)

(૫) આપ(ﷺ)નું ફરમાન છે :

إذا زار أحدكم أخاه فجلس عنده فلا يقومن حتى يستأذن

અર્થ: જયારે તમારામાંથી કોઈ પોતાના ભાઈની મુલાકાત માટે જાય તો તેની પરવાનગી વિના ઉભો ન થાય. (અલઅહાદિષુલ મુખ્તારહ: :૧૩/૧૪૭,હદીસ: ૨૩૬)

# મોબાઈલ વિશેના આદાબ

## ફોન કરનાર માટે આદાબ

(૧) પહેલા સલામ કરવી.
(૨) ફોન કરનારે જાતે પોતાનો પરિચય આપવો. (મવસુઅતુલ આદાબિલ ઈસ્લામિય્યહ:૮૪૦)
(૩) જરૂરત વગર ઘંટડી વગાડીને કોઈને હેરાન કરવો નહી.
(૪) જો ફોન ન ઉઠાવવામાં આવે તો ત્રણ વખતથી વધુ Missed Call ન કરવા.

## ફોન કોન્ટેક થનાર માટેના આદાબ

(૧) ઘંટડી વાગતા જ જવાબ આપવો. (ટેલિફોનના આદાબ વ મસાઈલ : સંપાદક : મવલાના મરગુબ સાહેબ લાજપુરી : ૧૯)
(૨) અતિશય જરૂરત વગર સ્ત્રીની વાતનો જવાબ ન આપવો.
(૩)(ફોન ઉઠાવતા જ) સલામ પછી સામે વાળી વ્યકિતની ઓળખ કરવી.( એટલે કે આપ(ﷺ)એ દરવાજો ખખડાવનારથી પુછયું مَنْ ? એટલે કોણ છે ?)

---

(૧) આપ(ﷺ)નું ફરમાન છે : السلام قبل الكلام
અર્થ: વાત (શરૂ) કરતા પહેલા સલામ કરવી જોઈએ. (તિરમિઝી:૨/૯૯, હદીસ : ૨૬૯૯)
(૩) આપ(ﷺ)નું ફરમાન છે : المسلم من سلم المسلمون من لسانه ويده
અર્થ: (પૂર્ણ મુસલમાન તે છે જેની જીભ અને હાથ(ની તકલીફ)થી લોકો સુરક્ષિત રહે. (બુખારી: ૧/૬, હદીસ :૧૦)
(૪) આપ(ﷺ)નું ફરમાન છે : إذا استأذن أحدكم ثلاثا فلم يؤذن له فليرجع
અર્થ: જયારે તમારામાંથી કોઈ ત્રણ વખત પરવાનગી માંગે અને પરવાનગી ન મળે તો પાછો ફરી જાય. (બુખારી:૨/૯૨૩, હદીસ:૬૨૪૫)
(૨) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે: ﴿فَلَا تَخْضَعْنَ بِالْقَوْلِ فَيَطْمَعَ الَّذِي فِي قَلْبِهِ مَرَضٌ﴾
અર્થ: જેથી તમે નરમાશ સહિત વાત ન કરો, જયારે કોઈ એવો માણસ વ્યર્થ લાલચ કરવા લાગે જેના દિલમાં રોગ હોય છે. (સૂ.અહઝાબ : ૩૨)

## ફોનના સામાન્ય આદાબ

(૧) જરૂરત વગર લાંબી વાત કરવી નહી.
(૨) ગીત – સંગીત વાળી રીંગ (ઘંટડી) રાખવી નહી.
(૩) ફોનને અલ્લાહની ફરમાંબરદારીમાં વાપરવો.

(મવસુઅતુલ આદાબિલ ઈસ્લામિય્યહ : ૮૪૬)

(૪) નાના બાળકોને ફોનના વપરાશથી દુર રાખવા.

(મવસુઅતુલ આદાબિલ ઈસ્લામિય્યહ : ૮૪૮)

(૫) ફોનને એ રીતે ન વાપરવો કે જેનાથી બીજાને તકલીફ પહોંચે.

(મવસુઅતુલ આદાબિલ ઈસ્લામિય્યહ : ૮૪૯)

(૬) મોબાઈલ પર જોર જોરથી વાતો કરવી નહી.
(૭) મસ્જિદમાં દાખલ થતાં જ મોબાઈલ બંધ કરવો.
(૮) બે વ્યકિતઓ વચ્ચેની વાતને તેમની પરવાનગી વગર ત્રીજી વ્યકિતએ કાન લગાવીને અથવા અન્ય રીતે ન સાંભળવી.

---

(૧) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿وَالَّذِيْنَ هُمْ عَنِ اللَّغْوِ مُعْرِضُوْنَ﴾
અર્થ: અને જેઓ નકામી વાતોથી અળગા રહેનાર છે. (અલમુઅમિનુન : ૩)
(૨) હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.) ફરમાવે છે :

الغناء ينبت النفاق في القلب كما ينبت الماء الزرع

અર્થ: ગીત – સંગીત દિલમાં નિફાક એવી રીતે વધારે છે જેવી રીતે પાણી ખેતીને વધારે છે. (સુનને કુબ્રા લિલ્બયહકી: ૧૦/૨૭૭, હદીસ :૨૧૦૦૭)
(૬) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿وَاغْضُضْ مِنْ صَوْتِكَ﴾
અર્થ: અને (બોલતી વેળા) પોતાના અવાજને ધીમો કર. (સૂ.લુકમાન :૧૯)
(૮) આપ(ﷺ)નું ફરમાન છે :

من استمع الى حديث قوم وهم له كارهون ، صب في أذنيه الآنك

અર્થ: જે વ્યકિત કોઈ કોમની વાત સાંભળે એવી હાલતમાં કે તે લોકો નાપસંદ કરે તો તેના કાનોમાં પીગાળેલુ સીસુ નાંખવામાં આવશે. (અલમુઅજમુલ કબીર લિત્તબરાની: ૧૧/૩૪૪, હદીસ:૧૧૬૬૦)

# મહેમાનીના આદાબ

## મહેમાની કરનાર (યજમાન) વિશે

(૧) મહેમાનનું સ્વાગત કરવું.
(૨) મહેમાનની મહેમાન નવાઝી તેનો હક સમજીને કરવી.
(૩) મકાન માલિકે મહેમાનની જાતે સેવા કરવી.
(૪) મહેમાન માટે શકયથી વધારે તકલીફ ઉઠાવવી નહી.

(શર્હે શિરઅતિલ ઈસ્લામ : ૩૮૭)

(૫) મહેમાન જયાં સુધી રહે ત્યાં સુધી તેની સાથે સારો વ્યવહાર કરવો.

(શર્હે શિરઅતિલ ઈસ્લામ : ૩૮૬)

(૬) મહેમાનને વિદાય કરતી વખતે ઘરના દરવાજા સુધી જવું.





---

(૧) قال النبي ﷺ لفاطمة : مرحبا بابنتي
અર્થ: અલ્લાહના નબી (ﷺ) એ હઝરત ફાતિમા (રદિ.)ના( મહેમાન બની) આવવા પર ફરમાવ્યું : મારી દિકરી ભલે પધારો .(બુખારી:૫૧૨,હદીસ :૩૬૨૩)

(૨) આપ(ﷺ)નું ફરમાન છે : وان لزورك عليك حقا
અર્થ: અને તારા મહેમાનોનો પણ તારા પર હક્ક છે.(બુખારી: ૨/૯૦૫, હદીસ :૬૧૩૪)

(૩) كما قام إبراهيم عليه السلام بخدمة الأضياف بنفسه
અર્થ: જેમકે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) એ પોતાના મહેમાનની જાતે સેવા કરી હતી.(સમગ્ર ઘટના કુર્આનમાં છે.)

(૬) આપ(ﷺ)એ ફરમાવ્યું :
إن من السنة أن يخرج الرجل مع ضيفه إلى باب الدار
અર્થ: આ સુન્નત તરીકો છે કે વ્યકિત પોતાના મહેમાનને વિદાય કરવા માટે (ઓછામાં ઓછુ) ઘરના દરવાજા સુધી જાય.(ઈબ્ને માજહ:પાન નં.૨૪૦, હદીસ :૩૩૫૮)

# મહેમાન માટે આદાબ

(૧) યજમાન – મેઝબાનની દાવત કબૂલ કરવી.

(૨) પરવાનગી અને મુલાકાતના આદાબનો પ્રબંધ કરવો.

(જુઓ પરવાનગીના આદાબ)

(૩) ખાવા–પીવાના આદાબની રિઆયત કરવી.

(જુઓ : ખાવા–પીવાના આદાબ)

(૪) મેઝબાન પર બોજ બનવું નહી.

(૫) મેઝબાનના ઘરમાં પોતાના બાળકોને મુતલક્કલ અનાન (એટલે કે આઝાદ કે જેનાથી મેઝબાન અને તેના ઘરવાળા અને ઘરની વસ્તુઓને હાનિ પહોંચાડે) ન છોડવા.

(૬) મહેમાન નવાઝી પર મેઝબાનનો આભાર માનવો.





---

(૧) આપ(ﷺ)નું ફરમાન છે :

حق المسلم على المسلم ستة (وعدّ منهم) وإذا دعاك فأجبه

**અર્થ:** મુસલમાનના મુસલમાન પર છ હક્કો છે. (તેમાંથી એક એ છે) જ્યારે તે દા'વત આપે તો તુ કબૂલ કર. (મુસ્લિમ: ૨૨૧૩, હદીસ: ૨૧૬૨)

(૪) આપ(ﷺ)નું ફરમાન છે :

ولا يحل له أن يثوي عنده حتى يحرجه

**અર્થ:** અને મહેમાન માટે જાઈઝ નથી કે તેની પાસે એટલું રોકાય કે તેને તકલીફમાં નાંખી દે. (બુખારી: ૨/૯૦૬, હદીસ : ૬૧૩૫)

(૫) આપ(ﷺ)નું ફરમાન છે : المسلم من سلم المسلمون من لسانه ويده

**અર્થ:** (પૂર્ણ) મુસલમાન તે છે જેની જીભ અને હાથ (ની તકલીફથી) લોકો સુરક્ષિત રહે. (બુખારી: ૧/૬, હદીસ : ૧૦)

(૬) આપ(ﷺ)નું ફરમાન છે : من لم يشكر الناس لم يشكر الله

**અર્થ:** જેણે લોકોનો આભાર ન માન્યો, તેણે અલ્લાહનો આભાર ન માન્યો. (તિરમિઝી: ૨/ ૧૭, હદીસ : ૧૯૫૫)

# મજલિસના આદાબ

(૧) સારી નિય્યતે મજલિસમાં જોડાવવું.

(મવસુઅતુલ આદાબિલ ઈસ્લામિય્યહ: ૭૫૪)

(૨) નેક લોકોની મજલિસમાં જોડાવવું.

(૩) ગેર શરઈ મજલિસમાં હાજરી આપવી નહી.

(૪) પોતાના દુશ્મનોની મજલિસમાં જોડાવવું નહી.

(મવસુઅતુલ આદાબિલ ઈસ્લામિય્યહ :૭૫૫)

(૫) જાહેર માર્ગો પર મજલિસ લગાવવી નહી.

(૬) ફાયદા વગરની મજલિસોથી ખાસ કરીને ઈશા પછી મજલિસ લગાવવાથી બચવું.

---

(૨) આપ(ﷺ)નું ફરમાન છે :

مثل الجليس الصالح والسوء كحامل المسك ونافخ الكير

અર્થ: સારા અને ખરાબ મિત્રનું ઉદાહરણ મુશ્કવાળા અને ભઠ્ઠીવાળા જેવું છે. (બુખારી: ૨/ ૮૩૦, હદીસ : ૫૫૩૪)

(૩) આપ(ﷺ)નું ફરમાન છે :

من كان يؤمن بالله واليوم الاخر فلا يجلس على مائدة يدار عليها الخمر

અર્થ: અને જે માણસ અલ્લાહ અને આખિરતના દિવસ પર ઈમાન રાખતો હોય તે એવા દસ્તરખાન પર ન બેસે જયાં દારૂ પીવામાં આવતુ હોય. (તિરમિઝી: ૨/૧૦૭, હદીસ : ૨૮૦૧)

(૫) આપ(ﷺ)નું ફરમાન છે : إياكم والجلوس على الطرقات

અર્થ: રસ્તામાં મજલિસ લગાવવાથી બચો. (બુખારી:૧/૩૩૩, હદીસ:૨૪૬૫)

(૬) હઝરત અબૂ બરઝહ (રદિ.) ફરમાવે છે :

أن النبي ﷺ كان يكره النوم قبل العشاء والحديث بعدها

અર્થ: આપ(ﷺ) ઈશા પહેલા સુવાને અને ઈશા પછી વાતચીત કરવાને અપ્રિય સમજતા હતા. (બુખારી:૧/૮૦, હદીસ : ૫૬૮)

(૭) મજલિસમાં પહોંચે અને હાજરજનો કોઈ કામમાં પ્રવૃત્ત ન હોય તો તેમને સલામ કરવી.

(૮) મજલિસમાં આવનાર માટે જગ્યા કરવી.

(૯) મજલિસમાં બુટ – ચંપલ ઉતારીને બેસવું.

(૧૦) મજલિસમાં જયાં જગ્યા મળે ત્યાં બેસી જવું.

(૧૧) મજલિસમાં બે(માણસ)ની વચ્ચે તેમની પરવાનગી વિના બેસવું નહી.

---

(૭) આપ(ﷺ) એ ફરમાવ્યું : إذا انتهى أحدكم إلى المجلس فليسلم

અર્થ: જયારે તમારામાંથી કોઈ મજલિસમાં જાય તો સલામ કરે. (અબૂદાઉદ : ૨/૭૦૭, હદીસ :૫૨૦૮)

(૮) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿يَاأَيُّهَاالَّذِيْنَ اٰمَنُوْٓااِذَاقِيْلَ لَكُمْ تَفَسَّحُوْافِي الْمَجٰلِسِ فَافْسَحُوْايَفْسَحِ اللّٰهُ لَكُمْ﴾

અર્થ: હે ઈમાનવાળાઓ ! જયારે તમને કહેવામાં આવે કે મજલિસમાં જગ્યા ખુલ્લી કરો તો જગ્યા ખુલ્લી કરી આપો. અલ્લાહ તમને (જન્નતમાં) ખુલ્લી કરી આપશે. (સૂ.મુજાદલહ :૧૧)

(૯) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે :

من السنة إذا جلس الرجل أن يخلع نعليه فيضعهما بجنبه

અર્થ: આ સુન્નત તરીકો છે કે જયારે માનવી બેસે તો પોતાના બંને બુટ – ચપ્પલ ઉતારીને ડાબી બાજુ મુકી દે. (અબૂદાઉદ: ૨/૮૭, હદીસ:૪૧૩૮)

(૧૦) આપ(ﷺ) એ ફરમાવ્યું :

إذا انتهى أحدكم إلى المجلس فإن وسع له فليجلس؛ وإلا فلينظر إلى أوسع مكان يراه فليجلس فيه

અર્થ: તમારામાંથી કોઈ મજલિસમાં પહોંચે જો તેના માટે જગ્યા કરી તો ત્યાં બેસે નહી તો કોઈ અન્ય જગ્યામાં બેસી જાય. (જમઉલવસાઈલ : ૨/૪૯૬)

(૧૧) આપ(ﷺ) એ ફરમાવ્યું : لا يجلس بين رجلين إلا بإذنهما

અર્થ: બે વ્યકિતઓ વચ્ચે તેમની પરવાનગી વિના બેસો નહી. (અબૂદાઉદ: ૨/ ૬૬૫,હદીસ :૪૮૪૪)

(૧૨) હલકા–મજલિસની વચ્ચે બેસવું નહી.
(૧૩)કોઈને તેની જગ્યાએથી ઉઠાડીને તેની જગ્યાએ ન બેસવું.
*નોંધ: જયારે કોઈ પોતાની જગ્યાએ ઉઠયા પછી બીજી વાર આવે તો તે એ જગ્યા માટે વધારે હકદાર છે.
નોંધ:ઉત્તમ એ છે જતી વખતે કોઈ નિશાની : રૂમાલ,પેન વગેરે મુકીને જાય.(હદીસ કે ઈસ્લાહી મઝામીન:૧૦/ ૨૪૬)
(૧૪) તડકા અને છાયડાં વચ્ચે બેસવું નહી.
(૧૫) સતર ખુલી જાય એવી રીતે બેસવું નહી.

---

(૧૨) હઝરત હુઝૈફા (રદિ.) ફરમાવે છે :

أن رسول الله ﷺ لعن من جلس وسط الحلقة

અર્થ: આપ(ﷺ) એ હલકાની વચ્ચે બેસનારા પર લા'નત ફરમાવી છે.(અબૂદાઉદ: ૨/૬૬૪, હદીસ:૪૮૨૬)

(૧૩) આપ(ﷺ) એ ફરમાવ્યું : لا يقيمن أحدكم الرجل من مجلسه ثم يجلس فيه

અર્થ: કોઈ વ્યકિત બીજી વ્યકિતને તેની જગ્યાએથી ન ઉઠાવે કે પછી તે જગ્યાએ જાતે બેસી જાય.(મુસ્લિમ: ૨/૨૧૭, હદીસ: ૨૧૭૭)

* આપ(ﷺ) એ ફરમાવ્યું :

الرجل أحق بمجلسه، وإن خرج لحاجته ثم عاد فهوأحق بمجلسه

અર્થ: વ્યકિત પોતાની જગ્યા માટે વધારે હકદાર છે અને જો તે કોઈ જરૂરતથી બહાર જાય અને ફરી આવી જાય તો તે પોતાની જગ્યાનો વધારે હકદાર છે. (તિરમિઝી: ૨/ ૧૦૪,હદીસ:૨૭૫૧)

(૧૪) لأن النبي ﷺ نهى أن يجلس بين الضح والظل، وقال : مجلس الشيطان

અર્થ: આપ(ﷺ)એ તડકા અને છાંયડા વચ્ચે બેસવાની મનાઈ ફરમાવી છે અને ફરમાવ્યું કે આ શયતાનને બેસવાની જગ્યા છે.(મુસ્નદે અહમદ: ૨૪/૧૪૭, હદીસ : ૧૫૪૨૧) (મુસ્લિમ:૨/૧૯૯, હદીસ :૨૦૯૯)

(૧૫) હઝરત જાબિર (રદિ.) ફરમાવે છે :

أن رسول الله ﷺ نهى أن يحتبي في ثوب واحد كاشفا عن فرجه

અર્થ: આપ(ﷺ) એ તે વાતની મનાઈ ફરમાવી છે કે પોતાની ઉપર એવી રીતે એક જ ચાદર નાખે કે જેનાથી ગુપ્તાંગો ખુલી જાય. (મુસ્લિમ: ૨ / ૧૯૯, હદીસ :૨૦૯૯)

(૧૬) હલકો (વર્તુળ) લગાવીને અને નજીક નજીક બેસવું.
(૧૭) શિષ્ટ અને નરમી સહિત બેસવું.
(૧૮) કોઈ સાથી તરફ પગ લાંબા કરવા નહી.
(૧૯) મજલિસમાં અલ્લાહનો ઝિક્ર, દુરૂદ શરીફ અને ઈસ્તિગ્ફાર પઢવું.

---

(૧૬) હઝરત અબૂ વાકિદ લૈષી (રદિ.) ફરમાવે છે :

أن رسول الله ﷺ بينما هو جالس في المسجد والناس معه، إذ أقبل ثلاثة نفر، فأقبل اثنان إلى رسول الله ﷺ وذهب واحد، قال: فوقفا على رسول الله ﷺ، فأما أحدهما فرأى فرجة في الحلقة فجلس فيها، وأما الآخر فجلس خلفهم، وأما الثالث فأدبر ذاهبا، فلما فرغ رسول الله ﷺ قال: ألا أخبركم عن النفر الثلاثة! أما أحدهم: فأوى إلى الله فآواه الله، وأما الآخر: فاستحيا فاستحيا الله منه، وأما الآخر فأعرض فأعرض الله عنه

અર્થ: આપ(ﷺ) મસ્જિદમાં અમુક લોકો સાથે બેઠા હતા કે ત્રણ વ્યકિતઓ હાજર થયા પછી બે તો હુઝૂર (ﷺ) તરફ મગ્ન થઈ ગયા અને એક જતો રહયો પછી તે બંને મજલિસના છેડે ઊભા રહયા તેમાંથી એકે હલકાની વચ્ચે ખાલી જગ્યા જોઈ તો તે ત્યાં જઈને બેસી ગયો અને બીજો બધાની પાછળ બેસી ગયો અને ત્રીજો જતો રહયો, તો મજલિસ પછી આપ (ﷺ) એ ફરમાવ્યું : શું હું તમને ત્રણ વ્યકિતઓ વિશે ન બતાવું ? તેમાંથી એક વ્યકિતએ તો અલ્લાહ તઆલા તરફ ઠેકાણું બનાવ્યું માટે અલ્લાહે તેને ઠેકાણું આપ્યું અને બીજાએ અલ્લાહથી શરમ કરી માટે અલ્લાહે પણ તેનાથી શરમ કરી અને ત્રીજાએ અલ્લાહથી નિરસતા દાખવી માટે અલ્લાહે પણ તેનાથી બેપરવાહી કરી. (બુખારી:૧/૧૫,હદીસ:૬૬)

(૧૭) આપ(ﷺ)એ ફરમાવ્યું : أجلس كما يجلس العبد

અર્થ: અને હું એ રીતે બેસું છું જે રીતે ગુલામ (નોકર) બેસે છે. (શુઅબુલ ઈમાન : ૮/૧૬૬, હદીસ : ૫૫૭૨)

(૧૮) હઝરત અનસ બિન માલિક (રદિ.) ફરમાવે છે :

لم ير (النبي ﷺ) مقدما ركبتيه بين يدي جليس له

અર્થ: આપ(ﷺ)ને પોતાના કોઈ સાથી સામે ઘૂંટણ (પગ) લાંબા કરતા નથી જોયા. (તિરમિઝી: ૨/૭૫, હદીસ : ૨૪૯૦)

(૧૯) આપ(ﷺ)નું ફરમાન છે :

(૨૦) એક જ મજલિસમાં વારંવાર નબી(ﷺ)નું નામ મુબારક આવે તો દરેક વખતે દુરૂદ શરીફ પઢવું. (ફઝાઈલે આ'માલ,ફઝાઈલે દુરૂદ શરીફ:૭૨૫,૭૨૬)

(૨૧) જો કોઈ સાથે વાત કરવી હોય તો તેના તરફ ધ્યાન દઈને વાત કરે.

(૨૨) ત્રણ વ્યકિતઓની હાજરીમાં એકને છોડીને બે વ્યકિતઓએ પરસ્પર વાતચીત કરવી નહી.

(૨૩) બે વ્યકિતઓની ખાનગી વાતમાં કાન ન ધરવા.

(૨૪) પોતાના સંતાનોની પ્રિય વસ્તુઓનું વર્ણન મજલિસમાં કરવું નહી. (અલ અદબ ફીદીન : ૮૮)

---

ما من قوم يقومون من مجلس لايذكرون الله فيه ؛ إلا قاموا عن مثل جيفة حمار وكان عليهم حسرة

અર્થ: જે લોકો મજલિસમાંથી અલ્લાહના ઝિક્ર વગર ઊભા થાય છે તે એવા છે જેમકે મરેલા ગધેડા પાસેથી ઊભા થયા અને આ મજલિસ કિયામતના દિવસે તેમના માટે પસ્તાવાનું કારણ બનશે. (અબૂદાઉદ: ૨/૬૬૬, હદીસ:૪૮૫૫)

(૨૧) હઝરત હિન્દ બિન અબી હાલા (રદિ.) (આપ(ﷺ)ના ગુણો બયાન કરતા) ફરમાવે છે : إذا التفت التفت جميعا

અર્થ: જ્યારે (વાત કરતા) કોઈ તરફ ધ્યાન આપતા તો સંપૂર્ણપણે તેના તરફ ચેહરો કરતા. (શમાઈલે તિરમિઝી: પાન નં. ૪૬, હદીસ :૭)

(૨૨) આપ(ﷺ)નું ફરમાન છે :

إذا كنتم ثلاثة فلا يتناجى رجلان دون الآخر، حتى تختلطوا بالناس؛ أجل أن يحزنه

અર્થ: જ્યારે તમે ત્રણ માણસો હોય તો બે વ્યકિતઓ ત્રીજાને છોડીને ગુપસુપ ન કરે અહીયા સુધી કે તમે ભેગા થઈ જાઓ જેથી તેને દુ:ખ ન થાય. (બુખારી: ૨/૯૩૧,હદીસ : ૬૨૯૦)

(૨૩) આપ(ﷺ)નું ફરમાન છે :

من استمع إلى حديث قوم وهم له كارهون أو يفرون منه، صب في أذنيه الآنك يوم القيامة

અર્થ: જે માણસ કોઈ કોમની પરસ્પરની વાત સાંભળે અને તે લોકો નાપસંદ કરે અથવા તેનાથી દૂર થતા હોય તો તે વ્યકિતના કાનમાં કયામતના દિવસે સીસુ ઓગાળીને નાંખવામાં આવશે. (બુખારી:૨/૧૦૪૨,હદીસ:૭૦૪૨)

(૨૫) ઝઘડો,બુમ–બરાડા અને ઘોંઘાટ કરવો નહી.

(મવસુઅતુલ આદાબિલ ઈસ્લામિય્યહ : ૭૬૩)

(૨૬) વધુ માત્રામાં હસવું નહી.

(૨૭) મજલિસમાં ઉપસ્થિત લોકોમાંથી કોઈને તુચ્છ ન સમજવા.

(અલ અદબ ફીદીન :૮૮)

(૨૮) જો કોઈમાં સારી ખુબી જુઓ તો અલ્લાહનો આભાર માની અલ્લાહથી તે વસ્તુ માંગવી અને જયારે કોઈ ખામી જુએ તો અલ્લાહથી પનાહ માંગવી અને તેના મામલાને અલ્લાહને સુપ્રત કરવો અને ગુસ્સો ન કરવો. (અલ અદબ ફીદીન : ૮૫)

(૨૯) મજલિસવાળાઓ પાસે હાજર વસ્તુની આશા રાખવી નહી.

(અલ અદબ ફીદીન :૮૫)

(૩૦) મજલિસવાળાઓ સામે પોતાની મોટાઈ ન દેખાડવી.

(અલ અદબ ફીદીન :૮૫)

(૩૧) તેમનાથી એ વાતની આશા ન રાખવી કે તે ખાનગીમાં પણ એવો મામલો કરે જેવો જાહેરમાં કરે છે. (અલ અદબ ફીદીન :૮૫)

(૩૨) મજલિસ દરમિયાન વીંટી વગેરેથી રમત રમવી નહી.

(અલ અદબ ફીદીન : ૮૭)

(૩૩) મજલિસ દરમિયાન દાંત સાફ કરવા નહી. (અલ અદબ ફીદીન :૮૭)

(૩૪) નાકમાં આંગળી નાંખવી નહી. (અલ્ અદબ ફીદીન :૮૭)

(૩૫) વધુ પ્રમાણમાં આળસ અને બગાસા ન ખાવા. (અલ્ અદબ ફીદીન:૮૭)

---

(૨૬) આપ(ﷺ)નું ફરમાન છે :

لاتكثروا الضحك ؛ فإن كثرة الضحك تميت القلب

અર્થ: વધુ હસો નહી કેમકે વધુ હસવાથી દિલ મરી જાય છે. (ઈબ્ને માજહ :પાન નં. ૩૦૯,હદીસ : ૪૧૯૩)

(૩૬) મજલિસ પુરી થતા આ દુઆ પઢવી.

سُبْحَانَكَ اللّٰهُمَّ وَبِحَمْدِكَ، أَشْهَدُ أَنْ لَا إِلٰهَ إِلَّا أَنْتَ، أَسْتَغْفِرُكَ وَأَتُوْبُ إِلَيْكَ

(૩૭) પરત ફરતી વખતે મજલિસવાળાઓને સલામ કરવી.

(૩૮) મજલિસની ખાનગી વાત કોઈ સામે જાહેર કરવી નહી.

(૩૯) કોઈ મજલિસ પાસેથી પસાર થતી વખતે(જ્યારે કે તેઓ કોઈ અગત્યના કામમાં ન હોય તો) તેમને સલામ કરવી.

---

(૩૬) આપ(ﷺ)નું ફરમાન છે :

من جلس في مجلس فكثر فيه لغطه ، فقال قبل أن يقوم من مجلسه ذلك : "سبحانك اللّٰهمّ وبحمدك ، أشهد أن لا إله إلا أنت ، أستغفرك وأتوب إليك" ؛ إلا غفر له ما كان في مجلسه ذلك

અર્થ: જે વ્યકિત મજલિસમાં બેસે અને તેમાં ઘોંઘાટ અને આમતેમની વ્યર્થ વાતો થઈ, માટે તે પોતાની મજલિસથી ઉઠતા પહેલા પઢે سُبْحَانَكَ اللّٰهُمَّ (અંત સુધી)" હે અલ્લાહ ! તારી જાત પવિત્ર છે અને તારા માટે જ વખાણ છે,કે તારા સિવાય કોઈ મા'બૂદ નથી હું ગુનાહોની માફી માંગુ છે અને તારી સામે તૌબા કરૂં છું." તો તેના તે ગુનાહ માફ કરી દેવામાં આવશે જે આ મજલિસમાં થયા હતા. (તિરમિઝી:૨/૧૮૧, હદીસ : ૩૪૩૩)

(૩૭) આપ(ﷺ) એ ફરમાવ્યું :

إذا انتهى أحدكم إلى المجلس فليسلم، فإذا أراد أن يقوم فليسلم؛ فليست الأولى بأحق من الآخرة

અર્થ: જ્યારે તમારામાંથી કોઈ મજલિસમાં પહોંચે તો સલામ કરે, પછી જ્યારે મજલિસથી ઉઠવાનો ઈરાદો કરે તો સલામ કરે, એટલા માટે કે પહેલી સલામ અંતિમ સલામથી વધુ ઉત્તમ નથી. (અબૂદાઉદ:૨/૭૦૭,હદીસ:૫૨૦૮)

(૩૮) આપ(ﷺ)નું ફરમાન છે : المجالس بالأمانة

અર્થ: મજલિસ(ની વાતો) અમાનત હોય છે. (અબુદાઉદ:૨/૬૬૮,હદીસ:૪૮૬૯)

(૩૯) આપ(ﷺ)નું ફરમાન છે :

يسلم الراكب على الماشي، والماشي على القاعد، والقليل على الكثير

અર્થ: સવારીવાળો પગપાળા (ચાલનાર)ને અને પગપાળા (ચાલનારો) બેસનારને અને થોડા લોકો વધારે લોકોને સલામ કરે. (બુખારી:૨/૯૩૧,હદીસ : ૬૨૩૨)

(૪૦) મુસલમાન અને ગેરમુસ્લિમ બન્ને (મિશ્ર) મજલિસમાં હોય તો પણ સલામ કરવી.(અને નિય્યત માત્ર મુસલમાનોની કરવી.)



---

(૫) હઝરત સલમા બિન ઝૈદ (રદિ.) (એક લાંબી હદીસમાં) ફરમાવે છે:

حتیٰ مر ( أي النبي ﷺ ) بمجلس ، فيه أخلاط من المسلمين والمشركين وعبدة الأوثان واليهود ....... فسلم عليه النبي ﷺ

અર્થ: આપ (ﷺ) એક એવી મજલિસ પાસેથી પસાર થયા જેમાં મુસલમાન, મુશ્રિક, મૂર્તિપૂજક અને યહૂદી બધા એકત્ર હતા તો આપ(ﷺ)એ તેમને સલામ કરી.

(બુખારી : ૨/૯૨૪, હદીસ : ૬૨૫૪)

# આનંદ અને મજાકના આદાબ

(૧) આનંદ અને મજાકમાં અતિરેક ન કરવો.

(૨) વધુ હસવાથી બચવું.

(૩) જેમને મજાક પસંદ ન હોય તેની સાથે મજાક કરવી નહી.

(મવસુઅતુલ આદાબિલ ઈસ્લામિય્યહ:૭૬૭)

(૪) શાંત–ગંભીર મજલિસો (દા.ત. બાદશાહ, ન્યાયાધીશો વગેરેની મજસિલ) માં મજાક કરવી નહી. (મવસુઅતુલઆદાબિલ ઈસ્લામિય્યહ:૭૬૭)

(૫)દિલ્લગી – મજાક કરતી વખતે શરીઅત વિરુદ્ધ વાતો (દા.ત. માલ છુપાવવો, જુઠુ બોલવું, અપમાન કરવું) વગેરેથી બચવું.



---

(૧) આપ(ﷺ)નું ફરમાન છે :

لاتمار أخاك ولاتمازحه (مزاحا يفضي إلى إيذائه من هتك العرض ونحوه)

અર્થ: પોતાના ભાઈ સાથે ઝઘડો ન કરો, અને તેની સાથે મજાક પણ ન કરો(એટલે એવી મજાક જેનાથી તેને દુ:ખ પહોંચે અથવા તેની બેઈજ્જતી થાય) (તિરમિઝી: ૨/ ૨૦, હદીસ : ૧૯૯૫)

(૨) આપ(ﷺ)નું ફરમાન છે: لاتكثروا الضحك؛ فإن كثرة الضحك تميت القلب

અર્થ: વધુ હસો નહી, કેમકે વધારે હસવાથી દિલ મરી જાય છે. (ઈબ્ને માજહ :પાન નં.૩૦૯, હદીસ : ૪૧૯૩)

(૩) આપ(ﷺ)નું ફરમાન છે: لايأخذن أحدكم متاع أخيه لاعبا ولاجدا

અર્થ: તમારામાંથી કોઈ પોતાના ભાઈનો સામાન(તેની પરવાનગી વિના) ન લે, ન દિલ્લગી–મજાકથી, ન ગંભીરતાથી. (અબુદાઉદ:૨/૬૮૩,હદીસ:૫૦૦૩)

આપ(ﷺ)નું ફરમાન છે :

لاتمار أخاك ولاتمازحه (مزاحا يفضي إلى إيذائه من هتك العرض ونحوه)

અર્થ: પોતાના ભાઈ સાથે ઝઘડો ન કરો, અને તેની સાથે મજાક પણ ન કરો(એટલે એવી મજાક જેનાથી તેને દુ:ખ પહોંચે અથવા તેની બેઈજ્જતી થાય) (તિરમિઝી: ૨/ ૨૦, હદીસ : ૧૯૯૫)

(૬) હાથના ઈશારાથી અને ખરાબ શબ્દોથી જે ઝઘડાનું કારણ બને મજાક કરવી નહી.

(૭) જ્યારે કોઈને ખુશીની હાલતમાં અથવા હસતા જુએ તો દુઆ આપવી. أَضْحَكَ اللّٰهُ سِنَّكَ



(૫) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :
﴿وَقُلْ لِّعِبَادِيْ يَقُوْلُوا الَّتِيْ هِيَ اَحْسَنُ اِنَّ الشَّيْطٰنَ يَنْزَغُ بَيْنَهُمْ اِنَّ الشَّيْطٰنَ كَانَ لِلْاِنْسَانِ عَدُوًّا مُّبِيْنًا﴾

અર્થ: અને મારા બંદાઓને કહો કે તેઓ (વિરોધીઓને) તે જ વાતો કહે જે બહેતર હોય ;(કારણ કે સખત વાતો વડે) શયતાન લોકો વચ્ચે ઝઘડો કરાવી દે છે, બેશક શયતાન મનુષ્યનો ખુલ્લો દુશ્મન છે. (સૂ. બની ઈસ્રાઈલ:૫૩)

(૫) فدخل(عمر)والنبي ﷺ يضحك، فقال: أضحك الله سنك هو دعاء بالسرور، الذي هو لازم السرور، لادعاء بالضحك، قس

અર્થ: (એક લાંબા કિસ્સામાં છે) હઝરત ઉમર (રદિ.) (તે હુજરામાં જેમાં આપ(ﷺ) હતા) દાખલ થયા, તો આપ(ﷺ) હસી રહયા હતા તો હઝરત ઉમર (રદિ.) એ ફરમાવ્યું : અલ્લાહ તઆલા તમને હમેશાં હસતા(ખુશ) રાખે. (બુખારી : ૨ / ૮૯૯, હદીસ : ૬૦૮૫)

# વાતચીતના આદાબ

(૧) જરૂરત વગર વાતચીત કરવી નહી.
(૨) નકામી વાતોથી પોતાને બચાવવો.
(૩) જરૂરતથી વધારે વાતચીત કરવી નહી.
(૪)વાતચીત કરતા અને પુછવા પર મોટા માણસથી શરૂઆત કરવી.
(૫) સારી વાત કહેવી, નહી તો ચૂપ રહેવું.
(૬) સંપૂર્ણ ધ્યાનથી વાતચીત કરવી.

---

(૧) હઝરત હિન્દ બિન અબી હાલહ (રદિ.) ફરમાવે છે :

كان رسول الله ﷺ ...... لا يتكلم في غير حاجة

અર્થ: આપ (ﷺ) જરૂરત વગર વાત કરતા ન હતા.(શમાઈલે તિરમિઝી:પાન નં. ૧૪૭, હદીસ : ૨૨૮)

(૨) આપ(ﷺ) નું ફરમાન છે : من حسن إسلام المرء تركه مالا يعنيه

અર્થ: માનવીના ઈસ્લામની ખૂબી એ છે કે તે નકામી વાતોને છોડી દે.(તિરમિઝી : ૨ / ૫૮, હદીસ : ૨૩૧૭)

(૩) હઝરત હિન્દ બિન અબી હાલહ ફરમાવે છે: كلامه فصل، لافضول ولا تقصير

અર્થ: આપ (ﷺ)નું કથન મકસદ કરતા વધુ ન હોતુ અને ન તો જરૂરતથી ઓછુ હતુ.(શમાઈલે તિરમિઝી: ૧૪૭,હદીસ :૨૨૮)

(૪) قد ورد في حديث طويل: فقال له النبي ﷺ: كبر الكبر، قال يحيى: يعني لِيَلِ الكلام الأكبر

અર્થ: એક લાંબી હદીસમાં (જેમાં નાના ભાઈએ વાતની શરૂઆત કરી તો તેને રોકતા) અલ્લાહના રસૂલ(ﷺ) એ ફરમાવ્યું : મોટાને આગળ કરો. હઝરત યહયા બિન સઈદ (રિવાયત કરનાર) ફરમાવે છે : એટલે વાતનો હકદાર મોટી વ્યકિત છે.બુખારી : ૨ / ૯૦૭, હદીસ : ૬૧૪૩)

(૫) આપ(ﷺ) એ ફરમાવ્યું :

અર્થ: من كان يؤمن بالله واليوم الآخر فليقل خيراً أو ليصمت

જે વ્યકિત અલ્લાહ પર અને આખિરતના દિવસ પર ઈમાન ધરાવતો હોય તેણે સારી વાત કરવી જોઈએ નહીતર ચુપ રહેવું.(બુખારી:૨/૯૦૬,હદીસ:૬૧૩૬)

(૬) હઝરત અલી (રદિ.) ફરમાવે છે : إذا التفت ( رسول الله ﷺ ) التفت معا

(૭) વાતચીત જલ્દી જલ્દી કરવી નહી; બલ્કે સ્પષ્ટ (શબ્દોમાં) વાતચીત કરવી.
(૮) અઘરી વાતને ત્રણ વખત દોહરાવવી.
(૯) ક્યારેક વાત કરતા હાથોને હરકત આપવી.
(૧૦) હાથ વડે વધુ ઈશારા કરવા નહી. (અલ અદબ ફીદીન:૮૮)
(૧૧) વાત દરમિયાન ક્યારેક જમણી હથેળીને ડાબા અંગૂઠાના અંદરના ભાગ પર મારવી.

---

અર્થ: આપ (ﷺ) જ્યારે કોઈની તરફ મુતવજ્જહ થતા તો આખુ શરીર તેના તરફ કરતા. (માત્ર ગરદન ફેરવતા ન હતા કારણ કે તેનાથી લાપરવાહી જાહેર થાય છે.) (શમાઈલે તિરમિઝી :પાન નં. ૪૨, હદીસ : ૬)

(૭) હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે :
ما كان رسول الله ﷺ يسرد كسردكم هذا، ولكنه كان يتكلم بكلام بيّن فصل، يحفظه من جلس إليه
અર્થ: નબી (ﷺ)ની વાતચીત તમારી જેમ ઉતાવળી (જલ્દી જલ્દી) ન હતી, બલ્કે આપ(ﷺ) સ્પષ્ટ વાતચીત ફરમાતા હતા, જેને આપ(ﷺ)ની પાસે બેસનારાઓ સારી રીતે સમજી શકે. (શમાઈલે તિરમિઝી : પાન નં.૧૪૬, હદીસ:૨૨૬)

(૮) હઝરત અનસ (રદિ.) ફરમાવે છે
كان رسول الله ﷺ يعيد الكلمة ثلاثا لتعقل عنه
અર્થ: આપ (ﷺ) (ક્યારેક) કથનને ત્રણ વખત દોહરાવતા હતા જેથી આપ (ﷺ)ની વાત સારી રીતે સમજી શકાય. (શમાઈલ તિરમિઝી:પાન નં. ૧૪૬, હદીસ:૨૨૭)

(૯) હઝરત હિન્દ બિન અબી હાલહ (રદિ.) ફરમાવે છે : إذا أشار بكفه كلها
અર્થ: આપ (ﷺ) (વાતચીત દરમિયાન) ઈશારો ફરમાવતા તો પોતાની પુરી હથેળીથી ઈશારો ફરમાવતા. (શમાઈલે તિરમિઝી:પાન નં. ૧૪૭, હદીસ:૨૨૮)

(૧૧) હઝરત હિન્દ બિન અબી હાલહ (રદિ.) ફરમાવે છે :
وإذا تحدث اتصل بها، وضرب براحته اليمنى بطن إبهامه اليسرى
અર્થ: આપ (ﷺ) જ્યારે વાત ફરમાવતા તો હથેળીઓને મેળવી દેતા અને પોતાના ડાબા અંગૂઠાના અંદરના ભાગ પર પોતાની જમણી હથેળી મારતા. (શમાઈલે તિરમિઝી :પાન નં. ૧૪૭, હદીસ : ૨૨૮)

(૧૨)આશ્ચર્ય વખતે તકબીર (અલ્લાહુ અકબર) અને તસ્બીહ (સુબ્હાન લ્લાહ) પઢવી.

(૧૩) પોતાની દલીલ વિચારીને બયાન કરવી.(અલ અદબ ફીદીન:૮૮)

(૧૪) ઘમંડીઓની જેમ શબ્દો કાપી કાપીને ન બોલવા.

(૧૫) જો ગુસ્સાની હાલતમાં હોય તો ગુસ્સો ઠંડો થયા પછી વાત કરવી.(અલ અદબ ફીદીન:૮૮)

(૧૬) સાચુ બોલવું, જુઠ તદન બોલવું નહી.

---

(૧૨) كما ورد:وقال عمر :قلت للنبي ﷺ :أطلقت نساءك ؟ قال :لا ، قلت :الله أكبر

અર્થ: હઝરત ઉમર (રદિ.) ફરમાવે છે કે મેં આપ(ﷺ)થી પુછયું કે શું આપે પોતાની પત્નીઓને તલાક આપી દીધી ? આપ(ﷺ) એ ફરમાવ્યું : ના. તો મેં કહયું : અલ્લાહુ અકબર (બુખારી : ૨ / ૭૧૮,હદીસ :૬૨૧૮)

(૧૪) હઝરત હિન્દ બિન અબી હાલહ (રદિ.) ફરમાવે છે :

(كان النبي ﷺ يفتتح الكلام ويختمه بأشداقه)

અર્થ: આપ(ﷺ) વાત શરૂ કરતા અને ખતમ કરતા પોતાની બાછુથી (એટલે મોઢુ ભરીને વાત કરતા, જીભના કિનારેથી અધુરા શબ્દો ન બોલતા હતા.) (શમાઈલે તિરમિઝી :પાન નં. ૧૪૭,હદીસ : ૨૨૮)

(૧૬) આપ(ﷺ)નું ફરમાન છે :

عليكم بالصدق، فإن الصدق يهدي إلى البر، وإن البر يهدي إلى الجنة، وما يزال الرجل يصدق ويتحري الصدق حتى يكتب عند الله صدّيقا؛ وإياكم والكذب، فإن الكذب يهدي إلى الفجور، وإن الفجور يهدي إلى النار، وما يزال العبد يكذب ويتحري الكذب حتى يكتب عند الله كذّابا

અર્થ: સાચુ બોલવાની ટેવ પાડો, કેમકે સાચુ બોલવું નેક કામોનો માર્ગ બતાવે છે અને નેક કાર્યો જન્નતમાં પહોંચાડે છે અને માનવી બરાબર સાચુ બોલતો રહે છે અને તે સાચુ બોલવાની કોશિશ કરે છે અહીંયા સુધી કે તે અલ્લાહ તઆલાની નજીક સાચો લખી દેવામાં આવે છે અને જુઠ બોલવાથી બચો કેમકે જુઠ બોલવું બુરાઈઓનો માર્ગ બતાવે છે અને બુરાઈઓ જહન્નમમાં પહોંચાડે છે અને બંદો બરાબર જુઠ બોલતો રહે છે અને જુઠ બોલવાના બહાના કર્યા કરે છે અહીંયા સુધી કે તે અલ્લાહની નજીક મહા જુઠો લખી દેવામાં આવે છે.(તિરમિઝી: ૨/૧૮, હદીસ : ૧૯૭૧)

(૧૭) ફાસિક (ગુનેહગાર)ના વખાણ કરવા નહીં.
(૧૮)વાતચીતમાં સખ્તી અને કોઈની નિંદા(બદનામી)થી બચવું.





---

(૧૭) આપ(ﷺ)નું ફરમાન છે :

إذا مدح الفاسق غضب الرب، واهتز له العرش

અર્થ: જયારે ગુનેહગારના વખાણ કરવામાં આવે છે તો અલ્લાહ તઆલા નારાજ થાય છે અને અર્શ ધ્રુજવા લાગે છે. (શુઅબુલ ઈમાન :૬/૫૧૧,હદીસ:૪૫૪૪)

(૧૮) હઝરત હિન્દ બિન અબી હાલા (રદિ.) ફરમાવે છે :

(كان النبي ﷺ) ليس بالجافي ولا المهين

અર્થ: આપ(ﷺ) ન સખત સ્વભાવના હતા ન તો બદનામ કરનારા. (શમાઈલે તિરમિઝીઃ પાન નં. ૧૪૭, હદીસ : ૨૨૭)

# પ્રતિષ્ઠિત અને સજ્જન લોકોના આદાબ

(૧)પોતાનું સંપૂર્ણ ધ્યાન અલ્લાહ તરફ નમ્રતા અને તેના ડરમાં લગાવવું.
(અલ અદબ ફીદીન: ૭૮)

(૨) પોતાના પ્રતિષ્ઠિત ખાનદાન પર ભરોસો ન કરતા રહેવું.

(૩) પોતાની ઈજ્જત અને પ્રતિષ્ઠાની હિફાઝત કરવી.
(અલ અદબ ફીદીન: ૭૮)

(૪) પોતાની હેસિયતથી આગળ ન વધવું.(અલ અદબ ફીદીન: ૭૮)

(૫) કુટુંબમાં પોતાનાથી ઓછા દરજ્જાવાળા લોકો સાથે મેળાપ રાખવો. (અલ અદબ ફીદીન: ૭૮)

(૬)ઉલમા, મુફતી અને કારીઓ સાથે મેળાપ રાખવો.
(અલ અદબ ફીદીન: ૭૮)

(૭) ઉલમાનું માન જાળવવું ભલે જ્ઞાનમાં તેનાથી નીચા હોય.
(અલ અદબ ફીદીન: ૭૮)

(૮)પોતાના સાથીઓનો આદર–ઈકરામ કરવો.(અલ અદબ ફીદીન: ૭૯)

(૯) કમજોરો પર રહમ કરવો.(અલ અદબ ફીદીન: ૭૯)

(૧૦) પડોશીની મદદ કરવી.(અલ અદબ ફીદીન: ૭૯)

(૧૧) પોતાના સંસ્કારને સારા બનાવવાની ફિકર કરવી.
(અલ અદબ ફીદીન: ૭૮)

(૧૨) વાતચીત અને ગુસ્સા વખતે પોતાની જીભની હિફાઝત કરવી.
(અલ અદબ ફીદીન: ૭૮)



---

(૨) આપ(ﷺ)નું ફરમાન છે :
يافاطمة ! أنقذي نفسك من النار ؛ فإني لا أملك لكم من الله شيئا
અર્થ: હે ફાતિમા! પોતાને આગથી બચાવ, હું અલ્લાહ તઆલાની સામે તમારા કોઈ કામે આવી શકતો નથી.(મુસ્લિમ:૧/૧૧૪,હદીસ :૨૦૪)

# માલદારના આદાબ

(૧) સતત અલ્લાહનો આભાર માનતા રહેવું. (અલ અદબ ફીદીન: ૫૦)
(૨)માલની પ્રાપ્તિને સવાબનું કારણ બનાવવું. (અલ અદબ ફીદીન: ૫૦)
(૩)માલ પર ભરોસો કરવો અને તેનાથી હદથી વધારે મુહબ્બત કરવાથી બચવું.
(૪)નરમી અપનાવવી. (અલ અદબ ફીદીન: ૫૦)
(૫) દરેકને સલામ કરવી. (અલ અદબ ફીદીન: ૫૧)
(૬) ફકીરને જોઈને ખુશ થવું, તેનું સ્વાગત કરવું. (અલ અદબ ફીદીન: ૫૧)
(૭)કોઈ ગરીબને તુચ્છ ન સમજવો.
(૮) કરકસર કરવી. (અલ અદબ ફીદીન: ૫૧)
(૯) વ્યર્થ ખર્ચ કરવો નહી.



---

(૩) આપ(ﷺ) એ ફરમાવ્યું : إن لكل أمة فتنة، وفتنة أمتي المال
અર્થ: દરેક ઉમ્મત માટે એક આજમાઈશ (કસોટી) હોય છે અને મારી ઉમ્મતની આજમાઈશ માલ છે. (તિરમિઝી: ૨/૫૯,હદીસ :૨૩૩૬)
(૭) આપ(ﷺ) એ ફરમાવ્યું :
ابغوالي الضعفاء، فإنما ترزقون وتنصرون بضعفائكم
અર્થ: મારા માટે કમજોરોને શોધો કેમકે તમારા કમજોરોને લીધે તમને રોઝી આપવામાં આવે છે અને તમારી મદદ કરવામાં આવે છે. (અબુદાઉદ : ૧/૩૪૯, હદીસ : ૨૫૯૪)
(૯) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿إِنَّ الْمُبَذِّرِينَ كَانُوا إِخْوَانَ الشَّيَاطِينِ﴾
અર્થ: બેશક ઉડાઉ લોકો શયતાનના ભાઈબંધ છે. (સૂ.બની ઈસ્રાઈલ:૨૭)

# જરૂરતમંદના આદાબ

(૧) માંગવાની આદત બનાવવી નહી.

(૨) સંતોષ કરવો. (અલ અદબ ફીદીનઃ ૫૧)

(૩) ભુખમરા(તંગી)ને શકય હોય ત્યાં સુધી છુપાવવો. (અલ અદબ ફીદીનઃ ૫૧)

(૪) પોતાને બદનામ ન કરવો. (અલ અદબ ફીદીનઃ ૫૧)

(૫) લાલચ કરવી નહી. (અલ અદબ ફીદીનઃ ૫૧)

(૬) પ્રતિષ્ઠિત અને સજ્જન લોકો સમક્ષ જરૂરત પુરતો જ સવાલ કરવો. (અલ અદબ ફીદીનઃ ૫૧)





---

(૧) આપ(ﷺ)નું ફરમાન છે :

ما يزال الرجل يسأل الناس، حتى يأتي يوم القيامة ليس في وجهه مزعة لحم

અર્થ: વ્યકિત સવાલ (માંગતો) કરતો રહે છે અહિંયા સુધી કે કિયામતના દિવસે એવી રીતે આવશે કે તેના ચેહરા પર થોડુક પણ માંસ નહી રહે. (બુખારી : ૧/૧૯૯, હદીસ : ૧૪૭૪)

# બિમારપૂર્સીના આદાબ

(૧)સવાબની નિય્યતથી બિમારના ખબર અંતર લેવા.
(૨)બીમારની ખબર લેવી જોઈએ ભલે નાનુ બાળક હોય.
(૩)મુશરિકની બિમારપૂર્સી કરવી અને તેને ઈસ્લામની દા'વત આપવી.
(૪)દર્દી બેભાન હોય તો પણ તેની બિમારપૂર્સી કરવી.
(૫)(જો બીમારને તકલીફ ન હોય બલ્કે ખુશી હોય તો) વારંવાર બીમારની ખબર – અંતર લેવી.

---

(૧) આપ(ﷺ)નું ફરમાન છે : من عاد مريضا لم يزل في خرفة الجنة حتى يرجع

અર્થ: જે વ્યકિત બીમારની બિમારપૂર્સી કરે છે તે પરત ફરતા સુધી જન્નતના બગીચામાં રહે છે. (મુસ્લિમ: ૨ / ૩૧૭, હદીસ : ૨૫૬૮)

(૨) فإن النبي ﷺ قد بعثت إليه ابنة له، ليشهد ولدها وقد حضر، فقام النبي ﷺ وذهب إليها

અર્થ: આપ(ﷺ)ની પુત્રી (હઝરત ઝયનબ (રદિ.) એ આપ (ﷺ) ને બોલાવવા એક વ્યકિતને મોકલ્યા જેથી આપ તેમના બાળકને જુએ કે જેનો મોતનો વખત નજીક આવી ગયો હતો તો આપ(ﷺ) ઊભા થયા અને ત્યાં પહોંચ્યા. (બુખારી : ૨/ ૮૪૪, હદીસ : ૫૬૫૫)

(૩) હઝરત અનસ (રદિ.) ફરમાવે છે :

أن غلاما ليهودكان يخدم النبي ﷺ،فمرض، فأتاه النبي ﷺ يعوده،فقال له: أسلم، فأسلم

અર્થ: એક યહૂદી છોકરો જે આપની સેવા કરતો હતો, બીમાર પડી ગયો તો આપ (ﷺ) તેની ખબર લેવા માટે તશરીફ લઈ ગયા અને તેને ફરમાવ્યું : ઈસ્લામ લઈ આવો તો તે ઈસ્લામ લઈ આવ્યો. (બુખારી :૨ / ૮૪૪,હદીસ : ૫૬૫૭)

(૪) હઝરત જાબિર (રદિ.) ફરમાવે છે:

فوجداني أغمي عَلَيَّ، فتوضأ النبي ثم صب وضوءه عَلَيَّ

અર્થ: આપ(ﷺ) અને હઝરત અબૂ બકર (રદિ.) મારી પાસે આવ્યા તો હું બેભાન હતો તો આપ(ﷺ)એ વુઝૂ ફરમાવ્યું અને વધેલુ પાણી મારી ઉપર છાંટયું. (બુખારી : ૨ / ૮૪૪, હદીસ : ૫૬૫૧)

(૫) હઝરત આઈશા(રદિ.) ફરમાવે છે :

(૬) યોગ્ય સમયે ખબર લેવા માટે જવું.
(૭)(શકય હોય તો) પગપાળા બિમારપૂસી માટે જવું.
(૮) ઘરવાળાઓથી બીમારની ખેરખબર પૂછવી.
(૯) બીમારના ઘરવાળાઓને તેની ખિદમત અને સદવર્તનની તાકીદ કરવી.
(૧૦)બીમારના માથા તરફ બેસવું.

---

أصيب سعد يوم الخندق، فضرب النبي ﷺ خيمة في المسجد ليعوده من قريب

**અર્થ:** ખંદકની લડાઈમાં જયારે હઝરત સઅદ બિન મુઆઝ (રદિ.) ઘાયલ થયા તો આપ(ﷺ) એ મસ્જિદમાં જ એક તંબુ તૈયાર કરાવ્યો, જેથી નજીકથી જ બિમારપૂસી થઈ શકે.(એટલે વારંવાર બિમારપૂસી કરવામાં તકલીફ ન પડે.

(બુખારી : ૨ / ૫૯૦, હદીસ (૪૧૨૨)

(૭) હઝરત જાબિર (રદિ.) એ ફરમાવ્યું :

جاء ني رسول الله ﷺ يعودني ليس براكب بغل ولا برذون

**અર્થ:** આપ(ﷺ) મારી ખબર લેવા માટે આવ્યા તો ન ખચ્ચર પર સવાર હતા ન તો અજમી(અરબ સિવાયના) ઘોડા પર. (બુખારી : ૨ / ૮૫૪, હદીસ : ૫૬૬૪)

(૮) હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) ફરમાવે છે :

لما خرج عليّ من عند رسول الله ﷺ في وجعه، سأله الناس : ياأباحسن! كيف أصبح رسول الله ﷺ ؟ قال : أصبح بحمد الله بارئا

**અર્થ:** હઝરત અલી (રદિ.) જયારે આપ(ﷺ)ની બીમારીમાં આપ પાસેથી પરત ફર્યા તો લોકોએ પૂછયું કે હે અબૂ હસન! આપ(ﷺ)એ સવાર કેવી હાલતમાં કરી ? તો ફરમાવ્યું: આપે સવાર સારી હાલતમાં કરી. (બુખારી : ૨ /૯૨૭,હદીસ : ૬૨૬૬)

(૯) قال النبي ﷺ لولي المرأة التي حبلت من الزنا: أحسن إليها

**અર્થ:** આપ(ﷺ)એ તે સ્ત્રીના વાલીથી "જે ઝિના(વ્યભિચાર)થી ગર્ભવતી થઈ ગઈ હતી" ફરમાવ્યું : તેની સાથે સારો વર્તાવ કરજો, તેનું કારણ આ સ્ત્રી રજમ (પથ્થર મારીને મારી નાંખવી)ની શિક્ષાની હકદાર હોવાને કારણે મોતની નિકટ હતી એટલા માટે તેની સાથે સારો વર્તાવ કરવાનો હુકમ ફરમાવ્યો અને આ જ હાલત બીમારની હોય છે. (મુસ્લિમ : ૨ / ૬૯, હદીસ : ૧૬૯૬)

(૧૦) હઝરત અનસ (રદિ.) ફરમાવે છે :

كان غلام يهودي يخدم النبي ﷺ فمرض، فأتاه النبي يعوده فقعد عند رأسه

(૧૧) બીમારથી તેની હાલત પૂછવી.
(૧૨) બીમારને બીમારીની ફઝીલત બતાવવી.
(૧૩) બીમાર માટે દુઆ કરતા તેની ઉપર હાથ મુકવો. (જો ગૈર મહરમ ન હોય તો)
(૧૪) તાવ અને દર્દ વખતે આ દુઆ પઢવી.

بِسْمِ اللهِ الْكَبِيْرِ، أَعُوْذُ بِاللهِ الْعَظِيْمِ مِنْ شَرِّ كُلِّ عِرْقٍ نَعَّارٍ، وَمِنْ شَرِّ حَرِّ النَّارِ

---

અર્થ: આપ (ﷺ) જ્યારે યહૂદી છોકરા (જે આપની સેવા કરતો હતો) ની ખબર લેવા માટે ગયા તો તેના માથા પાસે બેઠા. (બુખારી: ૧/૧૮૧, હદીસ: ૧૩૫૬)

(૧૧) હઝરત અનસ (રદિ.) ફરમાવે છે :

أن النبي ﷺ عاد رجلا من أصحابه، فقال له : كيف تجدك ؟

અર્થ: આપ (ﷺ) એ એક સહાબીની ખબર લીધી તો તેમનાથી ફરમાવ્યું: તમારી હાલત કેવી છે ? (તિરમિઝી : ૧ / ૧૯૨, હદીસ : ૯૮૩)

(૧૨) قد دخل النبي ﷺ على امرأة يعودها، فقال: أبشري يا أم العلاء! فإن مرض المسلم يذهب به خطاياه كما تذهب النار خبث الذهب والفضة

અર્થ: આપ (ﷺ) એક સ્ત્રીની બિમારપૂસી અર્થે તશરીફ લઈ ગયા તો ફરમાવ્યું : ખુશ ખબરી હાસિલ કરો હે ઉમ્મે ઉલા ! એટલા માટે કે મુસલમાનની બીમારી તેના ગુનાહોને એ રીતે સાફ કરી દે છે જેમ આગ સોના–ચાંદીના મેલને સાફ કરે છે. (અબૂદાઉદ: ૧/૪૪૧, હદીસ : ૩૦૯૨)

(૧૩) أن النبي ﷺ لما عاد سعدا وسأله سعد عن الوصية، فقال له النبي ﷺ : الثلث، والثلث كثير؛ ثم وضع يده على جبهته، ثم مسح يده على وجهه وبطنه، وقال : اللّٰهُمَّ اشف سعدا، وأتمم له هجرته

અર્થ: આપ (ﷺ) એ જ્યારે હઝરત અનસ (રદિ.)ની બિમારપૂસી ફરમાવી અને હઝરત સઅદે તેમનાથી વસિય્યત વિશે સવાલ કર્યો તો આપ (ﷺ) એ ફરમાવ્યું : એક તૃત્યાંશ, અને એક તૃત્યાંશ પણ વધારે છે પછી પોતાનો હાથ તેમના કપાળે મુકયો, પછી ચેહરા અને પેટ પર ફેરવ્યો અને ફરમાવ્યું : હે અલ્લાહ ! સઅદને શિફા અર્પણ કર અને તેમની હિજરતને પૂર્ણ ફરમાવ. (બુખારી: ૨/૮૪૫, હદીસ : ૫૬૫૯)

(૧૪) હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) ફરમાવે છે :

(૧૫) હાથ – પગ સુન (લકવા) થઈ જવા પર સૌથી પ્રિય હસ્તી આપ (ﷺ) ને યાદ કરવા.

(૧૬) જ્યારે કાન બોલવા લાગે અથવા દુ:ખવા લાગે તો આપ(ﷺ)ને યાદ કરીને દુરૂદ શરીફ પઢવું, પછી આ દુઆ પઢવી.

ذَكَرَ اللهُ بِخَيْرٍ مَنْ ذَكَرَنِي

(૧૭) બીમાર પાસે સાત વખત આ દુઆ પઢવી.

أَسْأَلُ اللهَ الْعَظِيْمَ، رَبَّ الْعَرْشِ الْعَظِيْمِ، أَنْ يَّشْفِيَكَ

---

أن النبي ﷺ كان يعلمهم من الحمى ومن الأوجاع كلها أن يقول: بِسْمِ اللهِ الكَبِيرِ، أَعُوذُ بِاللهِ العَظِيمِ مِنْ شَرِّ كُلِّ عِرْقٍ نَعَّارٍ، وَمِنْ شَرِّ حَرِّ النَّارِ

**અર્થ:** આપ(ﷺ) અમને બિમારી અને બીજી તકલીફની શિફા માટે આ દુઆ શિખવાડતા હતા કે (બિમાર) આ દુઆ પઢે. بِسْمِ اللهِ الْكَبِيْرِ (અંત સુધી)

(તિરમિઝી: હદીસ : ૨૦૭૫)

(૧૫) હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) ફરમાવે છે :

خدرت رجل رجل عند ابن عباس، فقال ابن عباس: اذكر أحب الناس إليك، فقال: مُحَمَّدٌ صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ . فذهب خدره

**અર્થ:** એક વાર તેમની પાસે કોઈ માણસનો પગ સુન થઈ ગયો તો તેમનાથી હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું તમને જે સૌથી વધુ પ્રિય હોય તેને યાદ કરો તે માણસે અરજ કરી, આપ (ﷺ), જેથી તરત જ તેની તકલીફ દુર થઈ ગઈ. (અમલુલ યવ્મ વલ્લયલહ : ૧ / ૧૪૧, હદીસ : ૧૬૯)

(૧૬) આપ(ﷺ) એ ફરમાવ્યું :

إذاطنت أذن أحدكم فليذكرني وليصل عَلَيَّ فليقل: ذَكَرَ اللهُ بِخَيْرٍ مَنْ ذَكَرَنِي

**અર્થ:** જ્યારે તમારામાંથી કોઈનો કાન બોલવા લાગે તો મને યાદ કરો અને મારા ઉપર દુરૂદ શરીફ પઢી આ દુઆ પઢો. ذَكَرَ اللهُ بِخَيْرٍ مَنْ ذَكَرَنِي

(અમલુલ યવ્મ વલ્લયલહ : ૧/૧૪૦, હદીસ : ૧૬૬)

(૧૭) આપ(ﷺ)એ ફરમાવ્યું :

من عاد مريضا لم يحضر أجله فقال عنده سبع مرار: " أسأل الله العظيم، رب العرش العظيم، أن يشفيك "، إلا عافاه الله من ذلك المرض

**(૧૮) બિમારપૂસી વખતે બીમારની છાતી અને ચેહરા ઉપર હાથ ફેરવતી વખતે આ દુઆ પઢવી.**

أَذْهِبِ الْبَأْسَ رَبَّ النَّاسِ، وَاشْفِ أَنْتَ الشَّافِي، لَا شِفَاءَ إِلَّا شِفَاؤُكَ، شِفَاءً لَا يُغَادِرُ سَقَمًا

---

**☞અર્થ:** જે વ્યકિતએ બીમારની ખબર અંતર લીધી અને તેની મોતનો વખત નજીક ન હોય અને તે આ દુઆ પઢે أسأل الله (અંત સુધી)તો અલ્લાહ તેને તે બીમારીથી જરૂર શિફા કરે છે. (દુઆનો તરજુમો : હું મહાન રબથી સવાલ કરૂ છું જે મહાન અર્શનો માલિક છે તે તેને શિફા આપે.) (અબૂદાઉદ: ૨/૪૪૨, હદીસ: ૩૧૦૬)

બીજી અમુક દુઆઓ હદીસની કિતાબોમાં લખેલી છે, શકય હોય તો તે દુઆઓ પણ પઢવી.

[١] بِسْمِ اللهِ الرَّحْمَنِ الرَّحِيمِ، أُعِيذُكَ بِاللهِ الْأَحَدِ الصَّمَدِ، الَّذِي لَمْ يَلِدْ وَلَمْ يُولَدْ وَلَمْ يَكُنْ لَه كُفُوًا أَحَدٌ، مِنْ شَرِّ مَا تَجِدُ [عمل اليوم والليلة، باب دعاء المريض لنفسه، ١: ٥٠٤، ح: ٥٥٣]

[٢] رَبَّنَا اللهُ الَّذِي فِي السَّمَاءِ، تَقَدَّسَ اسْمُكَ، أَمْرُكَ فِي السَّمَاءِ وَالْأَرْضِ كَمَا رَحْمَتُكَ فِي السَّمَاءِ، فَاجْعَلْ رَحْمَتَكَ فِي الْأَرْضِ، اغْفِرْ لَنَا حُوبَنَا وَخَطَايَانَا، أَنْتَ رَبُّ الطَّيِّبِينَ، أَنْزِلْ رَحْمَةً مِنْ رَحْمَتِكَ وَشِفَاءً مِنْ شِفَائِكَ عَلَى هٰذَا الْوَجَعِ [أبوداود، كتاب الطب، باب كيف الرقى، ح: ٣٨٩٢]

[٣] بِاسْمِ اللهِ أَرْقِيكَ، مِنْ كُلِّ شَيْءٍ يُؤْذِيكَ، مِنْ شَرِّ كُلِّ نَفْسٍ وَعَيْنٍ حَاسِدَةٍ، بِاسْمِ اللهِ أَرْقِيكَ وَاللهُ يَشْفِيكَ. [ترمذي، أبواب الجنائز، باب ماجاء في التعوذ للمريض، ح: ٩٧٢]

**(૧૮) હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે :**

أن النبي ﷺ كان إذا عاد مريضا مسح على وجهه وصدره بيده، وقال: أذهب البأس رب الناس، واشف أنت الشافي، لاشفاء إلا شفاؤك، شفاء لا يغادر سقما

**અર્થ:** આપ (ﷺ) જયારે કોઈ બીમારની બિમારપૂસી ફરમાવતા તો તેના ચેહરા અને છાતી ઉપર પોતાના પવિત્ર હાથ ફેરવતા અને આ દુઆ પઢતા أَذْهِبِ الْبَأْسَ (અંત સુધી) (શુઅબુલ ઈમાન : ૧૧/૪૩૦, હદીસ : ૮૭૬૬)

(૧૯) બીમારે પોતાની છાતી ઉપર હાથ મુકીને આ દુઆ પઢવી.

بِسْمِ اللّٰهِ، اَللّٰهُمَّ دَاوِنِيْ بِدَوَائِكَ، وَاشْفِنِيْ بِشِفَائِكَ، وَأَغْنِنِيْ بِفَضْلِكَ عَمَّنْ سِوَاكَ، وَاحْذَرْ عَنِّيْ أَذَاكَ

(૨૦) બીમારને અલ્લાહથી સારી ઉમ્મીદ અપાવવી.

(૨૧) બીમારથી દુઆ કરાવવી.

(૨૨) બીમારથી હમદર્દી વ્યકત કરવી. (અલ અદબ ફીદીન:૪૭)

---

(૧૯) હઝરત મયમુના બિન્તે અબૂ ઉસયબ (રદિ.) ફરમાવે છે :

أن امرأة من بني جرش أتت النبي ﷺ على بعير ، فنادت: ياعائشة! أغيثيني بدعوة من رسول الله ﷺ لتسكنيني بها وتطمئنيني بها، وانه قال لها: ضعي يدك اليمنى على فؤادك وامسحيه وقولي: بِسْمِ اللّٰهِ، اَللّٰهُمَّ دَاوِنِيْ بِدَوَائِكَ، وَاشْفِنِيْ بِشِفَائِكَ، وَأَغْنِنِيْ بِفَضْلِكَ عَمَّنْ سِوَاكَ، وَاحْذَرْ عَنِّيْ أَذَاكَ ، قالت: فدعوت به فوجدته جيدا.

અર્થ: જર્શ કુટુંબની એક સ્ત્રી ઊંટ પર સવાર થઈ આપ (ﷺ)ની ખિદમતમાં હાજર થઈ અને અવાજ આપવા લાગી: હે આઈશા ! આપ(ﷺ)થી દુઆ કરાવીને મારી મદદ કરો, જેથી મને શાંતિ અને સુકૂન મળે, તો આપ(ﷺ)એ તેને ફરમાવ્યું : પોતાના જમણા હાથને પોતાની છાતી ઉપર ફેરવતા આ દુઆ પઢયા કરો بِسْمِ اللّٰهِ، اَللّٰهُمَّ (અંત સુધી) તે સ્ત્રી કહે છે કે મને આ દુઆથી ખુબ જ ફાયદો થયો. (અમલુલ યવ્મ વલ્લયલહ : ૧/૫૭૭, હદીસ : ૬૨૧)

(૨૦) હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિ.)એ આપ(ﷺ)ની બિમાર પૂર્સી કરતા ફરમાવ્યું : إنك لتوعك وعكا شديدا، وذاك أن لك أجرين

અર્થ: આપને તો ખુબ જ તાવ છે અને તેથી આપના માટે ડબલ (બે ગણો) સવાબ છે. (બુખારી : ૨/ ૮૪૫, હદીસ : ૫૬૬૧)

(૨૧) હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.) ફરમાવે છે :

قال لي النبي ﷺ : إذا دخلت على مريض فمره أن يدعو لك ؛ فإن لك دعاءه كدعاء الملائكة

અર્થ: મને નબી (ﷺ) એ ફરમાવ્યું : કે જયારે તમે કોઈ બીમાર પાસે જાઓ તો તેનાથી પોતાના માટે દુઆની દરખાસ્ત કરો કેમકે તેની દુઆ આપણા માટે એવી છે જેમકે ફરિશ્તાની દુઆ. (ઈબ્નેમાજહ:પાન નં.૧૦૪,હદીસ : ૧૪૪૧)

(૨૩) બીમારથી તેની મનપસંદ વસ્તુ વિશે પૂછવું અને જો તે તેના માટે નુકસાનકર્તા ન હોય તો તેના ખાવાની વ્યવસ્થા કરવી.

(૨૪) બીમારને નિરાશ થવાથી, બિમારીને બુરી કહેવાથી અને શિકાયત કરવાથી રોકવો.

(૨૫)નેક બુઝુર્ગ (બીમારપૂસી કરનારાએ) પોતાના વુઝૂનું વધેલું પાણી બીમાર પર છાંટવું.

(૨૬) બીમારને મૃત્યુની ઈચ્છા કરવાથી રોકવો.

---

(૨૩) હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) ફરમાવે છે :

أن النبي ﷺ عاد رجلا، فقال: ما تشتهي؟ قال: أشتهي خبز بر، قال النبي ﷺ: من كان عنده خبز بر فليبعث إلى أخيه، ثم قال النبي ﷺ: إذا اشتهى مريض أحدكم شيئا، فليطعمه

અર્થ: આપ (ﷺ) એ એક વ્યકિતની બિમારપૂસી કરી, તો તેને પૂછયું : તમારે કોઈ વસ્તુની ઈચ્છા છે ? (તો) તેણે કહયું: મને ઘઉંની રોટલી (ખાવા)ની ઈચ્છા છે તો આપ(ﷺ) ફરમાવ્યું: જેની પાસે ઘઉંની રોટલી હોય તે પોતાના ભાઈને આપે, પછી આપ(ﷺ) એ ફરમાવ્યું: જયારે બીમાર માણસ કોઈ વસ્તુ ખાવાની ઈચ્છા કરે તો તેને તે વસ્તુ ખવડાવો. (ઈબ્ને માજહ:પાન નં.૧૦૪,હદીસ: ૧૪૩૯)

(૨૪) لأن النبي ﷺ عاد امرأة، فقال لها: ما لكِ يا أم السائب تزفزفين؟ قالت: الحمى، لا بارك الله فيها، فقال: لا تسبي الحمى

અર્થ: આપ(ﷺ) એક સ્ત્રીની બિમારપૂસી માટે ગયા તો ફરમાવ્યું : હે ઉમ્મે સાઈબ ! તને શું થઈ ગયું કે તુ ધ્રુજી રહી છે તો તેણે કહયું કે તાવ છે,અલ્લાહ તેમાં બરકત ન આપે, તો ફરમાવ્યું : તાવને ગાળ ન ભાંડો. (મુસ્લિમ : ૨ / ૩૧૯, હદીસ : ૨૫૭૫)

(૨૫) હઝરત જાબિર (રદિ.) ફરમાવે છે :

دخل علي النبي ﷺ وأنا مريض، فتوضأ فصب علي

અર્થ: આપ (ﷺ) મારી પાસે તશરીફ લાવ્યા જયારે કે હું બીમાર હતો તો આપ (ﷺ) એ વુઝૂ કર્યુ અને (વુઝૂનું પાણી) મારી ઉપર છાંટયું. (બુખારી:૨/૮૪૭, હદીસ : ૫૬૫૧)

(૨૬) હઝરત ઉમ્મે ફઝલ (રદિ.) ફરમાવે છે :

عاد النبي ﷺ عمه العباس وهو مريض ، فتمنى عباس الموت ، فقال له النبي ﷺ : يا عم ! لا تتمن الموت

(૨૭) વધુ પૂછપરછ કરવી નહી.(અલ અદબ ફીદીન:૪૭)
(૨૮) બીમારની બિમારપૂર્સી વખતે વધુ રોકાવવું નહી.
(૨૯) (હોસ્પિટલ અને ઘરમાં હાજર) ના મહરમ ખિદમત કરનાર સ્ત્રીઓથી નજરો બચાવવી.(અલ અદબ ફીદીન:૪૭)





---

અર્થ:આપ(ﷺ) એ પોતાના કાકા "હઝરત અબ્બાસ (રદિ.)"ની બીમારી વખતે બિમારપૂર્સી કરી તો હઝરત અબ્બાસ (રદિ.)એ મોતની ઈચ્છા વ્યકત કરી તો આપ(ﷺ) એ ફરમાવ્યું : હે કાકા ! મોતની ઈચ્છા ન કરો.(હાકિમ : ૧/૪૮૯, હદીસ : ૧૨૫૪)

(૨૮) આપ(ﷺ)એ ફરમાવ્યું : العيادة فواق الناقة
અર્થ: બીમારપૂર્સી ઊંટણીના દૂધ દોહવામાં જેટલો સમય લાગે એટલી વાર કરવી જોઈએ. (શુઅબુલ ઈમાન : ૧૧/ ૪૩૨ , હદીસ : ૮૭૮૬)

# મૃત્યુ ઉપર શોક વ્યકત કરવાના આદાબ

(૧) સુન્નતની નિય્યતથી તાઝિયત કરવી.

(૨) સુન્નત અને યોગ્ય શબ્દો વડે શોક વ્યકત કરવો. (તાઝીયત કરવી.)

(૩) દુ:ખ વ્યકત કરવું. (અલ અદબ ફીદીન:૪૬)

(૪) વાતચીત ઓછી કરવી. (અલ અદબ ફીદીન:૪૬)

(૫) શોક દર્શાવતી વખતે હસવું નહી ; એટલા માટે કે મુસીબત વખતે હસવાથી કપટ પેદા થાય છે. (અલ અદબ ફીદીન:૪૬)



---

(૧) આપ(ﷺ)નું ફરમાન છે : من عزّى مصابا فله مثل أجره

અર્થ: જે વ્યકિત મુસીબતમાં ફસાયેલાને તસલ્લી (સાંત્વના) આપે, તેના માટે તે મુસીબતમાં ફસાયેલા જેટલો સવાબ છે. (તિરમિઝી:/૨૦૫, હદીસ:૧૦૭૩)

(૨) મૃત્યુ ઉપર શોક દર્શાવવા માટેના શબ્દો નક્કી નથી, અલગ અલગ છે, ધૈર્ય અને સાંત્વના – દિલાસા માટે જે શબ્દો વધુ ઉચિત હોય તે કહેવા.
દા.ત.

إن لله ما أخذ وله ما أعطى، وكل شيء عنده بأجل مسمى، فلتصبر ولتحتسب

(બુખારી : ૧/૧૭૧, હદીસ : ૭૦૧૦)

أعظم الله أجركم وغفر الله لصاحبكم

(મુસન્નફે અબ્દુર્રઝઝાક : ૩/ ૩૯૬, હદીસ : ૬૦૭૪)

# સામાન્ય સામાજિક આદાબ

(૧) પોતાના મિત્ર અને શત્રુ સાથે એ રીતે મુલાકાત કરવી કે ન તેનું અપમાન થાય અને ન તેનાથી ડર હોય. (અલ અદબ ફીદીન:૮૭)

(૨) પોતાના મિત્રો સામે પણ એવી વસ્તુ જાહેર કરવી નહી જે પાછળથી તકલીફનું કારણ બને.

(૩) જયાં અમુક લોકો ભેગા થઈને ઉભા હોય ત્યાં ઉભા રહેવું નહી. (અલ અદબ ફીદીન:૮૭)

(૪)ઝઘડા અને ગુસ્સામાં આબરૂની હિફાઝત કરવી. (અલ અદબ ફીદીન: ૮૮)

(૫) સ્ત્રીઓ જેવા કાર્યો ન કરવા અને ન તો નોકર (ગુલામ) જેવી નમ્રતા દાખવવી, બલ્કે યોગ્ય રીતે બેસવું. (અલ અદબ ફીદીન:૮૭)

(૬) વારંવાર પોતાના વસ્ત્રોને જોવા નહી. (અલ અદબ ફીદીન:૮૭)

(૭) વારંવાર પાછળ ફરીને જોવું નહી. (અલ અદબ ફીદીન: ૮૭)

(૮)આંગળીઓને એક બીજામાં દાખલ કરવી નહી. (અલ અદબ ફીદીન:૮૬)

(૯) પીઠ ઉપર હાથ મુકીને ઉભા રહેવું નહી. (અહસનુલ ફતાવા:૮/૨૩૦)

(૧૦)ઘુંટણો પર બેસવું નહી. (અલ અદબ ફીદીન: ૮૮)

(૧૧) લોકો સામે વધુ પ્રમાણમાં થુંકવું નહી. (અલ અદબ ફીદીન:૮૮)

(૧૨) જો બાદશાહ અને હોદ્દેદાર વ્યકિતનો સંગ મળે તો હંમેશાં ડરતા રહેવું અને સ્થિતિ બદલાવવાથી સંતોષ માનવો નહી. (અલ અદબ ફીદીન:૮૮)

(૧૩) બાદશાહ, હોદ્દેદાર અને તેના કુટુંબિજનો વચ્ચે દખલ ન કરવી. (અલ અદબ ફીદીન:૮૮)

---

(૨) આપ(ﷺ)એ ફરમાવ્યું :

أحبب حبيبك هونا ما ، عسى أن يكون بغيضا يوما ما

અર્થ: પોતાના મિત્રથી થોડી દોસ્તી કર, શકય છે કે કોઈ વખતે તે તારો દુશ્મન બની જાય. (તિરમિઝી: ૨ / ૨૦, હદીસ : ૧૯૭૯)

# ખરીદ – વેચાણના આદાબ

(૧) ખરીદ – વેચાણના મસ્અલા શીખવા.
(૨) હરામ વસ્તુઓના ખરીદ – વેચાણથી બચવું.
(૩) સાચુ બોલીને વેપાર કરવો.
(૪) મનાઈ કરેલ સંગ્રહખોરીથી બચવું.

---

(૧) હઝરત તાઉસ (રહ.) ફરમાવે છે :

أن قوما كانوا في السوق، وكان إسلامهم حديثا لا فقه لهم، لا يحسنون يذبحون، قال: فأخرجهم عمر بن الخطاب من السوق، وأمر بإخراجهم

**અર્થ:** અમુક લોકો બજારમાં હતા જેઓ નવા નવા ઈસ્લામમાં દાખલ થયા હતા, અને તેઓ ઈસ્લામી મસ્અલાઓથી અજાણ હતા અને ન સારી રીતે ઝબહ કરવાનું તેઓ જાણતા હતા, હઝરત તાઉસ (રહ.) ફરમાવે છે: હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.) એ તેમને બજારમાંથી કાઢી મુકયા અને આવતા દિવસોમાં આવા લોકોને કાઢી મુકવાનો હુકમ આપ્યો. (મુસન્નફ અબ્દુર્રઝ્ઝાક:૪/૪૮૨, હદીસ : ૮૫૫૯)

(૨) આપ(ﷺ)નું ફરમાન છે :

لعن الله الخمر، وشاربها وساقيها، وبائعها ومبتاعها، وعاصرها ومعتصرها، وحاملها والمحمولة إليه

**અર્થ:** દારૂ પર, દારૂ પીનાર પર, પીવડાવનાર પર, ખરીદનાર પર, દારૂ માટે દ્રાક્ષ નીચોડનાર પર, પોતાને માટે દારૂ બનાવનાર પર, તેના ઉઠાવનાર પર અને જેના માટે લઈ જવામાં આવે છે તેના ઉપર અલ્લાહ તઆલાએ લા'નત ફરમાવી છે. (અબૂદાઉદ: ૨/ ૫૧૭, હદીસ : ૩૬૭૪)

(૩) આપ(ﷺ)એ ફરમાવ્યું :

التاجر الأمين الصدوق المسلم مع الشهداء يوم القيامة

**અર્થ:** અમાનતદાર, પ્રમાણિક મુસલમાન વેપારી કિયામતના દિવસે શહિદો સાથે હશે. (ઈબ્ને માજહ :પાન નં. ૧૫૫, હદીસ : ૨૧૩૯)

(૪) આપ(ﷺ) એ ફરમાવ્યું : لا يحتكر إلا خاطئ

**અર્થ:** ગુનેહગાર વ્યકિત જ સંગ્રહખોરી કરે છે. (મુસ્લિમ:૨/૩૧, હદીસ:૧૬૦૫)

(૫) વહેલી સવારે વેપાર માટે જવું.
(૬) વેપાર માટે એવી જગ્યાએ બેસવું નહી જ્યાં લોકોને અવર – જવરમાં તકલીફ પડે. (અલ અદબ ફીદીન : ૪૩)
(૭) બજારમાં ઘોંઘાટ કરવો નહી.
(૮) વેપાર સાથે સદકો અને દાન – ખૈરાત કરતા રહેવું.
(૯) ખરીદ–વેચાણ અને ભાવ તેમજ સામાનની લે – વેચમાં દરગુઝર, નરમી અને સહુલતનો મામલો કરવો.
(૧૦) નેક અને ઉમર લાયક ખરીદનારનો ઈકરામ કરવો અને કમજોર ખરીદનાર પર રહેમ કરવી. (અલ અદબ ફીદીન : ૪૪)
(૧૧) વેચાણ વખતે કોઈ વસ્તુની કારણ વિના પ્રશંસા ન કરવી.

(અલ અદબ ફીદીન : ૪૩)

---

(૫) આપ(ﷺ)એ ફરમાવ્યું : اللَّهُمَّ بَارِكْ لِأُمَّتِي فِي بُكُورِهَا
અર્થ: હે અલ્લાહ ! મારી ઉમ્મતની સવારમાં બરકત નસીબ ફરમાવ. (અબૂદાઉદ: પાન નં. ૩૫, હદીસ :૨૬૦૬)
(૭) હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે :
قالت عائشة في خلق رسول الله ﷺ : ولاصخابا في الأسواق
અર્થ: આપ(ﷺ)બજારોમાં ઘોંઘાટ કરતા ન હતા. (શમાઈલે તિરમિઝી:પાન નં. ૨૧૭, હદીસ: ૩૪૫)
(૮) આપ(ﷺ)એ ફરમાવ્યું :
يا معشر التجار، إن البيع يحضره اللغو والحلف، فشوبوه بالصدقة
અર્થ: એ વેપારીઓની જમાત! ખરીદ – વેચાણ વખતે નકામી વાતો અને (જાણી જોઈને અથવા ભુલથી) સોગંદો ખવાય જાય છે, માટે પોતાના વેપાર સાથે સાથે સદકો પણ કરતા રહો. (અબૂદાઉદ : ૨ /૪૭૨, હદીસ : ૩૩૨૬)
(૯) આપ(ﷺ) એ ફરમાવ્યું :
رحم الله رجلا سمحا إذا باع، وإذا اشترى، وإذا اقتضى
અર્થ: અલ્લાહ તઆલા તે માણસ પર રહેમ કરે છે, જે ખરીદ – વેચાણ અને ઉઘરાણામાં દરગુઝરથી કામ લે છે. (બુખારી : ૧/૨૭૮,હદીસ ૨૦૭૬)

(૧૨) ખરીદતી વખતે કોઈ વસ્તુની બુરાઈ કરવી નહી.

(અલ અદબ ફીદીન : ૪૩)

(૧૩) સોગંદ(કસમ) ખાયને માલ વેચવો નહી.
(૧૪) નફો લેવામાં હદથી વધવું નહી.
(૧૫) (પહેલેથી) ખામી જાહેર કરી દેવી.
(૧૬) બીજાના સોદા પર સોદો કરવો નહી.
(૧૭) ભાવ પહેલેથી નક્કી કરી લેવો. (મુખ્તસર કુદુરી)
(૧૮) ભાવ – તાલ કરતી વખતે આગ્રહ કરવાથી બચવું.

(અલ અદબ ફીદીન : ૪૩)

(૧૯) વેપારમાં દગો (ધોકો) આપવો નહી.

---

(૧૩) આપ(ﷺ) એ ફરમાવ્યું : إياكم وكثرة الحلف في البيع، فإنه ينفق ثم يمحق
અર્થ: વેપારમાં વધુ કસમ (સોગંદ) ખાવાથી બચો, કેમકે એ (વસ્તુને) જાહેર કરે છે પછી (બરકતને) ખતમ કરે છે. (મુસ્લિમ:૨/૩૨, હદીસ:૧૬૦૭)
(૧૪) ઈમામ ગઝાલી (રહ.) એ ફરમાવ્યું :
يبيع على قدر أسعاره، وإن نقص سعره زاد زبونه، كما أنه إن زاد سعره نقص زبونه
અર્થ: યોગ્ય કિંમતે વેચો જો તેની કિંમત ઓછી હશે તો ગ્રાહક વધારે હશે અને જો તેની કિંમત વધારે હશે તો ગ્રાહક ઓછા થઈ જશે. (અલ અદબ ફીદીન : ૪૪)
(૧૫) હઝરત ઉકબા બિન આમિર (રદિ.) ફરમાવે છે:
لا يحل لامرء أن يبيع سلعة يعلم أن بها داء إلا أخبره
અર્થ: કોઈ માણસ માટે જાઈઝ નથી કે તે કોઈ સામાનની જેની ખામી તે જાણતો હોય જાણ કર્યા વગર વેચી દે. (બુખારી:૧/૨૭૯)
(૧૬) આપ(ﷺ) એ ફરમાવ્યું : لا يبيع بعضكم على بيع بعض
અર્થ: તમારામાંથી કોઈ કોઈના સોદા પર સોદો કરે નહી. (તિરમિઝી: ૧/૨૪૨, હદીસ: ૧૧૯૨)
(૧૯) આપ(ﷺ)એ ફરમાવ્યું : من غش فليس مني
અર્થ: જે દગો (ધોકો) આપે તે અમારા તરીકા પર નથી. (મુસ્લિમ: ૧/૭૦, હદીસ : ૧૦૨)

(૨૦) દુધમાં પાણી મેળવવું નહી.

(૨૧) માપ – તોલમાં ઓછુ કરવું નહી.

(૨૨) નમતુ તોલવું.

(૨૩) તોલવામાં વધુ પડતી ઉતાવળ કરવી નહી.(અલ અદબ ફીદીનઃ ૪૩)

(૨૪)દરરોજ ત્રાજવાને સાફ કરી લેવું અને વજનીયા વગેરેને બરાબર રાખવા (જેથી وَيْلٌ لِّلْمُطَفِّفِيْنَ ની વઈદમાં દાખલ ન થવાય)

(અલ અદબ ફીદીન : ૪૪)

(૨૫)વેચેલી અને ખરીદેલી વસ્તુને પરત લેવા પર રાજી થઈ જવું.

(૨૬) ના મહરમ (પરાયી) સ્ત્રીઓ અને સૌંદર્યવાન બાળકોથી નજરો બચાવવી.(અલ અદબ ફીદીન : ૪૪)

---

(૨૦) હઝરત સફવાન બિન સલીમ (રહ.) ફરમાવે છે :

أن أبا هريرة مر بإنسان يحمل لبنا قد خلطه بالماء يبيعه، فقال له أبوهريرة : كيف لك إذا قيل لك يوم القيامة: خلص الماء من اللبن

અર્થ: હઝરત અબૂ હુરયરહ (રદિ.) એક એવા માણસ પાસેથી પસાર થયા જે દુધમાં પાણી મેળવી દુધ વેચી રહયો હતો તો હઝરત અબૂ હુરયરહ (રદિ.)એ ફરમાવ્યું : તે વખતે તારી કેવી હાલત હશે જયારે કિયામતના દિવસે તને કહેવામાં આવશે કે પાણીને દુધથી અલગ કરી દે.(શુઅબુલ ઈમાનઃ૭/૨૩૧,હદીસ :૪૯૨૭)

(૨૧) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿وَيْلٌ لِّلْمُطَفِّفِيْنَ، الَّذِيْنَ اِذَا اكْتَالُوْا عَلَى النَّاسِ يَسْتَوْفُوْنَ، وَاِذَا كَالُوْهُمْ اَوْ وَّزَنُوْهُمْ يُخْسِرُوْنَ﴾

અર્થ: માપતોલમાં ઘટાડો કરનારાઓની મહા ખરાબી છે કે જયારે લોકોથી (પોતાનો હક) માપીને લે ત્યારે તો પૂરું ભરી લે છે અને જયારે તેમને માપીને અથવા તોલીને આપે ત્યારે ઓછું આપે છે.(સૂરએ મુતફફિફીનઃ૧–૨–૩)

(૨૨) આપ(ﷺ)નું ફરમાન છે : زِنْ وارجح

અર્થ: વજન કરો અને નમતુ તોલો.(અબૂદાઉદઃ ૨/૪૭૪,હદીસઃ૩૩૩૬)

(૨૫) આપ(ﷺ) એ ફરમાવ્યું : من أقال مسلما أقاله الله عثرته

અર્થ: જે માણસ કોઈ મુસલમાનથી વેચેલી અથવા ખરીદેલી વસ્તુ પરત કર્યા પર રાજી થઈ જાય તો અલ્લાહ તેના ગુનાહોને માફ કરી દે છે.(અબૂદાઉદઃ૨/૪૯૦, હદીસ : ૩૪૬૦)

# વેતન પર મજુર – નોકરને રાખવાના આદાબ

(૧) મુસલમાનને વેતન પર રાખવો.

*નોંધ: જરૂરત પડયે બિન મુસ્લિમને પણ વેતન પર રાખી શકાય છે.

(૨) નેક વ્યકિતને વેતન પર રાખવો.

(૩) શકિતશાળી માણસને વેતન પર રાખવો.

(૪) બુદ્ધિશાળી,પ્રમાણિક વ્યકિતને નોકર રાખવો જે માપ–તોલમાં કમી ન કરે.(અલ અદબ ફીદીન : ૪૩)

(૫) કામદાર – મજુર સાથે નરમભર્યુ વર્તન કરવું.

(૬) નેક કામદારો અને મજુરો સાથે ખાસ કરીને નરમીનો વર્તાવ કરવો.

---

(૧) નબી (ﷺ) એ ફરમાવ્યું : فلن أستعين بمشرك

અર્થ: હું બિલ્કુલ(જિહાદમાં)મુશ્રિક પાસેથી મદદ નહી લઉં(મુસ્લિમ:૨/૧૧૮,હદીસ: ૧૮૧૭)

* لأن النبي ﷺ عامل يهود خيبر

અર્થ: આપ(ﷺ)એ ખૈબરના યહૂદીઓથી મામલો કર્યો હતો.(બુખારી:૧/૩૦૧,હદીસ :૨૨૬૨)

(૨–૩)અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿ إِنَّ خَيْرَ مَنِ اسْتَأْجَرْتَ الْقَوِيُّ الْأَمِينُ ﴾

અર્થ: અલબત્ત શ્રેષ્ઠ કામદાર જેને આપ રાખવા માંગો તો એવા માણસને કે, જે બળવાન (અને) પ્રમાણિક હોય.(સૂ. કસસ: ૨૬)

(૫) આપ(ﷺ)એ ફરમાવ્યું :

ولا تكلفوهم مايغلبهم، فإن كلفتموهم مايغلبهم فأعينوهم

અર્થ: તેમને તેમની શકિત કરતા વધુ કામનો પાબંદ ન બનાવો અને જો વધારે કામ હોય તો તમે તેમની મદદ કરો.(બુખારી:૧/૩૪૬,હદીસ:૨૫૪૬)

(૬) قال النبي ﷺ لأبي الهيثم : إن المستشار مؤتمن ، خذ هذا ، فإني رأيته يصلي واستو به معروفا

અર્થ: હઝરત અબૂ હયષમ(રદિ.) એ નબી (ﷺ) ને બે ગુલામો– નોકરોમાંથી એકને પસંદ કરવાની વિનંતી કરી, આપ(ﷺ)એ એ ફરમાવતા એકની પસંદગી કરી: બેશક જેમનાથી મત લેવામાં આવે તે અમાનતદાર – પ્રમાણિક હોય છે, આપ આને લઈ લો કારણ કે મેં તેને નમાઝ પઢતા જોયો છે અને તેની સાથે ભલાઈની વસિય્યત કબૂલ કરો.(શમાઈલ તિરમિઝી:પાન નં.૧૦૪, હદીસ:૧૩૬)

(૭) કામદારને અપશબ્દો બોલવા નહી.

(૮) કામ અને પગાર (વેતન) પહેલેથી નક્કી કરી લેવું તેના વગર મામલો સહીહ થતો નથી.

(૯) કામદાર–મજુરના હક્કો(મજુરી)ને કામ પૂર્ણ થતા જ ચુકતે કરવા.

(૧૦) ખજાનચીએ સંપૂર્ણ ખુશી સહિત મજુરી ચુકતે કરવી.

---

(૭) હઝરત મઅરૂર ફરમાવે છે:

لقيت أباذر بالربذة، وعليه حلة وعلى غلامه حلة، فسألته عن ذلك، فقال: إني ساببت رجلا فعيرته بأمه، فقال لي النبي ﷺ : يا أباذر! أعيرته بأمه! إنك امرؤ فيك جاهلية، إخوانكم خولكم، جعلهم الله تحت أيديكم، فمن كان أخوه تحت يده فليطعمه مما يأكل، وليلبسه مما يلبس إلخ

અર્થ: મારી મુલાકાત હઝરત અબૂ ઝર (રદિ.)થી "રબ્ઝા"સ્થળે થઈ તેમના શરીર ઉપર કપડાની એક જોડ હતી અને તેમના ગુલામના શરીર પર પણ એક કપડાની જોડ હતી તો મે તેમનાથી પૂછયું : (કે બંનેના કપડા બરાબર કેમ છે ?) તો ફરમાવ્યું કે મેં એક વ્યકિતને અપશબ્દો કહયા અને તેની માં દ્વારા તેને શરમ અપાવી તો આપ(ﷺ) એ મને ફરમાવ્યું : તુ એવી વ્યકિત છે, જેમાં જાહિલિયત (ની દુર્ગંધ) જોવા મળે છે, તમારો ભાઈ(નોકર–ચાકર) તમારા અંકુશ હેઠળ છે માટે જેના અંકુશ હેઠળ તેનો ભાઈ (નોકર–ચાકર) હોય તો તેને તે જ ખવડાવો જે તમે ખાતા હોય અને તે જ કપડા પહેરાવો જે તમે પહેરતા હોય. (બુખારી: ૧/૯ હદીસ : ૩૧)



(૮) આપ(ﷺ) એ ફરમાવ્યું : كنت أرعاها على قراريط لأهل مكة

અર્થ: હું મક્કાવાસીઓની બકરીઓને અમુક બદલામાં અથવા દિરહમમાં ચરાવ્યા કરતો હતો. (બુખારી:૧/૩૦૧, હદીસ : ૨૨૦૭)

(૯) આપ(ﷺ)નું ફરમાન છે : أعطوا الأجير أجـره قبل أن يجف عرقه

અર્થ: મજુરને તેની મજુરી તેનો પરસેવો સુકાતા પહેલા આપી દો. (ઈબ્ને માજહ :પાન નં. ૧૭૬, હદીસ :૨૪૪૩)

(૧૦) આપ(ﷺ)નું ફરમાન છે :

الخازن الأمين الذي يؤدي ماأمر به طيبة نفسه أحد المتصدقين

અર્થ: તે અમાનતદાર(પ્રમાણિક) ખજાનચી જે શેઠના હુકમ પ્રમાણે સંપૂર્ણ ખુશી સહિત આપે તે (પણ) સદકો કરનારાઓમાંથી એક છે. (બુખારી:૧/૩૦૧,હદીસ : ૨૨૦૫)

# કામદારના આદાબ

(૧) હરામ અને અયોગ્ય કાર્યોમાં મજુરી કરવી નહી.
(૨)સંપૂર્ણ પ્રમાણિકતા –અમાનતદારી સહિત કામ કરવું.
(૩)માલમાં ખયાનત(અપ્રમાણિકતા) ન કરવી. (અલ અદબ ફીદીન :૫૪)
(૪) કામદારે કામ પર રાખનારની ગેરહાજરીમાં પણ તેની ભલાઈ ઈચ્છવી. (અલ અદબ ફીદીન :૫૪)
(૫) તેના માન – સન્માનનો ખ્યાલ રાખવો. (અલ અદબ ફીદીન :૫૪)
(૬) તેના સંતાનો સાથે પણ પ્રેમભર્યો વ્યવહાર કરવો.
(અલ અદબ ફીદીન :૫૪)





---

(૧) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿وَلَا تَعَاوَنُوْا عَلَى الْاِثْمِ وَالْعُدْوَانِ﴾
અર્થ: અને ગુનાહ તથા અત્યાચારભર્યા કામમાં(કોઈની) મદદ કરો નહી. (સૂરએ માઈદહ : ૨)
(૨) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :
﴿اِنَّ اللّٰهَ يَاْمُرُكُمْ اَنْ تُؤَدُّوا الْاَمٰنٰتِ اِلٰى اَهْلِهَا﴾
અર્થ: ખરેખર અલ્લાહ તઆલા તમને (આ બાબતનો) આદેશ આપે છે કે અમાનતોને હકદારો તરફ પહોંચતી કરો. (સૂ.નિસાઅ : ૫૮)

# નિકાહના આદાબ

(૧) સારી નિય્યત (એટલે આં અને ગુપ્તાંગોની હિફાઝત તથા નેક અવલાદ માટે)થી નિકાહ કરવા.
(૨) શાદી કરવામાં ઉતાવળ કરવી.
(૩) ભરણપોષણ વગેરેની શકિત હોય તો જ નિકાહ કરવો.
(૪) સ્ત્રીએ પોતાના વાલી દ્વારા પયગામ મોકલવો. (મંગની ઔર શાદી કે મસાઈલ કા હલ (હઝરત મુફતી અહમદ ખાનપુરી સા.દા.બ.)
(૫) બીજાના નિકાહના પયગામ પર પોતાનો પયગામ ન મોકલવો.
(૬) સ્ત્રીએ પોતાની શોક(પતિની બીજી પત્ની)ની તલાકની માંગ ન કરવી.

---

(૧) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿وَأُحِلَّ لَكُمْ مَّا وَرَاءَ ذٰلِكُمْ أَنْ تَبْتَغُوا بِأَمْوَالِكُمْ مُّحْصِنِيْنَ غَيْرَ مُسٰفِحِيْنَ﴾
અર્થ: અને તેણીઓ સિવાય બીજી સ્ત્રીઓ તમારા માટે હલાલ કરવામાં આવી છે, એ શર્તે કે તમે પોતાનો માલ (મહર)ને બદલે (નિકાહ કરી)તેણીઓને પત્ની બનાવવા તલબ કરો, ન કે કામવાસના પૂર્ણ કરવા અર્થે. (સૂ.નિસાઅ:૨૪)

(૨) નબી(ﷺ)નું ફરમાન છે: ياعلي! ثلاث لاتؤخرها: .. والأيم إذا وجدت لها كفواً
અર્થ: હે અલી! ત્રણ વસ્તુઓમાં વિલંબ ન કરો. (૩) નિકાહ વગરનો વ્યકિત (પુરુષ હોય કે સ્ત્રી) જયારે તેનો જોડ મળી જાય. (તિરમિઝી:૧/૪૩,હદીસ: ૧૭૧)

(૩) આપ(ﷺ) એ ફરમાવ્યું :
يامعشر الشباب! من استطاع منكم الباءة فليتزوج
અર્થ: હે નવયુવાનોની જમાઅત ! જે વ્યકિત તમારામાંથી ભરણપોષણની શકિત ધરાવતો હોય તે શાદી કરી લે. (બુખારી : ૨ / ૭૫૮,હદીસ : ૫૦૬૬)

(૪) આપ(ﷺ)નું ફરમાન છે : ولا يخطب على خطبة أخيه إلا أن يأذن له
અર્થ: પોતાના ભાઈના પયગામ પર તેની પરવાનગી વગર પયગામ ન મોકલો. (મુસ્લિમ : ૧/ ૪૫૪, હદીસ : ૧૪૧૨)

(૪) આપ(ﷺ)નું ફરમાન છે : لا يحل لامرأة تسأل طلاق أختها
અર્થ: કોઈ સ્ત્રી માટે જાઈઝ નથી કે તે પોતાની શોક(પતિની બીજી પત્ની)ની તલાક

(૭) શાદી પહેલા છોકરીને જોઈ લેવી.
(૮) શાદી પહેલા સ્ત્રીનો વિચાર જાણી લેવો.
(૯) સ્ત્રી – પુરુષનું દિલ એક બીજા તરફ આકર્ષાયેલુ હોય (અને કોઈ રૂકાવટ ન હોય) તો બંનેના નિકાહ કરાવી દેવા.
(૧૦) દીનદાર અને સુસંસ્કારી જીવનસાથી બનાવવી.
(૧૧) કુફૂ (એટલે ખાનદાન, દીન, માલ આઝાદી અને વ્યવસાયમાં બરાબરી) નો ખ્યાલ રાખવો.
(૧૨)વધુ બાળકો જન્મ આપતી સ્ત્રીની શોધ કરવી.

---

માટે માંગણી કરે. (બુખારીઃ ૨/૭૭૪, હદીસ : ૫૧૫૨)

(૭) અલ્લાહના નબી (ﷺ)એ હઝરત મુગયરહ (રદિ.)થી ફરમાવ્યું :

انظر إليها؛ فإنه أحرى أن يؤدم بينكما

અર્થઃ તેને (સ્ત્રીને) જોઈ લો, એટલા માટે કે એ તમારા માટે પ્રેમ અને મુહબ્બત વધારવા માટે ઉત્તમ છે. (તિરમિઝી : ૧/ ૨૦૭, હદીસ : ૧૦૮૭)

(૮) આપ(ﷺ)નું ફરમાન છે : استشيروا النساء في أنفسهن

અર્થઃ સ્ત્રીઓથી તેમના વિશે મશવેરો કરી લો. (તબરાનીઃ૨/૨૪૭,હદીસઃ૧૮૮૨)

(૯) આપ(ﷺ)નું ફરમાન છે : لم ير للمتحابين مثل النكاح

અર્થઃ બે પ્રેમીઓ માટે નિકાહથી વધારે કોઈ વસ્તુ(યોગ્ય) નથી. (ઈબ્ને માજહ :પાન નં. ૧૩૩, હદીસ : ૧૮૪૭)

(૧૦) આપ(ﷺ)નું ફરમાન છે : فاظفر بذات الدين تربت يداك

અર્થઃ તુ દીનદાર સ્ત્રી સાથે સફળ થઈ જા, તારા હાથ મેલા થાય. (મતલબ કે તુ દીનદાર પર અન્યને આગળ કરે તો) (બુખારીઃ૨/૭૬૨,હદીસ :૫૦૯૦)

(૧૧) આપ(ﷺ) એ ફરમાવ્યું :

تخيروا لنطفكم، وانكحوا الأكفاء وانكحوا إليهم

અર્થઃ પોતાના વિર્ય માટે (દીનદાર સ્ત્રીઓને) પસંદ કરો અને બરાબર વાળાઓથી નિકાહ કરો અને પોતાના હાથ નીચેના લોકોના પણ બરાબર વાળાઓથી નિકાહ કરાવો. (ઈબ્ને માજહ :પાન નં. ૧૪૧, હદીસ : ૧૯૬૮)

(૧૨) આપ(ﷺ)નું ફરમાન છે : تزوجوا الودود الولود؛ فإني مكاثر بكم

અર્થઃ વધુ પ્રેમ કરનારી અને વધુ બાળકો જન્મ આપનારી સ્ત્રીઓથી શાદી કરો.

(૧૩)કુમારી સ્ત્રી પસંદ કરવી પરંતુ જો કોઈ વિધવા ઔરત સાથે નિકાહ કરવામાં મસ્લેહત હોય તો તેનાથી નિકાહ કરવા.

(૧૪) શકિત કરતા વધુ મહેર નકકી કરવી નહી.

(૧૫)શાદી માટે કોઈ દિવસને અપશુકન ન સમજવો.

---

કેમકે હું તમારા વધારાથી ગર્વ કરનારો છું.(અબૂદાઉદ:૧/૨૮૦,હદીસ: ૨૦૫૦)

(૧૩) અલ્લાહના રસૂલ (ﷺ)એ હઝરત જાબિર (રદિ.)થી ફરમાવ્યું :

فهلا بكرا تلاعبها وتلاعبك

અર્થ: તમે કુમારી (સ્ત્રી)થી શાદી કેમ ન કરી કે તમે તેનાથી રમત રમતા અને તે તમારાથી રમત રમતી.(બુખારી : ૨/૭૬૦, હદીસ : ૫૦૭૯)

(૧૪) આપ(ﷺ)નું ફરમાન છે :

إن من يمن المرأة تيسير خطبتها، وتيسير صداقها، وتيسير رحمها

અર્થ: સ્ત્રીની બરકતમાંથી એ વાત છે કે તેને પયગામ આપવો આસાન હોય, તેની મહેર આસાન હોય અને બાળકનો જન્મ થવામાં આસાની હોય.(મુસ્નદે અહમદ : ૪૧/૨૭, હદીસ : ૨૪૪૭૮)

હઝરત ઉમર (રદિ.) એ બયાન ફરમાવ્યું :

ألا! لا تغالوا صدقة النساء، فإنها لو كانت مكرمة في الدنيا، أو تقوىٰ عند الله لكان أولاكم بها نبي الله ﷺ ، ما علمت رسول الله ﷺ نكح شيئا من نسائه ولا أنكح شيئا من بناته على أكثر من ثنتي عشرة أوقية .

અર્થ: સાંભળો! સ્ત્રીઓની વધુ મહેર નકકી ન કરો ; કેમકે વધુ મહેર જો દુનિયામાં પ્રતિષ્ઠાની વાત અને અલ્લાહને ત્યાં તકવાની વાત હોત તો તમારાથી વધારે હકદાર નબીએ કરીમ (ﷺ) હતા; હું નથી જાણતો કે રસૂલુલ્લાહ (ﷺ) એ બાર અવકિયાથી વધારે પર કોઈ સ્ત્રીથી નિકાહ કર્યા હોય અને ન પોતાની કોઈ પુત્રીના નિકાહ કરાવ્યા. (તિરમિઝી: ૧/૨૧૧, હદીસ : ૧૧૧૪)

(૧૫) હઝરત બકીયહ (રહ.) ફરમાવે છે :

قلت لمحمد بن راشد: فقوله: صفر، قال: سمعنا أن أهل الجاهلية يستشئمون بصفر، فقال النبي ﷺ : لاصفر

અર્થ: મેં મુહમ્મદ બિન રાશિદથી પુછયું.... આપ(ﷺ)ના કથન لاصفر નો શો અર્થ છે ? તો હઝરત મુહમ્મદ બિન રાશિદ (રહ.)એ ફરમાવ્યું કે અમે એ સાંભળ્યું છે કે જાહિલિયતના યુગમાં લોકો સફરના મહીનાને અપશુકન સમજતા

(૧૬) જાહેરમાં નિકાહ કરવા.
(૧૭) મસ્જિદમાં નિકાહ કરવા.
(૧૮) દુલ્હા અને દુલ્હનને આ દુઆ આપવી.

بَارَكَ اللهُ لَكَ وَبَارَكَ عَلَيْكَ وَجَمَعَ بَيْنَكُمَا فِيْ خَيْرٍ

(૧૯) ખારેક (ખજુર) વહેંચવી.
(૨૦) (કોઈ રિવાજ કે પાબંદી અથવા શરમ વગર) દુલ્હા – દુલ્હનને હદિયો (ભેટ) આપવો.
(૨૧) સાદગીથી નિકાહ કરવા. ફુઝૂલ ખર્ચ અને વધુ દેખાડો કરવો નહીં.

---

હતા, તો આપ(ﷺ) એ ફરમાવ્યું: સફર મહીનામાં કોઈ અપશુકન નથી.
**અર્થ:** (અબૂદાઉદ : ૨/૫૪૬, હદીસ : ૩૯૧૬)

(૧૬-૧૭) આપ(ﷺ)નું ફરમાન છે : أعلنوا هذا النكاح، واجعلوه في المساجد
**અર્થ:** નિકાહનું એલાન કરો અને નિકાહ મસ્જિદમાં કરો. (તિરમિઝી:૧/૨૦૭,હદીસ :૧૦૮૯)

(૧૮) હઝરત અબુ હુરયરહ (રદિ.) ફરમાવે છે :

أن النبي ﷺ كان إذا رفأ الإنسان إذا تزوج، قال: بارك الله لك وبارك عليك وجمع بينكما في خير

**અર્થ:** અલ્લાહના નબી (ﷺ) જ્યારે કોઈની શાદી થતી તો આ દુઆ આપતા بَارَكَ اللهُ لَكَ (અંત સુધી) (અબૂદાઉદ: ૧/૨૯૦,હદીસ : ૨૧૩૦)

(૧૯) હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે:

إن رسول الله ﷺ : تزوج بعض نسائه فنثر عليه التمر

**અર્થ:** આપ(ﷺ)એ અમુક સ્ત્રીઓ સાથે શાદી કરી તો ખજુર લુટાવી હતી. (સુનને કુબ્રા બયહકી : ૭/ ૫૮,હદીસ : ૧૪૬૮૨)

**ખુલાસો :** જો મસ્જિદની બેઅદબી વગેરેનો ભય હોય તો લુટાવવાને બદલે વહેંચવી ઉત્તમ છે. (ઈસ્લામી શાદી :પાન નં. ૫૭૧)

(૨૦) أهدت أم سليم إلى النبي ﷺ عند زواجه بزينب
**અર્થ:** આપ(ﷺ)ના હઝરત ઝયનબ (રદિ.) સાથે નિકાહના મોકા પર હઝરત ઉમ્મે સુલૈમ (રદિ.)એ આપ(ﷺ)ને હદિયો – ભેટ મોકલ્યો હતો. (બુખારી : ૨/ ૭૭૫,હદીસ : ૫૧૬૩)

(૨૧) આપ(ﷺ)નું ફરમાન છે : أعظم النكاح بركة أيسرها مئونة
**અર્થ:** સૌથી વધુ બરકતવંત નિકાહ એ છે જેમાં ખર્ચ ઓછો હોય. (મુસ્નદે અબી દાઉદ તયાલીસી:૩/૪૬,હદીસ : ૫૩૦)

(૨૨) રીત – રિવાજથી બિલ્કુલ પરહેઝ કરવો.

(૨૩) શાદી પછી જયારે પહેલી મુલાકાત થાય તો પત્નીના કપાળના વાળ પકડીને આ દુઆ પઢવી.

اَللّٰهُمَّ إِنِّيْ أَسْأَلُكَ خَيْرَهَا وَخَيْرَ مَا جَبَلْتَهَا عَلَيْهِ، وَأَعُوْذُبِكَ مِنْ شَرِّهَا وَ شَرِّ مَا جَبَلْتَهَا عَلَيْهِ

(૨૪) વલિમો કરવો.



---

(૨૩) આપ(ﷺ) નું ફરમાન છે :
إذا تزوج أحدكم امرأة أو اشترى خادما، فليقل: اَللّٰهُمَّ إِنِّي أَسْأَلُكَ خَيْرَهَا وَخَيْرَ مَا جَبَلْتَهَا عَلَيْهِ، وَأَعُوذُ بِكَ مِنْ شَرِّهَا وَ شَرِّ مَا جَبَلْتَهَا عَلَيْهِ

અર્થ: જયારે તમારામાંથી કોઈ (પુરુષ) સ્ત્રીથી લગ્ન કરે અથવા કોઈ નોકર ખરીદે તો આ દુઆ પઢે اَللّٰهُمَّ إِنِّي (અંત સુધી)(અબુદાઉદ:૧/૨૯૩,હદીસ : ૨૧૬૦)

(૨૪) આપ(ﷺ)નું ફરમાન છે : أولم ولو بشاة
અર્થ: વલીમો કરો, ભલે એક બકરીનો હોય.(બુખારી : ૨ / ૭૭૭,હદીસ : ૫૧૬૭)

# સમાગમ – સંભોગના આદાબ

(૧) પત્નીને સંતોષ થઈ જવા પર અલ્લાહની નેઅમતનું ધ્યાન કરવું.
(૨) પત્નીના હક્કો અને નેક સંતાનોની પ્રાપ્તિની નિય્યત કરવી.
(૩) સુગંધ – ખુશ્બૂ લગાડવી. (અલ અદબ ફીદ્દીન :૫૫)
(૪) મુહબ્બતનું જાહેર કરવું અને મુહબ્બતની વાતો કરવી.
(અલ અદબ ફીદ્દીન :૫૫)
(૫) સંભોગ વખતે કિબ્લા તરફ મોઢુ ન કરવું. (અલ અદબ ફીદ્દીન :૫૫)
(૬) સંભોગ પહેલા ચુંબન વગેરેથી પત્નીને નજીક કરવી.

---

(૧) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :
﴿وَمِنْ آيَاتِهِ أَنْ خَلَقَ لَكُم مِّنْ أَنفُسِكُمْ أَزْوَاجاً لِّتَسْكُنُوا إِلَيْهَا وَجَعَلَ بَيْنَكُم مَّوَدَّةً وَرَحْمَةً إِنَّ فِي ذَٰلِكَ لَآيَاتٍ لِّقَوْمٍ يَتَفَكَّرُونَ﴾

અર્થ: અને તેની નિશાનીઓ પૈકી આ પણ છે કે તેણે તમારા માટે તમારી જાતથી જ સ્ત્રીઓ બનાવી કે જેથી તમે તેણીઓ પાસે શાંતિ મેળવો અને તમારા બંને વચ્ચે પ્રેમ અને લાગણી ઉત્પન્ન કરી, બેશક એમાં તે લોકો માટે ઘણી નિશાનીઓ છે. જેઓ વિચાર કરે છે. (સૂ. રૂમ : ૨૧)

(૨) આપ(ﷺ)એ હઝરત જાબિર (રદિ.)થી એક લાંબી હદીસમાં ફરમાવ્યું :
......الكيس الكيس يا جابر

અર્થ: હે જાબિર ! અવલાદની કોશિશ કરો, અવલાદની કોશિશ કરો. (બુખારી : ૨/ ૭૮૯, હદીસ : ૫૨૪૫)

(૬) આપ(ﷺ)નું ફરમાન છે :
ثلاث من العجز في الرجل: .... والثالث: أن يقارب الرجل جاريته أو زوجته فيصيبها قبل أن يحدثها ويؤانسها، ويضاجعها فيقضي حاجته منها قبل أن تقضي حاجتها منه

અર્થ: પુરુષમાં ત્રણ વસ્તુઓ કમઝોરીની નિશાની છે.... ત્રીજી એ છે કે માનવી પોતાની બાંદી(દાસી) અથવા પત્નીથી નજીક થાય અને તેનાથી વાત કરતા પહેલા અને માનુસ–નજીક કરતા પહેલા જ સંભોગ કરે અને સંભોગ કરીને તેના સંતોષ પહેલા જ પોતે તૃપ્ત થઈ જાય. (ઈહયાઉલ ઉલૂમ : ૨ / ૫૦)

(૭) સંભોગ પહેલા સતર છૂપાવીને બિસ્મિલ્લાહ અને આ દુઆ પઢવી
اَللّٰهُمَّ جَنِّبْنَا الشَّيْطَانَ وَجَنِّبِ الشَّيْطَانَ مَا رَزَقْتَنَا

(૮) ગુપ્તાંગોને જોવા નહી. (અલ અદબ ફીદીન :૫૫)

(૯) ચાદર ઓઢી લેવી અને બિલ્કુલ નગ્ન થવું નહી.

※ **નોંધ:** પત્નીથી જે રીતે ઈચ્છે સંભોગ કરી શકે છે અલબત્ત આગળના ભાગમાં જ સંભોગ કરી શકે છે;પાછળના ભાગે સંભોગ કરવો યોગ્ય નથી.

---

(૭) આપ(ﷺ)નું ફરમાન છે :

لوأن أحدكم إذا أراد أن يأتي أهله قال: "بسم الله اَللّٰهُمَّ جنبنا الشيطان وجنب الشيطان ما رزقتنا"، فإنه فقضي بينهما ولد لم يضره

**અર્થ:** જો કોઈ તમારામાંથી પોતાની પત્ની સાથે સંભોગ કરવાનો ઈરાદો કરે તો આ દુઆ પઢે اَللّٰهُمَّ جَنِّبْنَا الشَّيْطَانَ(અંત સુધી) (તર્જુમો : અલ્લાહના નામથી પ્રારંભ કરું છું હે અલ્લાહ અમને શયતાનથી બચાવ અને શયતાનને અમારી અવલાદથી દૂર રાખ) જો આ સંભોગથી બાળક પેદા થયું તો શયતાન તેને નુકસાન નહી પહોંચાડી શકે. (બુખારી : ૧/૨૬, હદીસ : ૧૪૧)

(૯) (جاء في حديث طويل:) قيل يارسول الله! فإن كان أحدنا خاليا؟ قال: فالله أحق أن يستحيي منه من الناس

**અર્થ:** અલ્લાહના નબી ((ﷺ)થી પૂછવામાં આવ્યું કે હે અલ્લાહના રસૂલ((ﷺ)! જો અમારા ઘરમાં (પતિ–પત્ની સિવાય) કોઈ ન હોય તો?(શું છતાં પડદો જરૂરી છે ?) આપ ((ﷺ)એ ફરમાવ્યું : લોકોના મુકાબલામાં અલ્લાહ તઆલા વધારે હકદાર છે કે તેનાથી શરમ (હયા) કરવામાં આવે.(ઈબ્ને માજહ:પાન નં. ૧૩૮, હદીસ: ૧૯૨૦)

※ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે :

أن عمر جاء إلى النبي ﷺ فقال: يارسول الله! هلكتُ، قال: وما أهلكك؟ قال: حولتُ رحلي الليلة، فلم يرد عليه الرسول ﷺ شيئا، فأنزلت على رسول الله هذه الآية: ﴿نساؤكم حرث لكم فأتوا حرثكم أنى شئتم﴾ [البقرة:٢٢٣] قال: أقبل وأدبر، واتق الدبر والحيضة

**અર્થ:** હઝરત ઉમર(રદિ.) એક વાર આપ(ﷺ) પાસે તશરીફ લાવ્યા અને અરજ➲

(૧૦)વિર્ય સ્ખલન વખતે (દિલમાં) આ દુઆ પઢવી.

اَللّٰهُمَّ لَاتَجْعَلْ لِّلشَّيطَانِ فِيمَا رَزَقْتَنَا نَصِيباً

(૧૧)પત્નીને તૃપ્ત કરવી(સંતોષ આપવો.)

(૧૨)બીજી વાર સંભોગ કરવાનો ઈરાદો હોય તો વુઝૂ કરી લેવું (એટલે ગુપ્તાંગ અને હાથોને ધોઈ લેવા.)

---

કરી કે હે અલ્લાહના રસૂલ (ﷺ)! હું બરબાદ થઈ ગયો, આપ (ﷺ) એ ફરમાવ્યું : કઈ વસ્તુએ તમને બરબાદ કરી દીધા ? તેમણે કહયું કે આજે રાત્રે મેં મારી સવારીને ફેરવી દીધી એટલે પાછળ રહીને પત્નીથી આગળના ભાગમાં સંભોગ કર્યો, આપ(ﷺ) એ કોઈ જવાબ ન આપ્યો, પછી નબી (ﷺ) ઉપર આ આયત ઉતરી

﴿نساؤكم حرث لكم فأتوا حرثكم أنى شئتم﴾

**અર્થ:** તમારી પત્નીઓ તમારા માટે ખેતી (સમાન) છે તો પોતાની ખેતીમાં ચાહો તે તરફથી જાઓ.(સૂ.બકરહ : ૨૨૩) તો આપ (ﷺ) એ ફરમાવ્યું આગળથી આવો કે પાછળથી આવો. અલબત્ત પાછળના ભાગ(માં સંભોગ કરવા)થી અને હૈઝ (માસિક ની હાલતમાં સંભોગ કરવા)થી બચો.(તિરમિઝી: ૨ / ૧૨૭, હદીસ : ૨૯૮૦)

☛ આપ(ﷺ)નું ફરમાન છે : لاينظر الله إلى رجل جامع امرأته في دبرها

**અર્થ:** અલ્લાહ તઆલા તે વ્યકિત તરફ રહમતની નજર ન કરે જે પોતાની પત્ની સાથે પાછળના ભાગે સંભોગ કરે.(ઈબ્ને માજહ :પાન નં. ૧૩૮,હદીસ :૧૯૨૩)

(૧૦) હઝરત અલકમા (રદિ.) ફરમાવે છે :

أن ابن مسعود كان إذا غشي أهله فأنزل، فقال: اَللّٰهُمَّ لاتجعل للشيطان فيما رزقتنا نصيبا

**અર્થ:** હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિ.) જયારે પોતાની પત્ની સાથે સંભોગ કરતા તો વિર્ય સ્ખલન વખતે આ દુઆ પઢતા.

اَللّٰهُمَّ لَاتَجْعَلْ لِّلشَّيطَانِ فِيمَا رَزَقْتَنَا نَصِيباً

(મુસન્નફે ઈબ્ને અબી શયબહ : ૬/૯૨,હ હદીસ : ૨૯૭૩૪)

(૧૧) સમજુતી માટે હાસિયા નંબર ૩ જુઓ.

(૧૨) આપ(ﷺ)નું ફરમાન છે : إذا أتى أحدكم أهله ثم أراد أن يعود فليتوضأ

**અર્થ:** તમારામાંથી જયારે કોઈ પોતાની પત્ની સાથે સંભોગ કરે પછી બીજી વાર સંભોગનો ઈરાદો હોય તો વુઝૂ કરી લે. (મુસ્લિમ: ૧/૧૪૪,હદીસ : ૩૦૮)

*નોંધ: અનેક પત્નીઓથી સંભોગ કર્યા પછી એક જ ગુસલ કરવું જાઈઝ છે.

(૧૩) નાપાકીની હાલતમાં સુવાનો ઈરાદો હોય તો વુઝૂ અથવા તયમ્મુમ કરી લેવું.

(૧૪) નાપાકીની હાલતમાં કોઈ વસ્તુ ખાવા–પીવાથી પહેલા હાથ ધોઈ લેવા.

(૧૫) અતિ ભૂખ અથવા ભરેલા પેટે સંભોગ ન કરવો.

(ઈસ્લામી શાદી :૪૨૬)

(૧૬) સંભોગ હદથી વધુ કરવો નહી.(ઈસ્લામી શાદી :૪૨૩)

(૧૭) પત્ની સાથેના સંભોગની વાતો કોઈ સમક્ષ કરવી નહી.

---

* હઝરત અનસ (રદિ.) ફરમાવે છે :

أن نبي الله ﷺ كان يطوف على نسائه في الليلة الواحدة، وله يومئذ تسع نسوة

અર્થ: (અમુક વાર) આપ (ﷺ) એક જ રાતમાં બધી પત્નીઓ સાથે સંભોગ કરતા હતા ; હાલાંકે તે વખતે આપ(ﷺ)ની નવ પત્નીઓ હતી.(બુખારી : ૧/૪૨, હદીસ :૨૮૪)

(૧૩) હઝરત આઈશા (રદિ.)ફરમાવે છે:

كان النبي ﷺ إذا أراد أن ينام وهو جنب، غسل فرجه وتوضأ للصلاة

અર્થ: આપ(ﷺ) નાપાકીની હાલતમાં સુવાનો ઈરાદો કરતા તો પોતાના ગુપ્તાંગોને ધોઈ લેતા અને નમાઝની જેમ વુઝૂ કરતા. (બુખારી :૧/૪૨,હદીસ:૨૮૮)

(૧૪) أن النبي ﷺ كان إذا أراد أن يأكل أو يشرب وهو جنب غسل يديه ثم يأكل ويشرب

અર્થ: નબી (ﷺ) નાપાકીની હાલતમાં ખાવા–પીવાનો ઈરાદો કરતા તો પોતાના બંને હાથોને ધોઈ લેતા અને પછી ખાતા–પીતા.(અબૂદાઊદ : ૧/૨૯, હદીસ :૨૨૩)

(૧૭) આપ(ﷺ) એ ફરમાવ્યું :

إن من أشر الناس عند الله منزلة يوم القيامة الرجل يفضي إلى امرأته وتفضي إليه ثم ينشر سرها

અર્થ: કિયામતના દિવસે લોકોના દરજજા પ્રમાણે સૌથી ખરાબ તે વ્યક્તિ છે જે પોતાની પત્ની સાથે સંભોગ કરે અને પછી ગુપ્ત વાતોને ફેલાવે.(મુસ્લિમ :૧/૪૬૪, હદીસ : ૧૪૩૭)

# વલીમાના આદાબ

(૧) સુન્નતની નિય્યતથી વલીમો કરવો. ગર્વ અને દેખાવ માટે વલીમો કરવો નહી.
(૨) પોતાની શકિત મુજબ ખાવા ખવડાવવું.
(૩) વલીમામાં ફુઝૂલ ખર્ચ – બગાડ કરવો નહી.
(૪) ગરીબોને બાકાત રાખી માત્ર માલદારોને દાવત ન આપવી.

---

(૧) આપ(ﷺ)નું ફરમાન છે : من سمَّع سمَّع الله به
અર્થ: જે માણસ લોકોને સંભળાવવા અને દેખાવ માટે કોઈ અમલ કરે તો અલ્લાહ તઆલા તેની હાલત લોકોને દેખાડશે(એટલે કિયામતના દિવસે લોકો સામે તેની ખામીઓ જાહેર કરી બદનામ કરશે.) (બુખારી : ૨/૭૭૭, હદીસ:૬૧૩૪)
(૨) હઝરત અનસ (રદિ.) ફરમાવે છે :
مارأيت رسول اللهﷺأولم على امرأة من نسائه ماأولم على زينب، فإنه ذبح شاة
અર્થ: મે અલ્લાહના નબી (ﷺ)ને કોઈ પત્નીનો એટલો મોટો વલીમો કરતા નથી જોયા જેટલો હઝરત ઝયનબ (રદિ.) નો કે તેમના વલીમામાં એક બકરી ઝબહ કરી હતી.(બુખારી : ૨/ ૭૭૭, હદીસ : ૫૧૬૮)
☛ અન્ય એક હદીસમાં છે: جعل رسول اللهﷺوليمتها(الصفية) التمر والأقط والسمن
અર્થ: આપ(ﷺ) એ હઝરત સફિય્યહ (રદિ.)નો વલીમો ખજૂર,પનીર અને ઘી થી કર્યો હતો(માટે જેટલી શકિત હોય તે પ્રમાણે વલીમો કરવો જોઈએ.)(બુખારી : ૨/૬૦૬, હદીસ : ૪૨૧૨)
(૩) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :
﴿وَكُلُوْا وَاشْرَبُوْا وَلَا تُسْرِفُوْا اِنَّهٗ لَا يُحِبُّ الْمُسْرِفِيْنَ﴾
અર્થ: અને ખાઓ અને પીઓ અને વ્યર્થખર્ચ ન કરો યાદ રાખો અલ્લાહ તઆલા નકામો ખર્ચ કરનારને પસંદ કરતો નથી.(સૂ.અઅરાફ:૩૧)
(૪) આપ(ﷺ)નું ફરમાન છે: شر الطعام طعام الوليمة يدعى لها الأغنياء ويترك الفقراء
અર્થ: બુરૂ (ખરાબ) ખાવાનું (એ) વલીમાનું ખાવાનું છે જેમાં માલદારોને દાવત આપવામાં આવે અને ગરીબોને બાકાત રાખવામાં આવે.(બુખારી : ૨/૭૭૮,હદીસ : ૫૧૭૭)

(૫) વલીમામાં શરીઅત વિરૂદ્ધ કાર્યો કરવા નહી.

(૬) વલીમાની દા'વત કબૂલ કરવી.

(૭) રોઝદારો અને ગેર રોઝદારોએ દા'વત કબૂલ કરવી. (રોઝદાર દુઆ આપી દે અને ગેર રોઝદાર ખાવાનું ખાઈ લે.)

(૮) શરીઅત વિરૂદ્ધ કાર્યો થતા હોય તો તે દાવતમાં શરીક ન થવું.

*નોંધ: રિવાજથી વધારે દિવસનો વલીમો દેખાવો છે.

---

(૫) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿وَذَرُوْا ظَاهِرَ الْإِثْمِ وَبَاطِنَهُ﴾

અર્થ: અને તમે આંતરિક અને બાહય બંને પ્રકારના ગુનાહોને છોડી દો.

(સૂ. અન્આમ : ૧૨૦)

(૬) આપ(ﷺ) એ ફરમાવ્યું : إذا دعي أحدكم إلى الوليمة فليأتها

અર્થ: જયારે તમારામાંથી કોઈને વલીમાની દાવત આપવામાં આવે તો તે વલીમામાં જાય. (મુઅત્તા માલિક :પાન નં. ૧૯૮, હદીસ :૧૬૮૮)

(૭) આપ(ﷺ)નું ફરમાન છે :

إذا دعي أحدكم فليجب، فإن كان صائما فليصل، وإن كان مفطرا فليطعم

અર્થ: જયારે તમને કોઈ દાવત આપે તો કબૂલ કરી લો જો રોઝદાર હોય તો દુઆ આપી દે અને રોઝદાર ન હોય તો ખાવા ખાઈ લે. (મુસ્લિમ: ૧/૪૬૨,હદીસ :૧૪૩૧)

(૮) قد دعي النبي ﷺ إلى طعام، فلما رأى القرام قد ضرب به في ناحية الباب فرجع

અર્થ: અલ્લાહના નબી (ﷺ)ને (એક વાર) ખાવાની દાવત આપવામાં આવી તો આપ તશરીફ લઈ ગયા પરંતુ જયારે દરવાજા પર ચિત્ર વાળો પડદો જોયો તો પરત જતા રહયા. (અબૂદાઉદ: ૨ /૫૨૭, હદીસ : ૩૭૫૫)

* કેટલા દિવસનો વલીમો કરવામાં આવે ? તેનો સંબંધ માહોલ પ્રમાણે છે, આપણા માહોલમાં એક દિવસનો વલીમો હોય છે, માટે બે દિવસનો વલીમો દેખાવો છે અને હદીસમાં છે કે બે દિવસનો વલીમો કરી શકે છે, ત્રણ દિવસ વલીમો કરવો દેખાવો છે, અને બુખારી શરીફમાં છે باب حق إجابة الوليمة والدعوة ومن أولم سبعة أيام એટલે સાત દિવસ સુધી વલીમો થઈ શકે છે. અલ્લામા અયની અને હાફિઝ અસ્કલાની (રહ.) એ આ પ્રકરણથી સાત દિવસ સુધી વલીમો કરવો સાબિત કર્યુ છે. ટૂંકમાં ઉલમા ફરમાવે છે કે તેનો સંબંધ માહોલ સાથે છે, માહોલથી વધારે વલીમો કરવો દેખાવો છે અને તેની મનાઈ છે. (તુહફતુલ અલમઈ: ૩/૫૧૦)

# બાળકનું નામ રાખવાના આદાબ

(૧) સારૂ નામ રાખવું. (શમાઈલે કુબ્રા : ૫/૩૭૦)
(૨) નબીઓના નામ પરથી નામ રાખવું.
(૩) એવું નામ જેનાથી પ્રશંસા (વખાણ) થતી હોય, ન રાખવું.
(૪)અયોગ્ય નામો ખાસ કરીને ગુનેહગારોના નામથી પરહેઝ કરવો.

---

(૨) હઝરત સઈદ બિન મુસય્યિબ (રહ.) ફરમાવે છે:

أحب الأسماء إلى الله أسماء الأنبياء

અર્થ: અલ્લાહ તઆલાના નજીક નામોમાં સૌથી ઉત્તમ નામ નબીઓના નામ છે. (મુસન્નફે ઈબ્ને અબી શયબહ : ૫ /૨૬૩, હદીસ : ૨૫૯૧૦)

(૩) હઝરત મુહમ્મદ બિન અમ્ર બિન અતા (રહ.) ફરમાવે છે:

سميت ابنتي برة، فقالت لي زينب بنت أبي سلمة: إن رسول الله ﷺ نهى عن هٰذا الاسم، وسميت برة فقال رسول الله ﷺ: لاتزكوا أنفسكم، الله أعلم بأهل البر منكم، فقالوا: بم نسميها؟ قال: سموها زينب

અર્થ: મેં મારી પુત્રીનું નામ બર્રહ રાખ્યું તો મારાથી ઝયનબ બિન્તે અબી સલમા (રદિ.) એ ફરમાવ્યું કે આપ (ﷺ)એ આ નામની મનાઈ ફરમાવી છે, કારણ કે મારુ નામ બર્રહ રાખવામાં આવ્યું હતું તો આપ(ﷺ)એ ફરમાવ્યું : પોતાની સફાઈ જાતે બયાન ન કરો, તમારામાંથી નેક લોકોને અલ્લાહ તઆલા ખૂબ જાણે છે તો લોકોએ (મારા વિશે) પૂછયું કે અમે તેનું નામ શું રાખીએ? તો આપ(ﷺ)એ ફરમાવ્યું: તેનું નામ ઝયનબ રાખો. (મુસ્લિમ:૨/ ૨૦૮,હદીસ : ૨૧૪૨)

(૩) હઝરત સમુરહ બિન જુન્દુબ (રદિ.) ફરમાવે છે :

نهانا رسول الله ﷺ أن نسمي رقيقنا بأربعة أسماء: أفلح و رباح ويسار ونافع

અર્થ: અલ્લાહના નબી (ﷺ) એ અમારા બાળકોના નામ અફલહ, રબાહ, યસાર, નાફિઅ જેવા નામો રાખવાની મનાઈ ફરમાવી છે. (મુસ્લિમ: ૨/૨૦૭, હદીસ: ૨૧૩૬)

ખુલાસો : આ નામોમાં અર્થનો અનર્થ થઈ શકે છે અને તે એવી રીતે કે જો તેમનું નામ લેવામાં આવશે અને તેઓ હાજર નથી તો જવાબ મળશે "નથી", દા.ત. કોઈનું નામ અફલહ, (સફળતા) છે અને કોઈએ અવાજ આપી અફલહ છે ? શું ઘરમાં સફળતા છે ? અને તે હાજર નહી હોય તો જવાબ

(૫) સાતમાં દિવસે નામ રાખવું.

(૬) અયોગ્ય – ખરાબ નામોને સારા નામોથી બદલી નાખવા.

(૭) અલ્લાહના ખાસ નામોથી લોકોને બોલાવવા નહીં.

(મઆરિફુલ કુર્આન : ૪/૧૩૨)

(૮) કોઈને ખરાબ નામથી બોલાવવો નહીં.

※ નોંધ:નાના બાળકોનું અને અવલાદ વગરના વ્યકિતનું ઉપનામ રાખવું જાઈઝ છે.

---

મળશે કે નહી એટલે કે ઘરમાં સફળતા નથી આએક પ્રકારનો અનર્થ છે, આ શરઈ આધારે મનાઈ નથી પરંતુ ઉત્તમ એ છે કે એવા નામો ન રાખવામાં આવે, આ નબી (ﷺ) એ લોકોનેમશવરો આપ્યો છે અને તેમને ભલાઈની વાત બતાવી છે કે સહાબા – એ – કિરામ (રદિ.) આવા નામો મોટે ભાગે રાખતા હતા જો નાજાઈઝ હોત તો કેમ રાખતા ?(તુહફતુલ અલમઈ : ૬/૫૮૫)

(૫) આપ(ﷺ)નું ફરમાન છે :

كل غلام رهينة بعقيقته، يذبح عنه يوم سابعه، ويحلق رأسه ويسمى

અર્થ: દરેક બાળક પોતાના અકીકાના બદલામાં સુરક્ષિત રહે છે એટલે તેની તરફથી સાતમાં દિવસે કુરબાની કરવામાં આવે અને માથાના વાળ મૂંડાવવામાં આવે અને નામ રાખવામાં આવે. (અબૂદાઉદ: ૨/૩૯૨, હદીસ : ૨૮૩૮)

(૬) હઝરત આઈશા (રદિ.)ફરમાવે છે :أن النبي ﷺ كان يغير الاسم القبيح

અર્થ: અલ્લાહના નબી (ﷺ) ખરાબ નામોને (સારા નામોથી) બદલી નાખતા હતા. (તિરમિઝી: ૨/ ૧૧૧, હદીસ : ૨૮૩૯)

(૭) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿وَلَا تَنَابَزُوا بِالْأَلْقَابِ﴾

અર્થ: અને ન એક બીજાને બુરા–ખરાબ નામો(નામ બગાડીને)થી પુકારો. (સૂ. હુજરાત : ૧૧)

※ كنى النبي ﷺ غلاما صغيرا أخا لأنس ابن مالك، فقال له: يا أبا عمير! مافعل النغير؟

અર્થ: અલ્લાહના નબી (ﷺ)એ હઝરત અનસ બિન માલિક (રદિ.)ના ભાઈ જે નાના (બાળક) હતા, ઉપનામથી પુકારતા ફરમાવ્યું : હે અબૂ ઉમૈર ! તે નાના બુલબુલનું શું થયું ? (બુખારી : ૨/૯૫૦, હદીસ : ૬૧૨૯)

# અવલાદની તરબિયત અને તેના હક્કો તેમજ આદાબ

(૧) અવલાદ પર થતો ખર્ચ અને મુશ્કેલીમાં અલ્લાહથી સવાબની આશા રાખવી.

(૨) જન્મ થતા તેના જમણા કાનમાં અઝાન અને ડાબા કાનમાં ઈકામત કહેવી.

(૩) તહનીક એટલે કોઈ નેક વ્યકિતથી ખજૂર વગેરે ચવડાવીને બાળકના તાળવા પર લગાવી દેવું.

---

(૧) આપ(ﷺ)નું ફરમાન છે :

إذا أنفق الرجل على أهله نفقة يحتسبها، فهي له صدقة

**અર્થ:** જયારે માણસ પોતાના ઘરવાળાઓ પર સવાબની નિય્યતથી ખર્ચ કરે છે તો તે તેના માટે સદકો છે. (બુખારી:૧/૧૩, હદીસ : ૫૫)

(૨) હઝરત અબૂ રાફેઅ (રદિ.) ફરમાવે છે:

رأيت رسول الله ﷺ أذّن في أذن الحسن بن علي حين ولدته فاطمة بالصلاة

**અર્થ:** જયારે હઝરત ફાતિમા (રદિ.) એ હઝરત હસન બિન અલી(રદિ.)ને જન્મ આપ્યો; ત્યારે મેં આપ (સલ.)ને નમાઝ જેવી અઝાન હઝરત હસનના કાનમાં આપતા જોયા. (તિરમિઝી:૧/૨૭૮,હદીસ :૧૫૧૪)

☛ આપ(ﷺ)નું ફરમાન છે :

من ولد له مولود، فأذن في أذنه اليمنى، وأقام في أذنه اليسرى، لم يضره أم الصبيان

**અર્થ:** જેને ત્યાં બાળકનો જન્મ થાય અને તેને તે બાળકના જમણા કાનમાં અઝાન કહી અને ડાબા કાનમાં ઈકામત કહી તો તે બાળકને "ઉમ્મુસ્સિબ્યાન" (બાળકોનો એક રોગ જેમાં તે સુકાઈને લાકડા જેવો થઈ જાય છે.(સુકતાન)) નહી થાય. (અમલુલ યવ્મ વલ્લયલહ : ૧/૫૭૮, હદીસ : ૬૨૩)

(૩) હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે :

أن رسول الله ﷺ كان يؤتى بالصبيان ، فيبرك عليهم ويحنكهم

**અર્થ:** અલ્લાહના નબી (ﷺ) પાસે બાળકો લાવવામાં આવતા તો આપ તેમના માટે બરકતની દુઆ કરતા અને તેમની તહનીક કરતા. (મુસ્લિમ:૧/૧૩૭,હદીસ :૨૮૬)

(૪) સાતમા દિવસે બાળકનું નામ રાખવું.
(૫) સાતમા દિવસે બાળકનો અકીકો કરવો.
(૬) જાનવર ઝબહ કરીને બાળકનું માથું મુંડાવવું અને પછી તેના માથા પર ઝાફરાન લગાવવું.
(૭) બાળકનું માથુ મુંડાવીને તેના વાળ બરાબર ચાંદી સદકો કરવો.

---

(૪) હઝરત અમ્ર બિન શોએબ (રદિ.) પોતાના પિતાથી અને તેઓ પોતાના દાદાથી નકલ કરતા ફરમાવે છે :

أن النبي ﷺ أمر بتسمية المولود يوم سابعه ووضع الأذى عنه والعق

અર્થ: નબીએ કરીમ (ﷺ) એ બાળકની પેદાઈશના સાતમા દિવસે નામ રાખવાની, તેને તકલીફ પહોંચાડનારી વસ્તુ (વાળ, નખ, ખત્નાની ચામડી)ને દુર કરવાની અને અકીકો કરવાનો હુકમ આપ્યો છે. (તિરમિઝી: ૨/૧૧૦, હદીસ:૨૮૩૨)

(૫) નબી (ﷺ)નું ફરમાન છે : الغلام مرتهن بعقيقته، يذبح عنه يوم السابع

અર્થ: બાળક પોતાના અકીકાના બદલામાં ગિરવી મુકેલો(આફતોથી બચવા માટે) હોય છે. તેની તરફથી જાનવર સાતમા દિવસે ઝબહ કરવામાં આવે. (તિરમિઝી: ૧/૨૭૮,હદીસ:૧૫૨૨)

(૬) હઝરત બુરૈદહ (રદિ.) ફરમાવે છે :

كنا في الجاهلية إذا ولد لأحدنا غلام ذبح شاة ولطخ رأسه بدمها، فلما جاء الله بالإسلام كنا نذبح شاة، ونحلق رأسه، ونلطخه بزعفران

અર્થ: જ્યારે અમે અજ્ઞાનતાની હાલતમાં હતા અને અમારે ત્યાં કોઈ બાળકનો જન્મ થતો તો એક બકરી ઝબહ કરતા અને તેના લોહીને તેના માથા પર લગાડતા, પછી જ્યારે અલ્લાહે મને ઈસ્લામની દોલત અર્પણ કરી તો અમે એક બકરી ઝબહ કરીએ છીએ અને બાળકના માથાને મુડાવીએ છીએ અને તેની ઉપર ઝાફરાન લગાવીએ છીએ. (અબુદાવૂદ: ૧/૩૯૩, હદીસ :૨૮૪૩)

(૭) હઝરત અલી બિન અબી તાલિબ (રદિ.) ફરમાવે છે :

عق رسول الله ﷺ عن الحسن بشاة، وقال: يا فاطمة! احلقي رأسه، وتصدقي بزنة شعره فضة

અર્થ: આપ(ﷺ)એ હઝરત હસન (રદિ.)નો અકીકો એક બકરીથી કર્યો અને ફરમાવ્યું : હે ફાતિમા ! તેનુ માથુ મૂંડી કાઢો અને તેના બધા વાળના વજન બરાબર ચાંદી સદકો કરી દો. (તિરમિઝી: ૧/૨૭૮,હદીસ: ૧૫૧૯)

(૮) બાળપણમાં જ ખત્ના કરાવવી.

(૯) જયારે બાળક બોલતા શીખે તો સૌ પ્રથમ તેને કલિમો "લા ઈલાહ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર્રસૂલુલ્લાહ" શિખવવું.

(૧૦) બાળપણથી જ ભલાઈઓ – ખૂબીઓની ટેવ પાડવી અને બુરાઈઓથી રોકવો.

(૧૧) સાત વર્ષની ઉંમરે નમાઝનો હુકમ કરવો અને દસ વર્ષની ઉંમરે નમાઝ ન પઢવા પર મારવો.

---

(૮) હઝરત અમ્ર બિન શોએબ (રદિ.) પોતાના પિતાથી અને તેઓ પોતાના દાદાથી નકલ કરતા ફરમાવે છે :

أن النبي ﷺ أمر بتسمية المولود يوم سابعه ووضع الأذى عنه والعق

અર્થ: નબીએ કરીમ (ﷺ) એ બાળકની પેદાઈશના સાતમા દિવસે નામ રાખવાની, તેને તકલીફ પહોંચાડનારી વસ્તુ (વાળ, નખ, ખત્નાની ચામડી)ને દુર કરવાની અને અકીકો કરવાનો હુકમ આપ્યો છે. (તિરમિઝી: ૨/૧૧૦, હદીસ:૨૮૩૨)

(૯) આપ(ﷺ)નું ફરમાન છે : افتحوا على صبيانكم أول كلمة لا إله إلا الله

અર્થ: પોતાના બાળકોને સૌથી પહેલા કલિમએ શહાદત શિખવાડો. (કન્ઝુલ ઉમ્માલ : ૧૬/૪૪૧, હદીસ :૪૫૩૩૨)

(૧૦) فإن النبي ﷺ لما رأى عمر بن أبي سلمة – وكان غلام في حجره – ويده تطيش في صحفة الطعام فقال لها : يا غلام! سم الله، وكل بيمينك، وكل مما يليك

અર્થ: અલ્લાહના નબી(ﷺ)એ હઝરત ઉમર બિન અબી સલમા જે આપની પરવરિશમાં હતા... તેમનો હાથ ખાવાના વાસણમાં આમ –તેમ ફરતો જોયો તો ફરમાવ્યું : હે બેટા ! અલ્લાહનું નામ લઈને અને જમણા હાથથી ખા અને પોતાની સામેથી ખા. (બુખારી:૨/૮૦૯, હદીસ : ૫૩૭૬)

(૧૧) આપ(ﷺ)નું ફરમાન છે :

مروا أولادكم بالصلاة وهم أبناء سبع سنين، واضربوهم عليها وهم أبناء عشر سنين، وفرقوا بينهم في المضاجع

અર્થ: જયારે તમારા બાળકો સાત વર્ષના થઈ જાય તો નમાઝનો હુકમ કરો અને દસ વર્ષના થઈ જાય તો નમાઝ ન પઢવા પર મારો અને (દસ વર્ષના થઈ જવા પર) તેમની પથારી અલગ કરી દો. (અબુદાઉદ: ૧/૭૧, હદીસ :૪૯૫)

(૧૨) દસ વર્ષની ઉમરે બાળકની પથારી અલગ કરવી.
(૧૩) સત્ય અકીદા અને અલ્લાહ તઆલા સાથેના સંબંધોમાં તેમની પરવરિશ કરવી.
(૧૪)ઈસ્લામી આદાબ અને સુસંસ્કાર સહિત તેમની પરવરિશ કરવી.
(૧૫) નેકીના કામોમાં તેમની મદદ કરવી.(અલ અદબ ફીદીન:૪૮)
(૧૬)સંતાનો સાથે દયા અને નરમીનો વર્તાવ કરવો અને તેમની સાથે પ્યાર – મુહબ્બત કરવી અને તેમણે વહાલ કરવું.
(૧૭) જરૂરત પડયે તેમની સાથે સખતી કરવી.

---

(૧૩) كما علّم النبي ﷺ لعبد الله بن عباس وكان غلاما فقال: يا غلام! إني أعلمك كلمات، احفظ الله يحفظك، احفظ الله تجده أمامك إلخ

અર્થ: નબી (ﷺ)એ હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) ને જયારે કે તેઓ નાના હતા શિખવ્યું હતું: હે છોકરા! હું તને અમુક વાતો શિખવું છું: અલ્લાહ (ના આદેશો)ની હિફાઝત કર અલ્લાહ તારી હિફાઝત કરશે. અલ્લાહ (ના આદેશો) ની હિફાઝત કર તુ તેને પોતાની સામે જોઈશ.(તિરમિઝી: ૨/ ૭૮, હદીસ:૨૫૧૬)

(૧૪) આપ(ﷺ)નું ફરમાન છે: ما نحل والد ولدا من نحل أفضل من أدب حسن

અર્થ: કોઈ પિતાએ પોતાના સંતાનોને સારી કેળવણીથી ઉત્તમ ભેટ કોઈ નથી આપી. (તિરમિઝી: ૨/૧૬,હદીસ: ૧૯૫૩)

(૧૬) હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે :

أن الأقرع بن حابس أبصر رسول الله ﷺ وهو يقبّل حُسيناً، فقال: إن لي عشرة من الولد مافعلت هذا بواحد منهم، فقال رسول الله ﷺ: من لا يَرحم لا يُرحم

અર્થ: હઝરત અકરઅ બિન હાબિસ (રદિ.) એ આપ(ﷺ)ને જોયા કે હઝરત હુસૈન (રદિ.)ને વહાલ કરી રહયા છે તો કહેવા લાગ્યા કે મારા તો દસ બાળકો છે મેં તેમાંથી કોઈને આવું કર્યુ નથી તો આપ(ﷺ)એ ફરમાવ્યું : જે રહમ–કૃપા નથી કરતો તેની ઉપર પણ રહમ–કૃપા કરવામાં આવતી નથી.(અબૂદાઉદ: ૨/ ૭૦૮, હદીસ: ૫૨૧૮)

(૧૭) આપ (ﷺ)નું ફરમાન છે : علقوا السوط حيث يراه أهل البيت، فإنه أدب لهم

અર્થ: ઘરમાં કોરડો એ રીતે લટકાવો કે ઘરવાળા તેને જુએ જેથી તેમને ધાક લાગે. (અલમુઅજમુલ કબીર લિત્તબરાની: ૧૦/૩૮૪, હદીસ:૧૦૬૭૧)

**(૧૮) તેમની શકિતથી વધુ તેમની ઉપર બોજ ન નાખવો.** (અલ અદબ ફીદીન:૪૮)

**(૧૯) તેમની નારાજગી સમયે તેમની ઉપર કોઈ કામનો આગ્રહ ન કરવો.** (અલ અદબ ફીદીન:૪૮)

**(૨૦)સંતાનોમાં બરાબરીનો મામલો કરવો.**

**(૨૧)દિકરીઓથી ખુશ રહેવું અને તેમની સાથે સારો વ્યવહાર કરવો.**

**(૨૨) દિકરીઓ અને પોતાની દેખરેખ હેઠળની છોકરીઓને પડદાની પાબંદ બનાવવી.**

**(૨૩) અવલાદ માટે બદદુઆ કરવી નહી.**

**(૨૪) તેમની તરબિયત કરવા પર ઉપકાર જતાવવો નહી.**

(અલ અદબ ફીદીન:૪૮)

---

(૨૦) આપ(ﷺ)નું ફરમાન છે : اعدلوا في أولادكم

અર્થ: પોતાના સંતાનોમાં સમાનતાનો વ્યવહાર કરો. (બુખારી:૧/૩૫૨,હદીસ:૨૫૮૬)

(૨૧) આપ(ﷺ)નું ફરમાન છે :

من ابتلي من هذه البنات بشيء فأحسن إليهن، كن له سترا من النار

અર્થ: જે વ્યકિત છોકરીઓ(પુત્રીઓ)ના કારણે કોઈ મુસીબતમાં સપડાય જાય પછી તેમની સાથે સારો વ્યવહાર કરે તો આ છોકરીઓ જહન્નમની આડ બનશે. (બુખારી: : ૨/૮૮૬, હદીસ :૫૯૯૫)

(૨૨) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿يَاأَيُّهَا النَّبِيُّ قُل لِّأَزْوَاجِكَ وَبَنَاتِكَ وَنِسَاءِ الْمُؤْمِنِيْنَ يُدْنِيْنَ عَلَيْهِنَّ مِنْ جَلَابِيْبِهِنَّ ذٰلِكَ أَدْنَى أَنْ يُّعْرَفْنَ فَلَا يُؤْذَيْنَ﴾

અર્થ: હે નબી (ﷺ) ! પોતાની પત્નીઓ તથા પોતાની પુત્રીઓ તથા મુસલમાનોની સ્ત્રીઓને ફરમાવી દો કે પોતાના (મુખ) ઉપર પોતાની ચાદરોને (માથાથી) સહેજ નીચે લટકાવે, એમાં જલ્દીથી ઓળખાય જશે તો તેણીઓને સતાવવામાં નહી આવે. (સૂ. અહઝાબ : ૫૯)

(૨૩) આપ(ﷺ)નું ફરમાન છે : ولا تدعوا على أولادكم

અર્થ: પોતાની અવલાદને બદદુઆ (શ્રાપ) ન આપો.(મુસ્લિમ: ૧/૪૧૫,હદીસ: ૩૦૦૯)

# (૨૫) ઘરવાળાઓથી ગુનોહ થઈ જાય તો તેમને ઠપકો(ઉપદેશ) આપવો.



(૨૫) આપ(ﷺ)નું ફરમાન છે :

لا يجلد أحدكم امرأته جلد العبد ثم يجامعها في أخر اليوم

**અર્થ:** તમારામાંથી કોઈ પોતાની પત્નીને (સ્ત્રીને) ગુલામની જેમ મારે નહી, પછી (કેટલી શરમની વાત છે.) કે દિવસના અંતમાં તેની સાથે સંભોગ કરે. (બુખારીઃ ૨/૭૮૪,હદીસઃ ૫૨૦૪)

☛ કાસિમ બિન મુહમ્મદ (રહ.) હઝરત આઈશા (રદિ.)થી નકલ કરે છે:

عن القاسم بن محمد عن عائشة زوج النبي ﷺ أنها أخبرته: أنها اشترت نمرقة فيها تصاوير، فلما رأها رسول الله ﷺ قام على الباب، فلم يدخل، فعرفت في وجهه الكراهية، قالت: يارسول الله! أتوب إلى الله وإلى رسوله، ماذا أذنبت؟ قال: مابال هذه النمرقة؟ قالت: اشتريتها لتقعد عليها وتوسدها

**અર્થ:** હઝરત આઈશા (રદિ.) એ એક પડદો ખરીદયો હતો તેમાં ચિત્ર–ફોટા હતા, જયારે આપ(ﷺ)એ તેને જોયો તો દરવાજા પર ઊભા થઈ ગયા અને ઘરમાં તશરીફ ન લાવ્યા. હઝરત આઈશા (રદિ.)એ આપ(ﷺ)ના ચહેરા પર અણગમો જોયો તો અરજ કરી : હે અલ્લાહના રસૂલ (ﷺ)! હું અલ્લાહ તઆલા અને તેના રસૂલ સમક્ષ માફી માંગુ છું, મેં કયો ગુનોહ કર્યો છે ? તો આપ(ﷺ)એ ફરમાવ્યું : આ પડદો કેવો છે ? હઝરત આઈશા (રદિ.)એ ફરમાવ્યું : આ મેં એટલા માટે ખરીદયો છે ; જેથી આપ તેની ઉપર બેસો અને તકિયો લગાવો. (બુખારીઃ૨/૮૮૧, હદીસ :૫૯૬૧)

# તલાક–છૂટાછેડાના આદાબ

(૧)તલાક પહેલા સ્ત્રીને શકિત મુજબ નસીહત કરવી.
(૨) પરસ્પર સંબંધો સુધારવાની કોશિશ કરવી.
(૩) તલાક આપવામાં ઉતાવળ કરવી નહી.
(૪) યોગ્ય કારણ વગર તલાક આપવી નહી.
(૫) ખૂબ જ મજબુરી વગર સ્ત્રીએ તલાકની માંગણી કરવી નહી.

---

(૧) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿وَالّٰتِيْ تَخَافُوْنَ نُشُوْزَهُنَّ فَعِظُوْهُنَّ وَاهْجُرُوْهُنَّ فِي الْمَضَاجِعِ وَاضْرِبُوْهُنَّ﴾

અર્થ: અને જે સ્ત્રીઓની નાફરમાનીની તમને ધાસ્તી (અંદેશો) હોય તો (પ્રથમ) તેણીઓને (નરમીથી) સમજાવો અને (ન માને તો) તેમને પથારીમાંથી જુદી કરી દો અને તે છતાં ન માને તો (સહેજ) મારો. (સૂ.નિસાઅ : ૩૪)

(૨) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿وَاِنْ خِفْتُمْ شِقَاقَ بَيْنِهِمَا فَابْعَثُوْا حَكَمًا مِّنْ اَهْلِهٖ وَحَكَمًا مِّنْ اَهْلِهَا اِنْ يُّرِيْدَا اِصْلَاحًا يُّوَفِّقِ اللّٰهُ بَيْنَهُمَا﴾

અર્થ: અને જો તમને (ઉપરવાળાઓને) તે બંને (પતિ–પત્ની)વચ્ચે અણ બનાવનો ભય હોય તો એક (લાયક) લવાદ પતિના કુટુંબ તરફથી અને એક પત્નીના કુટુંબ તરફથી નકકી કરો, જો આ બંને લવાદ(અંત : કરણપૂર્વક) સુલેહ કરાવવા ચાહશે તો અલ્લાહ તે બંને વચ્ચે સુલેહ કરી આપશે. (સૂ.નિસાઅ : ૩૫)

(૩) આપ(ﷺ)નું ફરમાન છે : أبغض الحلال إلى الله عزوجل الطلاق

અર્થ: અલ્લાહ તઆલાની નજીક હલાલ વસ્તુઓમાં સૌથી વધારે અપ્રિય વસ્તુ તલાક છે. (અબૂદાઉદ: ૧/૨૯૬, હદીસ :૨૧૨૮)

(૪) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿فَاِنْ اَطَعْنَكُمْ فَلَا تَبْغُوْا عَلَيْهِنَّ سَبِيْلًا﴾

અર્થ: પછી જો તમારું કહયું કરવા લાગે તો તેણીઓ પર (સતામણી માટે) બહાના ન શોધો. (સૂ.નિસાઅ:૩૪)

(૫) આપ(ﷺ)એ ફરમાવ્યું :

أيما امرأة سألت زوجها الطلاق من غير مابأس، فحرام عليها رائحة الجنة

અર્થ: જે સ્ત્રી પોતાના પતિથી કારણ વિના તલાકની માંગણી કરે તો તેણી ઉપર જન્નતની ખુશ્બૂ હરામ છે. (અબૂદાઉદ: ૧/૩૦૩, હદીસ :૨૨૨૬)

*નોંધ: મસ્અલો : ગુસ્સામાં અથવા મજાકમાં તલાક થઈ જાય છે.

(૬)ઓરતે પોતાની શોકની તલાકની માંગણી કરવી નહી.

(૭) હૈઝ (માસિક)ની હાલતમાં તલાક આપવી નહી.

(૮) તલાકે બદિઈ (એક વખતમાં અથવા એક સાથે ત્રણ તલાક આપવા)થી બચવું.

---

* આપ(ﷺ)એ ફરમાવ્યું :

ثلث جِدُّهن جد وهزلهن جد : النكاح، والطلاق، والرجعة

અર્થ: ત્રણ વસ્તુઓ એવી છે જેની હકીકત પણ હકીકત છે અને મજાક પણ હકીકત છે. નિકાહ, તલાક, રજઅત. (તિરમિઝી: ૧/૨૨૫, હદીસ : ૧૧૮૪)

(૬) આપ(ﷺ)નું ફરમાન છે : لاتسأل المرأة طلاق أختها

અર્થ: સ્ત્રી પોતાની શોક (સપત્ની)ની તલાકની માંગણી ન કરે. (બુખારી: ૨/૭૭૪, હદીસ :૫૧૫૨)

(૭) أنه طلق امرأته وهي حائض على عهد رسول الله ﷺ، فسأل عمر بن الخطاب رسول الله ﷺ عن ذلك، فقال رسول الله ﷺ: مُره فليراجعها، ثم ليمسكها حتى تطهر، ثم تحيض ثم تطهر، ثم: إن شاء أمسك بعد وإن شاء طلق قبل أن يمس

અર્થ: હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) એ આપ (ﷺ)ના જમાનામાં પોતાની પત્નીને હૈઝની હાલતમાં તલાક આપી દીધી તો હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.) એ આપ (ﷺ)થી તે વિશે પૂછયું તો આપ (ﷺ) એ ફરમાવ્યું : તેમને હુકમ આપો કે તેઓ રુજુઅ થઈ જાય પછી તેને પોતાની પાસે રોકી રાખે અહીંયા સુધી કે તે પાક થઈ જાય પછી હૈઝ આવે પછી પાક થઈ જાય પછી ત્યાર બાદ ચાહે તો પોતાની પાસે રોકી રાખે અને જો ચાહે તો તેનાથી સંભોગ પહેલા તલાક આપી દે. (બુખારી : ૨ / ૭૯૦, હદીસ :૫૨૫૧)

(૮) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿يَآَيُّهَا النَّبِيُّ إِذَا طَلَّقْتُمُ النِّسَاءَ فَطَلِّقُوهُنَّ لِعِدَّتِهِنَّ وَأَحْصُوا الْعِدَّةَ﴾

અર્થ: હે નબી (ﷺ) ! (આપ લોકોને ફરમાવી દો કે) જયારે તમે સ્ત્રીઓને તલાક આપવા ચાહો તો તેણીઓની ઈદ્દત વખતે (હૈઝ પહેલાં) તેણીઓને તલાક આપો અને ઈદ્દત (ના દિવસો) ની ગણતરી રાખો. (સૂ.તલાક : ૧)

(૯)તલાક અને રજઅત (તલાક આપ્યા પછી પત્ની સાથે ફરીથી નિકાહ કરવા) પર ગવાહ બનાવવા.

❊ **મસ્અલો:** તલાક થયેલી સ્ત્રીએ પોતાનો ગર્ભ ધપાવવો યોગ્ય નથી.

(૧૦) સ્ત્રીને તલાક પછી શાદીથી ન રોકવી.



---

☪ અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿اَلطَّلَاقُ مَرَّتٰنِ فَاِمْسَاكٌ بِمَعْرُوْفٍ اَوْ تَسْرِيْحٌ بِاِحْسَانٍ﴾

**અર્થ:** તે તલાક (રજઈ) બે વાર છે, પછી કાયદેસરથી રાખી લેવું અથવા ભલાઈ સાથે છોડી દેવું છે. (સૂ. બકરહ : : ૨૨૯)

(૯) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿فَاَمْسِكُوْهُنَّ بِمَعْرُوْفٍ اَوْ فَارِقُوْهُنَّ بِمَعْرُوْفٍ وَّاَشْهِدُوْا ذَوَيْ عَدْلٍ مِّنْكُمْ﴾

**અર્થ:** તો કાં તો તેણીઓને નિયમ મુજબ રાખી લો અથવા નિયમ મુજબ છોડી દો અને (જે કંઈ કરો તેમાં) તમારામાંના બે દીનદાર સાક્ષી રાખો. (સૂ.તલાક : ૨)

❊ અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿وَلَا يَحِلُّ لَهُنَّ اَنْ يَّكْتُمْنَ مَا خَلَقَ اللّٰهُ فِيْٓ اَرْحَامِهِنَّ اِنْ كُنَّ يُؤْمِنَّ بِاللّٰهِ وَ الْيَوْمِ الْاٰخِرِ﴾

**અર્થ:** અને જો તેણીઓ અલ્લાહને તથા આખિરતના દિવસને માનતી હોય તો તેણીઓ માટે જાઈઝ નથી કે અલ્લાહે તેણીઓના ગર્ભાશયમાં જે કંઈ (બાળક કે હૈઝ) ઉત્પન્ન કર્યું હોય તેને છુપાવે. (સૂ.બકરહ : ૨૨૮)

(૯) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿فَلَا تَعْضُلُوْهُنَّ اَنْ يَّنْكِحْنَ اَزْوَاجَهُنَّ اِذَا تَرَاضَوْا بَيْنَهُمْ بِالْمَعْرُوْفِ﴾

**અર્થ:** તો હવે તેણીઓને પોતાના (આગલા) ધણી સાથે નિકાહ કરવાથી અટકાવો નહી, જયારે કે તેઓ પરસ્પર કાયદા મુજબ રાજી થઈ જાય. (સૂ. બકરહ : ૨૩૨)

# દેવું - કરજના આદાબ

## કરજ આપનારના આદાબ

(૧) સારી નિય્યતે કરજ આપવું.
(૨) કરજની સારી રીતે માંગણી કરવી.
(૩) કરજ ન ચૂકવી શકનારને સમય આપવો .
(૪)(જો શકય હોય તો) ગરીબ–નાદારના કરજને માફ કરવું.
(૫)કરજ લેનારને કરજની અદાયગી વખતે આ દુઆ આપવી.

أَوْفَيْتَنِيْ أَوفَى اللهُ لَكَ

---

(૧) આપ(ﷺ)નું ફરમાન છે : من أقرض ورقا مرتين كان كعدل صدقة مرة
**અર્થ:** જેને બે વખત ચાંદી કરજ(ઉછીનું) આપી તે એવો છે કે એક વખત સદકો કર્યો. (બયહકી: ૫/૫૭૮,હદીસ:૧૦૯૫૨)

(૨) આપ(ﷺ) એ ફરમાવ્યું : رحم الله رجلا سمحا إذا باع، وإذا اشترى، وإذا اقتضى
**અર્થ:** અલ્લાહ તે માણસ પર રહમ કરે જે લેવડ–દેવડમાં અને ઉઘરાણીમાં દરગુજર થી કામ લે. (બુખારી: ૧/૨૭૮,હદીસ:૨૦૭૬)

(૩) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿وَاِنْ كَانَ ذُوْ عُسْرَةٍ فَنَظِرَةٌ اِلٰى مَيْسَرَةٍ﴾
**અર્થ:** અને જો (કરજ લેનાર) નાદાર હોય તો (તેને) હાથ છૂટો થતાં સુધીની મોહલત આપવી જોઈએ. (સૂ.બકરહ:૨૮૦)

(૪) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿وَاَنْ تَصَدَّقُوْا خَيْرٌ لَّكُمْ اِنْ كُنْتُمْ تَعْلَمُوْنَ﴾
**અર્થ:** અને જો તમે સમજતા હો તો માફ કરી દેવું તમારા માટે બેહતર છે. (સૂ.બકરહ : ૨૮૦)

(૫) હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે :
كان لرجل على النبي ﷺ سن من الإبل، فجاءه يتقاضاه، فقال: أعطوه، فطلبوا سنه، فلم يجدوا له إلا سنا فوقها، فقال: أعطوه، فقال: أوفيتني أوفى الله بك، قال النبي ﷺ: إن خياركم أحسنكم قضاء
**અર્થ:** નબીએ કરીમ (ﷺ)ના શિરે કોઈ વ્યકિતનું એક ખાસ ઉમરનું ઊંટ હતુ તે આવ્યો અને તેણે માંગણી કરી કે તે ઊંટ મને પરત આપી દો. આપ

# કરજ લેનારના આદાબ

(૧) જરૂરત વગર અને જરૂરતથી વધારે કરજ ન લેવું. (કરજના શરઈ અહકામ : પાન નં.: ૪૬, ફુરૂઈલ ઈમાન ઈસ્લાહી નિસાબના બ્યાબાળી: ૪૧૮)

(૨) કરજ અદા કરવાની નિય્યતે કરજ લેવું.

(૩)વાયદા પ્રમાણે કરજ અદા કરી દેવું અને કારણ વગર વિલંબ કરવો નહી.

(૪) કરજની અદાયગી વખતે આ દુઆ આપવી.

بَارَكَ اللّٰهُ لَكَ فِي أَهْلِكَ وَمَالِكَ

---

C આપ(ﷺ) એ ફરમાવ્યું કે આપી દો, માટે શોધખોળ કરવામા આવી પરંતુ તે ઉમરનું ઊંટ મળ્યું નહી તેનાથી મોટી ઉમરનું ઊંટ મળ્યું તો આપ(ﷺ) એ ફરમાવ્યું : આપી દો, તો તેને દુઆ આપી કે આપે મારો હક મને પરત આપી દીધો. અલ્લાહ તઆલા આપને પણ પૂરો બદલો આપે, તો નબી (ﷺ) એ ફરમાવ્યું : તમારામાંથી શ્રેષ્ઠ તે છે જે સારી રીતે (કરજ – દેવાની) અદાયગી કરે. (બુખારી : હદીસ :૨૩૦૫)

(૨) આપ(ﷺ)નું ફરમાન છે : من أخذ أموال الناس يريد أداء ها أدى الله عنه

અર્થ: તે માણસ લોકોનો માલ તેને પરત કરવાની નિય્યતે લે તો અલ્લાહ તઆલા તેના માટે અદા કરવામાં આસાની કરી દે છે. (બુખારી : ૧/૩૨૧, હદીસ : ૨૩૮૭)

(૩) આપ(ﷺ)નું ફરમાન છે : مطل الغني ظلم

અર્થ: માલદારનું ટાળવું(વાયદા પર વાયદા કરવા) ઝુલ્મ છે. (બુખારી : ૧/૩૦૫, હદીસ : ૨૨૮૭)

(૪) عن إسماعيل بن إبراهيم عن أبيه عن جده قال: استقرض مني النبي ﷺ أربعين ألفا، فجاءه مال فدفعه إلي، وقال: بارك الله لك في أهلك ومالك

અર્થ: હઝરત ઈસ્માઈલ બિન ઈબ્રાહીમ પોતાના પિતાથી અને તેઓ પોતાના દાદાથી નકલ કરે છે કે મારાથી અલ્લાહના નબી (ﷺ)એ ચાળીસ હજારનું કરજ લીધું, પછી જયારે આપ(ﷺ) પાસે માલ આવ્યો તો આપે તે કરજ મને અદા કરતા આ દુઆ આપી بارك الله لك (અંત સુધી) અલ્લાહ તને, તારા કુટુંબીજનોને અને તારા માલમાં બરકત નસીબ ફરમાવે. (નસાઈ :૨/ ૨૦૨,હદીસ :૪૬૮૭)

*નોંધ: કરજ અદા કરતી વખતે કરજ લેનાર, શર્ત વગર પોતાની તરફથી કઈ વધારે આપવા માંગે તો આપી શકે છે.

**અગત્યનીસ્પષ્ટતા** : જો આ વધારાની પહેલાથી જ ઈશારાથી અથવા સ્પષ્ટપણે શરત લગાવી હોય તો એ વ્યાજ હોવાની હાલતમા હરામ છે.

## કરજના અન્ય આદાબ

(૧) વ્યાજ પર કરજની લેવડ – દેવડ ન કરવી.
(૨) કરજના મામલાને લખી લેવું.
(૩) ગવાહ બનાવી લેવા.
(૪) કરજની અદાયગી માટે આ દુઆ પઢવી.

---

* જુઓ હાશિયા નંબર (૫)

(૧) હઝરત જાબિર (રદિ.) ફરમાવે છે :

لعن رسول الله ﷺ أكل الربا، وموكله، وكاتبه، وشاهديه؛ وقال: هم سواء

**અર્થ:** આપ(ﷺ) એ વ્યાજ ખાનાર પર, ખવડાવનાર પર અને તેના ગવાહો પર લાનત કરી છે અને ફરમાવ્યું છે કે એ બધા (ગુનાહમાં) બરાબર છે. (મુસ્લિમ: ૨/૨૭, હદીસ : ૧૫૯૮)

(૨) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿يَاأَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا اِذَا تَدَايَنْتُمْ بِدَيْنٍ اِلٰى اَجَلٍ مُّسَمًّى فَاكْتُبُوْهُ﴾

**અર્થ:** હે ઈમાનવાળાઓ ! જયારે તમે પરસ્પર અમુક મુદ્દત સુધીનો ઉધારનો મામલો કરો તો તેને લખી લો. (સૂ.બકરહ :૨૮૨)

(૩) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿وَاسْتَشْهِدُوْا شَهِيْدَيْنِ مِنْ رِّجَالِكُمْ﴾

**અર્થ:** અને તમારામાંના (મુસલમાન) પુરૂષોમાંથી બે પુરાવા (ગવાહ પણ) રાખો. (સૂ. બકરહ : ૨૮૨)

(૩) عن علي: أن مكاتبا جاء ه فقال: إني قد عجزت عن كتابتي فأعني، قال: ألا أعلمك كلمات علمنيهن رسول الله ﷺ ، لو كان عليك مثل جبل صير دينا أداه الله عنك، قال: قل : اللّٰهُمَّ اكفني بحلالك عن حرامك وأغنني بفضلك عمن سواك

**અર્થ:** હઝરત અલી (રદિ.) પાસે એક મુકાતબ(ગુલામ) આવી કહેવા લાગ્યો

# હદિયા - ભેટના આદાબ

## હદિયો આપનાર માટેના આદાબ

(૧) નિખાલસતાથી–નિઃસ્વાર્થપણે હદિયો આપવો.
(૨)શંકાશીલ અને હરામ જગ્યાએ હદિયો ન આપવો.
(૩) હદિયા માટે યોગ્ય સમય પસંદ કરવો.
(૪) સંબંધીઓ, પડોશીઓ અને એહલે કમાલ લોકોને હદિયામાં આગળ રાખવા.
(૫)હદિયો આપતી વખતે વ્યકિતની પસંદ પ્રમાણે હદિયો આપવો.

(મવસુઅતુલ આદાબિલ ઈસ્લામિય્યહ:૮૫૮)

---

હું આઝાદ કરવાનો બદલો(રકમ) આપવાથી લાચાર છું. જેથી મારી મદદ કરો, તો હઝરત અલી(રદિ.)એ ફરમાવ્યું: શું હું અમુક કલિમા (શબ્દો) ન શિખવાડું જે મને અલ્લાહના રસૂલ (ﷺ)એ શિખવ્યા છે. જો તારા ઉપર "સીર" પહાડ બરાબર પણ કરજ હોય અલ્લાહ તેને ચુકતે કરી દેશે ત્યાર પછી આપે ફરમાવ્યું આ દુઆ પઢતો રહે اَللّٰهُمَّ اكْفِنِي (અંત સુધી) (તિરમિઝી: ૨/ ૧૯૬, હદીસ: ૩૫૬૩)

(૧) આપ(ﷺ)એ ફરમાવ્યું : تهادوا تحابوا وتذهب الشحناء

અર્થ: પરસ્પર હદિયો આપો, મુહબ્બત વધશે અને દુશ્મની ખતમ થશે. (મુઅત્તા માલિક: પાન નં.૩૬૫, હદીસ:૬૯૪)

(૨) હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝ (રહ.) ફરમાવે છે:

كانت الهدية في زمن رسول الله ﷺ هدية واليوم رشوة

અર્થ: હદિયો–ભેટ અલ્લાહના રસૂલ(ﷺ)ના જમાનામાં હદિયો હતો અને આજે લાંચ–રુશ્વત છે. (બુખારી: ૧/૩૫૩)

(૩) હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે : كان الناس يتحرون بهداياهم يومي

અર્થ: સહાબાએ કિરામ (રદિ.) નબી (ﷺ)ને હદિયો આપવા માટેની રાહ જોતા હતા. (બુખારી: ૧/૩૫૧,હદીસ: ૨૫૮૦)

(૪) قال النبي ﷺ حين اعتقت وليدة لها: لو وصلت بعض أخوالك كان أعظم لأجرك

અર્થ: હઝરત મયમુના (રદિ.) એ પોતાની એક દાસી – નોકરાણીને આઝાદ કરી દીધી, તો આપ(ﷺ) એ ફરમાવ્યું જો તમે એ દાસી પોતાના મામાઓમાંથી

(૬) હદિયો આપીને એહસાન—ઉપકાર ન જતાવવું — ન ગણાવવું.

## હદિયો કબૂલ કરનારના આદાબ

(૧) હદિયા—ભેટને પરત કરવો નહી.

*નોંધ: જો કોઈ કારણ હોય તો હદિયો પરત પણ કરી શકાય છે.

(૨)તકિયો, તેલ અને ખૂશ્બુને પરત કરવું નહી.

---

કોઈને આપી સદવર્તન કરતા તો એ તમારા માટે સવાબમાં વધારો કરતો. (બુખારી: ૧/૩૫૩,હદીસ:૨૫૯૪)

(૫) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે: ﴿يَٰٓأَيُّهَا ٱلَّذِينَ ءَامَنُواْ لَا تُبۡطِلُواْ صَدَقَٰتِكُم بِٱلۡمَنِّ وَٱلۡأَذَىٰ﴾

અર્થ: હે ઈમાનવાળાઓ! પોતાની ખયરાતને ઉપકાર જતાવી અથવા તકલીફ પહોંચાડી બરબાદ કરો નહી. (સૂ.બકરહ : ૨૬૪)

(૧) આપ(ﷺ)નુ ફરમાન છે : أجيبوا الداعي ولاتردوا الهدية

અર્થ: (કોઈની) દાવતને કબૂલ કરો અને હદિયાને પરત કરો નહી. (અલ અદબુલ મુફરદ : ૧/૬૭,હદીસ:૧૫૭)

* હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) ફરમાવે છે :

أنه سمع الصعب بن جثامة الليثي – وكان من أصحاب النبي ﷺ– يخبر أنه أهدى لرسول الله ﷺ حمار وحش وهو بالأبواء – أو بودان – وهو محرم ، فرده ، قال صعب : فلما عرف في وجهي رده هديتي قال: ليس بنا رد عليك ولكنا حرم

અર્થ: તેમણે સઅબ બિન જષામા લયષી ; જેમની ગણના સહાબા (રદિ.)માં થાય છે, ફરમાવતા સાંભળ્યું કે તેમણે આપ(ﷺ)ને એક જંગલી ગધેડો હદિયામાં આપ્યો, જયારે એહરામની હાલતમાં અબવા સ્થળે અથવા વદાન સ્થળે હતા, તો આપ (ﷺ)એ તેને પરત કરી દીધું, જયારે આપ(ﷺ)એ મારા ચહેરા પર હદિયો પરત કરવા પર અણગમો જોયો તો ઈર્શાદ ફરમાવ્યો : મને તમારો હદિયો પરત કરવામાં તેના સિવાય કોઈ અવરોધ નથી કે અમે એહરામની હાલતમાં છીએ. (બુખારી: ૧/૩૫૩, હદીસ :૨૫૯૬)

(૨) આપ(ﷺ)નું ફરમાન છે : ثلث لاترد : الوسائد، والدهن، والطيب

અર્થ: ત્રણ વસ્તુઓ પરત કરો નહી ; તકિયો, તેલ અને ખુશ્બૂ. (શમાઈલે તિરમિઝી:પાન નં. ૧૪, હદીસ : ૨૧૮)

(૩) સામાન્ય – નાનકડા હદિયાને પણ તુચ્છ સમજવો નહી.
(૪)હદિયો આપનાર માટે એકાંતમાં દુઆ કરવી.(અલ અદબ ફીદ્દીન :૪૯)
(૫) તેના હદિયાને કારણે ખુશામત(વધુ પડતી પ્રશંસા) ન કરવી.
(અલ અદબ ફીદ્દીન :૪૯)
(૬) તેની સાથે ઉઠવા – બેસવામાં પોતાના દીનની હિફાઝત કરવી.
(અલ અદબ ફીદ્દીન :૪૯)
(૭)બીજી વાર હદિયાની આશા રાખવી નહી.(અલ અદબ ફીદ્દીન :૪૯)
(૮) (શકય હોય તો) હદિયાનો બદલો આપવો.
(૯) હોદ્દેદારોએ તે લોકોનો હદિયો કબૂલ ન કરવો જેમનાથી કોઈ હોદ્દા પહેલા હદિયાની લેવડ – દેવડ ન હતી.
(૧૦) હદિયો આપવામાં સંતાનો વચ્ચે સમાનતાનો મામલો કરવો.



---

(૩) આપ(ﷺ) એ ફરમાવ્યું :
يانساء المسلمات ! لاتحقرن جارة لجارتها ولو فرسن شاة
અર્થ: હે મુસલમાન સ્ત્રીઓ ! કોઈ પડોશી પોતાના પડોશીના હદિયાને તુચ્છ ન સમજે ભલે બકરીની ખળી જ હોય.(બુખારી : ૧/૩૪૯,હદીસ:૨૫૬૬)
(૮) હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે :
كان رسول الله ﷺ يقبل الهدية ويثيب عليها
અર્થ: આપ(ﷺ) હદિયો કબૂલ કરતા હતા અને હદિયાનો બદલો પણ આપતા હતા.(બુખારી:૧/૩૫૨, હદીસ : ૨૫૮૫)
(૯) આપ(ﷺ)નું ફરમાન છે : الهدية إلى الإمام غلول
અર્થ: ઈમામને હદિયો આપવો ખયાનત છે.(તબરાની કબીર:૧૧/૧૯૯, હદીસ : ૧૧૪૮૬)
(૧૦) આપ(ﷺ)નું ફરમાન છે : اعدلوا في أولادكم
અર્થ: પોતાના સંતાનોમાં બરાબરીનો મામલો કરો.(બુખારી : ૧/ ૩૫૨, હદીસ : ૨૫૮૬)

# વસિય્યતના આદાબ

(૧) સંપૂર્ણ વસિય્યતનામુ તૈયાર કરવું.
(૨)પોતાના ઘરવાળાઓને ઈસ્લામ અને ઈમાન પર કાયમ રહેવાની અને અલ્લાહથી ડરવાની વસિય્યત કરવી.
(૩)અલ્લાહનો હક બાકી હોય તો તેની વસિય્યત કરવી.

(અહસનુલ ફતાવા:૯/૨૯૧)

(૪)વસિય્યતમાં મધ્યમમાર્ગ અપનાવવો.
(૫)દીનને અદા કરવા માટે ખાસ વસિય્યત કરવી.

---

(૧) આપ(ﷺ)નું ફરમાન છે :

ماحق امرئ مسلم له شيء يريد أن يوصي فيه، يبيت ليلتين إلا ووصيته مكتوبة عنده .

અર્થ: કોઈ એવા મુસલમાન કે જેની પાસે કોઈ એવી વસ્તુ હોય જેના વિશે તે વસિય્યત કરવા માંગતો હોય તેના માટે એ હક નથી કે તે બે રાતો એવી હાલતમાં પસાર કરે કે તેની વસિય્યત તેની પાસે લખેલી ન હોય.(બુખારી:૧/૩૮૨,હદીસ: ૨૭૩૮)

(૨) અલ્લાહ તઆલાએ હઝરત યાકુબ (અલ.)નું વર્ણન કરતા ફરમાવ્યું :

﴿أَمْ كُنْتُمْ شُهَدَاءَ إِذْ حَضَرَ يَعْقُوبَ الْمَوْتُ إِذْ قَالَ لِبَنِيهِ مَا تَعْبُدُونَ مِنْ بَعْدِي﴾

અર્થ: (હે બની ઈસ્રાઈલ !)શું તે વખતે તમે પોતે હાજર હતા જયારે યાકૂબ (અલૈ.)ની મોત નજીક આવી અને જયારે તેમણે પોતાના પુત્રોથી પૂછયું કે મારા (મૃત્યુ) પછી તમે કોની બંદગી કરશો ? (સૂ.બકરહ : ૧૩૩)

(૪) અલ્લાહ તઆલાએ કુર્આને કરીમમાં દરેક વારસદારનો ભાગ, વસિય્યત અને કરજનું બયાન કરીને ઈર્શાદ ફરમાવ્યો:

﴿وَمَنْ يَعْصِ اللهَ وَرَسُولَهُ وَيَتَعَدَّ حُدُودَهُ يُدْخِلْهُ نَارًا خَالِدًا فِيهَا، وَلَهُ عَذَابٌ مُهِينٌ﴾

અર્થ: અને જે કોઈ અલ્લાહ તઆલા અને તેના રસૂલ (ﷺ)ની નાફરમાની કરશે અને સીમા(હદો) ઓળંગી જશે તો તેને એવી દોઝખની આગમાં નાખશે, જેમાં તે હંમેશાં રહેશે અને તેને માટે અપમાનજનક અઝાબ છે.(સૂ.નિસાઅ:૧૪)

(૫) كان النبي ﷺ لا يصلي على من مات وعليه دين ؛ إلا إذا تكفل أحد عنها

અર્થ: આપ(ﷺ) તે વ્યકિતની જનાઝાની નમાઝ ન પઢતા હતા જેની ઉપર

(૬) શકિત પ્રમાણે અલ્લાહ તઆલા ખાતર માલ વકફ કરવો.
(૭) ત્રીજા ભાગથી ઓછા માલની વસિય્યત કરવી.
(નોંધ : ૧/૩ (પા) ભાગની વસિય્યત કરવી જાઈઝ છે.)
*નોંધ: વારસદારો માટે વસિય્યત કરવી જાઈઝ નથી.
(૮)વસિય્યત પર ગવાહ બનાવવા.
(૯) વસિય્યત કરનારની જાઈઝ વસિય્યતોમાં ફેરફાર કરવો નહી.

---

C કરજ હોય પરંતુ એ કે કોઈ તેની જવાબદારી લઈ લે.(બુખારી:૧/ ૩૦૫, હદીસઃ ૨૨૮૯)

(૬) આપ(ﷺ)નું ફરમાન છે :

إذا مات الإنسان انقطع عنه عمله إلا من ثلاثة:.... إلا من صدقة جارية

અર્થ: જયારે વ્યકિત મૃત્યુ પામે છે તો તેના કર્મો ખતમ થઈ જાય છે પરંતુ ત્રણ વસ્તુઓનો સવાબ બાકી રહે છે.(તેમાંથી એક છે કે) સદકએ જારિયહ.(મુસ્લિમ : ૨/ ૪૧, હદીસ:૧૬૩૧)

(૭) આપ(ﷺ)એ હઝરત સઅદ બિન અબી વક્કાસ(રદિ.)થી ફરમાવ્યું :

الثلث، والثلث كثير

અર્થ: ૧/૩ (માલના ત્રીજા ભાગ)ની વસિય્યત કરો અને ત્રીજો ભાગ પણ ઘણો વધારે છે. (બુખારી:૧/૧૭૩,હદીસ:૧૨૯૫)

* આપ(ﷺ)એ ફરમાવ્યું : إن الله قد أعطى كل ذي حق حقه، فلا وصية لوارث

અર્થ: અલ્લાહ તઆલાએ દરેક હકદારને તેનો હક આપી દીધો છે, માટે વારસદાર માટે વસિય્યત જાઈઝ નથી.(અબૂદાઉદ:૨/૫૦૨,હદીસ:૩૫૬૫)

(૮) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿يَأَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا شَهَادَةُ بَيْنِكُمْ إِذَا حَضَرَ أَحَدَكُمُ الْمَوْتُ حِيْنَ الْوَصِيَّةِ اثْنٰنِ ذَوَا عَدْلٍ مِّنْكُمْ﴾

અર્થ: હે મુસલમાનો ! જયારે તમારામાંથી કોઈનુ મૌત આવવા લાગે ત્યારે (એટલે) વસિય્યતની વખતે તમારામાંથી બે ન્યાયી (દીનદાર માણસો) તમારી વચ્ચે સાક્ષી હોવા જોઈએ.(સૂ. માઈદહ : ૧૦૬)

(૯) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

C ﴿فَمَنْ بَدَّلَهُ بَعْدَ مَا سَمِعَهُ فَإِنَّمَا إِثْمُهُ عَلَى الَّذِيْنَ يُبَدِّلُوْنَهُ إِنَّ اللّٰهَ سَمِيْعٌ عَلِيْمٌ﴾



અર્થ: તો જે કોઈ વસિય્યતને સાંભળવા પછી તેને બદલી નાખે (જેથી કોઈનો હક માર્યો જાય) તો તેનો ગુનોહ તેઓને જ થશે. જેઓ તેને બદલી નાંખશે. બેશક અલ્લાહ મહાન સાંભળનાર અને જાણનાર છે. (સૂ.બકરહ : ૧૮૧)

# અમીર (પ્રમુખ) ના આદાબ

## સામાન્ય આદાબસરદારીના

(૧)સરદારી માટે માંગણી કરવી નહી અને ન તો દિલમાં ખ્યાલ લાવવો.
(૨) પુરુષોને અમીર બનાવવા.
(૩) ઈમાનદાર અને અનુભવી વ્યકિતને સરદાર બનાવવો.
(૪) નેક વઝીર – મંત્રી અને સલાહકાર નિમવો.

---

(૧) આપ (ﷺ)નું ફરમાન છે :

ياعبدالرحمن بن سمرة! لاتسأل الإمارة، فإنك إن أوتيتها عن مسألة وُكلت إليها، وإن أوتيتها عن غير مسألة أُعنت عليها

અર્થ: હે અબ્દુર્રહમાન બિન સમુરહ ! સામે ચાલીને સરદારી માંગવી નહી, કેમકે જો એ તારી માંગણી પર આપવામાં આવી તો તને તેના હવાલે કરી દેવામાં આવશે, અને જો તારી માંગણી વગર આપવામાં આવી તો તેમાં તારી મદદ કરવામાં આવશે. (બુખારી: ૨/૧૦૫૮, હદીસ :૭૧૪૬)

(૨) આપ(ﷺ)નું ફરમાન છે : لن يفلح قوم ولّوا أمرهم امرأة

અર્થ: તે પ્રજા કયારેય સફળ થઈ શકતી નથી જેણે પોતાનો અમીર – હાકિમ કોઈ સ્ત્રીને બનાવ્યો હોય. (બુખારી : ૨ / ૬૩૭, હદીસ:૪૪૨૫)

(૩) ﴿فَلَمَّا كَلَّمَهُ قَالَ إِنَّكَ الْيَوْمَ لَدَيْنَا مَكِينٌ أَمِينٌ قَالَ اجْعَلْنِي عَلَىٰ خَزَائِنِ الْأَرْضِ إِنِّي حَفِيظٌ عَلِيمٌ﴾

અર્થ: જેથી જયારે (યુસૂફ (અલૈ.) જયારે બાદશાહ પાસે ગયા અને)જ્યારે બાદશાહે તેમની સાથે વાતચીત કરી ત્યારે તેમણે કહ્યું કે ખરેખર, આજથી આપ અમારી પાસે માનવંત અને વિશ્વાસપાત્ર છો. યૂસુફ (અલૈ.)એ કહ્યું કે મને દેશના ખઝાનાઓ પર મુકર્રર કરો. હું રક્ષણ કરનાર, માહિતગાર છું. (સૂ.યુસુફ:૫૪,૫૫)

(૪) આપ(ﷺ)નું ફરમાન છે :

مابعث الله من نبي ولا استخلف من خليفة إلا كانت له بطانتان: بطانة تأمره بالمعروف وتحضه عليه، وبطانة تأمره بالشر وتحضه عليه، فالمعصوم من عصمه الله

અર્થ: અલ્લાહ તઆલાએ કોઈ નબીને નથી મોકલ્યા અને ન કોઈ ખલીફાને પરંતુ તેમના બે વઝીર હોય છે, એક વઝીર સારી વાતોનો હુકમ કરે છે અને અમીરને તેની ઉપર તૈયાર કરે છે અને બીજો વઝીર ખરાબ કાર્યોનો હુકમ કરે ➲

(૫) અમીરોએ નમાઝને જમાઅત સાથે પઢવાનો ખાસ એહતિમામ કરવો.

## હાકિમના ઝિમ્મે પ્રજાના આદાબ

(૧)અલ્લાહ તઆલાના આદેશ મુજબ ફેસલો કરવો.
(૨)ન્યાયપૂર્વક ફેસલો કરવો.
(૩)પોતાની પ્રજાની ભલાઈ ઈચ્છવી અને તેમની સાથે દગો કરવો નહીં.

---

છે અને અમીરને તેની ઉપર તૈયાર કરે છે. માટે તેનાથી તે બચી શકે છે જેની અલ્લાહ તઆલા હિફાઝત ફરમાવે.(બુખારી: ૨/૧૦૬૮,હદીસ:૬૬૧૧)

(૫) હઝરત નાફિઅ (રહ.) ફરમાવે છે:

أن عمر بن الخطاب كتب إلى عماله: إن أهم أمركم عندي الصلاة، من حفظها وحافظ عليها حفظ دينه، ومن ضيعها فهو لما سواها أضيع

અર્થ: હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.)એ પોતાના ખિલાફતકાળમાં સર્વ હાકિમોને આ પત્ર લખ્યો કે તમારા કામોમાં સૌથી મહત્વની વસ્તુ મારા નજીક નમાઝ છે જે વ્યકિત તેની રક્ષા કરે અને તેની પાબંદી કરે તો જાણે તેણે સંપૂર્ણ દીનની રક્ષા કરી અને જેણે તે બરબાદ કરી તો તે સિવાયની વસ્તુઓને વધારે બરબાદ કરશે.(મુઅત્તા માલિક : પાન નં. / ૩, હદીસ : ૯)

(૧) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿وَاَنِ احْكُمْ بَيْنَهُمْ بِمَا اَنْزَلَ اللّٰهُ وَلَا تَتَّبِعْ اَهْوَاءَهُمْ﴾

અર્થ: અલ્લાહે જે (કુર્આન) ઉતાર્યું છે તે મુજબ જ તેઓની વચ્ચે આપ ફેસલો કરો.(સૂ.માઈદહ :૪૯)

(૨) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿وَاِذَا حَكَمْتُمْ بَيْنَ النَّاسِ اَنْ تَحْكُمُوْا بِالْعَدْلِ﴾

અર્થ: અને જ્યારે તમે લોકોમાં (કોઈ બાબતનો) ફેસલો કરવા લાગો તો ન્યાયસર ફેસલો કરો.(સૂ.નિસાઅ:૫૮)

(૩) આપ(ﷺ)નું ફરમાન છે :

ما من وال يلي رعية من المسلمين فيموت وهو غاش لهم، إلا حرم الله عليه الجنة

અર્થ: જે વ્યકિતને કોઈ કોમ પર અમીર (વડો) બનાવવામાં આવે અને તે એ હાલતમાં મૃત્યુ પામે કે તેને પોતાની પ્રજા સાથે દગો કર્યો હોય તો અલ્લાહ તેની ઉપર જન્નતને હરામ ફરમાવી દે છે.(બુખારી:૨/૧૦૫૮, હદીસ:૭૧૫૧)

(૪)પોતાની પ્રજાની જરૂરતોનો ખ્યાલ રાખવો.
(૫)પ્રજા સાથે ઉદારતા–સખાવતનો મામલો કરવો.(અલ અદબ ફીદીન : ૫૨)
(૬) પ્રજા સાથે નરમીનો મામલો કરવો.
(૭) મોટાઈ ન બતાવવી. (અલ અદબ ફીદીન : ૫૨)
(૮) ઈલ્મવાળાઓ સાથે ભલાઈનો મામલો કરવો.(અલ અદબ ફીદીન:૫૨)
(૯)શંકા – કુશંકા ન કરવી.
(૧૦) આ હોદ્દા પહેલા જેમનાથી હદિયાની લેવડ – દેવડનો સંબંધ ન હોય તેનો હદિયો કબૂલ કરવો નહી.



---

(૪) આપ(ﷺ)નું ફરમાન છે :
ما من إمام أو وال يغلق بابه دون ذوي الحاجة والخلة والمسكنة؛ إلا أغلق الله أبواب السماء دون خلته وحاجته ومسكنته
અર્થ: જે ઈમામ અથવા વાલી મોહતાજ, જરૂરતમંદ અને મજબુર લોકો માટે પોતાનો દરવાજો બંધ રાખશે અલ્લાહ તઆલા તેની મોહતાજી,જરૂરત અને મજબૂરી વખતે આસમાનનો દરવાજો બંધ રાખશે. (તિરમિઝી:૧/૨૪૮,હદીસ : ૧૩૩૨)
(૬) આપ(ﷺ) એ દુઆ ફરમાવી :
اللَّهُمَّ مَن وَلِي مِن أمر أمتي شيئًا، فشق عليهم فاشقق عليه؛ ومن ولي من أمر أمتي شيئًا، فرفق بهم فارفق به
અર્થ: હે અલ્લાહ ! જે વ્યકિતને મારી ઉમ્મત પર વડો(હાકિમ) બનાવવામાં આવે અને તે તેમની ઉપર સખ્તી કરે તો તુ પણ તેની ઉપર સખ્તી કર અને જે વ્યકિતને મારી ઉમ્મત પર હાકિમ બનાવવામાં આવે અને તે તેમની ઉપર નરમી કરે (તો) તું પણ તેની ઉપર નરમી કર.(મુસ્લિમ:૨/૧૨૨, હદીસ: ૧૮૨૮)
(૯) આપ(ﷺ)નું ફરમાન છે: إن الأمير إذا ابتغى الريبة في الناس أفسدهم
અર્થ: હાકિમ (વડો) જયારે પ્રજાને શંકાની નજરે જુએ તો તેમને બગાડીને રહેશે.(અબૂ દાઉદ: ૨/ ૬૭૦, હદીસ :૪૮૮૯)
(૧૦) આપ(ﷺ)એ ફરમાવ્યું : الهدية إلى الإمام غلول
અર્થ: ઈમામને ભેટ – હદિયો આપવો ખયાનત છે.(તબરાની: ૧૧/૧૯૯, હદીસ ૧૧૪૮૬)

# પ્રજાના ઝિમ્મે હાકિમના આદાબ

(૧) હાકિમની વાત માનવી.

(૨) હાકિમનો અદબ (આદર) જાળવવો.

(૩) હાકિમનો ભય રાખવો, ભલે તે નરમ મિજાઝનો કેમ ન હોય.

(અલ અદબ ફીદીન : ૫૩)

(૪) તેના માટે દુઆ કરતા રહેવું. (અલ અદબ ફીદીન : ૫૩)

(૫) તેની ગેરહાજરીમાં ટીકા ટીપ્પણી કરવી નહીં. (અલ અદબ ફીદીન:૫૩)

(૬) હાકિમના દરવાજાને ઘેરી રાખવો નહીં. (અલ અદબ ફીદીન : ૫૩)

(૭) ઓછામાં ઓછી મદદની માંગણી કરવી. પરંતુ જરૂરી વસ્તુની વધુ માંગણી કરી શકે છે. (અલ અદબ ફીદીન : ૫૩)





---

(૧) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿يَاأَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا أَطِيْعُوا اللهَ وَأَطِيْعُوا الرَّسُوْلَ وَأُولِي الْأَمْرِ مِنْكُمْ﴾

અર્થ: હે ઈમાનવાળાઓ! અલ્લાહની ફરમાંબરદારી કરો તેમજ રસૂલ (ﷺ)ની તાબેદારી કરો અને તમારામાંના (મુસ્લિમ) હાકિમોનો પણ હુકમ માનો. (સૂ. નિસાઅ :૫૯)

(૧) આપ (ﷺ)નું ફરમાન છે :

إذا أتاكم كريم قوم فأكرموه

અર્થ: જયારે તમારી પાસે કોમનો કોઈ પ્રતિષ્ઠિત વ્યકિત આવે તો તમે તેનો આદર કરો. (ઈબ્ને માજહ :પાન નં. ૨૬૩, હદીસ : ૩૭૧૨)

# ધર્મયુદ્ધો – જિહાદના આદાબ

(૧) અલ્લાહ તઆલાનો કલિમો બુલંદ કરવાની નિય્યતથી જિહાદ કરવો.
(૨) જિહાદ માટે નિકળતા પહેલા બધા ગુનાહોની તૌબા કરી લેવી.

(મવસૂઅતુલ આદાબિલ ઈસ્લામિય્યહ : ૨૮૧)

(૩) જિહાદથી પહેલા નેક આ'માલ તરફ ધ્યાન ધરવું.
(૪) જિહાદ માટે નિકળતા પહેલા માતા–પિતાની પરવાનગી લઈ લેવી.
(૫) જિહાદમાં નિકળતા કરજ અદા કરી લેવું. (અલ અદબ ફીદીન : ૩૪)
(૬) જિહાદ માટે શકિત પ્રમાણે સામાન તૈયાર કરવો.

---

(૧) આપ(ﷺ)નું ફરમાન છે :

مَن قاتل لتكون كلمة الله هي العليا فهو في سبيل الله

**અર્થ:** જે વ્યકિત અલ્લાહના કલિમાની બુલંદી માટે કતલ કરે(વાસ્તવમાં) તે અલ્લાહના રસ્તામાં છે. (બુખારી: ૧/૨૩, હદીસ : ૧૨૩)

(૩) હઝરત બરાઅ (રદિ.) ફરમાવે છે :

أتى النبي ﷺ رجل مقنع بالحديد ، فقال : يارسول الله ! أقاتل أو أسلم ؟ فقال له : أسلم ثم قاتل

**અર્થ:** એક વ્યકિત હથિયાર લગાવીને અલ્લાહના નબી (ﷺ)ની ખિદમતમાં આવ્યો અને કહેવા લાગ્યો હે અલ્લાહના રસૂલ ! હું કતલ કરું અથવા ઈસ્લામ લઈ આવું. આપ(ﷺ) એ ફરમાવ્યું : ઈસ્લામ લઈ આવો પછી કતલ કરો. (બુખારી: ૧/૩૯૪, હદીસ : ૨૮૦૮)

(૩) قال النبي ﷺ لمن أتاه للجهاد بغير إذن والديه:ارجع إلى أبويك فاستأذنهما، فإن أذنا لك فجاهد؛ وإلا فبرهما

**અર્થ:** આપ(ﷺ)એ તે વ્યકિત જે માતા – પિતાની પરવાનગી વગર જિહાદ માટે આવ્યો હતો ફરમાવ્યું : પોતાના માતા – પિતા પાસે પરત ફરો અને તેમનાથી પરવાનગી માંગો જો તેઓ પરવાનગી આપે તો જિહાદ કરો, નહી તો તેમની સાથે સદ્‌વર્તન કરો. (અબુદાઉદ: પાન નં.૩૪૨, હદીસ :૨૫૩)

(૬) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

C ﴿وَأَعِدُّوْا لَهُمْ مَّا اسْتَطَعْتُمْ مِّنْ قُوَّةٍ وَّمِنْ رِّبَاطِ الْخَيْلِ تُرْهِبُوْنَ بِهٖ عَدُوَّ اللهِ وَعَدُوَّكُمْ﴾

**(૭) શક્તિશાળી અને મક્કમ મુજાહિદોની પસંદગી કરવી.**

**(૮) મુજાહિદો માટે સામાન તૈયાર કરવો અને તેમના ઘરવાળાઓની ખબર લેવી.**

**(૯) સૈન્યના વડાને નસીહત કરવી અને ફરમાંબરદારીની અને ગુનાહોથી બચવાની તાલીમ આપવી અને જિહાદને લગતા હુકમોનું સૂચન કરવું.**

---

૬ અર્થ: અને (હે મુસલમાનો !) એ કાફિરોના મુકાબલા માટે તમારાથી બને તેટલું બળ અને પાળેલા ઘોડાઓથી તૈયારી રાખો કે તે વડે અલ્લાહના દુશ્મનો તેમ તમારા દુશ્મનો તથા તેઓના સિવાય બીજા તેવા (કાફિર) લોકો પર ધાક બેસાડો. (સૂ.અન્ફાલ: ૬૦)

(૭) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿مُحَمَّدٌ رَّسُوْلُ اللهِ وَالَّذِيْنَ مَعَهٗ اَشِدَّآءُ عَلَى الْكُفَّارِ﴾

અર્થ: મુહમ્મદ(ﷺ) અલ્લાહના રસૂલ છે અને જે લોકો એમના સાથી છે તેઓ કાફિરો પર ભારે છે. (સૂ.ફત્હ : ૨૯)

(૮) આપ(ﷺ)એ ફરમાવ્યું :

من جهز غازيا في سبيل الله فقد غزاء ومن خلف غازيا في سبيل الله في أهله بخير فقد غزا

અર્થ: જે વ્યક્તિ અલ્લાહના રસ્તામાં જનારનો સામાન તૈયાર કરે તેને પણ જાણે જિહાદ કર્યો અને જે વ્યક્તિ અલ્લાહના રસ્તામાં જનારના પરિવારજનોની ખબર રાખે તેને પણ જાણે જિહાદ કર્યો. (બુખારી: ૧/૩૯૮, હદીસ: ૨૮૪૩)

(૯) હઝરત બુરૈદહ (રદિ.) ફરમાવે છે:

كان رسول الله ﷺ إذا أمّر أميرا على جيش أوسرية .... ثم قال: اغزوا ! بسم الله، وفي سبيل الله، وقاتلوا مَن كفر بالله، اغزوا، لاتغلوا إلخ

અર્થ: અલ્લાહના નબી (ﷺ)એ જયારે પોતાના સહાબાને લડાઈ માટે રવાના કર્યા તો તેમનાથી ફરમાવ્યું : અલ્લાહનું નામ લઈને જિહાદ કરો અને અલ્લાહના રસ્તામાં જિહાદ કરો અને જે અલ્લાહનો ઈન્કાર કરે તેની સાથે લડાઈ કરો, જિહાદ કરો અને ખયાનત ન કરો. (મુસ્લિમ: ૨/ ૮૨, હદીસ : ૧૭૩૧)

(૧૦) સેનાપતિ અને અન્ય મુજાહિદ યોદ્ધાઓને રવાના કરવા અને આ દુઆ આપવી.

أَسْتَوْدِعُ اللهَ دِيْنَكُم وَأَمَانَتِكُم وَخَوَاتِيْمَ أَعْمَالِكُمْ

(૧૧) મુજાહિદોએ સફરના આદાબની પાબંદી કરવી.

(જુઓ સફરના આદાબ)

(૧૨)(ગુનાહ સિવાયના કાર્યોમાં) અમીર(વડા)ના હુકમોનું પાલન કરવું.

(૧૩) સત્ય દિલથી શહાદતની તમન્ના કરવી.

(૧૪)શકય હોય તો હદીસમાં દર્શાવેલ સંખ્યા પ્રમાણે સૈન્ય તૈયાર કરવું.

---

(૧૦) હઝરત અબ્દુલ્લાહ બિન ખત્મી (રદિ.) ફરમાવે છે :

كان النبي ﷺ إذا أراد أن يستودع الجيش قال: أستودع الله دينكم وأمانتكم وخواتيم أعمالكم

**અર્થ:** અલ્લાહના રસૂલ (ﷺ) જયારે કોઈ લશ્કરને રવાના કરતા તો આ દુઆ પઢતા أَسْتَوْدِعُ اللهَ (અંત સુધી) (અબૂદાઉદ : ૧/૩૫૦, હદીસ : ૨૬૦૧)

(૧૨) આપ(ﷺ)નું ફરમાન છે :

السمع والطاعة على المرء المسلم فيما أحب وكره مالم يؤمر بمعصية، فإذا أمر بمعصية فلا سمع ولا طاعة

**અર્થ:** મુસલમાન વ્યકિતના ઝિમ્મે સાંભળવું અને માનવું છે તે વસ્તુઓમાં જે પસંદ હોય અને નાપસંદ હોય જયાં સુધી કે ગુનાહનો હુકમ ન કરવામાં આવે અને જયારે ગુનાહનો હુકમ કરવામાં આવે તો ન સાંભળવું અને ન માનવું. (બુખારી:૨/૧૦૫૭,હદીસ :૭૧૪૪)

(૧૩) આપ(ﷺ)નું ફરમાન છે :

والذي نفسي بيده! لوددتُ أني أُقتل في سبيل الله، ثم أُحيي ثم أُقتل، ثم أُحيي ثم أُقتل، ثم أُحيي ثم أُقتل

**અર્થ:** કસમ તે ઝાતની જેના કબ્જામાં મારા પ્રાણ છે હું એમ ઈચ્છુ છું કે હું અલ્લાહના રસ્તામાં માર્યો જાઉં, પછી જીવતો કરવામાં આવું, પછી માર્યો જાઉં, ફરીવાર જીવતો કરવામાં આવું ,પછી માર્યો જાઉં.(બુખારી: ૧/૩૯૨, હદીસ: ૨૭૯૭)

(૧૪) આપ (ﷺ)નું ફરમાન છે :

خير الصحابة أربعة، وخير السرايا أربع مائة،وخير الجيوش أربعة الآف،

(૧૫) સૈન્યના વધારા પર ઘમંડ ન કરવો.
(૧૬) સૈન્યના વડાએ પોતાના સાથીઓથી મશ્વેરો કરવો.
(૧૭)અગત્યના કાર્યો અને જવાબદારીઓને લોકો વચ્ચે વહેંચી દેવી.
(૧૮) દુશ્મનોના લશ્કરમાં કોઈને જાસૂસ બનાવીને મોકલવો.

---

ولن يغلب اثناعشر الفا من قلة

અર્થ: શ્રેષ્ઠ સાથી ચાર છે અને ઉત્તમ સરિય્યહ(એ લડાઈ જેમાં નબી (ﷺ) જાતે શરીક થયા ન હોય.) તે છે જેમાં ચારસો વ્યકિતઓ હોય અને ઉત્તમ લશ્કર તે છે જેમાં ચાર હજાર વ્યકિતઓ હોય અને બાર હજારનું લશ્કર બિલ્કુલ પોતાના ઓછા હોવાને કારણે હારી શકતું નથી. (અબૂદાઉદ:૧/૩૫૧,હદીસ : ૨૬૧૧)

(૧૫) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿وَيَوْمَ حُنَيْنٍ إِذْ أَعْجَبَتْكُمْ كَثْرَتُكُمْ فَلَمْ تُغْنِ عَنكُمْ شَيْئًا وَضَاقَتْ عَلَيْكُمُ الْأَرْضُ بِمَا رَحُبَتْ ثُمَّ وَلَّيْتُم مُّدْبِرِينَ﴾

અર્થ: અને હુનૈનના દિવસે પણ (મદદ કરી) જયારે કે તમે પોતાની વધુ સંખ્યા પર ફૂલાઈ ગયા હતા તો તે (સંખ્યા) તમને કંઈ કામ ન લાગી અને (ગભરાટથી) પૃથ્વી પોતાના વિશાળ હોવા છતા તમારા ઉપર તંગ થઈ ગઈ. પછી તમે પીઠ ફેરવી હઠી ગયા. (સૂ. તવબહ : ૨૫)

(૧૬) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿وَشَاوِرْهُمْ فِي الْأَمْرِ﴾

અર્થ: અને તેમનાથી (મહત્વના) કાર્યોમાં મશ્વરો લેતા રહો. (સૂ. આલિ ઈમરાન : ૧૫૯)

(૧૭) એક રિવાયતમાં છે :

أنه ﷺ كان في سفر، فأمر أصحابه بإصلاح شاة، فقال له رجل: عليّ ذبحها، وقال آخر: عليّ سلخها، وقال آخر: عليّ طبخها، فقال ﷺ : عليّ جمع الحطب

અર્થ: આપ (ﷺ) એક સફરમાં હતા, આપ(ﷺ)એ પોતાના સહાબાને બકરી ઝબહ કરવાનો હુકમ આપ્યો, માટે એક વ્યકિતએ કહયુંઃ ઝબહ કરવાની જવાબદારી મારી છે, બીજાએ અરજ કરી કે હું જાનવરનું ચામડું ઉતારીશ, ત્રીજાએ કહયું કે : તેને રાંધવાની જવાબદારી મારી. તો આપ(ﷺ) એ ફરમાવ્યું : લાકડીઓ એકત્ર કરવાની જવાબદારી મારી. (જમ્ઉલ વસાઈલ શર્હે શમાઈલ : ૨/૪૭૬)

(૧૮) હઝરત અનસ બિન માલિક (રદિ.) ફરમાવે છે :

بعث رسول الله ﷺ بسيسة عينا، ينظر ما صنعت عير أبي سفيان

અર્થ: આપ(ﷺ) એ હઝરત બસીસહ (રદિ.)ને જાસૂસ બનાવીને મોકલ્યા હતા

(૧૯) દુશ્મનોથી લડાઈની તમન્ના કરવી નહી.
(૨૦) દુશ્મનો સામે શકિત બતાવવી અને કમજોરી બતાવવી નહી.
(૨૧) દુશ્મનો સામે દબદબાભેર ચાલવું.
(૨૨) જિહાદથી પહેલા દુઆ કરવી.

---

C જેથી જાણે કે અબૂ સુફીયાનના લશ્કરે શી તૈયારી કરી છે ? (મુસ્લિમ: ૨/૧૩૮,હદીસ :૧૯૦૧)

(૧૯) આપ(ﷺ)નું ફરમાન છે : لاتتمنوا لقاء العدو، وإذا لقيتموهم فاصبروا

અર્થ: દુશ્મન સાથે લડાઈની તમન્ના કરો નહી અને જયારે લડાઈ થઈ જાય તો અડગ રહો. (બુખારી: ૧/૪૨૫,હદીસ : ૩૦૨૬)

(૨૦) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿وَلَا تَهِنُوْا وَلَا تَحْزَنُوْا وَاَنْتُمُ الْاَعْلَوْنَ اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ﴾

અર્થ: (મુસલમાનો) અને (આ હારથી) તમે હિમ્મત હારો નહી તેમ દિલગીર થાઓ નહી અને જો તમે (પાકા) ઈમાનવાળા છો તો (આખરે) તમે જ ચઢિયાતા રહેશો. (સૂ. આલિ ઈમરાન : ૧૩૯)

☛ નબી(ﷺ)નું ફરમાન છે: لاتتمنوا لقاء العدووإذا لقيتموهم فاصبروا

અર્થ: દુશ્મન સાથે લડાઈ કરો નહી અને જો લડાઈ થઈ જાય તો યુદ્ધભૂમિ છોડીને ભાગો નહી. (બુખારી : ૧/૪૨૫,હદીસ: ૩૦૨૬)

(૨૧) હઝરત મુહમ્મદ બિન ઈસ્હાક (રહ.) રિવાયત કરે છે :

روى محمد بن إسحاق: ومشى (أي أبودجانة) إلى الحرب متبخترا، وهو يقول .... وجعل يتبختر في مشيه بين الصفين، فقال رسول الله ﷺ : إنها لمشية يبغضها الله إلا في هذا الموطن

અર્થ: (આપ(ﷺ)એ પોતાની તલવારના હક અદા કરવા વિશે પૂછયું અને પછી અબૂ દુજાના (રદિ.)ને અર્પણ કરી તો) હઝરત અબૂ દુજાના (રદિ.) યુદ્ધમાં અકડતા ચાલ્યા અને શઅર પઢી રહયા હતા....(ત્યાર પછી રિવાયત કરનારનું બયાન છે.) તેઓ બે હરોળ વચ્ચે ગર્વભેર ચાલી રહયા હતા તો આપ(ﷺ) એ ફરમાવ્યું : આ ચાલ (સામાન્ય સ્થિતિમાં) અલ્લાહ તઆલાને અપ્રિય છે પરંતુ આવી હાલતમાં કોઈ વાંધો નથી. (અલહાવીયુલ કબીર: ૧૪/૨૫૧)

(૨૨) હઝરત અનસ બિન માલિક (રદિ.) ફરમાવે છે :

C كان رسول الله ﷺ إذا غزا قال: اللّٰهُمَّ أنت عضدي ونصيري، بك أحول ،

(૨૩) દુશ્મનોને ક્રમવાર ત્રણ વસ્તુઓ (ઈસ્લામ, જિઝિયા (ટેકસ), યુદ્ધ) માંથી એક વસ્તુ તરફ બોલાવવા.

(૨૪)યુદ્ધનો પ્રારંભ દિવસની શરૂઆતમાં અથવા ઝવાલ(મધ્યાહ્ન) વખતે કરવો.

(૨૫)અલ્લાહ તઆલા પર સંપૂર્ણ ભરોસો અને વિશ્વાસ રાખવો અને તેનાથી મદદની ઉમ્મીદ રાખવી.

---

وبك أصول ، وبك أقاتل ❞

**અર્થ:** અલ્લાહના નબી (ﷺ) જયારે જિહાદ કરતા તો આ દુઆ પઢતા اَللّٰهُمَّ أنت(અંત સુધી)(અબૂ દાઉદ: ૧/૩૫૩, હદીસ: ૨૬૩૨)

(૨૩) આપ(ﷺ)નું ફરમાન છે :

إذا لقيت عدوك من المشركين فادعهم إلى ثلاث خصال، فأيتهن ماأجابوك فاقبل منهم وكف عنهم: ثم ادعهم إلى الإسلام، فإن أجابوك فاقبل منهم وكف عنهم فإن هم أبوا فسلهم الجزية ، فإن هم أجابوك فاقبل منهم وكف عنهم، فإن هم أبوا فاستعن بالله وقاتلهم

**અર્થ:** જયારે તમે મુશરિક દુશ્મનથી મળો તો તેમને ત્રણ વસ્તુઓની દાવત આપો અને તેમાંથી જે વસ્તુને કબૂલ કરે તે કબૂલ કરી લો અને કતલ કરવાથી રોકાઈ જાઓ. તેમને ઈસ્લામની દાવત આપો અને તે કબૂલ કરે તો તેમનો ઈસ્લામ કબૂલ કરી લો અને કતલ કરવાથી રોકાય જાઓ જો તેનો ઈન્કાર કરે તો ટેકસ (જિઝિયા)ની માંગ કરો જો તે માની જાય તો તેની તરફથી (જિઝિયો) કબૂલ કરી લો અને કતલ કરવાથી રોકાય જાઓ અને જો તેનો પણ ઈન્કાર કરે તો અલ્લાહથી મદદ માંગો અને યુદ્ધ કરો.(મુસ્લિમ: ૨/૮૨,હદીસ: ૧૭૩૧)

(૨૪) હઝરત ઈબ્ને મુકરિન (રદિ.) ફરમાવે છે :

شهدت رسول الله ﷺ إذا لم يقاتل من أول النهار أخّر القتال حتى تزول الشمس وتهب الرياح، وينزل النصر

**અર્થ:** મેં અલ્લાહના નબી (ﷺ)ને જોયા જયારે દિવસની શરૂઆતમાં યુદ્ધ ન કરતા તો યુદ્ધ કરવાને મુલ્તવી રાખતા, અહીયા સુધી કે સૂર્ય મધ્યાહને આવી જાય અને પવન ચાલવા લાગે અને મદદ ઉતરવા લાગે.(અબૂદાઉદ:૨/૩૬૦, હદીસ : ૩૬૫૫)

(૨૫) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે: ❝

(૨૬) મદદને અલ્લાહ તઆલા તરફથી વરદાન સમજવું.
(૨૭) જિહાદ વખતે અલ્લાહ તઆલોનો ખુબ ઝિક્ર કરવો.
(૨૮) જિહાદમાં અડગ રહેવું અને પીઠ ફેરવીને ભાગવું નહી.
(૨૯) યુદ્ધ વખતે મેદાન છોડીને ભાગી જવું નહી.

---

﴿إِن يَنصُرْكُمُ اللَّهُ فَلَا غَالِبَ لَكُمْ وَإِن يَخْذُلْكُمْ فَمَن ذَا الَّذِي يَنصُرُكُم مِّن بَعْدِهِ وَعَلَى اللَّهِ فَلْيَتَوَكَّلِ الْمُؤْمِنُونَ﴾

અર્થ: જો અલ્લાહ તમારો સાથ આપે તો તમારા ઉપર કોઈ વિજય મેળવી શકે નહી અને જો અલ્લાહ તમને પડતા મૂકી દે તો તે પછી એવો કોઈ છે જે તમારી મદદ કરે ? અને મુસલમાનોએ તો અલ્લાહ પર જ યકીન રાખવું જોઈએ. (સૂ.આલિ ઈમરાન : ૧૬૦)

(૨૬) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿لَقَدْ نَصَرَكُمُ اللَّهُ فِي مَوَاطِنَ كَثِيرَةٍ﴾

અર્થ: અલબત્ત અલ્લાહ (લડાઈના) ઘણા મેદાનોમાં તમારી મદદ કરી ચૂકયો છે. (સૂ. તવબહ : ૨૫)

(૨૭) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا إِذَا لَقِيتُمْ فِئَةً فَاثْبُتُوا وَاذْكُرُوا اللَّهَ كَثِيرًا لَّعَلَّكُمْ تُفْلِحُونَ﴾

અર્થ: હે ઈમાનવાળાઓ! જયારે તમે (કાફિરોની) કોઈ ફોજથી લડાઈમાં મુકાબલો કરો તો અડગ રહો અને(દિલ તેમજ જીભથી) અલ્લાહને ખૂબ જ યાદ કરો કે જેથી તમે સફળ થાઓ. (સૂ.અન્ફાલ: ૪૫)

(૨૮) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا إِذَا لَقِيتُمُ الَّذِينَ كَفَرُوا زَحْفًا فَلَا تُوَلُّوهُمُ الْأَدْبَارَ﴾

અર્થ: હે ઈમાનવાળાઓ જયારે (યુદ્ધભૂમિમાં) કાફિરોથી તમારો ભેટો થઈ જાય તો તેમનાથી પીઠ ન ફેરવો. (સૂ.અન્ફાલ : ૧૫)

(૨૮) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿وَمَن يُوَلِّهِمْ يَوْمَئِذٍ دُبُرَهُ إِلَّا مُتَحَرِّفًا لِّقِتَالٍ أَوْ مُتَحَيِّزًا إِلَىٰ فِئَةٍ فَقَدْ بَاءَ بِغَضَبٍ مِّنَ اللَّهِ وَمَأْوَاهُ جَهَنَّمُ وَبِئْسَ الْمَصِيرُ﴾

અર્થ: અને તે દિવસે જે માણસ લડાઈ માટે પેંતરો બદલતો હોય અથવા (બચાવ માટે પોતાની) ફોજમાં મળી જવા ચાહતો હોય, તેના સિવાય જે કોઈ તેઓથી પીઠ ફેરવે તો (સમજો કે) તે અલ્લાહના ગુસ્સાને પાત્ર થયો અને તેનું ઠેકાણું જહન્નમ છે અને તે બહુ જ ખરાબ સ્થાન છે. (સૂ.અન્ફાલ : ૧૬)

(૩૦) યુદ્ધ વેળા કારણ વિના અવાજ ઊંચી કરવી નહી.
(૩૧) પનાહ–રક્ષણ આપનારની પનાહની રિઆયત કરવી જોઈએ ભલે પનાહ આપનાર સ્ત્રી હોય.
(૩૨) વાયદો પૂરો કરવો અને દગો આપવો નહી.
※નોંધ: દુશ્મનને હરાવવા માટે યુકિતઓ કરવી જાઈઝ છે.
(૩૩) સફળતા પછી શુક્રની નમાઝ પઢવી.
(૩૪) કોઈ સંદેશાવાહકને મોકલીને સ્થાનિક મુસલમાનોને વિજયની ખુશખબરી મોકલવી. (આજના યુગમાં મિડીયા તેનું કાર્ય કરી શકે છે.)

---

(૩૦) હઝરત કૈસ બિન ઉબાદ (રદિ.) ફરમાવે છે :
كان أصحاب النبي ﷺ يكرهون الصوت عند القتال
અર્થ: સહાબાએ કિરામ (રદિ.) યુદ્ધના સમયે વાતો કરવાને નાપસંદ કરતા હતા. (અબૂદાઊદ: ૨/ ૩૬૦,હદીસ: ૨૬૫૬)

(૩૧) قال النبي ﷺ لأم هانئ لما أجارت رجلا مشركا:قد أجرنا من أجرتِ
અર્થ: જયારે ઉમ્મે હાની (રદિ.)એ એક મુશરિકને પનાહ આપી તો આપ (ﷺ) એ ફરમાવ્યું: જેને તે પનાહ આપી તેને મેં પણ પનાહ આપી. (બુખારી: ૧/૫૨, હદીસ :૩૫૭)

(૩૨) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿إِنَّ اللَّهَ لَا يُحِبُّ الْخَائِنِينَ﴾
અર્થ: બેશક અલ્લાહ તઆલા દગાખોરને પસંદ કરતો નથી. (સૂ.અન્ફાલ:૫૮)
※ આપ(ﷺ)નું ફરમાન છે :الحرب خدعة
અર્થ: જિહાદ તો યુકિતનું નામ છે. (બુખારી:૧/૪૨૫,હદીસ : ૩૦૩૦)

(૩૩) હઝરત અબૂ બક્ર (રદિ.) ફરમાવે છે :
أن النبي ﷺ كان إذا جاءه أمر سرور أو بشر به خر ساجداً شاكراً لله
અર્થ: અલ્લાહના નબી (ﷺ)ને જયારે કોઈ ખુશી પહોંચતી અથવા કોઈ ખુશ ખબરી સંભળાવવામાં આવતી તો અલ્લાહનો શુક્ર માનવા ખાતર સિજદામાં પડી જતા. (કેટલાય ઈમામોના મંતવ્ય મુજબ સિજદાથી મુરાદ નમાઝ છે.) (અબૂદાઊદ: ૨ / ૩૮૩, હદીસ :૨૭૭૪)

(૩૪) فإن النبي ﷺ لما أرسل جرير بن عبدالله ليحرق ذا الخلصة –صنم معروف– أرسل جرير رجلا يبشر النبي ﷺ بعد أن أحرقها
અર્થ: અલ્લાહના નબી (ﷺ) એ હઝરત જરીર બિન અબ્દુલ્લાહ (રદિ.)ને ➲

(૩૫) કતલ થનારનો મુષલહ ન કરવો.(એટલે નાક, કાન વગેરે ન કાપવું.)
(૩૬) બાળકો,સ્ત્રીઓ અને વૃદ્ધોને કતલ કરવા નહી.
(૩૭) કેદીઓ સાથે સદવર્તન કરવું.
(૩૮) કેદીઓમાં માતા અને સંતાનોને અલગ ન કરવા (એવી રીતે નાના મહરમ) વચ્ચે ફાટ–ફૂટ ન કરવી.
(૩૯) ગનીમતના માલમાં ખયાનત કરવી નહી.

---

"ઝુલ ખલિસહ" (એક પ્રખ્યાત બુત)ને સળગાવવા મોકલ્યા તો તેમણે સળગાવ્યા પછી એક માણસને અલ્લાહના નબી(ﷺ) પાસે ખુશખબરી આપવા મોકલ્યા. (બુખારી: ૨/૬૨૪,હદીસ : ૪૩૫૭)

(૩૫) હઝરત સમુરહ બિન જુન્દુબ (રદિ.) ફરમાવે છે :

كان رسول الله ﷺ يحثنا على الصدقة وينهانا عن المثلة

**અર્થ:** અલ્લાહના નબી(ﷺ) અમને સદકો કરવાની પ્રેરણા આપતા હતા અને મુષલહ(એટલે મૃતકના કાન,નાક કાપવા)ની મનાઈ ફરમાવતા હતા. (અબૂદાઉદ: ૨/૩૬૨, હદીસ: ૨૬૬૭)

(૩૬) હઝરત અબ્દુલ્લાહ (રદિ.) ફરમાવે છે :

أن النبي ﷺ أنكر قتل النساء والصبيان

**અર્થ:** અલ્લાહના નબી (ﷺ)એ સ્ત્રીઓ અને બાળકોને કતલ કરવાની મનાઈ ફરમાવી છે.(બુખારી: ૧/૪૨૩, હદીસ :૩૦૧૪)

(૩૭) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿وَيُطْعِمُوْنَ الطَّعَامَ عَلٰى حُبِّهٖ مِسْكِيْنًا وَّيَتِيْمًا وَّأَسِيْرًا﴾

**અર્થ:** અને અલ્લાહના પ્રેમને લીધે નિરાધાર અને યતીમ તથા કેદીને ખાવુ ખવડાવે છે.(સૂ. દહ્ર : ૮)

(૩૮) أنه فرق بين جارية وولدها فنهاه النبي ﷺ عن ذلك، ورد البيع

**અર્થ:** હઝરત અલી (રદિ.)એ જયારે બાંદી(દાસી) અને તેના પુત્રને અલગ કર્યા તો આપ(ﷺ) એ મનાઈ ફરમાવી અને સોદાને રદ કર્યો.(અબૂદાઉદ:૨/૩૬૮,હદીસ : ૨૬૯૬)

(૩૯) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿وَمَنْ يَّغْلُلْ يَأْتِ بِمَا غَلَّ يَوْمَ الْقِيٰمَةِ﴾

**અર્થ:** અને જે કોઈ ખયાનત કરશે,(છુપાવશે) તે કિયામતના દિવસે પોતાની છુપાવેલી વસ્તુ લઈને હાજર થશે.(સૂ.આલિ ઇમરાન : ૧૬૧)

(૪૦) ગનીમતનો માલ વહેંચાતા પહેલા વાપરવો નહી. (અલબત્ત ખાવા – પીવા અને જરૂરતની વસ્તુઓ જરૂરત પ્રમાણે દારૂલ ઈસ્લામમાં આવતા પહેલા વાપરી શકાય છે.)

(૪૧) વિજેતા થયેલ વિસ્તારોમાં થોડા દિવસ રોકાણ કરવું.

(૪૨) જીતેલા વિસ્તારોમાં ફસાદ ન મચાવવો.

(૪૩) વાપસી પર સ્થાયી મુસલમાનોનું મુજાહિદોના સ્વાગત માટે બહાર નીકળવું.



---

(૪૦) હઝરત અબ્દુર્રહમાન બિન સમુરહ (રદિ.) ફરમાવે છે:

سمعت رسول الله ﷺ ينهى عن النهبى

**અર્થ:** મેં અલ્લાહના નબી (ﷺ) ને માલે ગનીમતની વહેંચણી પહેલા વાપરવાની મનાઈ ફરમાવતા સાંભળ્યા છે. (અબૂદાઉદ: ૨/ ૩૬૯, હદીસ : ૨૭૦૩)

(૪૧) હઝરત અબૂ તલ્હા (રદિ.) ફરમાવે છે :

أن النبي ﷺ كان إذا ظهر على قوم أقام بالعرصة ثلاث ليال

**અર્થ:** અલ્લાહના નબી(ﷺ) જયારે કોઈ પ્રજા પર વિજય મેળવતા તો ત્યાં ત્રણ રાત્રિ રોકાતા. (બુખારી: ૧/૪૩૧, હદીસ :૩૦૬૫)

(૪૨) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿الَّذِيْنَ إِنْ مَّكَّنّٰهُمْ فِي الْأَرْضِ أَقَامُوا الصَّلٰوةَ وَآتَوُا الزَّكٰوةَ وَأَمَرُوْا بِالْمَعْرُوْفِ وَنَهَوْا عَنِ الْمُنْكَرِ﴾

**અર્થ:** આ એવા લોકો છે કે જો અમે તેમને દુનિયામાં સત્તા આપીએ તો તેઓ નમાઝની પાબંદી કરે તથા ઝકાત આપતા રહે અને (અન્યોને) પણ ભલા કામનો હુકમ કરે તેમ બુરા કામથી રોકતા રહે. (સૂ.હજ્જ : ૪૧)

(૪૩) હઝરત સાઈબ બિન યઝીદ (રદિ.) ફરમાવે છે :

ذهبنا نتلقى رسول الله ﷺ مع الصبيان إلى ثنية الوداع

**અર્થ:** અમે બાળકો સાથે અલ્લાહના નબી (ﷺ)નું શનીયતુલ વિદાઅ(એક સ્થળનું નામ) થી સ્વાગત કર્યું. (બુખારી: ૧/૪૩૩, હદીસ :૩૦૮૩)

# કેદીઓના આદાબ

(૧)પોતાનું સમગ્ર ધ્યાન અલ્લાહ તરફ કેન્દ્રિત કરવું.

(અલ અદબ ફીદીનઃ૩૪)

(૨) અલ્લાહ તઆલાની રહમતથી નાઉમ્મીદ થવું નહી.

(અલ અદબ ફીદીનઃ૩૪)

(૩) અલ્લાહ તઆલા સિવાય કોઈનાથી છુટકારાની ઉમ્મીદ ન રાખવી.

(અલ અદબ ફીદીનઃ૩૪)

(૪) લોકો સમક્ષ ફરિયાદ કરવી નહી.(અલ અદબ ફીદીનઃ૩૪)

(૫)જો કેદ(જેલ)ની હાલતમાં શહાદતનો મોકો આવે તો બે રકા'ત નમાઝ પઢવી.



---

(૫) હઝરત અબુ હુરયરહ (રદિ.) ફરમાવે છે :

فخرجوا [المشركين] به [أي خبيبا] من الحرم ليقتلوه، فقال: دعوني أصلي ركعتين، ثم انصرف إليهم فقال : لولا أن تروا أن مابي جزع من الموت لزدت، فكان أول من سن ركعتين عند القتل هو

અર્થ: જયારે મક્કાના મુશરિકો હઝરત ખુબૈબ (રદિ.)ને કતલ કરવા હરમથી બહાર લઈ ગયા તો તેમણે ફરમાવ્યું : તમે બે રકાત નમાઝ પઢવાની પરવાનગી આપો. પછી નમાઝ પઢી રહયા પછી તેમની તરફ જોઈને ફરમાવ્યું : જો મને આ ભય ન હોત તો કે તમે એમ સમજો કે હું મોતના ડરથી વિલંબ કરી રહયો છું, તો હું હજી નમાઝ પઢી લેતો, હઝરત અબુ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે શહાદતના મોકા પર બે રકાત નમાઝ પઢવાની સુન્નત સૌ પ્રથમ તેમણે શરૂ કરી.(બુખારી : ૨/૫૮૫,હદીસ : ૪૦૮૬)

# ન્યાયના આદાબ

(૧) ન્યાયાધીશના હોદ્દાની મહત્વતાનો એહસાસ રાખવો.

(૨)ન્યાયાધીશના હોદ્દાની માંગણી કરવી નહી.

(૩) અયોગ્ય – ના લાયકે આ હોદ્દો સ્વીકારવો નહી.

(૪) શરીઅત મુજબ નિર્ણય – ફેસલો કરવો.

(૫) નિર્ણય લેતી વખતે અલ્લાહ તઆલા તરફ ધ્યાન ધરવું.(અલ અદબ ફીદીન:૫૮)

(૬)વિચાર – વિમર્શ કરી ફેસલો કરવો અને ઉતાવળ કરવી નહી.

---

(૧) આપ(ﷺ)નું ફરમાન છે : من ولي القضاء فقد ذبح بغير سكين

અર્થ: જેને ન્યાયનું કાર્ય સોંપવામાં આવ્યું તેને વગર ચાકૂ–છરીએ ઝબહ કરવામાં આવ્યો.(તિરમિઝી: ૧/૨૪૭, હદીસ : ૧૩૨૫)

(૨) આપ(ﷺ)નું ફરમાન છે :

من ابتغى القضاء وسأل وكل إلى نفسه،ومن أكره عليه أنزل الله عليه ملكا يسدده

અર્થ: જે માણસ ન્યાયાધીશના હોદ્દાની માંગણી કરે છે તો અલ્લાહ તઆલા તેને તેના હવાલે કરી દે છે અને જે વ્યકિત ન્યાયાધીશના હોદ્દાને મજબુરીમાં સ્વીકારે છે તો અલ્લાહ તઆલા એક ફરિશ્તાને ઉતારે છે જે તેની સાચી રહનૂમાઈ કરે છે.(સત્ય માર્ગ સૂચવે છે.)(તિરમિઝી : ૧/૨૪૭,હદીસ : ૧૩૨૪)

(૩) આપ(ﷺ)નું ફરમાન છે : إذا وسد الأمر إلى غير أهله فانتظر الساعة

અર્થ: જયારે કોઈ મામલો કોઈ અયોગ્યને સોંપવામાં આવે તો કયામતની પ્રતિક્ષા કરો.(બુખારી : ૧/૧૪, હદીસ : ૫૯)

(૪) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿يٰدَاوٗدُ اِنَّا جَعَلْنٰكَ خَلِيْفَةً فِي الْاَرْضِ فَاحْكُمْ بَيْنَ النَّاسِ بِالْحَقِّ وَلَا تَتَّبِعِ الْهَوٰى فَيُضِلَّكَ عَنْ سَبِيْلِ اللّٰهِ﴾

અર્થ: હે દાઉદ (અલૈ) ! ખરેખર અમે આપને આ દેશના હાકિમ બનાવ્યા છે, માટે આપ લોકોમાં(સદા) ન્યાયસર હુકૂમત ચલાવતા રહો અને મનેચ્છાને વશ ન થાવ, નહી તો તે તમને અલ્લાહના માર્ગથી ભમાવી નાંખશે.(સૂ. સોદ :૨૬)

(૫) હઝરત મુઆઝ બિન જબલ (રદિ.) ફરમાવે છે: اجتهد برأيي ولا آلو

(૭) ગુસ્સાની હાલતમાં ફેસલો કરવો નહી.
(૮) બંને પક્ષોની વાત સાંભળ્યા વિના ફેસલો કરવો નહી.
(૯) કોઈની ખુશામતભરી વાતથી પ્રભાવિત થઈ તેની તરફ ઝુકવું નહી.
(૧૦) બંને પક્ષોમાં સમાનતાનો મામલો કરવો.

---

અર્થ:(જો હું કુર્આને કરીમ અને હદીસ શરીફમાં કોઈ હુકમ ન જોઉ તો) પોતે સઘન પ્રયાસો કરીશ અને તેમાં કોઈ કસર છોડીશ નહી. (અબૂદાઉદ:૨/૫૦૫,હદીસ :૩૫૯૨)

(૭) આપ(ﷺ)નું ફરમાન છે : لا يقضين حكم بين اثنين وهو غضبان

અર્થ: કોઈ ફેસલો ગુસ્સાની હાલતમાં બે વ્યકિત વચ્ચે કરવો નહી. (બુખારી : ૨ / ૧૦૫૯,હદીસ : ૭૧૫૮)

(૮) આપ(ﷺ)નું ફરમાન છે :

فإذا جلس بين يديك الخصمان فلاتقضين حتى تسمع من الآخر كما سمعت من الأول

અર્થ: જયારે બન્ને પક્ષો તારી સામે બેસે તો તુ એક માટે ફેસલો ન કર અહીયા સુધી કે બીજાની વાત પણ સાંભળી લે, જેમકે પહેલાની વાત સાંભળી છે.(અબૂદાઉદ : ૨/૫૦૪,હદીસ :૩૫૮૨)

(૯) આપ(ﷺ)નું ફરમાન છે :

إنما أنا بشر، وإنكم تختصمون إلي، ولعل بعضكم أن يكون ألحن بحجته من بعض، فأقضي له على نحو ما أسمع، فمَن قضيت له بحق أخيه فلا يأخذه، فإنما أقطع له قطعة من النار

અર્થ: બેશક હું માનવી છું અને તમે પોતાના ઝઘડા મારી પાસે લાવો છો અને શકય છે કે તમારામાંથી કેટલાક લોકો પોતાની દલીલ રજુ કરવામાં ખુશામત ભરી વાત કહે તો હું પોતાના સાંભળવા પ્રમાણે ફેસલો કરું, માટે જેના માટે હું તેના ભાઈ માટે ફેસલો કરું તો તે એ ફેસલા પર અમલ ન કરે બલ્કે હું તેને જહન્નમનો એક ટુકડો આપી રહયો છું.(બુખારી:૨/૧૦૩૦,હદીસ:૬૯૬૭)

(૧૦) હઝરત અબ્દુલ્લાહ બિન ઝુબેર (રદિ.) ફરમાવે છે :

અર્થ: قضى رسول الله ﷺ أن الخصمين يقعدان بين يدي الحكم

અલ્લાહના રસૂલ (ﷺ)એ ફેસલો કર્યો કે બન્ને પક્ષો હાકિમની સામે બેસશે.

(અબૂદાઉદ : ૨/૫૦૫,હદીસ :૩૫૮૮)

(૧૧) ફેસલા – નિર્ણય વગેરે માટે લાંચ–રુશ્વત લેવી નહી.
(૧૨) ન્યાયાધીશના હોદ્દાથી પહેલા જે લોકોના હદિયાની લેવડ – દેવડ ન હોય તેમનો હદિયો કબૂલ ન કરવો.
(૧૩)આક્ષેપના કામોથી પોતાને બચાવવો.
(૧૪) એક જ મામલામાં બે અલગ અલગ ફેસલા ન કરવા.
(૧૫) કાઝી–ન્યાયાધીશે પોતાના સંબંધીઓ અને ખાસ લોકો સાથે વિશેષ વર્તાવ કરવો નહી.

---

(૧૧) હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે:

لعن رسول الله ﷺ الراشي والمرتشي في الحكم

**અર્થ:** આપ (ﷺ)એ ફેસલો કરવામાં લાંચ – રુશ્વત લેનાર પર અને આપનાર પર લા'નત ફરમાવી છે.(તિરમિઝી : ૧/૨૪૮,હદીસ : ૧૩૩૬)

(૧૨) આપ(ﷺ)નું ફરમાન છે :

مابال العامل! نبعثه فيأتي فيقول: هذا لك وهذا لي، فهلا جلس في بيت أبيه وأمه! فينظر أيهدىٰ له أم لا؟

**અર્થ:** આમીલ(ઝકાત વસૂલ કરનાર)નો શું હાલ હશે કે અમે તેને ઝકાતની વસૂલી માટે મોકલીએ છીએ તો તે આવીને કહે છે કે આ આપનો છે અને આ મારો છે, તો તે કેમ પોતાના માતા–પિતાના ઘરે બેસી રહેતા નથી,પછી જોઈએ કે તેને હદિયો મળે છે કે નહી. (બુખારી : ૨/૧૦૬૪, હદીસ : ૭૧૭૪)

(૧૩) હઝરત ઉમર (રદિ.) ફરમાવે છે : من سلك مسلك الظن اتهم

**અર્થ:** જે બદગુમાનીનો માર્ગ અપનાવશે તેના ઉપર આક્ષેપ થશે.(કશ્ફુલ ખિફા : ૧/૪૪)

(૧૪) આપ(ﷺ)નું ફરમાન છે : لا يقضين أحد في قضاء بقضائين

**અર્થ:** કોઈ વ્યકિત એક જ મામલામાં બે ફેસલા ન કરે.(નસાઈ:૨/૨૬૪,હદીસ : ૫૪૨૭)

(૧૫) આપ(ﷺ)નું ફરમાન છે :

يأيها الناس! إنما أهلك من كان قبلكم: أنهم كانوا إذا سرق فيهم الشريف تركوه، وإذا سرق فيهم الضعيف أقاموا عليه الحد، وأيم الله! لوأن فاطمة بنت محمد سرقت لقطع محمد يدها

**અર્થ:** હે લોકો! તમારાથી આગલા લોકો એટલા માટે બરબાદ થયા કે તેમનો કોઈ પ્રતિષ્ઠિત વ્યકિત ચોરી કરતો તો તેને છોડી દેવામાં આવતો ⮌

(૧૬)અનાથોના મામલામાં સાવચેતી રાખવી. (અલ અદબ ફીદીન:૫૮)

(૧૭) લોકો માટે ઉદાહરણરૂપ બનવું.

(૧૮) કાઝી–ન્યાયાધીશે પોતાના વઝીર – પ્રધાનને સરકશીથી (માથુ ઉચકવાથી) રોકવો. (અલ અદબ ફીદીન:૫૮)

(૧૯) ખામોશી અને વકાર અપનાવવો. (અલ અદબ ફીદીન:૫૮)





અને જયારે નિર્બળ ચોરી કરતો તો તેને સજા કરવામાં આવતી, અલ્લાહની કસમ જો મુહમ્મદ (ﷺ)ની પુત્રી ફાતિમા પણ ચોરી કરતી તો મુહમ્મદ (ﷺ)તેના હાથ કાપતા. (બુખારી : ૨/૧૦૦૩,હદીસ : ૬૭૮૮)

# ગવાહ - સાક્ષીના આદાબ

(૧) ગવાહનું લાંચ – રુશ્વત લેવું નહી.
(૨) સાચી વાત પર ગવાહી આપવી. (અલ અદબ ફીદીન:૫૯)
(૩) જરૂરત વખતે ઈમાનદારી સાથે ગવાહી આપવી.
(૪)સાચી ગવાહી પર અડગ રહેવું. (અલ અદબ ફીદીન:૫૯)
(૫) ગવાહીને સારી રીતે યાદ રાખવી. (અલ અદબ ફીદીન:૫૯)
(૬) હાકિમ સામે દલીલબાજી ઓછી કરવી. (અલ અદબ ફીદીન:૫૯)



---

(૧) આપ(ﷺ)નું ફરમાન છે :

الراشي والمرتشي في النار

અર્થ: લાંચ–રુશ્વત લેનાર અને આપનાર દોઝખમાં જશે.
(અલમજમઉલ અવસત લિત્તબરાની:૨/૨૯૫,હદીસ :૨૦૨૬)

(૩) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿وَلَا تَكْتُمُوا الشَّهَادَةَ﴾
અર્થ: અને ગવાહીને છુપાવો નહી. (સૂ.બકરહ : ૨૮૩)

# મદ્રસાના આદાબ

(૧) તાલીમ અને કેળવણી માટે સર્વથી ઉત્તમ મદ્રસાની પસંદગી કરવી.
(૨) કારણ વિના મદ્રસો બદલવો નહી.
(૩)મદ્રસાના રોકાણને અલ્લાહની મહાન નેઅમત સમજી તેની કદર કરવી.
(૪)મદ્રસાના દરેક નિમયની પાબંદી કરવી.
(૫)મદ્રસાના રોકાણ દરમિયાન(ખાસ કરી)ઈલ્મ પ્રાપ્તિમાં લાગેલા રહેવું.
(૬) પોતાના સાથીઓથી ઓછામાં ઓછો મેળાપ રાખવો.
(૭) કારણ વગર મદ્રસાના મેઈન ગેટ ઉપર બેસી રહેવું નહી.
(૮) સબક દરમિયાન(કારણ વિના) વર્ગખંડ સામેથી પસાર થવું નહી.
(૯) ચર્ચા તથા પરસ્પરની વાતચીત ઊંચે અવાજે કરવી નહી.
(૧૦)મદ્રસામાં પઢતા બીજા સાથીઓના હક્કોનું ધ્યાન રાખવું.
(૧૧) જો ઉપલા માળ ઉપર રહેવાનો મોકો મળે તો નીચેના માળવાળાને તકલીફ પહોંચાડવાથી બચવું.
(૧૨) બીજાના રૂમમાં તાકી તાકીને જોવું નહી.
(૧૩) નિવાસસ્થાનના જાહેર રસ્તા પર ખુલ્લા શરીરે અથવા ખુલ્લા માથે ન રહેવું.
(૧૪)દરવાજા અને બારીઓ વગેરેને ધીમેથી બંધ કરવા.
(૧૫)મદ્રસાની દિવાલ ઉપર કોઈ પણ વસ્તુ લખવું નહી.

*(સંદર્ભ :તઝકિરતુસ્સામિઅ વલ મુતકલ્લિમ,સંપાદક:અલ્લામા બદરૂદીન હમવી (રહ.)*



# ઈલ્મ પ્રાપ્ત કરનારના આદાબ

## પોતાની જાત સંબંધિત આદાબ

(૧) અલ્લાહ તઆલા ખાતર ઈલ્મ પ્રાપ્ત કરવું.
(૨) તજજ્ઞ – નિષ્ણાંત ઉલમાથી ઈલ્મ પ્રાપ્ત કરવું.
(૩) ઈલ્મ ઉપર અમલ કરવો.
(૪)ખાનગીમાં અને જાહેરમાં શરીઅત વિરૂદ્ધ કાર્યોથી બચવું.
(૫)યુવાનીની ઉમરમાં (વિશેષ) ઈલ્મ પ્રાપ્ત કરવાના પ્રયત્નો કરવા.

---

(૧) આપ(ﷺ)નું ફરમાન છે :

من تعلم علما مما يبتغى به وجه الله، لا يتعلمه إلا ليصيب به عرضا من الدنيا، لم يجد عرف الجنة يوم القيامة، يعني: ريحها

અર્થ: જે વ્યકિત એવું ઈલ્મ જેનાથી અલ્લાહની પ્રસન્નતાનો હેતુ હોવો જોઈએ.(દીનનું ઈલ્મ, શરીઅત) એટલા માટે કે (ઈલ્મ) મેળવે કે દુનિયાનો માલ પ્રાપ્ત થાય તો તે કયામતના દિવસે જહન્નમની ખુશ્બૂ સુંઘી શકશે નહી.(અબૂદાઉદ: ૨ / ૫૧૫, હદીસ : ૨૬૬૪)

(૨) મુહમ્મદ બિન સિરીન (રહ.) ફરમાવે છે:

إن هذا العلم دين، فانظروا عمن تأخذون دينكم

અર્થ: બેશક આ ધર્મ સંબંધિત (ઈલ્મેદીન) છે માટે જોઈ લો કે તુ કોની પાસેથી ઈલ્મ પ્રાપ્ત કરી રહયો છે.(પ્રસ્તાવના સહીહ મુસ્લિમ: ૧/૧૧)

(૩) આપ(ﷺ) એ ફરમાવ્યું :

لاتزول قدما عبد يوم القيامة حتى يسأل عن خمس، (وعدّ منها:) وعن علمه ماذا عمل فيه

અર્થ: કિયામતના દિવસે બંદાના કદમ ત્યાં સુધી હટી શકે નહી જયાં સુધી તેનાથી પાંચ વસ્તુઓ વિશે પૂછી લેવામાં નહી આવે.(તે પૈકી એક એ છે) અને જે જાણતો હતો તેની ઉપર શું અમલ કર્યો.(તિરમિઝી: ૨/૬૭, હદીસ:૨૪૧૭)

(૬) ઈલ્મ માટે બિલકુલ ફારિગ થઈ જવું અને અન્ય કાર્યોમાં લાગી જવું નહી.

(૭) પઢવા – પઢાવવા માટે ટાઈમ ટેબલ બનાવવું.

નોંધ:હિફઝ માટે મળસ્કા (સુબ્હે સાદિક) નો, ચર્ચા–વિચારણા માટે સવારનો, લખવા માટે બપોરનો અને વાંચન માટે રાતનો સમય સૌથી ઉત્તમ છે.

(૮) મિત્રોથી બચવું અને જરૂરત હોય તો સારો મિત્ર પસંદ કરવો.

(૯) વધુ પડતુ ગપસપ કરવાથી બચવું.

(૧૦) નકામી વાતો અને કાર્યોથી ખુબ જ બચવું.

(૧૧) ઓછામાં ઓછુ સુવું.

---

(૬) હઝરત માલિક બિન અનસ (રહ.) ફરમાવે છે :

لا يبلغ أحد من هذا العلم مايريد حتى يضربه الفقر، ويؤثره على كل شيء

અર્થ: કોઈ પણ માણસ તે વિદ્યાને પ્રાપ્ત કરી શકતો નથી જેટલું તે ચાહે છે અહીયા સુધી કે તેને ભૂખ – ગરીબીની તકલીફ પહોંચે અને તે ઈલ્મને દરેક વસ્તુઓ પર અગ્રતા આપે. (અલ ફકીહ વલ મુત્તફકહ: ૨/ ૯૩)

(૮) આપ(ﷺ)નું ફરમાન છે :

مثل الجليس الصالح والسوء كحامل المسك ونافخ الكير، فحامل المسك: إما أن يحذيك، وإما أن تبتاع منه، وإما أن تجد منه ريحا طيبة، ونافخ الكير: إما أن يحرق ثيابك، وإما أن تجد منه ريحا خبيثة

અર્થ: સારા અને ખરાબ મિત્રનું ઉદાહરણ મુશ્કવાળા અને ભઠ્ઠીવાળા વ્યકિત જેવું છે કે મુશ્કવાળો તને મુશ્ક લગાવી દેશે અથવા તુ તેનાથી ખરીદી લેશે, અથવા તેની સારી ખુશ્બૂ તો તને પહોંચીને જ રહેશે અને ખરાબ મિત્રનું ઉદાહરણ આગની ભઠ્ઠીવાળા જેવું છે કે તે તારા કપડા સળગાવી દેશે, નહી તો તેની દુર્ગંધ તો કયાંય ગઈ જ નથી. (બુખારી: ૨/ ૮૩૦, હદીસ :૫૫૩૩)

(૯) યઝીદ બિન અબી હબીબ (રહ.) ફરમાવે છે

إن المتكلم لينتظر الفتنة، وإن المنصت لينتظر الرحمة

અર્થ: વાત કરનારને જોઈએ કે ફિત્નાની રાહ જુએ અને ચુપ રહેનારને જોઈએ કે અલ્લાહની રહમતની રાહ જુએ. (ફઝાઈલુલ ઈલ્મ:૧/૫૪૯, હદીસ: ૯૧૨)

(૧૨)શરીરને હાનિકર્તા વસ્તુઓ(દા.ત.ખાટી વસ્તુઓ, તમાકુ, સિગારેટ, ગુટખા વગેરે...)થી ખૂબ જ દૂર રાખવું.

(૧૩) ચર્ચા – વિચારણા અને સમજુતીનો ખાસ પ્રબંધ કરવો.

(૧૪)હંમેશાં પોતાની પાસે પેન અને નોટબુક (ડાયરી) રાખવી.

(૧૫)ઈલ્મને લખીને સુરક્ષિત કરવું.

(૧૬) સંપાદન અને લેખન સારી રીતે કરવું.

(૧૭) ઈલ્મ શિખ્યા પછી તેને છુપાવવું નહી.

(૧૮) ઈલ્મને ફેલાવવું.

(૧૯) દુન્યવી વસ્તુઓ જે હાથ લાગે તેના ઉપર સંતોષ માનવો.

---

(૧૫) આપ(ﷺ)નું ફરમાન છે : قيدوا العلم بالكتاب

**અર્થ:** ઈલ્મને લખીને કેદ કરી લો. (સુનને દારમી :૧/૪૩૭, હદીસ :૫૧૪)

(૧૭) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿إِنَّ الَّذِينَ يَكْتُمُونَ مَا أَنزَلْنَا مِنَ الْبَيِّنَٰتِ وَالْهُدَىٰ مِن بَعْدِ مَا بَيَّنَّٰهُ لِلنَّاسِ فِي الْكِتَٰبِ أُولَٰئِكَ يَلْعَنُهُمُ اللَّهُ وَيَلْعَنُهُمُ اللَّٰعِنُونَ﴾

**અર્થ:** બેશક, જે સ્પષ્ટ દલીલો તથા હિદાયતની વાતોને અમે ઉતારી અને (પ્રથમ) કિતાબ (તવરાત અને ઈન્જીલ)માં સામાન્ય લોકો માટે વર્ણન કરી ચૂક્યા, પછી પણ જે લોકો તેને છુપાવે છે, (તો) એવા લોકો પર અલ્લાહ લઅ્નત કરે છે અને (બીજા) લઅ્નત કરનારા પણ લઅ્નત કરે છે. (સૂ.બકરહ : ૧૫૯)

(૧૮) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿يَٰأَيُّهَا الرَّسُولُ بَلِّغْ مَا أُنزِلَ إِلَيْكَ مِن رَّبِّكَ﴾

**અર્થ:** હે રસૂલ (ﷺ) ! જે કંઈ આપના ઉપર આપના પરવરદિગાર તરફથી ઉતારવામાં આવ્યું છે તેને (લોકો સુધી) પહોંચાડી દો. (સૂ.માઈદહ: ૬૭)

☛ નબી (ﷺ)નું ફરમાન છે :

نضر الله امرأ سمع منا شيئا فبلغه كما سمعه، فرب مبلغ أوعى من سامع

**અર્થ:** અલ્લાહ તઆલા એ વ્યકિતને ખુશ રાખે જેને અમારાથી કોઈ વાત સાંભળી અને તેને પહોંચાડી, જેવી તેને સાંભળી; કારણ કે કેટલાક જેને ઈલ્મ પહોંચાડવામાં આવી રહયું છે તેઓ સાંભળનાર (એટલે ઈલ્મ પહોંચાડનાર)થી વધારે સુરક્ષિત રાખનાર હોય છે. (તિરમિઝી:૨/૯૪, હદીસ :૨૬૫૭)

# ઉસ્તાદ (શિક્ષક) વિશેના આદાબ

(૧) ઉસ્તાદ (ગુરૂ)નો આદર કરવો.

(૨) વિનમ્રતા સહિત વર્તવું. (અલ અદબ ફીદીનઃ ૩૭)

(૩) ઉસ્તાદનું આજ્ઞાપાલન કરવું.

(૪) ઉસ્તાદની સેવામાં હાજર થતા પહેલા સદકો કરવો અને આ દુઆ પઢવી.

اَللّٰهُمَّ اسْتُرْ عَيبَ شَيخِي عَنِّي وَلَا تُذْهِبْ بَرَكَةَ عِلْمِهِ عَنِّي

(૫) સલામમાં પહેલ કરવી. (અલ અદબ ફીદીનઃ ૩૭)

(૬) સબક–પાઠમાં ઉસ્તાદથી પહેલા પહોંચવાની પાબંદી કરવી.

(૭) ઉસ્તાદ પાસે હાજરીના મોકા પર પ્રવેશના આદાબની રિઆયત ઉપરાંત કપડાં અને શરીરની સાફ – સફાઈનો પણ પ્રબંધ કરવો.

(૮) પઢતા પહેલા ઉસ્તાદથી પરવાનગી માંગવી. (અલ અદબ ફીદીનઃ ૩૭)

(૯) પોતાનું સંપૂર્ણ ધ્યાન ઉસ્તાદ તરફ કરવું. (અલ અદબ ફીદીનઃ ૩૭)

(૧૦) ઈલ્મ પ્રાપ્તિ માટે અતિશય લાલચુ બની જવું.

(૧૧) ઉસ્તાદની દરેક વાત એવી ધ્યાનથી સાંભળવી જાણે પહેલા કદી સાંભળી જ નથી.

(૧૨) સબક દરમિયાન ઊંઘવા વગેરેથી બચવું.

(૧૩) ઉસ્તાદની મજલિસમાં પોતાના સાથીથી સવાલ કરવો નહી.

(અલ અદબ ફીદીનઃ ૩૭)

---

(૧) હઝરત તાઉસ (રહ.)નું કથન છે : مِن السنة أن يوقر العالم

અર્થઃ આલિમ–ગુરૂનો આદર કરવો સુન્નત છે. (જામિઅ બયાનુલ ઈલ્મ:૧/૫૧૯,હદીસ :૮૪)

(૪) كان بعض السلف إذا ذهب إلى شيخه تصدق بشيء، وقال: اَللّٰهُمَّ استر عيب شيخي عني ولاتذهب بركة علمه عني (તઝકિરતુસ્સામિઅ વલ મુતકલ્લિમ:૮૯)

(૧૦) إنما ينتفع المتعلم بكلام العالم إذا كان في المتعلم ثلاث خصال: التواضع والحرص على التعلم، والتعظيم للعالم (તઝકિરતુસ્સામિઅ વલ મુતકલ્લિમ:૯૦)

(૧૪) ઉસ્તાદ સાથે વાત કરતી વખતે સારા અંદાજથી વાત કરવી.

(૧૫) ઉસ્તાદ સમક્ષ એવું ન કહેવું : ફલાણાંએ આપની વિરૂદ્ધ આ રીતે કહયું હતું. (અલ અદબ ફીદીન: ૩૭)

(૧૬) ઉસ્તાદ સાથે વાતચીત કરતી વેળા હસતા રહેવું નહી. (અલ અદબ ફીદીન: ૩૭)

(૧૭) રસ્તામાં તેમને કોઈ મસ્અલો પૂછવો નહી. (અલ અદબ ફીદીન: ૩૭)

(૧૮) તેમની નારાજગી વેળાએ સવાલ કરવો નહી. (અલ અદબ ફીદીન: ૩૭)

(૧૯) તેમની મરજી વિરૂદ્ધ તેમને મશ્વેરો આપવો નહી. (અલ અદબ ફીદીન: ૩૭)

(૨૦) ઉસ્તાદ સામે વાદ – વિવાદમાં પડવું નહી.

(૨૧) ઉસ્તાદની સખતી પર સબર કરવો.

(૨૨) (કોઈ કારણ વગર) ઉસ્તાદથી આગળ ચાલવું નહી.

(૨૩) ઉસ્તાદથી કોઈ ભુલ થઈ જાય તો ખૂબ જ નરમ અને યોગ્ય અંદાજથી સાવધ કરવા.

**અગત્યની સૂચના :** જે આદાબનો હવાલો આપવામાં આવ્યો નથી તે બધા આદાબો "તઝકિરતુસ્સામિઅ વલ મુતકલ્લિમ" સંપાદક અલ્લામા બદરૂદ્દીન હમવી શાફઈ (રહ.)(મૃત્યુ: હિ.સ.૭૬૭)થી લેવામાં આવ્યા છે.





---

(૧) હઝરત મયમુન બિન મેહરાન (રહ.) ફરમાવે છે :

અર્થ: قال ميمون بن مهران : لاتمار مَن هو أعلم منك، فإذا فعلت ذلك خزن عنك علمه، ولم يضره ما قلت شيئا

તમારાથી વધારે જાણકાર સાથે ઝઘડો કરવો નહી એટલા માટે કે જયારે તુ એવું કરીશ તો તારાથી એનું ઈલ્મ રોકાય જશે અને તું તેને કોઈ નુકસાન પહોંચાડી શકીશ નહી. (જામિઅ બયાનુલ ઈલ્મ : ૧/ ૫૧૭, હદીસ :૮૩૬)

# ઉસ્તાદના આદાબ

## પોતાની જાત સંબંધિત આદાબ

(૧) હંમેશાં અલ્લાહ તઆલા તરફ ધ્યાન રાખવું.
(૨) પોતાને સારા અખ્લાક વડે શણગારવું.
(૩) ઈસ્લામની નિશાનીઓ(દા.ત. અઝાન અને જમાઅતની નમાઝ) નો પ્રબંધ કરવો.
(૪) મનન – ચિંતન સહિત કુર્આનની તિલાવત કરવી.
(૫) ઝિક્ર અને વિર્દની પાબંદી કરવી.
(૬) પોતાની દીનચર્યા બનાવવી.
(૭) ઉસ્તાદે પોતાની જાતની સૌપ્રથમ સુધારણા કરવી.
(૮) સાચી વાત કબૂલ કરવી.(અલ અદબ ફીદીનઃ ૭૩)
(૯) સહનશીલતા પેદા કરવી.(અલ અદબ ફીદીનઃ ૭૩)
(૧૦) ડોળ – બનાવટ(તકલ્લુફ) ન કરવી.(અલ અદબ ફીદીનઃ ૭૩)
(૧૧)કોઈ મસ્અલો આવડતો ન હોય તો જાહેર કરી દેવું.
(અલ અદબ ફીદીનઃ ૭૩)
(૧૨) પોતાનાથી ઓછી ઉમરવાળા માણસથી ઈલ્મ પ્રાપ્ત કરવામાં શરમ કરવી નહી.
(૧૩)આક્ષેપોની જગ્યાએથી પોતાને દુર રાખવો.
(૧૪) ખરાબ સંસ્કારથી પોતાને ખુબ બચાવવો.

---

(૧૨) હઝરત સઈદ બિન અબી બુરદહ (રહ.) ફરમાવે છે :
الحكمة ضالة المؤمن يأخذها إذا وجدها
અર્થઃ હિકમત મો'મિનની ખોવાયેલી પૂંજી છે; માટે જયાંથી મળે તે મેળવી લો.(મુસન્નફે ઈબ્ને અબી શયબહ : ૭/૨૪૦, હદીસઃ ૩૫૬૮૧)
(૧૨) હઝરત ઉમર (રદિ.)નું ફરમાન છે : من سلك مسلك الظن اتهم
અર્થઃ જે બદગુમાનીવાળી રીત અપનાવશે તે આરોપી હશે.(કશફુલખિફાઃ ૧/૪૪)

(૧૫) કોઈનાથી લાલચ રાખવી નહી.
(૧૬) કાર્યભારથી કંટાળી જવા પર થોડી વાર આરામ કરી લેવો.

## તલબા (વિદ્યાર્થી) સંબંધિત આદાબ

(૧) તલબા સાથે નરમીભર્યો મામલો કરવો. (અલ અદબ ફીદીનઃ ૭૨)
(૨) તેમની સાથે મુહબ્બત કરવી. (અલ અદબ ફીદીનઃ ૭૨)
(૩) ગરીબ તલબા સાથે વધુ વહાલ કરવો.
(૪) ઉદાસ તલબા સાથે હમદર્દીનો મામલો કરવો.
(૫) તાલીબે ઈલ્મનો આદર કરવો.
(૬) તે ગેરહાજર હોય તો તેના વિશે પૂછવું. (અલ અદબ ફીદીનઃ ૭૨)
(૭) તાલીબે ઈલ્મના સાચા જવાબ પર તેને પ્રોત્સાહન આપવું.
(૮) મંદબૃદ્ધિ ધરાવનારને મસ્અલો સારી રીતે સમજાવવો. (અલ અદબ ફીદીનઃ ૭૩)
(૯) તલબાની આંતરિક તથા બાહ્ય તરબીયત કરતા રહેવું.
(૧૦) તાલીબે ઈલ્મને અશિષ્ટ(બે અદબ) થવા પર તેને ઠપકો આપવો.
(૧૧) પાકી અને નમાઝ શિખવાડવાનો ખાસ એહતિમામ કરવો. (અલ અદબ ફીદીનઃ ૭૬)
(૧૨) તલબા સામે ગીબતની બુરાઈ બયાન કરવી. (અલ અદબ ફીદીનઃ ૭૫)
(૧૩) જુઠ અને ચાડીની નફરત તેમના દિલોમાં બેસાડવાની કોશિશ કરવી. (અલ અદબ ફીદીનઃ ૭૬)
(૧૪) તેમને તેમની શકિત કરતા વધુ કોઈ કામનો હુકમ ન કરવો. (અલ અદબ ફીદીનઃ ૭૬)
(૧૫) તલબાનો હદિયો કબૂલ કરવાથી બચવું. (અલ અદબ ફીદીનઃ ૭૫)
(૧૬) તેમના કુટુંબીજનોથી કોઈ વસ્તુની માંગણી કરવી નહી. (અલ અદબ ફીદીનઃ ૭૬)
(૧૭) તલબા સામે કોઈ પણ જાતની મજાક કરવી નહી. (અલ અદબ ફીદીનઃ ૭૫)
(૧૮) તેમને પરસ્પર વાતો કરવા દેવી નહી જેથી તેઓ ઉસ્તાદ સામે

હસી – મજાક કરવા લાગે. (અલ અદબ ફીદીન: ૭૫)

(૧૯) તેમનાથી એટલા ઘનિષ્ઠ(બેતકલ્લુફ) ન થવું કે તેઓ નિડર બની જાય. (અલ અદબ ફીદીન: ૭૫)

(૨૦) બાળકોની વધુ પ્રમાણમાં મારપીટ કરવી નહી; બલ્કે ડરાવી – ધમકાવીને તાકીદ કરવી. (અલ અદબ ફીદીન: ૭૫)

## પાઠ – સબક સંબંધિત આદાબ

(૧) સબકની સંપૂર્ણ (પૂર્વ) તૈયારી કરવી.

(૨) સબકમાં જતા પહેલા આ દુઆ પઢવી.

بِسْمِ اللهِ وَبِاللهِ ، حَسْبِيَ اللهُ ، تَوَكَّلْتُ عَلَى اللهِ، لَا حَوْلَ وَلَا قُوَّةَ إِلَّا بِاللهِ الْعَلِيِّ الْعَظِيْمِ ؛ اَللّٰهُمَّ اثْبِتْ جَنَانِيْ ، وَأَدِرِ الْحَقَّ عَلَى لِسَانِيْ.

(૩) જો શકય હોય તો સબકમાં અલ અફઝલ ફિલ અફઝલ પર અમલ કરવો.(એટલે પહેલા કુર્આનનો પછી હદીસનો પછી ફિકહ વગેરેનો સબક આપવો.)

(૪) સબકમાં અવાજને વધુ ઊંચો કરવો નહી.

(૫) ઉસ્તાદ અને તલબા સમજી–સમજાવી શકે છે કે નહી તે બાબતનો ખાસ ખ્યાલ રાખો.

(૬) સમજાવવામાં સરળતા રહે તે માટે આસાન પદ્ધતિ અપનાવવી.

(૭) સબક પૂર્ણ થતા મજલિસના સમાપનની દુઆ પઢવી.

**અગત્યની સૂચના :** જે આદાબના હવાલા લખવામાં આવ્યા નથી તે બધા આદાબ "તઝકિરતુસ્સામિઅ વલ મુતકલ્લિમ"
(સંપાદક: અલ્લામા બદરૂદીન હમવી શાફઈ(રહ.) થી લેવામાં આવેલ છે.)



# કિતાબ – પુસ્તકના આદાબ

(૧) કિતાબ – પુસ્તકને સારી નિય્યતે ખરીદવું.
(૨) ગર્વ અને મોટાઈ માટે ખરીદવું નહી.
(૩) શરીઅત વિરૂદ્ધ કિતાબોને ખરીદવી નહી.
(૪) અગત્યની કિતાબોને પહેલી ખરીદવી.
(૫) શકિત પ્રમાણે કિતાબોને વધારેમાં વધારે ખરીદવી.
(૬)શકય હોય તો એક કિતાબની અનેક આવૃત્તિઓ(જેમાં પરસ્પર તફાવત હોય) ખરીદવી.
(૭) કિતાબોનો આદર કરવો.
(૮) કિતાબને જમીન પર કે ફર્શ પર ન મુકવી.
(૯) કિતાબોને ગોઠવી તેની અનુક્રમણિકા બનાવવી.
(૧૦) કિતાબોની પૂરી હિફાઝત કરવી, એટલા માટે નીચેની પદ્ધતિઓ અપનાવવી.
[૧] કિતાબોને એવી જગ્યાએ રાખવી જયાં નાના બાળકો વગેરેનો હાથ ન પહોંચે.
[૨] કિતાબોને એવી જગ્યાએ રાખવી જયાં પવનની અવર–જવર રહેતી હોય.
[૩] કીડા – મકોડાથી હિફાઝત માટે દવા છાંટવી.
(૧૧) કોઈને જરૂરત હોય તો તેને ઉધાર–ઉછીની કિતાબ આપવી.
(૧૨) ઉધાર – ઉછીની લીધેલી કિતાબની હિફાઝત કરવી.
(૧૩) ઉધાર – ઉછીની કિતાબ પર કંઈ લખવું નહી.
(૧૪) વકફ કરેલી કિતાબોમાં કોઈ સુધારો ન કરવો.

---

(૧૧) આપ(ﷺ)નું ફરમાન છે : من استطاع منكم أن ينفع أخاه فلينفعه
અર્થ: તમારામાંથી જે વ્યકિત પોતાના ભાઈને નફો પહોંચાડી શકતો હોય તો તે નફો પહોંચાડે. (મુસ્લિમ: ૨/ ૨૨૩, હદીસ : ૨૧૯૯)

(૧૫) ઉધાર લીધેલ કિતાબ જરૂરત પૂરી થતા પરત કરવી.

**જરૂરી ખુલાસો :**

જે આદાબના હવાલા લખવામાં આવ્યા નથી તે બધા આદાબ "તઝકિરતુસ્સામિઅ વલ મુતકલ્લિમ" (સંપાદક: અલ્લામા બદરદ્દીન હમવી શાફઈ (રહ.) અને મવસૂઅતુલ આદાબિલ ઈસ્લામિય્યહ (પાન નં.૭૨૫ થી ૭૩૨) થી લેવામાં આવ્યા છે.



---

(૧૫) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿إِنَّ اللهَ يَأْمُرُكُمْ أَنْ تُؤَدُّوا الْأَمٰنٰتِ إِلٰى أَهْلِهَا﴾

અર્થ: બેશક, અલ્લાહ તમને (આ વાતનો) હુકમ આપે છે કે અમાનતોને તેમના હકદારો તરફ પહોંચતી કરો. (સૂ. નિસાઅ:૫૮)

# કુર્આનને ઉઠાવનાર (હાફિઝ)ના આદાબ

(૧) કુર્આને કરીમનો આદર કરવો.
(૨) કુર્આનને પઢવા – પઢાવવામાં મશ્ગુલ થવું.
(૩) વધુ પ્રમાણમાં તિલાવત કરવી અને તેની પાબંદી કરવી.
(૪) નમાઝમાં વધુ કુર્આને કરીમની તિલાવત કરવી. (ખાસ કરીને તહજ્જુદમાં)
(૫) કુર્આનની તિલાવતના આદાબની રિઆયત કરવી.(તે માટે "કુર્આને કરીમની તિલાવતના આદાબ જુઓ)
(૬) કુર્આનની તિલાવતને કમાઈનું સાધન ન બનાવવું.

---

(૧) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿بَلْ هُوَ قُرْاٰنٌ مَّجِيْدٌ فِيْ لَوْحٍ مَّحْفُوْظٍ﴾

**અર્થ:** (કુર્આન જુઠાડવા લાયક નથી) બલ્કે તે એક ઈજ્જતવાળુ કુર્આન છે ; જે લોહે મેહફુઝમાં (લખાયેલું) છે.(સૂરએ બુરૂજ : ૨૧ – ૨૨)

(૨) આપ(ﷺ)નું ફરમાન છે:خيركم من تعلم القرآن وعلمه

**અર્થ:** તમારામાંથી ઉત્તમ તે વ્યકિત છે જે કુર્આન શીખે અને શિખવાડે.(બુખારી: ૨/ ૭૫૨,હદીસ :૫૦૨૭)

(૩) આપ(ﷺ) એ ફરમાવ્યું :

تعاهدوا القرآن، فوالذي نفسي بيده! لهو أشد تفصّياً من الإبل في عُقُلها

**અર્થ:** કુર્આન શરીફનો ખ્યાલ રાખો; કસમ છે તે પાક જાતની જેના કબ્જામાં મારા પ્રાણ છે કે કુર્આને પાક ખુબ ઝડપી દિલથી નીકળી જવાવાળુ છે, જેમ ઊંટનું પોતાના દોરડાથી(જે ખીલેથી છુટી ગયું હોય).(બુખારી :૨/૭૫૩,હદીસ:૫૦૩૩)

(૪) હઝરત મુગયરહ (રદિ.) ફરમાવે છે : قام النبي ﷺ حتى تورمت قدماه

**અર્થ:** આપ (ﷺ) એટલો (લાંબો) કિયામ ફરમાવતા કે આપના પવિત્ર પગ પર સોજા ચઢી જતા.(બુખારી:૨/૭૧૬,હદીસ:૪૫૫૬)

(૫) આપ(ﷺ)નું ફરમાન છે : لا تأكلوا به

**અર્થ:** કુર્આનને પેટ ભરવાનુ માધ્યમ ન બનાવો.(મુસન્નફે ઈબ્ને અબી શયબહ:૨/ ૧૬૮, હદીસ : ૭૭૩૮)

(૭) લોકોથી બેપરવા રહેવું.
(૮) કુર્આનની તિલાવતને ધ્યાનથી સાંભળવી.
(૯) કુર્આની સંસ્કારથી સુશોભિત થવું.
(૧૦) વધુ માત્રામાં રોઝા રાખવા.
(૧૧) નરમી અપનાવવી.
(૧૨)(અલ્લાહની મુહબ્બત અને આખિરતના ડરથી) વધુ પ્રમાણમાં રડવું.

---

(૭) હઝરત ફુઝેલ બિન ઈયાજ (રહ.) ફરમાવે છે :

ينبغي لحامل القرآن ألا يكون له حاجة إلىٰ أحد من الخلفاء فمن دونهم

અર્થ: કુર્આનના હાફિઝ માટે યોગ્ય એ છે કે તે પોતાની કોઈ જરૂરત ખલીફા અથવા કોઈ (પણ) વ્યકિત સામે પેશ ન કરે.(અત્તિબયાન લિન્નવવી: ૪૪)

(૮) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿وَاِذَا قُرِئَ الْقُرْاٰنُ فَاسْتَمِعُوْا لَهٗ وَاَنْصِتُوْا لَعَلَّكُمْ تُرْحَمُوْنَ﴾

અર્થ: અને(એ પણ ફરમાવી દો કે) જયારે કુર્આન પઢવામાં આવે ત્યારે તમે તેને ધ્યાનપૂર્વક સાંભળો અને ચુપ રહો જેથી તમારા ઉપર રહમત થાય.(સૂ. અઅરાફ : ૨૦૪)

(૯) لما سئلت عائشة عن أخلاق النبي ﷺ قالت : فإن خلق النبي ﷺ كان القرآن

અર્થ: હઝરત આઈશા (રદિ.)થી અલ્લાહના નબી (ﷺ)ના સંસ્કાર વિશે પૂછવામાં આવ્યું તો ફરમાવ્યું : આપ (ﷺ)ના સંસ્કાર કુર્આન જ હતા.(મુસ્લિમ: ૧/૨૫૬,હદીસ: ૭૪૬)

(૧૦) હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદિ.) ફરમાવે છે.

ينبغي لحامل القرآن أن يعرف بليله إذ الناس نائمون،وبنهاره إذ الناس مفطرون

અર્થ: કુર્આનના હાફિઝ માટે યોગ્ય એ છે કે જયારે લોકો ઊંઘતા હોય તો (રાત્રે જાગીને) રાતની કદર કરે અને જયારે લોકો રોઝા વગર હોય તો(રોઝા રાખીને) દિવસની કદર કરે.(મુસન્નફે ઈબ્ને અબી શયબહ :૭/૨૩૧,હદીસ:૩૫૫૮૪)

(૧૧) આપ(ﷺ)એ ફરમાવ્યું : من تواضع لله رفعه الله

અર્થ: જે વ્યકિત અલ્લાહ માટે નરમી અપનાવશે અલ્લાહ તેને ઊંચો કરશે. (મુસન્નફે ઈબ્ને અબી શયબહ:૭/૧૨૦,હદીસ:૩૪૬૬૩)

(૧૨) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿فَلْيَضْحَكُوْا قَلِيْلًا وَّلْيَبْكُوْا كَثِيْرًا﴾

અર્થ: તો તેઓ (દુનિયામાં) થોડુંક હસી લે અને ઘણું રડતા રહે.(સૂ.તૌબાઃ૮૨)

# મુહદ્દિષ(હદીસકતા)ના આદાબ

(૧) અલ્લાહની આ નેઅમત પર શુક્ર અદા કરવો. (અલ અદબ ફીદીનઃ૭૩)

(૨) વિશ્વાસુ રાવીઓથી નકલ કરવી. (અલ અદબ ફીદીનઃ૭૩)

(૩) ભૂલ, હેરાફેરી, ઓછુ – વધારે વગેરે ખામીઓથી પોતાની હિફાઝત કરવી. (અલ અદબ ફીદીનઃ૭૩)

(૪) સાચી હદીષો બયાન કરવી, જુઠી હદીષો બયાન કરવી નહી. (અલ અદબ ફીદીનઃ૭૩)

(૫) હદીષોમાં ભેળસેળ કરવાથી બચવું. (અલ અદબ ફીદીનઃ૭૪)

(૬) જે હદીષ ન જાણતો હોય તે બિલ્કુલ બયાન કરવી નહી. (અલ અદબ ફીદીનઃ૭૪)

(૭) મોટે ભાગે એવી હદીષો બયાન કરવી જેનો સંબંધ ફરજો, સુન્નતો અને આદાબથી હોય. (અલ અદબ ફીદીનઃ૭૩)

(૮) અમીરો – પ્રધાનો માટે વિશેષ સબક(દર્સ)ની મજલિસ ન કરવી. (અલ અદબ ફીદીનઃ૭૩)

(૯) ધનવાનો (અમીરો)થી બચવું. (અલ અદબ ફીદીનઃ૭૩)

(૧૦) નમ્રતા (નરમી) અપનાવવી. (અલ અદબ ફીદીનઃ૭૩)

(૧૧) ખેલકૂદ–રમત ગમતમાં પ્રવૃત્ત રહેવું નહી. (અલ અદબ ફીદીનઃ૭૩)



# હદીષના તલબા વિશે આદાબ

(૧) મોટાઈની નિય્યતથી હદીષનું ઈલ્મ પ્રાપ્ત કરવું નહી.

(અલ અદબ ફીદીન:૭૫)

(૨) હદીષ પ્રાપ્તિમાં નમાઝ વગેરે ફર્ઝોથી ગાફેલ થવું નહી.

(અલ અદબ ફીદીન:૭૫)

(૩) દીનદાર મુહદ્દિષથી હદીષની વિદ્યા મેળવવી. (અલ અદબ ફીદીન:૭૫)

(૪) હદીષ સાંભળતી વખતે બિલ્કુલ ચુપચાપ રહેવું. (અલ અદબ ફીદીન:૭૪)

(૫) પ્રખ્યાત હદીષો લખવી. (અલ અદબ ફીદીન:૭૪)

(૬) પોતાની પ્રતોની સુધારણામાં ચુસ્તીથી કામ લેવું. (અલ અદબ ફીદીન:૭૪)

(૭) ગીબત – નિંદાથી બિલ્કુલ પરહેઝ કરવો. (અલ અદબ ફીદીન:૭૪)



# ફતવાના આદાબ

## ફતવો પૂછનાર માટે આદાબ

(૧)અમલની નિય્યતથી ફતવો પૂછવો.
(૨)દીનમાં સહુલતના હેતુથી વિવિધ મુફતીઓથી મસ્અલો પૂછવો નહી.
(૩) છૂટછાટની શોધ ન કરતા રહેવું.(ફતાવા ઈમામ નવવી :૨૩૬)
(૪) જે મસ્અલો પેશ ન આવે તેનો(કારણ વગર) સવાલ ન કરવો.
(૫)જાણકારથી ફતવો પૂછવો.
(૬)મસ્અલો પૂછવામાં બારીક નજર અને અમાનતદારીથી કામ લેવું. (એટલે દગાથી કામ ન લેવું.)
(૭) વિસ્તૃત સમજ માંગતી વસ્તુઓમાં વિસ્તૃત સવાલ કરવો.

(આદાબુલ ઈફતા વલ ઈસ્તિફતા:૧૯૧)

---

(૧) અબ્દે કૈસના પ્રતિનિધિ મંડળે આપ(ﷺ)ની ખિદમતમાં(અન્ય વાતોમાં) એ વાત અરજ કરી : فمرنا بشيء بأمر نعمل به وندعوا إليه من وراءنا

અર્થ: આપ અમને કોઈ એવી વાતનો હુકમ કરો જેની ઉપર અમે જાતે પણ અમલ કરીએ અને અમારા ગેરહાજરને તેના ઉપર અમલ કરવાની દાવત આપીએ. (મુસ્લિમ:૧/૩૩,હદીસ:૧૨૪)

(૪) كان السلف يكرهون أن يكثر عامة الناس الأسئلة في الأمور التي هم غني عنها في حياتهم العملية (ઉસૂલુલ ઈફતા વ આદાબિહી:૨૯૧)

(૫) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿فَسْئَلُوْٓا اَهْلَ الذِّكْرِ اِنْ كُنْتُمْ لَا تَعْلَمُوْنَ﴾

અર્થ: તો(હે ઈન્કાર કરનારાઓ !) જો તમે જાણકાર હોવ તો એહલે કિતાબથી પૂછી લો. (સૂ.અંબિયા:૭)

(૬) આપ(ﷺ)એ ફરમાવ્યું :

إنما أنا بشر، وإنكم تختصمون إلي، ولعل بعضكم أن يكون ألحن بحجته من بعض، فأقضي له على نحو ما أسمع، فمن قضيت له بحق أخيه فلا يأخذه، فإنما أقطع له قطعة من النار

# મુફ્તીના આદાબ

(૧) નિસ્વાર્થપણે જવાબ આપવો.
(૨) જે વસ્તુનું જ્ઞાન હોય તેનો જ જવાબ આપવો.
(૩) પૂછનારને સમજમાં આવે એ રીતે જવાબ આપવો.



---

અર્થ: બેશક હું માનવી જ છું અને તમે પોતાના ઝઘડા મારી પાસે લાવો છો અને શકય છે કે તમારામાંથી કેટલાક લોકો પોતાની દલીલ પેશ કરવામાં ખુશામતભરી વાતો કહે તો હું પોતાના સાંભળવા પ્રમાણે ફેસલો કરું, માટે જેથી હું તેના ભાઈના હકમાં ફેસલો કરું તો તે એ ફેસલા પર અમલ ન કરે બલ્કે હું તેને જહન્નમનો એક ટુકડો આપી રહયો છું. (બુખારી:૨/૧૦૩૦,હદીસ:૬૯૬૭)

(૨) આપ(ﷺ)નું ફરમાન છે :

.... حتى إذا لم يبق عالما اتخذ الناس رؤوسا جهالا، فسئلوا، فأفتوا بغير علم فضلوا وأضلوا

અર્થ: અહિંયા સુધી કે જયારે કોઈ આલિમ બાકી રહેશે નહીં તો લોકો અજ્ઞાનીઓને સરદાર બનાવી લેશે અને તેમનાથી મસ્અલા પૂછશે અને તેઓ વગર જ્ઞાને જવાબ આપશે, જેથી તેઓ પણ ગુમરાહ થશે અને બીજાઓને પણ ગુમરાહ કરશે. (બુખારી : ૧/૨૦, હદીસ: ૧૦૦)

(૩) હઝરત અલી (રદિ.)એ ફરમાવ્યું :

حدثوا الناس بمايعرفون، أتحبون أن يكذب الله ورسوله

અર્થ: લોકો સમક્ષ એ વાત બયાન કરો જે તેઓ જાણતા હોય, શું તમે એમ ઈચ્છો છો કે અલ્લાહ અને તેના રસૂલને જુઠાડવામાં આવે. (બુખારી: ૧/૨૪,હદીસ:૧૨૭)

# સારી વાતોનો હુકમ અને બુરી વાતોની મનાઈના આદાબ

(૧)સારા સંસ્કાર વડે પોતાને સુશોભિત કરવો.
(૨)પોતાને તે બાબતોનો પાબંદ બનાવવો જેની દાવત આપી રહયો છે.
(૩)લોકોથી સવાલ કરવો નહીં અને ન તેમનાથી લાલચ રાખવી.
(૪)સારી વાતોનો હુકમ અને બુરી વાતોની મનાઈનો મોકો શોધવો.
(૫)હુકમ અને મનાઈમાં નરમી અપનાવવી.

---

(૧) આપ(ﷺ)નું ફરમાન છે : بعثت لأتمم حسن الأخلاق
અર્થ: હું સારા સંસ્કારની પૂર્ણતા માટે મોકલવામાં આવ્યો છું.(મુઅત્તા માલિક :પાન નં. ૩૬૪)

(૨) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :
﴿اَتَاْمُرُوْنَ النَّاسَ بِالْبِرِّ وَتَنْسَوْنَ اَنْفُسَكُمْ وَاَنْتُمْ تَتْلُوْنَ الْكِتٰبَ اَفَلَا تَعْقِلُوْنَ﴾
અર્થ: શું તમે બીજા લોકોને તો નેકીનો હુકમ કરો છો અને પોતાને જ ભૂલી જાઓ છો જો કે તમે તો કિતાબની તિલાવત કરો છો ; શું તમને એટલી પણ સમજ નથી? (સૂ.બકરહ : ૪૪)

(૩) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿قُلْ لَّآ اَسْـَٔلُكُمْ عَلَيْهِ اَجْرًا﴾
અર્થ: (વિરોધીઓથી) કહી દો કે હું તમારાથી આ (દાવત) પર કોઈ બદલો માંગતો નથી. (સૂ.અન્આમ:૯૦)

(૪) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :
﴿اُدْعُ اِلٰى سَبِيْلِ رَبِّكَ بِالْحِكْمَةِ وَالْمَوْعِظَةِ الْحَسَنَةِ﴾
અર્થ: (હે નબી (ﷺ) તમે તમારા પરવરદિગારના માર્ગ તરફ સચોટ વાતો (દલીલો) સમજાવીને અને ભલી નસીહત સંભળાવીને બોલાવો.(સૂ.નહલ:૧૨૫)

(૫) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿فَقُوْلَا لَهٗ قَوْلًا لَّيِّنًا لَّعَلَّهٗ يَتَذَكَّرُ اَوْ يَخْشٰى﴾
અર્થ: (તમે બંને) ફરી તેની સાથે નરમીથી વાત કરજો કદાચ તે બોધ ગ્રહણ કરે અથવા (અઝાબથી) ડરી જાય.(સૂ.તાહા:૪૪)

☛ નબી (ﷺ)નું ફરમાન છે : إن الله رفيق يحب الرفق
અર્થ: અલ્લાહ નરમ છે અને નરમીને પસંદ કરે છે (મુસ્લિમ:૨/૩૨૨,હદીસ:૨૫૯૩)

(૬) બુરી વાતની મનાઈ ધીરેથી કરવી.
(૭) સારી વાતનો હુકમ અને બુરી વાતની મનાઈમાં સામેવાળાને તુચ્છ સમજવો નહી.
(૮) સારી વાતનો હુકમ અને બુરી વાતની મનાઈમાં અગત્યની બાબતને પ્રથમ સ્થાન આપવું.
(૯) ઈન્કારના તરીકામાં તેના દરજજાની રિઆયત કરવી.(એટલે શકય હોય તો હાથથી, નહી તો જીભ વડે, નહીતર છેલ્લે દિલથી ખરાબ સમજવું.)

---

(૬) ઈમામ શાફઈ (રહ.) ફરમાવે છે: من وعظ أخاه سرا فقد نصحه وزانه

અર્થ: જેણે પોતાના ભાઈને ધીરેથી નસીહત કરી તેને (ખરેખર) નસીહત કરી અને તેણે શણગાર્યો. (હિલયતુલ અવલિયા: ૯/૧૪૦)

(૭) આપ(ﷺ) એ ફરમાવ્યું :

لاتحقرن أحدا من المسلمين؛ فإن صغير المسلمين عند الله كبير

અર્થ: કોઈ વ્યકિત કોઈ મુસલમાનને તુચ્છ ન સમજે, એટલા માટે કે અમુક વખતે જે મુસલમાનોમાં નાનો (તુચ્છ) હોય છે અલ્લાહ તઆલાને ત્યાં તેનું ઊંચુ સ્થાન હોય છે. (કન્ઝુલ ઉમ્માલ : ૧૬/૨૩૭, હદીસ :૪૪૨૭૯)

(૮) لمابعث النبي ﷺ معاذا إلى اليمن فقال: إنك تقدم على قوم أهل كتاب فليكن أول ما تدعوهم إليه عبادة الله، فإذا عرفوا الله فأخبرهم أن الله قد فرض عليهم خمس صلوات في يومهم وليلتهم إلخ

અર્થ: અલ્લાહના રસૂલ (ﷺ) એ જયારે હઝરત મુઆઝ (રદિ.)ને યમન તરફ (અમીર બનાવીને) મોકલ્યા તો ફરમાવ્યું કે તમે એહલે કિતાબની એક કોમ તરફ જશો માટે સૌ પ્રથમ તેમને અલ્લાહની ઈબાદત તરફ બોલાવજો જયારે તેઓ અલ્લાહને ઓળખી લે તો તેમને બતાવવું કે અલ્લાહે તમારી ઉપર દિવસ–રાતમાં પાંચ વખતની નમાઝો ફર્ઝ કરી છે.(મતલબ કે હઝરત મુઆઝ (રદિ.)ને અગત્યના હુકમોની દાવતની પ્રેરણા આપવામાં આવી રહી છે.) (બુખારી:૧/૧૯૬,હદીસ:૧૪૫૮)

(૯) આપ(ﷺ)નું ફરમાન છે :

من رأى منكم منكرا فليغيره بيده، فإن لم يستطع فبلسانه، فإن لم يستطع فبقلبه وذلك أضعف الإيمان

અર્થ: જે વ્યકિત કોઈ નાજાઈઝ કામને થતું જુએ, જો તેમાં શકિત હોય તો ➲

# દાવત અને તબ્લીગ(પ્રચાર-પ્રસાર)ના આદાબ

(૧) અલ્લાહ ખાતર દા'વત આપવી.
(૨) સૌપ્રથમ અલ્લાહની બંદગી તરફ બોલાવવા.
(૩) દા'વત આપતી વખતે અલ્લાહ તઆલા તરફ ધ્યાન ધરવું.
(૪) સંપૂર્ણ ઉમ્મીદ સહિત દાવત આપવી.
(૫) બસીરત (સમજ શકિત) સહિત દા'વત આપવી.

---

તેને હાથ વડે બંધ કરી દે ;(અને) જો એટલી તાકત ન હોય તો ઝબાનથી મનાઈ કરે, જો એટલી પણ તાકત ન હોય તો દિલથી તેને બુરૂ સમજે, અને આ ઈમાનનો ખૂબ જ કમજોર દરજો છે.(મુસ્લિમ : ૧/૫૦, હદીસ : ૪૯)

(૧) નબી (ﷺ)નું ફરમાન છે :

إن الله لا ينظر إلى صوركم وأموالكم، ولكن ينظر إلى قلوبكم وأعمالكم

અર્થ: અલ્લાહ તઆલા તમારી સુરતો અને તમારા માલ–દોલતને નથી જોતો બલ્કે તમારા દિલો અને કર્મોને જુએ છે.(મુસ્લિમ:૨/૩૧૭,હદીસ:૨૫૬૪)

(૨) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿وَمَآ أَرْسَلْنَا مِنْ قَبْلِكَ مِنْ رَّسُوْلٍ اِلَّا نُوْحِيْٓ اِلَيْهِ اَنَّهٗ لَآ اِلٰهَ اِلَّآ اَنَا فَاعْبُدُوْنِ﴾

અર્થ: અને તમારા પહેલાં અમે જેટલા રસૂલ મોકલ્યા તેમને અમે એ જ હુકમ મોકલ્યો કે મારા સિવાય કોઈ પણ બંદગીને પાત્ર નથી. માટે મારી જ બંદગી કરો. (સૂ.અંબિયા : ૨૫)

(૩) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿وَلَا تَنِيَا فِيْ ذِكْرِيْ﴾

અર્થ: (તો હવે) આપ તથા આપના ભાઈ મારી નિશાનીઓ લઈને જાઓ અને મારી યાદમાં સુસ્તી ન કરજો.(સૂ.તાહા : ૪૨)

(૪) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿لَعَلَّهٗ يَتَذَكَّرُ اَوْ يَخْشٰى﴾

અર્થ: ફરી તેની સાથે નરમાશથી વાત કરજો. કદાચને તે બોધ ગ્રહણ કરે અથવા (અઝાબથી) ડરી જાય. (સૂ.તાહા :૪૪)

(૫) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે:

﴿قُلْ هٰذِهٖ سَبِيْلِيْٓ اَدْعُوْٓا اِلَى اللّٰهِ عَلٰى بَصِيْرَةٍ اَنَا وَمَنِ اتَّبَعَنِيْ﴾

અર્થ: (હે નબીﷺ) આપ ફરમાવી દો કે આ (તવહીદનું શિક્ષણ) મારો માર્ગ છે.

(૬) જેની દા'વત આપવામાં આવી રહી છે તેની ઉપર જાતે પણ અમલ કરવો.
(૭) લગાતાર દા'વત અને તબ્લીગનું કાર્ય કરતા રહેવું.
(૮)પોતે પણ તે આ'માલ પર જેની દાવત આપી રહયો છે અડગ રહેવું.
(૯) પોતાને સારા સંસ્કાર વડે સુશોભિત કરવો.
(૧૦) ઉમ્મતનો દર્દ – ગમ પોતાના દિલમાં પેદા કરવો.

---

(૫) અલ્લાહ (ના દીન)ની તરફ હું (દલીલ સાથે) સોચી–સમજીને બોલાવું છું તેમજ જેઓ મારી સાથે છે તે પણ. (સૂ.યુસૂફ : ૧૦૮)

(૬) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿اَتَأْمُرُوْنَ النَّاسَ بِالْبِرِّ وَتَنْسَوْنَ اَنْفُسَكُمْ وَاَنْتُمْ تَتْلُوْنَ الْكِتٰبَ اَفَلَا تَعْقِلُوْنَ﴾

અર્થ: શું તમે (બીજા) લોકોને તો નેક કામનો હુકમ કરો છો,પણ પોતાને જ ભૂલી જાઓ છો ? જો કે તમે તો કિતાબ(તવરાતમાં ઈસ્લામ લાવવાનો હુકમ)ની તિલાવત કરો છો; શું તમને એટલી પણ સમજ નથી ? (સૂ.બકરહ : ૪૪)

(૭) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿فَلِذٰلِكَ فَادْعُ وَاسْتَقِمْ كَمَا اُمِرْتَ وَلَا تَتَّبِعْ اَهْوَاءَهُمْ﴾

અર્થ: માટે (હે અલ્લાહના રસૂલ!) આપ તેઓને (એ કુર્આન)ની જ તરફ બોલાવતા રહો અને પોતે એના ઉપર કાયમ રહો જેવું આપને કહેવામાં આવ્યું છે, અને તેમની મનેચ્છાઓ પ્રમાણે ચાલો નહી. (સૂ.શૂરા : ૧૫)

(૯) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿وَمَنْ اَحْسَنُ قَوْلًا مِّمَّنْ دَعَا اِلَى اللّٰهِ وَعَمِلَ صَالِحًا وَّقَالَ اِنَّنِيْ مِنَ الْمُسْلِمِيْنَ﴾

અર્થ: અને તે માણસના કરતાં બેહતર કોની વાત થઈ શકે ? જે (અન્યોને) અલ્લાહના તરફ બોલાવે તેમજ પોતે નેક કામ કરે અને કહે કે હું ફરમાબરદાર બંદામાંથી છું. (સૂ.હા–મીમ સજદહ:૩૩)

(૧૦) હઝરત હિન્દ બિન અબી હાલા (રદિ.) ફરમાવે છે :

كان رسول الله ﷺ متواصل الأحزان دائم الفكرة

અર્થ: આપ(ﷺ) લગાતાર ગમગીન અને હંમેશાં વિચારોમાં ડૂબેલા રહેતા હતા.
(શમાઈલે તિરમિઝી: પાન નં. ૧૪૭, હદીસ : ૨૨૮)

(૧૧) ક્રમવાર ઈસ્લામી આદેશોની દા'વત આપવી.
(૧૨)સારા અંદાજ(શૈલી)માં અને યોગ્ય મોકા પર દા'વત આપવી.
(૧૩) દા'વત આપવા માટે દરેક મોકાને ગનીમત સમજો.(જેમકે હઝરત યુસૂફ (અલૈ.) એ જેલમાં પણ દા'વત આપી હતી.
(૧૪) દા'વતની સફળતા માટે એવી વ્યકિતની મદદ લેવી, જેની દા'વત અસરકારક હોય.

---

(૧૧) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે :

أن رسول الله ﷺ لما بعث معاذا على اليمن، قال: إنك تقدم على قوم أهل كتاب، فليكن أول ما تدعوهم إليه عبادة الله، فإذا عرفوا الله فأخبرهم أن الله قد فرض عليهم خمس صلوات في يومهم وليلتهم إلخ

અર્થ: અલ્લાહના રસૂલ(ﷺ) એ જયારે હઝરત મુઆઝ (રદિ.)ને યમન તરફ( અમીર બનાવીને) મોકલ્યા તો ફરમાવ્યું કે તમે એહલે કિતાબની એક કોમ તરફ જશો માટે સૌ પ્રથમ તેમને અલ્લાહની ઈબાદત તરફ બોલાવજો જયારે તેઓ અલ્લાહને ઓળખી લે તો તેમને બતાવવું કે અલ્લાહે તમારી ઉપર દિવસ –રાતમાં પાંચ વખતની નમાઝો ફર્ઝ કરી છે.(બુખારી :૧/૧૯૬, હદીસ : ૧૪૫૮)

(૧૨) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿اُدْعُ اِلٰى سَبِيْلِ رَبِّكَ بِالْحِكْمَةِ وَالْمَوْعِظَةِ الْحَسَنَ﴾

અર્થ: (હે નબી ﷺ!) તમે તમારા પરવરદિગારના માર્ગ પ્રતિ સચોટ વાતો (દલીલો) સમજાવીને અને ભલી નસીહત સંભળાવીને બોલાવો. (સૂ.નહલ : ૧૨૫)

(૧૩) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿اِنِّيْ تَرَكْتُ مِلَّةَ قَوْمٍ لَّا يُؤْمِنُوْنَ بِاللّٰهِ وَهُمْ بِالْاٰخِرَةِ هُمْ كٰفِرُوْنَ﴾

અર્થ: (તેથી જ કહું છું કે) મેં તે લોકોનો ધર્મ(પહેલાથી જ) છોડી દીધો છે જેઓ અલ્લાહ પર ઈમાન લાવતા નથી અને તેઓ આખિરતનો પણ ઈન્કાર કરે છે.(સૂ.યુસૂફ : ૩૭)

(૧૪) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿وَاَخِيْ هٰرُوْنُ هُوَ اَفْصَحُ مِنِّيْ لِسَانًا فَاَرْسِلْهُ مَعِيَ رِدْاً يُّصَدِّقُنِيْ﴾

અર્થ: અને મારા ભાઈ હારૂન (અલૈ.)ની જીભ મારા કરતાં વધુ ચાલે છે, જેથી તેમને મારી સાથે મદદગાર બનાવી મોકલ કે તે મારી સત્યતાને ટેકો આપે.(સૂ.કસસ : ૩૪)

(૧૫) શક્ય હોય તો જેને દા'વત આપવામાં આવે તેની ભાષામાં દા'વત આપવી.
(૧૬) નરમીપૂર્વક દા'વત આપી.
(૧૭) દા'વત સ્વીકારવા પર સામેવાળાને મજબુર કરવો નહી.
(૧૮) અલ્લાહ તઆલાના દીન માટે દરેક પ્રકારનું બલિદાન આપવું.
(૧૯) તબ્લીગના ફરજ માટે કોઈના વિરોધની પરવા કરવી નહી.
(૨૦) જેને દા'વત આપવામાં આવી રહી છે, તેના તરફથી આવનારી તકલીફો પર સબર કરવો.

---

(૧૫) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿وَمَا أَرْسَلْنَا مِنْ رَّسُوْلٍ إِلَّا بِلِسَانِ قَوْمِهٖ لِيُبَيِّنَ لَهُمْ﴾

અર્થ: અને અમે જેટલા (પણ) રસૂલો મોકલ્યા તે સૌ તેમની કોમની જ ભાષા બોલનારા હતા કે જેથી તેઓને (અલ્લાહના હુકમ) સમજાવે.(સૂ.ઈબ્રાહીમ : ૪)

(૧૬) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿فَقُوْلَا لَهٗ قَوْلًا لَّيِّنًا﴾

અર્થ: ફરી તેની સાથે નરમાશથી વાત કરજો.(સૂ.તાહા:૪૪)

(૧૭) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿لَنَا أَعْمَالُنَا وَلَكُمْ أَعْمَالُكُمْ﴾

અર્થ: અમારા માટે અમારા કર્મો છે અને તમારા માટે તમારા.(સૂ. શૂરા : ૧૫)

(૧૮) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿وَجَاهِدُوْا فِي اللّٰهِ حَقَّ جِهَادِهٖ﴾

અર્થ: અને અલ્લાહના કામમાં ખુબ મહેનત કરો,જેવો મહેનત કરવાનો હક છે.(સૂ. હજ : ૭૮)

☛ સમજુતી : " જિહાદ" નો અર્થ કોશિશ અને પ્રયાસ છે અને આ શબ્દ દીનના માર્ગમાં દરેક પ્રયત્નને શામેલ છે તેમાં અલ્લાહ ખાતર યુદ્ધ કરવું પણ દાખલ છે, શાંતિ અને સલામતી માટે સંધિ પણ અને પોતાની સુધારણા માટે જે મહેનત કરે તે પણ દાખલ છે.(તવઝીહુલ કુર્આન આસાન તરજુમએ કુર્આન :પાન નં.૧૦૩૭)

(૧૯) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿فَلِذٰلِكَ فَادْعُ وَاسْتَقِمْ كَمَا أُمِرْتَ وَلَا تَتَّبِعْ أَهْوَاءَهُمْ﴾

અર્થ: માટે (હે અલ્લાહના રસૂલ!) આપ તેઓને (એ કુર્આન)ની જ તરફ બોલાવતા રહો અને પોતે એના ઉપર કાયમ રહો જેવું આપને કહેવામાં આવ્યું છે, અને તેમની મનેચ્છાઓ પ્રમાણે ચાલો નહી. (સૂ.શૂરા : ૧૫)

(૨૦) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

(૨૧) વધુ પ્રમાણમાં દા'વત આપવા છતાં ન કબૂલ કરવા પર કંટાળવું નહી.
(૨૨)જેને દા'વત આપવામાં આવી રહી છે તેને તુચ્છ સમજવો નહી.





---

﴿فَاصْبِرْ كَمَا صَبَرَ أُولُوا الْعَزْمِ مِنَ الرُّسُلِ﴾
અર્થ: માટે (હે રસૂલ (ﷺ)!) તમે પણ ધીરજ રાખો જેમકે દૃઢતાવાળા અન્ય રસૂલોએ ધીરજ ધરી. (સૂ. અહકાફ:૩૫)
(૨૧) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :
﴿وَلَقَدْ أَرْسَلْنَا نُوحًا إِلَىٰ قَوْمِهِ فَلَبِثَ فِيهِمْ أَلْفَ سَنَةٍ إِلَّا خَمْسِينَ عَامًا﴾
અર્થ: અને જો કે અમે નૂહ (અલૈ.)ને તેમની કૌમ તરફ (રસૂલ બનાવી) મોકલ્યા, પછી તેઓમાં હજારમાં પચાસ વર્ષ ઓછા રહયા. (સૂ. અન્કબૂત:૧૪)
(૨૨) આપ(ﷺ)નું ફરમાન છે :
لاتحقرن أحدا من المسلمين؛ فإن صغير المسلمين عند الله كبير
અર્થ: કોઈ વ્યકિત કોઈ મુસલમાનને તુચ્છ સમજે નહી કેમકે જે મુસલમાનોમાં નાનો હોય છે અલ્લાહને ત્યાં તેનુ ઊંચુ સ્થાન હોય છે. (કન્ઝુલ ઉમ્માલ : ૧૬/૨૩૭,હદીસ : ૪૪૨૭૯)

# અમીર (આગેવાન) અને સાથીઓના આદાબ

(૧) અમીર બનવાની માંગણી કરવી નહી અને ન તો દિલમાં તેનો ખ્યાલ લાવવો.
(૨) પુરૂષને અમીર બનાવવો.
(૩) જે સૌથી વધુ અલ્લાહને પ્રસન્ન કરનાર હોય(એટલે પરહેઝગાર) તેને અમીર બનાવવો.
(૪) સાથીઓ સાથે નરમીભર્યો મામલો કરવો.

---

(૧) આપ(ﷺ)નું ફરમાન છે :

يا عبدالرحمن بن سمرة! لاتسأل الإمارة، فإنك إن أوتيتها عن مسألة وُكِّلتَ إليها، وإن أوتيتها عن غير مسألة أُعِنْتَ عليها

**અર્થ:** હે અબ્દુર્રહમાન બિન સમુરહ (રદિ.)! અમીરી (સરદારી)ની માંગણી કરવી નહી; કેમકે જો એ તારી માંગ પ્રમાણે આપવામાં આવશે તો તને તેને હવાલે કરી દેવામાં આવશે અને જો તારી ઈચ્છા વગર આપવામાં આવે તો તારી તેમાં મદદ કરવામાં આવશે. (બુખારી: ૨/૧૦૫૮, હદીસ : ૭૧૪૬)

(૨) આપ(ﷺ)નું ફરમાન છે : لن يفلح قوم ولّوا أمرهم امرأة

**અર્થ:** તે કોમ બિલ્કુલ સફળ નહી થાય જેને પોતાનો હાકિમ કોઈ સ્ત્રીને બનાવ્યો હોય. (બુખારી: ૨/૬૩૭, હદીસ : ૪૪૨૫)

(૩) આપ(ﷺ)નું ફરમાન છે :

من استعمل رجلا من عصابة وفي تلك العصابة من هو أرضى لله منه، فقد خان الله، وخان رسوله وخان المؤمنين

**અર્થ:** જે વ્યકિત કોઈ જમાતનો અમીર બન્યો હાલાંકે તેની તુલનામાં અલ્લાહ તઆલાને રાજી કરનાર વ્યકિત મોજૂદ હતો તો તેને અલ્લાહ તઆલાથી ખયાનત કરી. અલ્લાહના રસૂલ (ﷺ)થી ખયાનત કરી અને સમગ્ર મુસ્લિમોથી ખયાનત કરી. (મુસ્તદરક હાકિમ : ૪/૧૦૪, હદીસ : ૭૦૨૩)

(૪) આપ(ﷺ)એ હાકિમોના હકમાં આ દુઆ ફરમાવી :

اللّٰهمّ من ولي من أمر أمتي شيئا، فشق عليهم فاشقق عليه ؛ ومن ولي من أمر أمتي شيئا، فرفق بهم فارفق به

C

(૫) પોતાના સાથીઓની ભલાઈ ઈચ્છવી અને તેમને દગો આપવો નહી.
(૬) પોતાના સાથીઓની જરૂરતોનો ખ્યાલ રાખવો.
(૭) જમાઅતના અમીરની પાછળ ચાલવું.
(૮) શંકા કરવી નહી.
(૯) મોટાઈ દેખાડવી નહી. (અલ અદબ ફીદીન : ૫૨)

---

અર્થ: હે અલ્લાહ! જે વ્યકિત મારી ઉમ્મતના કોઈ મામલામાં હાકિમ બનાવવા માં આવે અને તે તેમની ઉપર સખ્તી કરે તો તુ પણ તેની ઉપર સખ્તી કર અને જે વ્યકિતને મારી ઉમ્મતના કોઈ મામલામાં હાકિમ બનાવવામાં આવે અને તે તેમની ઉપર નરમી કરે તો તુ પણ તેની સાથે નરમી કર. (મુસ્લિમ: ૨/૧૨૨, હદીસ: ૧૮૨૮)

(૫) આપ(ﷺ)નું ફરમાન છે :

مامن وال يلي رعية من المسلمين فيموت وهو غاش لهم؛ إلاحرم الله عليه الجنة

અર્થ: જે વ્યકિતને કોઈ કોમનો અમીર બનાવવામાં આવ્યો હોય અને તે એ હાલતમાં મૃત્યુ પામે કે તેને પોતાની પ્રજાને દગો આપ્યો હોય, તો અલ્લાહ તઆલા તેની ઉપર જન્નતને હરામ કરી દે છે. (બુખારી : ૨/૧૦૫૮, હદીસ: ૭૧૫૧)

(૬) આપ(ﷺ)નું ફરમાન છે :

ما من إمام أو وال يغلق بابه دون ذوي الحاجة والخلة والمسكنة؛ إلا أغلق الله أبواب السماء دون خلته وحاجته ومسكنته

અર્થ: જે ઈમામ અથવા વાલી જરૂરતમંદ અને મજબુર લોકો માટે પોતાનો દરવાજો બંધ રાખશે, અલ્લાહ તઆલા તેની જરૂરત અને મજબુરીના સમયે આકાશના દરવાજા બંધ કરી દેશે. (તિરમિઝી : ૧/૨૪૮, હદીસ: ૧૩૩૨)

(૭) હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદિ.) ફરમાવે છે :

كان رسول الله ﷺ يتخلف في المسير فيزجي الضعيف، ويردف ويدعو لهم

અર્થ: આપ (ﷺ) ચાલવામાં પાછળ રહેતા હતા અને કમજોર(જાનવર) ને હાંકતા હતા અને (પગપાળા ચાલનાર વ્યકિતને) સવાર કરી લેતા અને તેમના માટે દુઆ કરતા હતા. (અબૂદાઉદ: ૧/૩૫૪, હદીસ : ૨૬૩૯)

(૮) આપ(ﷺ)નું ફરમાન છે : إن الأمير إذا ابتغى الريبة في الناس أفسدهم

અર્થ: હાકિમ જયારે (કારણ વગર) પ્રજાને શંકાની નજરે જુએ છે તો તે તેમને બગાડી દે છે. (અબૂદાઉદ: ૨/૬૭૦, હદીસ : ૪૮૮૯)

(૧૦) અમીરની વાત માનવી.

(૧૧) અમીરનો આદર કરવો.

(૧૨) તેમની ગેરહાજરીમાં તેમની ઉપર ટીકા – ટીપ્પણી કરવી નહીં.

(અલ અદબ ફીદીન : ૫૩)

(૧૩) તેમના માટે દુઆ કરતા રહેવું. (અલ અદબ ફીદીન : ૫૩)





---

(૧૦) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿يَاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اَطِيْعُوا اللّٰهَ وَاَطِيْعُوا الرَّسُوْلَ وَاُولِى الْاَمْرِ مِنْكُمْ﴾

અર્થ: હે ઈમાનવાળાઓ ! અલ્લાહ અને તેના રસૂલની ફરમાંબરદારી કરો અને તમારા સાહીબે રાય (મશ્વેરો આપનાર)નો હુકમ માનો. (સૂ.નિસાઅ : ૫૯)

(૧૦) આપ(ﷺ)નું ફરમાન છે : إذا أتاكم كريم قوم فأكرموه

અર્થ: જયારે તમારી પાસે કોઈ કોમનો આદરણીય વ્યકિત આવે તો તેનો આદર કરો.

(ઈબ્ને માજહ : પાન નં. ૨૬૩, હદીસ : ૩૭૧૨)

# મશ્વેરાના આદાબ

(૧) સુન્નતની નિય્યતથી મશ્વેરો કરવો.
(૨)મશ્વેરાને અલ્લાહ તઆલા તરફથી વરદાન સમજી તેનો પ્રબંધ કરવો.
(૩) દીનની સમજ ધરાવનાર અને ઈબાદત ગુઝારોથી મશ્વેરો કરવો.

---

(૧) હઝરત અબૂ હુરયરહ (રદિ.) નું ફરમાન છે :

ما رأيت أحدا أكثر مشورة لأصحابه من رسول الله ﷺ

અર્થ: મેં આપ (ﷺ)થી વધારે પોતાના સાથીઓથી મશ્વેરો કરનાર કોઈને જોયા નથી. (તિરમિઝી: ૧/૩૦૧,હદીસ :૧૭૧૪)

(૨) હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) ફરમાવે છે :

لما نزلت هذه الآية: ﴿وشاورهم في الأمر﴾ قال رسول الله ﷺ : أما إن الله ورسوله غنيان عنهما، ولكن جعلها الله رحمة لأمتي، فمن شاور منهم لم يعدم رشدا، ومن ترك المشورة منهم لم يعدم عناء

અર્થ: જયારે આ આયત ઉતરી ﴿وشاورهم في الأمر﴾ આપ તેમનાથી અગત્યના કામોમાં મશ્વેરો કરો, તો આપ(ﷺ) એ ઈરશાદ ફરમાવ્યો કે અલ્લાહ તઆલાએ તેને મારી ઉમ્મત માટે રહમત બનાવ્યો છે, માટે જે કોઈ મશ્વેરો કરશે તે સીધા માર્ગથી ભટકશે નહી, અને તેમાંથી જે મશવેરો નહી કરે તે મુશ્કેલી અને પરેશાનીઓથી બચશે નહી. (શુઅબુલ ઈમાન : ૧૦/૪૧, હદીસ :૭૧૩૬)

(૩) હઝરત અલી (રદિ.) ફરમાવે છે :

قلت: يا رسول الله! إن نزل بنا أمر ليس فيه بيان: أمر ولا نهي، فما تأمرنا؟
قال: تشاورون الفقهاء والعابدين، ولا تمضوا فيه رأي خاصة

અર્થ: મેં પૂછયું હે અલ્લાહના રસૂલ (ﷺ)! જો અમારી સાથે એવો કોઈ મામલો પેશ આવે જેમાં અમારા માટે કોઈ સ્પષ્ટ હુકમ કરવા અને ન કરવાનો ન હોય, તો તે વિશે આપ અમને શું હુકમ આપો છો ? આપ(ﷺ) એ ફરમાવ્યું : દીનની સમજ રાખનારા અને ઈબાદતગુઝારોથી મશ્વેરો કરવો અને કોઈના વ્યકિતગત (ખાનગી) મશ્વેરા પર અમલ ન કરવો. (અલ મજમઉલ અવસાત લિતબરાની : ૨/ ૧૭૨, હદીસ : ૧૬૧૮)

# વઅઝ (બયાન) અને નસીહતના આદાબ

## વઅઝ કરનારના આદાબ

(૧) સારી નિય્યતે નસીહત કરવી.
(૨)જે કહે તેના ઉપર જાતે યકીનથી અમલ કરવો. (અલ અદબ ફીદીન : ૩૮)
(૩)પોતાના પેદા કરનાર સામે નમ્રતા જાહેર કરવી.(અલ અદબ ફીદીન:૩૮)
(૪)અલ્લાહથી શરમ અને લજ્જા કરવી.(અલ અદબ ફીદીન : ૩૮)
(૫)વઅઝ કરનારે તેના ઉપર અમલ કરવો.
(૬)(જો એકલો હોય તો)ધીરેથી નસીહત કરવી.
(૭)મુસલમાનોને તેમની ઈચ્છા વગર પણ નસીહત કરતા રહેવું.
(૮)ગર્વ કરવો નહી.(અલ અદબ ફીદીન : ૩૮)
(૯)સાંભળનારને તુચ્છ ન સમજવા અને તેમનાથી સારું ગુમાન રાખવું.
(અલ અદબ ફીદીન : ૩૮)

---

(૧) અલ્લાહ તઆલા હઝરત શોએબ (અલૈ.)નો બનાવ નકલ કરતા ફરમાવે છે :
﴿إِنْ أُرِيْدُ إِلَّا الْإِصْلَاحَ مَا اسْتَطَعْتُ وَمَا تَوْفِيْقِيْ إِلَّا بِاللّٰهِ﴾
**અર્થ:** જેટલા પ્રમાણમાં મારાથી બની શકે અને મને જે કંઈ તૌફીક થાય છે તે અલ્લાહની મદદથી જ છે.(સૂ.હુદ : ૮૮)

(૫) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :
﴿أَتَأْمُرُوْنَ النَّاسَ بِالْبِرِّ وَتَنْسَوْنَ أَنْفُسَكُمْ وَأَنْتُمْ تَتْلُوْنَ الْكِتٰبَ﴾
**અર્થ:** આ કેવો અન્યાય છે કે તમે (બીજા) લોકોને તો નેક કામનો હુકમ કરો છો, પણ પોતાને જ ભૂલી જાઓ છો ? જો કે તમે તો કિતાબ(તવરાતમાં ઈસ્લામ લાવવાનો હુકમ) પઢતા રહો છો.(સૂ.બકરહ : ૪૪)

(૬) ઈમામ શાફઈ (રહ.) ફરમાવે છે : من وعظ أخاه سرا فقد نصحه وزانه
**અર્થ:** જેણે પોતાના ભાઈને ધીરેથી નસીહત કરી તેણે (ખરેખર) નસીહત કરી અને તેને શણગાર્યો.(હિલયતુલ અવલિયાઅ: ૯/ ૧૪૦)

(૭) આપ(ﷺ)નું ફરમાન છે : الدين النصيحة
**અર્થ:** દીન ભલાઈ–ખૈરખ્વાહીનું નામ છે.(મુસ્લિમ:૧/૫૪, હદીસ :૫૫)

(૧૦) લોકોથી કોઈ વસ્તુની આશા રાખવી નહી.(અલ અદબ ફીદીન : ૩૮)
(૧૧) સારી રીતે નસીહત કરતા રહેવું.
(૧૨) લોકોને તેમની રૂચિ વખતે વઅઝ કહેવી.
(૧૩) વઅઝ અને બયાનમાં એવી રીત ન અપનાવવી કે જેથી લોકો કંટાળી જાય.
(૧૪) સમજવું અને સમજાવવાનો ખ્યાલ રાખવો.



---

(૧૧) આપ(ﷺ) પોતાના ખુત્બામાં આ રીતે ઈરશાદ ફરમાવતા :

كان النبي ﷺ يقول : ما بال أقوام يقولون كذا إلخ

અર્થ: કેટલાક લોકોને શું થઈ ગયું છે કે એવું કહે છે, (એટલે કોઈને ઠપકો આપવો હોય તો તેનું નામ ન લેતા બલ્કે સામાન્ય બધાને સંબોધન કરતા જેથી ગુનેહગારની ખામી ન ખુલે અને મકસદ પણ પ્રાપ્ત થઈ જાય.)

(૧૨) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ હઝરત ઈકરમા(રદિ.)થી ફરમાવ્યું:

فإذا أمروك فحدثهم وهم يشتهونه

અર્થ: જયારે લોકો તમને બયાનનો હુકમ કરે અને તેમને (સાંભળવાની) રૂચિ પણ હોય તો તેમની સામે બયાન કર.(બુખારી:૨/૯૩૮,હદીસ:૬૩૨૭)

(૧૩) હઝરત ઈબ્ને મસ્ઉદ (રદિ.) ફરમાવે છે :

كان النبي ﷺ يتخولنا بالموعظة في الأيام كراهة السامة علينا

અર્થ: આપ (ﷺ) અમને અલગ અલગ દિવસોમાં વઅઝ સંભળાવતા હતા (એટલે વઅઝ કહેવામાં અમારા સમયની રિઆયત કરતા હતા.) કારણ કે અમારો કંટાળો આપ(ﷺ)ને પસંદ ન હતો. (બુખારી: ૧/૧૬, હદીસ : ૬૮)

(૧૪) હઝરત અનસ(રદિ.) ફરમાવે છે :

أن النبي ﷺ كان إذا تكلم بكلمة أعادها ثلاثا ، حتى تفهم عنه

અર્થ: આપ(ﷺ) જયારે કોઈ (ખાસ) વાત ઈર્શાદ ફરમાવતા તો ત્રણ વખત પુનરાવર્તન કરતા. જેથી તે સમજમાં આવી જાય.(બુખારી:૧/૪૦,હદીસ:૯૬)

## વઅઝ સાંભળનારના આદાબ

(૧) બયાન સંપૂર્ણ ધ્યાનથી સાંભળવું. (અલ અદબ ફીદીન : ૩૮)
(૨) વઅઝ દરમિયાન વાત કરવી નહીં. (અલ અદબ ફીદીન : ૩૮)
(૩) વઅઝ કરનાર વિશે હૃદય(દિલ) સાફ રાખવું. (અલ અદબ ફીદીન : ૩૮)
(૪) વઅઝ પર યકીન રાખવું. (અલ અદબ ફીદીન : ૩૮)



# પોતાની જાત વિશેના આદાબ

(૧) પોતાના ગુનાહો પર તૌબા કરતા રહેવું.
(૨) કુર્આનની તિલાવતનો પ્રબંધ કરવો.
(૩) પોતાના સંસ્કારને ઉત્તમથી ઉત્તમ બનાવવા.
(૪) અલ્લાહ ઉપર આસ્થા(વિશ્વાસ)રાખવો.
(૫) જુહ્દ (અનુરાગ–ત્યાગ) અપનાવવો અને દુનિયાથી દૂરી પેદા કરવી.

---

(૧) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે: ﴿يٰاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا تُوْبُوْا اِلَى اللّٰهِ تَوْبَةً نَّصُوْحًا﴾
અર્થ: હે ઈમાનવાળાઓ! અલ્લાહ સમક્ષ સાચા અંતઃકરણ–દિલથી તૌબા કરો(સુરએ તહરીમ : ૮)

(૨) આપ(ﷺ)એ (હઝરત અબૂ ઝર(રદિ.)ની નસીહતની વિનંતી પર) ફરમાવ્યું:
عليك بتلاوة القرآن وذكر الله؛ فإنه نور لك في الأرض وذخر لك في السماء
અર્થ: કુર્આનની તિલાવત અને અલ્લાહ તઆલાના ઝિક્રનો પ્રબંધ કરો; કેમકે આ વસ્તુ તમારા માટે જમીનમાં નુર છે અને આખિરતમાં ઝખીરો છે.(સહીહ ઈબ્ને હિબ્બાન: ૨ / ૭૮, હદીસ : ૩૬૧)

(૩) આપ(ﷺ)નું ફરમાન છે : إن خياركم أحسنكم أخلاقا
અર્થ: તમારામાંથી સૌથી ઉત્તમ વ્યક્તિ તે છે જેના અખ્લાક સૌથી સારા હોય. (બુખારી : ૨ / ૮૯૨, હદીસ : ૬૦૨૫)

(૪) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿وَعَلَى اللّٰهِ فَتَوَكَّلُوْا اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ﴾
અર્થ: જો તમે ઈમાન રાખતા હોય તો અલ્લાહ પર જ ભરોસો રાખો.(સૂ.માઈદહ : ૨૩)

(૫) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :
﴿اِعْلَمُوْا اَنَّمَا الْحَيٰوةُ الدُّنْيَا لَعِبٌ وَّلَهْوٌ وَّزِيْنَةٌ وَّتَفَاخُرٌۢ بَيْنَكُمْ وَتَكَاثُرٌ فِى الْاَمْوَالِ وَالْاَوْلَادِ .... وَمَا الْحَيٰوةُ الدُّنْيَا اِلَّا مَتَاعُ الْغُرُوْرِ﴾
અર્થ: તમે સારી પેઠે જાણી લો કે આ જગત જીવન તો માત્ર રમત અને ગમત તેમજ (જાહેરી) શોભા તથા માંહોમાહ શેખી કરવી અને સંપત્તિ તથા સંતતિની વૃદ્ધિની જ ઈચ્છા છે.(તેનું ઉદાહરણ જાણે એક વરસાદની સ્થિતિ છે કે તેના વડે ઉગેલી ખેતીએ ખેડૂતોને ખુશ કર્યા, ફરી તે કરમાઈ જાય છે, પછી તમે➲

(૬) દિલમાં દુનિયાની મુહબ્બત રાખવી નહી.
(૭) દુનિયાના કાર્યોમાં આગળ વધવાની કોશિશ કરવી નહી.
(૮) દુનિયાના મામલામાં પોતાનાથી નિમ્ન વ્યકિતને જુએ.
(૯) પરહેઝગારી અપનાવવી.

---

તેને પીળી પડેલી જુઓ છો, ફરી તે (સુકાઈને) ભૂકો થઈ જાય છે અને આખિરતમાં (કાફિરો માટે) સખત શિક્ષા છે અને (મુઅમિનો માટે) અલ્લાહ તઆલા તરફથી ક્ષમા અને ખુશ્નૂદી પણ છે અને આ જગત જીવન તો માત્ર ધોકાની જ પૂંજી છે. (સૂ.હદીદ:૨૦)

(૬) હઝરત ઈસા ઈબ્ને મરયમ (અલૈ.)નો ઈર્શાદ છે: حب الدنيا رأس كل خطيئة

અર્થ: દુનિયાની મુહબ્બત સૌ બુરાઈઓનું મૂળ છે. (હિલયતુલ અવલિયા : ૬/૩૮૮)

(૭) આપ(ﷺ)નું ફરમાન છે :

فوالله ما الفقر أخشى عليكم، ولكني أخشى عليكم أن تبسط الدنيا عليكم، كما بسطت على من كان قبلكم، فتنافسوها كما تنافسوها، وتهلككم كما أهلكتهم

અર્થ: અલ્લાહ તઆલાની કસમ ! મને તમારા ઉપર ગરીબીનો ડર નથી પરંતુ મને તે વાતનો ભય છે કે આ દુનિયા તમારા ઉપર ફેલાવી દેવામાં આવે જેવી કે તમારાથી પહેલાના લોકો પર ફેલાવી દેવામાં આવી હતી અને પછી તમે તેમાં એકબીજાથી આગળ વધવાની કોશિશ કરો જેમકે તેઓ કરતા હતા અને પછી આ દુનિયા તમને એવી રીતે બરબાદ કરી દે જેવી રીતે તેમને બરબાદ કરી દીધા. (મુસ્લિમ : ૨/૪૦૭,હદીસ,૨૯૬૧)

(૮) આપ(ﷺ)નું ફરમાન છે :

انظروا الى من أسفل منكم، ولا تنظروا إلى من هو فوقكم، فهو أجدر أن لا تزدروا نعمة الله

અર્થ: તે વ્યકિતને જુઓ અને તે વ્યકિતને ન જુઓ જે તમારાથી ઉચ્ચ(વધી)હોય ; કારણ કે તેમાં એ વાતની વધારે આશા છે કે તમે અલ્લાહ તઆલાની નેઅમતોને (જે તમારી ઉપર છે) તુચ્છ સમજવા લાગો. (મુસ્લિમ:૨/૪૦૭,હદીસ : ૨૯૬૩)

(૯) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે: ﴿يَٰٓأَيُّهَا ٱلَّذِينَ ءَامَنُوا ٱتَّقُوا ٱللَّهَ وَكُونُوا مَعَ ٱلصَّٰدِقِينَ﴾

અર્થ: હે ઈમાનવાળાઓ! અલ્લાહથી ડરતા રહો અને (કરણીમાં) સાચાઓનો સંગ રાખો. (સૂ.તવબહ : ૧૧૯)

(૧૦) ધૈર્ય અને સહનશીલતાનો ગુણ પોતાનામાં પેદા કરવો.

(૧૧) બહાદુરી અપનાવવી.

(૧૨) કનાઅત (સંતોષ) અપનાવવો.

(૧૩) દાનનો ગુણ અપનાવવો.

(૧૪) નમ્રતા અપનાવવી.

---

(૧૦) આપ(ﷺ)એ અબ્દે કૈસના પ્રતિનિધિ મંડળમાં અશજ (મુન્ઝીર બિન આઈઝ, જો કે તેના કપાળે ઝખમ હતુ એટલે કે અશજ કહેવાતો હતો.)થી ફરમાવ્યું:

إن فيك خصلتين يحبهما الله : الحلم، والأناة .

**અર્થ:** તમારા અંદર બે ખુબીઓ એવી છે કે જે અલ્લાહ તઆલાને પ્રિય છે, એક ધૈર્ય અને બીજુ શાંતિથી કાર્ય કરવું.(તિરમિઝી: ૨ / ૨૧, હદીસ : ૨૦૧૧)

(૧૧) હઝરત અનસ બિન માલિક (રદિ.) ફરમાવે છે :

كان رسول الله ﷺ أحسن الناس، وكان أجود الناس، وكان أشجع الناس

**અર્થ:** આપ (ﷺ) સૌથી વધુ સંસ્કારી હતા અને સૌથી વધારે દાનવીર હતા અને સૌથી વધારે બહાદૂર હતા.(મુસ્લિમ: ૨ / ૨૫૨, હદીસ : ૨૩૦૭)

(૧૨) આપ(ﷺ) નું ફરમાન છે :

قد أفلح من أسلم، ورزق كفافا، وقنعه الله بما أتاه

**અર્થ:** સફળ થઈ ગયો તે વ્યકિત જે ઈસ્લામ લઈ આવ્યો અને જરૂરત મુજબ તેને રોજી પ્રાપ્ત થઈ ગઈ અને જે કંઈ મળ્યું તેના ઉપર અલ્લાહ તઆલાએ તેને સંતોષની તૌફીક આપી.(મુસ્લિમ: ૧/૩૩૭, હદીસ :૧૦૫૪)

(૧૩) આપ(ﷺ)નું ફરમાન છે :

السخي قريب من الله، قريب من الجنة، قريب من الناس، بعيد من النار، والبخيل بعيد من الله، بعيد من الجنة، بعيد من الناس، قريب من النار، والجاهل السخي أحب إلى الله عز وجل من عابد بخيل

**અર્થ:** દાનવીર માનવી અલ્લાહ તઆલાથી નજીક છે, જન્નતથી નજીક છે, લોકોથી નજીક છે અને જહન્નમથી દૂર છે; અને કંજૂસ અલ્લાહ તઆલાથી દૂર છે, જન્નતથી દૂર છે, લોકોથી દૂર છે અને જહન્નમથી નજીક છે અને અજ્ઞાની સખી અલ્લાહ તઆલાની નજીક ઈબાદત કરનાર કંજૂસથી વધુ પ્રિય છે.(તિરમિઝી: ૧/૧૭, હદીસ : ૧૯૬૧)

(૧૪) આપ(ﷺ)નું ફરમાન છે : من تواضع لله رفعه الله ➲

(૧૫) મહેરબાની અને નરમી અપનાવવી.
(૧૬) શરમાળ રહેવું.
(૧૭) આબરૂ (વકાર) સહિત રહેવું.
(૧૮) ઉમ્મતનો ગમ પોતાનામાં પેદા કરવો.
(૧૯) ઓછુ બોલવું.

---

અર્થ:જે અલ્લાહ તઆલા માટે નમ્રતા અપનાવશે અલ્લાહ તઆલા તેને બુલંદ કરશે. (મુસ્નદે અહમદ : ૩ /૭૬,હદીસ :૧૧૭૪૨)

(૧૫) આપ(ﷺ) એ ફરમાવ્યું : إن الله رفيق يحب الرفق

અર્થ: બેશક અલ્લાહ તઆલા નરમ છે અને નરમીને પસંદ કરે છે.(મુસ્લિમ : ૨ /૩૨૨,હદીસ : ૨૫૯૩)

(૧૬) હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) ફરમાવે છે :

أن النبي ﷺ مر على رجل من الأنصار وهو يعظ أخاه في الحياء، فقال رسول الله ﷺ : دعه، فإن الحياء من الإيمان

અર્થ: આપ(ﷺ) એક અન્સારી સહાબી પાસેથી પસાર થયા અને તેઓ પોતાના ભાઈને હયા (શરમ) વિશે નસીહત કરી રહયા હતા, તો આપ(ﷺ)એ ફરમાવ્યું : તેને છોડી દો, શરમ તો ઈમાનનો એક ભાગ છે.(અબૂદાઉદ : ૨/૬૬૧, હદીસ : ૪૭૯૫)

(૧૭) આપ(ﷺ)નું ફરમાન છે :

إن الهدي الصالح ، والسمت الصالح ، والاقتصاد جزء من خمسة وعشرين جزءا من النبوة

અર્થ: સારો તરીકો, સારી સીરત અને મધ્યમ માર્ગથી કામ લેવું નબુવ્વતના પચ્ચીસમાં ભાગમાંથી એક છે.(અબૂદાઉદ: ૨ / ૬૫૯, હદીસ:૪૭૭૬)

(૧૮) હઝરત હિન્દ બિન હાલા (રદિ.) ફરમાવે છે:

كان رسول الله ﷺ متواصل الأحزان دائم الفكرة

અર્થ: આપ(ﷺ) લગાતાર ગમગીન અને હંમેશાં વિચારમાં ડૂબેલા રહેતા હતા. (શમાઈલે તિરમિઝી:પાન નં.૧૪૭,હદીસ : ૨૨૮)

(૧૯) આપ(ﷺ)નું ફરમાન છે :

من كان يؤمن بالله واليوم الآخر فليقل خيرا أو ليصمت

અર્થ: જે વ્યકિત અલ્લાહ પર અને આખિરતના દિવસ પર ઈમાન રાખતો હોય

(૨૦) કોઈની બદગુમાની કરવી નહી.

(૨૧) ઝિક્ર અને વિર્દ પૂરી પાબંદીથી કરવું.

(૨૨) દરેક હકદારનો હક અદા કરવો.

(૨૩) મોતને યાદ રાખી તેની તૈયારીમાં મગ્ન રહેવું.



---

તો તે સારી વાત કહે અથવા ચુપ રહે. (બુખારી :૨/૯૦૬,હદીસ : ૬૧૩૬)

(૨૦) આપ(ﷺ) એ ફરમાવ્યું : إياكم والظن؛ فإن الظن أكذب الحديث

અર્થ: બદગુમાનીથી બચો, કેમકે બદગુમાની ખુબ જ જુઠી વસ્તુ છે. (તિરમિઝી: ૨ / ૧૯, હદીસ : ૧૯૮૮)

(૨૧) આપ(ﷺ) એ ફરમાવ્યું : أحب الأعمال أدومها إلى الله وإن قل

અર્થ: અલ્લાહને સૌથી વધુ તે કર્મ પસંદ છે જેના ઉપર પાબંદી હોય ભલે ઓછુ હોય. (બુખારી : ૨ / ૯૫૭, હદીસ : ૬૪૬૪)

(૨૨) હઝરત સલમાન ફારસી (રદિ.)એ હઝરત અબૂ દર્દા (રદિ.) થી ફરમાવ્યું :

فأعط كل ذي حق حقه

અર્થ: દરેક હકદારનો હક અદા કરો. (બુખારી : ૨/૯૦૬,હદીસ: ૬૧૩૯)

(૨૩) આપ(ﷺ)નું ફરમાન છે :

الكيس من دان نفسه وعمل لما بعد الموت، والعاجز من أتبع نفسه هواها وتمنى على الله

અર્થ: બુદ્ધિશાળી વ્યકિત તે છે જે પોતાના નફસ પર કાબૂ મેળવે અને મૃત્યુ પછીના જીવન માટે અમલ કરે અને આજીજ (દુઃખી) તે છે જે પોતાના નફસને તેની ઈચ્છાઓ પાછળ છોડી દે અને અલ્લાહ તઆલાથી આશા રાખે. (તિરમિઝી: ૨/૭૨, હદીસ:૨૪૫૯)

# દિલને પવિત્ર રાખવાનાં આદાબ

(૧) દરેક ક્ષણે દિલના સુધારની ફિક્ર કરવી.
(૨) આંતરિક અને બાહય બંને પ્રકારના ગુનાહોને છોડી દેવા.
(૩) દિલમાં કપટ,ઈર્ષા અને અન્ય ગુનાહોથી પાક રહેવું.
(૪) દિલમાં દુનિયાની મુહબ્બત રાખવી નહી.
(૫) અલ્લાહ તઆલાના ફરમાબરદાર બનવાની દુઆ કરવી.

---

(૧) આપ(ﷺ)નું ફરમાન છે :

ألا! وان في الجسد مضغة: إذا صلحت صلح الجسد كله، وإذا فسدت فسد الجسد كله، ألا! وهي القلب

અર્થ: સાંભળો ! શરીરમાં માસનો એક ટુકડો છે. જયારે તે ઠીક હોય છે તો સમગ્ર શરીર ઠીક હોય છે અને જયારે તે બગડે છે તો સમગ્ર શરીર બગડે છે, ધ્યાનથી સાંભળો !તે (માસનો ટુકડો) દિલ છે. (બુખારી:૧/૧૩, હદીસ :૫૨)

(૨) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે: ﴿وَذَرُوْا ظَاهِرَ الْاِثْمِ وَبَاطِنَهٗ﴾

અર્થ: અને તમે ખુલ્લા તેમજ છુપા(દરેક પ્રકારના) ગુનાહોને છોડી દો. (સૂ.અન્આમ : ૧૨૦)

(૩) હઝરત અનસ બિન માલિક (રદિ.) ફરમાવે છે :

قال لي رسول الله ﷺ : يابُنَي! إن قدرتَ أن تصبح وتمسي ليس في قلبك غش لأحد فافعل

અર્થ: મને નબી (ﷺ) એ ફરમાવ્યું હે બેટા ! જો તુ એ વાત પર કાબૂ મેળવી શકે કે તુ સવાર – સાંજ એ અવસ્થામાં કરે કે તારામાં કોઈના પ્રત્યે કપટ, ઈર્ષા ન હોય, તો એવું કર. (તિરમિઝી: ૨/૯૬,હદીસ : ૨૬૭૬)

(૪) હઝરત ઈસા ઈબ્ને મરયમ (અલૈ.)નો ઈર્શાદ છે : حب الدنيا رأس كل خطيئة

અર્થ: દુનિયાની મુહબ્બત સૌ બુરાઈઓનું મૂળ છે. (હિલયતુલ અવલિયાઅ: ૬/૩૮૮)

(૫) આપ(ﷺ)નું ફરમાન છે :

إن قلوب بني آدم كلها بين إصبعين من أصابع الرحمن، كقلب واحد، يصرفه حيث يشاء، ثم قال رسول الله ﷺ : اَللّٰهُمَّ مُصَرِّفَ الْقُلُوْبِ ! صَرِّفْ قُلُوْبَنَا عَلٰى طَاعَتِكَ

અર્થ: બધા લોકોના દિલ અલ્લાહ તઆલાની બે આંગળીઓ વચ્ચે છે, ➲

## (૬) દીન પર અડગ રહેવાની દુઆ કરતા રહેવું.





---

© જેમકે એક જ દિલ હોય, અલ્લાહ જેને ઈચ્છે છે ફેરવી દે છે,પછી અલ્લાહના નબી (ﷺ)એ આ દુઆ માંગી اللهم مصرف (અંત સુધી) હે દિલને ફેરવનાર ! અમારા દિલોને તારી ફરમાબરદારી તરફ ફેરવી દે.(મુસ્લિમઃ ૨/૩૩૫,હદીસઃ ૨૬૫૪)

(૬) હઝરત અનસ (રદિ.) ફરમાવે છે :

ان رسول الله ﷺ يكثر أن يقول : يَا مُقَلِّبَ الْقُلُوبِ! ثَبِّتْ قَلْبِي عَلَىٰ دِينِكَ

અર્થ: અલ્લાહના નબી (ﷺ) વધુ પ્રમાણમાં આ દુઆ પઢયા કરતા હતા. હે દિલોને પલટાવનાર ! મારા દિલને પોતાના દીન પર જમાવી દે.(તિરમિઝીઃ ૨ / ૩૫, હદીસ :૨૧૪

# બયઅતના આદાબ

(૧) સુન્નતની નિય્યતથી બયઅત થવું.

(૨) અલ્લાહ તઆલા અને રસૂલ (ﷺ)ના હુકમો સાંભળવા અને માનવા પર બયઅત લેવી.

(૩) અલ્લાહ તઆલા સાથે કોઈને ભાગીદાર બનાવવો નહી;પાંચ વખતની નમાઝની પાબંદી કરવી અને સવાલ ન કરવા પર બયઅત લેવી.

(૪) પ્રચલિત ગુનાહો છોડવા પર બયઅત કરવી.

---

(૨) હઝરત ઉબાદહ બિન સામિત (રદિ.) ફરમાવે છેઃ

અર્થ: بايعنا رسول الله ﷺ على السمع والطاعة في المنشط والمكره

અમે આપ(ﷺ)ના હાથ પર સાંભળવા અને માનવા પર બયઅત કરી, ખુશી અને ગમી (દરેક હાલત)માં. (બુખારી :૨/૧૦૬૯,હદીસ :૭૧૯૯)

(૩) હઝરત ઔફ બિન માલિક અશ્જઈ (રદિ.) ફરમાવે છેઃ

كنا عند النبي ﷺ سبعة أو ثمانية أو تسعة، فقال: ألا تبايعون رسول الله؟ فبسطنا أيدينا، فقال قائل: يا رسول الله! إنا قد بايعناك، فعلى ما تبايعك؟ فقال: أن تعبدوا الله ولا تشركوا به شيئا، وتقيموا الصلوات الخمس، وتسمعوا وتطيعوا، وأسر كلمة خفية : ولا تسألوا الناس شيئا

અર્થ: અમે સાત અથવા આઠ અથવા નવ માણસો અલ્લાહના નબી (ﷺ) પાસે હાજર હતા, તો આપ(ﷺ) એ ઈર્શાદ ફરમાવ્યો કે શું તમે અલ્લાહના નબી (ﷺ) થી બયઅત નથી થતા? જેથી અમે હાથ ફેલાવ્યો, તો એક વ્યકિતએ અરજ કરીઃ હે અલ્લાહના રસૂલ ! અમે આપથી બયઅત તો થઈ જઈએ પરંતુ આપથી કઈ વાત પર બયઅત કરીએ ? તો આપ(ﷺ) એ ફરમાવ્યું : એ વાત પર કે તમે અલ્લાહ તઆલાની બંદગી કરો અને તેની સાથે કોઈને ભાગીદાર બનાવો નહી અને પાંચ વખતની નમાઝ કાયમ કરો અને સાંભળો અને માનો અને એક વાકય ધીમેથી કહયું કે કોઈની પાસે કોઈ વસ્તુ માંગો નહી.(ઈબ્ને માજહ:પાન નં. ૨૦૬,હદીસ:૨૮૬૭)

(૪) હઝરત ઉબાદા બિન સામિત (રદિ.) ફરમાવે છે :

(૫) ઝકાત અદા કરવી અને દરેક મુસલમાનની ભલાઈ પર બયઅત કરવી.
(૬) સ્ત્રીને તેનો હાથ પકડીને બયઅત કરવી નહી.

---

كنت فيمن حضر العقبة الأولى وكنا اثني عشر رجلا، فبايعنا رسول الله ﷺ على بيعة النساء،وذلك قبل أن تفترض الحرب- على: أن لانشرك بالله شيئا، ولانسرق، ولانزني،ولانأتي ببهتان نفتريه بين أيدينا وأرجلنا، ولا نعصيه في معروف؛ فإن وفيتم فلكم الجنة، وإن غشيتم من ذلك شيئا، فأمركم إلى الله إن شاء عذبكم، وإن شاءغفر لكم

**અર્થ:** હું તે લોકોમાં શરીક હતો જે બયઅતે ઊકબા વખતે હાજર હતા, માટે અમે આપ(ﷺ)ના હાથ પર સ્ત્રીઓ તરફથી બયઅત કરી અને આ યુદ્ધ ફરજ થયા પહેલાની વાત છે, એ વાત પર કે અમે અલ્લાહની સાથે કોઈને ભાગીદાર બનાવીએ નહી અને અમે ચોરી નહી કરીએ અને અમે વ્યભિચાર નહી કરીએ અને અમે પોતાના સંતાનોને કતલ નહી કરીએ અને ન કોઈ એવો આક્ષેપ લગાડીએ જે અમારા હાથ – પગોએ ઘડી કાઢયો હોય અને અમે કોઈ નેક કામમાં આપ (ﷺ)ની નાફરમાની નહી કરીએ, જો તમે આ વાયદો પૂર્ણ કર્યો તો તમારા માટે જન્નત છે અને જો તમે તેમાં કોઈ ખયાનત કરી તો તમારો મામલો અલ્લાહને હવાલે છે, તે ઈચ્છે તો તમને અઝાબ આપે અને જો તે ઈચ્છે તો ક્ષમા આપી દે.(મુસ્નદે અહમદ : ૩૭/૪૧૫,હદીસ :૨૨૭૫૪)

(૫) હઝરત જરીર બિન અબ્દુલ્લાહ (રદિ.) ફરમાવે છે :

بايعت النبي ﷺ على إقام الصلاة، وإيتاء الزكاة، والنصح لكل مسلم

**અર્થ:** મે આપ(ﷺ)ના હાથ પર નમાઝ કાયમ કરવાની,ઝકાત અદા કરવાની અને દરેક મુસલમાનોને ભલાઈ પહોંચાડવાની બયઅત કરી.(બુખારી : ૧/૧૮૮, હદીસ : ૧૪૦૧)

(૬) હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે :

ولا والله ما مست يده يد امرأة قط في المبايعة، مايبايعهن إلا بقوله: قد بايعتُكِ على ذلك

**અર્થ:** અલ્લાહની કસમ ! કયારેય કોઈ સ્ત્રીઓનો હાથ બયઅત વખતે આપ (ﷺ)ના હાથે નથી લાગ્યો, આપ(ﷺ) હમેશાં વાતથી જ બયઅત લેતા અને એ કહીને બયઅત ફરમાવતા:મેં તમને ફલાણી વસ્તુ પર બયઅત કર્યા.(બુખારી :૨/૭૨૬,હદીસ :૪૮૯૧)

# ગુસ્સાના આદાબ

(૧) નરમી અને સખતી અલ્લાહની ખુશી માટે કરવી.
(૨) ગુસ્સા વખતે અલ્લાહની મહાનતાનું ધ્યાન ધરવું.
(૩) શકય હોય ત્યાં સુધી ગુસ્સો કરવાથી બચવું.
(૪) ગુસ્સાને પી જવો.
(૫) (ગુસ્સો આવે ત્યારે) અઉઝુબિલ્લાહ.... પઢવું.
(૬) ગુસ્સા વખતે ચુપ થઈ જવું.

---

(૧) હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે :

والله ماانتقم لنفسه في شيء يؤتى إليه قط حتى تنتهك حرمات الله، فينتقم لله

**અર્થ:** અલ્લાહની કસમ આપ(ﷺ) એ પોતાની જાત માટે કયારેય કોઈનાથી બદલો લીધો નથી અહિંયા સુધી કે અલ્લાહની હરામ કરેલી બાબતોની પાયમાલી થતી હોય તો અલ્લાહ માટે બદલો લેતા. (બુખારી:૨/૧૦૦૩,હદીસ:૬૭૮૬)

(૨) قال النبي ﷺ لأبي مسعود حين كان يضرب مملوكه: لله أقدر عليك منك عليه

**અર્થ:** નબી(ﷺ)એ હઝરત અબૂ મસઊદ(રદિ.)ને સંબોધીને ફરમાવ્યું જયારે કે તેઓ પોતાના ગુલામને મારી રહયા હતા, અલ્લાહ તારી ઉપર તેનાથી વધુ શકિત ધરાવે છે જેટલી તુ આની ઉપર ધરાવે છે. (તિરમિઝી: ૨/૧૬, હદીસ : ૧૯૪૭)

(૩) આપ(ﷺ)નું ફરમાન છે : لاتغضب

**અર્થ:** ગુસ્સો કરીશ નહી. (બુખારી : ૨/૯૦૩, હદીસ :૬૧૧૬)

(૪) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿وَالْكٰظِمِيْنَ الْغَيْظَ وَالْعَافِيْنَ عَنِ النَّاسِ﴾

**અર્થ:** અને ગુસ્સાને દબાવે છે અને લોકો(ના અપરાધ)ને માફ કરે છે. (સૂ.આલિ ઈમરાન :૧૩૪)

(૫) આપ(ﷺ)નું ફરમાન છે :

إذا غضب الرجل فقال: أعوذ بالله، سكن غضبه

**અર્થ:** વ્યકિત જયારે ગુસ્સામાં હોય અને અઉઝુબિલ્લાહ પઢે તો તેનો ગુસ્સો દૂર થઈ જાય છે. (કન્ઝુલ ઉમ્માલ : ૩/૫૧૯,હદીસ : ૭૬૯૨)

(૬) આપ(ﷺ)નું ફરમાન છે : إذا غضب أحدكم فليسكت

**અર્થ:** અને જયારે કોઈ ગુસ્સે થાય તો ચુપ રહે(સામે જવાબ ન આપે) (અલ અદબુલ મુફરદ : ૧/૯૫,હદીસ : ૨૪૫)

(૭) જે હાલતમાં ગુસ્સો આવે તે હાલતને બદલી નાંખવી(દા.ત. ઊભા હોય અને ગુસ્સો આવે તો બેસી જવું. જો તેમ છતાં ગુસ્સો ઠંડો ન થાય તો સુઈ જવું.
(૮) ગુસ્સો આવે ત્યારે વુઝૂ કરી લેવું.
(૯) ક્ષમા કરવી અને ધીરજ ધરવી.
(૧૦) બુરાઈનો બદલો લેવામાં અતિશયોકિત કરવી નહી.

❁❁❁❁❁

---

(૭) આપ(ﷺ)નું ફરમાન છે:
إذا غضب أحدكم وهو قائم فليجلس، فإن ذهب عنه الغضب؛ وإلا فيضطجع
અર્થ: જયારે કોઈને ગુસ્સો આવે અને તે ઊભો હોય તો બેસી જાય જો તેનાથી ગુસ્સો ઠંડો પડી જાય તો ઠીક નહીતર સુઈ જાય.(અબૂદાઉદ:૨/૬૫૯,હદીસ:૪૭૮૨)
(૮) આપ(ﷺ)નું ફરમાન છે:
إن الغضب من الشيطان، وإن الشيطان خلق من النار، وإن تطفأ النار بالماء، فإذا غضب أحدكم فليتوضأ
અર્થ: ખરેખર ગુસ્સો શયતાન તરફથી છે અને શયતાનને આગ વડે પેદા કરવામાં આવ્યો છે અને આગને પાણી વડે ઓલવવામાં આવે છે માટે જયારે કોઈને ગુસ્સો આવે તો તેણે વુઝૂ કરી લેવું જોઈએ.(અબૂદાઉદ:૨/૬૬૦,હદીસ :૪૭૮૪)
(૯) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿وَاِذَا مَا غَضِبُوْا هُمْ يَغْفِرُوْنَ﴾
અર્થ: અને જયારે તેમને ગુસ્સો આવે ત્યારે માફ કરી દે છે.(સૂ.શુરા:૩૭)
(૧૦) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :
﴿وَاِنْ عَاقَبْتُمْ فَعَاقِبُوْا بِمِثْلِ مَا عُوْقِبْتُمْ بِهٖ وَلَئِنْ صَبَرْتُمْ لَهُوَ خَيْرٌ لِّلصّٰبِرِيْنَ﴾
અર્થ: અને જો તમે બદલો વાળો તો જેટલી તકલીફ તમને પહોંચાડવામાં આવે તેટલો જ બદલો લઈ લો અને જો સબર કરો તો સબર કરનારાઓ માટે એ જ બેહતર છે. (સૂ.નહલ : ૧૨૬)

# મુસીબત અને તકલીફના આદાબ

(૧) મુસીબત પર દુઃખ પહોંચતા જ સબર કરવી.
(૨) મુસીબત પર સવાબની ઉમ્મીદ કરવી.
(૩) إِنَّا لِلّٰهِ وَإِنَّا إِلَيْهِ رَاجِعُوْنَ પઢવું અને (ત્યાર પછી) આ દુઆ પઢવી.

اَللّٰهُمَّ آجِرْنِي فِي مُصِيبَتِي وَاخْلُفْ لِي خَيراً مِّنهَا

(૪) મોતને યાદ કરીને પોતાની તકલીફ હળવી કરવી.
(૫) અલ્લાહના રસૂલ(ﷺ)ની વફાતને યાદ કરી પોતાની મુસીબતને હળવી બનાવવી.

---

(૧) આપ(ﷺ)નું ફરમાન છે : إنما الصبر عند الصدمة الأولى
**અર્થ:** અસલ સબર તો તકલીફ પહોંચતાની સાથે કરવી (તે) છે. (એટલા માટે કે પછી તો બધાને શાંતિ થઈ જાય છે. (બુખારી:૧/૧૭૧,હદીસ:૧૨૮૩)

(૨) قال النبي ﷺ لامرأة : فلتصبر ولتحتسب
**અર્થ:** આપ(ﷺ)એ એક દુઃખી સ્ત્રીથી ફરમાવ્યું ધીરજ રાખો અને સવાબની ઉમ્મીદ રાખો. (બુખારી : ૧/૧૭૧,હદીસ : ૭૦૧૦)

(૩) આપ(ﷺ)નું ફરમાન છે :

ما من مسلم تصيبه مصيبة فيقول ما أمره الله : "إنا لله وإنا إليه راجعون ،
اللّٰهُمَّ آجرني في مصيبتي واخلف لي خيرا منها" إلا أخلف الله له خيرا منها

**અર્થ:** જ્યારે કોઈ મુસલમાનને તકલીફ પહોંચે અને તે એ વાત કહે જેનો અલ્લાહે હુકમ કર્યો છે, "ઈન્નાલિલ્લાહી વ ઈન્ના ઈલહિ રાજિઊન" તો અલ્લાહ તેનાથી (પણ) ઉત્તમ વસ્તુ અર્પણ કરે છે. (મુસ્લિમ:૧/૩૦૦,હદીસ:૯૧૮)

(૪) આપ(ﷺ)નું ફરમાન છે :

أكثروا ذكر هاذم اللذات؛ فإنه ماذكره أحد في ضيق من العيش إلا وسعه عليه

**અર્થ:** આનંદને દૂર કરનારી વસ્તુ : મોતને વધુ પ્રમાણમાં યાદ કર્યા કરો એટલા માટે કે જે વ્યક્તિ તેને તંગીમાં યાદ કરશે તેના માટે એ વિશાળતા લાવશે. (મુસ્નદે બઝ્ઝાર : ૧૩/૩૫૩,હદીસ :૬૯૮૭)

(૪) આપ(ﷺ)નું ફરમાન છે :

إذا أصاب أحدكم مصيبة فليذكر مصيبته بي، فإنها من أعظم المصائب

(૬) મુસીબત આવી પડે તો અલ્લાહની નેઅમતોને યાદ કરવી.
(૭) પોતાની તકદીર(ભાગ્ય)ને યાદ કરવી.
(૮) અલ્લાહ તઆલાથી તે મુસીબત દૂર થવાની આશા રાખવી.
(૯) પરેશાની અને તકલીફ વખતે આ દુઆ પઢવી.
لَآ إِلٰهَ إِلَّآ أَنْتَ سُبْحٰنَكَ إِنِّيْ كُنْتُ مِنَ الظّٰلِمِيْنَ અને اَلْحَمْدُ لِلّٰهِ عَلٰى كُلِّ حَالٍ

---

અર્થ: તમારામાંથી કોઈને (કોઈ) મુસીબત પહોંચે તો મારી (વફાતની) મુસીબતને યાદ કરે કેમકે તે સૌથી મોટી મુસીબત છે. (મુકદમા સુનને દારમી:૧/૨૨૨,હદીસ:૮૫)

(૬) હઝરત ઉમર (રદિ.) ફરમાવે છે :

مانزلت بي مصيبة إلا كان لله عليّ فيها ثلاث نعم: إذ لم تكن في ديني، وإذ لم تكن أعظم من ذلك، وإذ ألهمني الله الصبر عليها

અર્થ: મુસીબતના સમયે મારા ઉપર અલ્લાહ તઆલાની ત્રણ નેઅમતો હોય છે, (૧) એ મુસીબતનો સંબંધ મારા દીનથી નથી. (૨) આવેલી મુસીબતથી મોટી મુસીબત ન આવી. (૩) અલ્લાહ તઆલાએ મને તેના ઉપર સબર કરવાની તૌફિક આપી. (મવસૂઅતુલ આદાબિલ ઈસ્લામિય્યઃ૭૯૦)

(૭) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿مَا أَصَابَ مِنْ مُّصِيْبَةٍ فِي الْأَرْضِ وَلَا فِيْٓ أَنْفُسِكُمْ إِلَّا فِيْ كِتٰبٍ مِّنْ قَبْلِ أَنْ نَّبْرَأَهَا إِنَّ ذٰلِكَ عَلَى اللّٰهِ يَسِيْرٌ، لِّكَيْلَا تَأْسَوْا عَلٰى مَا فَاتَكُمْ وَلَا تَفْرَحُوْا بِمَآ اٰتٰكُمْ﴾

અર્થ: કોઈ પણ આફત દુનિયામાં કે તમારી જાતોને પહોંચતી નથી, પરંતુ અમારા તેને પેદા કરવા પહેલા જ તે એક કિતાબ (લવહે મહફૂઝ)માં લખાયેલી છે. બેશક,એ કાર્ય અલ્લાહની નજીક બહુ સહેલુ છે. એ વિશેની ખબર(આપી) એટલા માટે કે જે કઈ તમારી પાસેથી જતુ રહે તેના ઉપર (અતિશય) નિરાશ ન થાવ અને જે કઈ તેણે તમને અર્પણ કર્યુ છે તેના ઉપર ફુલાય ન જાઓ. (સૂ.હદીદ :૨૨,૨૩)

(૮) આપ(ﷺ)એ હદીસે કુદસીમાં ફરમાવ્યું : أنا عند ظن عبدي بي

અર્થ: હું મારા બંદાના ગુમાન સાથે છું, જેવું તે મારાથી ગુમાન રાખે. (તિરમિઝી: ૨/૬૪,હદીસ :૨૩૮૮)

(૯) આપ(ﷺ)નું ફરમાન છે :

دعوة ذي النون إذ دعا وهو في بطن الحوت: لاإله إلا أنت سبحنك

(૧૦) લોકો સમક્ષ (તે તકલીફની) ફરિયાદ કરવી નહી.

(૧૧) મુસીબતમાં સપડાયેલાઓને જોઈને આ દુઆ પઢવી.

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِي عَافَانِي مِمَّا ابْتَلَاكَ بِهٖ، وَفَضَّلَنِيْ عَلٰى كَثِيرٍ مِّمَّنْ خَلَقَ تَفْضِيلًا



---

إني كنت من الظلمين؛ فإنه لم يدع بها رجل مسلم في شيء قط إلا استجاب الله له

અર્થ: હઝરત યુનૂસ(અલૈ.)ની દુઆ જે તેમણે માછલીના પેટમાં માંગી હતી "લા ઈલાહ ઈલ્લા અન્ત સુબ્હાનક ઈન્ની કુન્તુ મિનઝ્ઝાલિમીન" જે મુસલમાન કયારે પણ કોઈ વસ્તુ વિશે તેના દ્વારા દુઆ માંગશે તો અલ્લાહ તેની તે દુઆને જરૂર કબૂલ ફરમાવશે. (તિરમિઝી:૨/૧૮૮,હદીસ:૩૫૦૫)

☛ હઝરત આઈશા (રદિ.)નું ફરમાન છે :

كان رسول الله ﷺ وإذا رأى ما يكرهه قال : الحمد لله على كل حال

અર્થ: આપ(ﷺ)ને જયારે કોઈ નાપંસદ વસ્તુ પેશ આવતી તો આપ(ﷺ) ફરમાવતા : الحمد لله على كل حال દરેક સ્થિતિમાં સર્વ વખાણ અલ્લાહ તઆલા માટે જ છે. (ઈબ્ને માજહ : પાન નં. ૨૭૦,હદીસ : ૩૮૦૩)

(૧૦) અલ્લાહ તઆલાએ હઝરત યાકૂબ (અલૈ.)ની ઘટનાનું વર્ણન કરતા ફરમાવ્યું. ﴿قَالَ اِنَّمَآ اَشْكُوْا بَثِّيْ وَحُزْنِيْٓ اِلَى اللّٰهِ﴾

અર્થ: હું તો મારી રૂંધણ અને ગમ અલ્લાહ તઆલાની સમક્ષ જાહેર કરું છું. (સૂ. યુસુફ : ૮૬)

(૧૧) આપ(ﷺ) નું ફરમાન છે:

من رأى صاحب بلاء فقال: "الحمد لله الذي عافاني مما ابتلاك به، وفضلني على كثير ممن خلق تفضيلا" ؛ إلا عوفي ذلك البلاء كائنا ما كان، ما عاش

અર્થ: જે વ્યકિત કોઈ મુસીબતમાં ફસાયેલાને જોઈને આ દુઆ પઢે "અલહમ્દુ લિલ્લાહિલ્લઝી આફાની મિમ્મબ્તલાક બિહી, વ ફઝ્ઝલની અલા કષીરીમ મિમ્મન ખલક તફઝીલા" તો જયાં સુધી તે જીવતો રહેશે તે મુસીબતથી તેને આફિયત મળશે. (તિરમિઝી: ૨ / ૧૮૧, હદીસ : ૨૪૧૩)

# મુસાફરીના આદાબ

(૧) સારી નિય્યતથી સફર કરવો. (મવસૂઅતુલ આદાબિલ ઈસ્લામિય્યહ:૪૨૫)
(૨) સફર (શરૂ) કરતા પહેલા ઈસ્તિખારો કરી લેવો.
(૩) અનુભવી લોકોથી મશ્વેરો કરવો. (મવસુઅતુલ આદાબિલ ઈસ્લામિય્યહ: ૪૨૭)
(૪) લોકોના હક્કો અદા કરી દેવા.
※ મસ્અલો: સ્ત્રીએ મહરમ વગર સફર કરવો નહી.
(૫) (ફર્ઝ સફર સિવાયમાં) માતા – પિતાથી પરવાનગી લઈ લેવી.
(મવસુઅતુલ આદાબિલ ઈસ્લામિય્યહ : ૪૨૯)
(૬) વસિય્યત કરીને (સફર પર) જવુ.

---

(૨) આપ(ﷺ)નું ફરમાન છે : إذا همَّ أحدكم بالأمر فليركع ركعتين إلخ
અર્થ: જયારે તમારામાંથી કોઈને કોઈ મામલો પેશ આવે તો બે રકાત નમાઝ પઢો. (બુખારી : ૧ / ૧૫૫, હદીસ : ૧૧૬૨)
(૪) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :
﴿إِنَّ اللّٰهَ يَأْمُرُكُمْ أَنْ تُؤَدُّوا الْأَمٰنٰتِ إِلٰى أَهْلِهَا﴾
અર્થ: નિ:શક અલ્લાહ તમને (આ વાતનો) આદેશ આપે છે કે થાપણોને તેમના હકદારો તરફ પહોંચતી કરો. (સૂ. નિસાઅ : ૫૮)
※ આપ(ﷺ)નું ફરમાન છે :
لا يحل لامرأة تؤمن بالله واليوم الاخرظر تسافرمسيرة يوم وليلة؛ إلا مع ذي محرم منها
અર્થ: કોઈ સ્ત્રી માટે જે અલ્લાહ અને આખિરતના દિવસ પર ઈમાન ધરાવતી હોય તેના માટે જાઈઝ નથી કે મહરમ વગર એક દિવસ–રાતથી વધારે સફર કરે. (બુખારી : ૧/૧૪૭,હદીસ : ૧૦૮૮)
(૬) આપ(ﷺ)એ ફરમાવ્યું :
ماحق امرئ مسلم له شيء يريد أن يوصي فيه، يبيت ليلتين إلا ووصيته مكتوبه عنده
અર્થ: કોઈ એવો મુસલમાન કે જેની પાસે કોઈ એવી વસ્તુ હોય જે બાબતે તે વસિય્યત કરવા માંગતો હોય એ હક નથી કે તે બે રાતો એવી હાલતમાં પસાર ➲

(૭)ઘરમાં કોઈને પોતાનો નાયબ બનાવીને જવું.

(૮) ઘરવાળાઓને રૂપિયા – સામાન આપીને જવું.

(મવસુઅતુલ આદાબિલ ઈસ્લામિય્યહ : ૪૩૦)

(૯) જરૂરત પ્રમાણે રૂપિયા–સામાન સાથે લઈને જવું.

(૧૦) સફરમાં કામ આવતી જરૂરી સાધન – સામગ્રી સાથે લઈને જવી.

(ઉમ્દતુલ કારી)

(૧૧) લાંબા અને ટુંકા સફર માટે યોગ્ય સવારીની વ્યવસ્થા કરવી.

(૧૨) વિવિધ પત્નીઓ વચ્ચે ચિઠ્ઠી ઉછાળવી.

( એટલા માટે કે તેમાંથી સફરમાં કોને સાથે લઈ જવી.)

(૧૩) નેક સાથીને સફરનો સાથી બનાવવો.

---

કરે કે તેની પાસે વસિય્યત લખેલી ન હોય. (બુખારી : ૧/૩૮૨,હદીસ : ૨૭૩૮)

(૭) لأن رسول الله ﷺ خرج إلى تبوك فاستخلف عليا

અર્થ: અલ્લાહના નબી (ﷺ) જયારે ગઝવએ તબૂક માટે તશરીફ લઈ ગયા તો હઝરત અલી (રદિ.)ને પોતાના નાયબ બનાવ્યા. (બુખારી:૨/૬૩૩,હદીસ:૪૪૧૬)

(૯) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿وَتَزَوَّدُوْا فَإِنَّ خَيْرَ الزَّادِ التَّقْوٰى﴾

અર્થ: અને (જયારે હજ માટે નીકળો તો મુસાફરીનો) ખર્ચ અવશ્ય સાથે લઈ લો, કારણ કે ખર્ચ સાથે લેવામાં સૌથી મોટો ફાયદો ભીખથી બચવું છે. (સૂ:બકરહ: ૧૯૭)

(૧૧) હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે :

فجهزناهما أحث الجهاز وصنعنا لهما سفرة من جراب

અર્થ: અમે તેમના માટે જરૂરી સફરનો સામાન તૈયાર કર્યો અને તેને ચામડાના થેલામાં મુકયો. (બુખારી:૧/૫૫૩, હદીસ:૩૯૦૫)

(૧૨) હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે:

كان النبي ﷺ إذا أراد أن يخرج أقرع بين نسائه

અર્થ: અલ્લાહના રસૂલ (ﷺ) જયારે સફર માટે ઈરાદો કરતા તો પોતાની પવિત્ર પત્નીઓ વચ્ચે ચીઠ્ઠી ઉછાળતા હતા. (બુખારી:૧/૪૦૩,હદીસ:૨૮૭૯)

(૧૩) આપ (ﷺ)નું ફરમાન છે :

اَللّٰهُمَّ إني أعوذبك من يوم السوء ..... ومن صاحب السوء

અર્થ: હે અલ્લાહ ! હુ પનાહ ચાહું છું બુરા દિવસથી.... અને બુરા સાથી થી. (મુઅજમે કબીર : ૧૭/૨૯૪,હદીસ : ૮૧૦)

(૧૪) ઓછામાં ઓછા ત્રણ સાથી (સાથે) હોવા જોઈએ. (જો કોઈ સાથી ન પણ હોય તો સફર કરી શકાય છે. ઈસ્લામના પ્રારંભમાં તેની ખાસ જરૂરત હતી.)
(૧૫) સાથીઓમાંથી કોઈને અમીર બનાવી લેવો.
(૧૬) અમીરની ફરમાબરદારી કરવી.
(૧૭) શકય હોય તો જુમેરાતના દિવસે સફરની શરૂઆત કરવી.
(૧૮) વહેલી સવારે સફર કરવો.
(૧૯) સફરમાં જતા પહેલા બે રકાત નમાઝ પઢવી.

---

(૧૪) આપ(ﷺ)નું ફરમાન છે :

الراكب شيطان، والراكبان شيطانان، والثلاثة ركب

અર્થ: એક સવાર શયતાન છે અને બે સવાર શયતાન છે અને ત્રણ માણસોનો કાફલો છે. (અબૂદાઉદ: ૧/૩૫૧, હદીસ : ૨૬૦૭)

(૧૫) આપ(ﷺ)નું ફરમાન છે : إذا خرج ثلاثة في سفر فليؤمروا أحدهم

અર્થ: જયારે ત્રણ માણસો સફર માટે નીકળે તો તેમાંથી એકને અમીર બનાવો. (અબૂદાઉદ: ૧/૩૫૧, હદીસ :૨૬૦૮)

(૧૬) આપ(ﷺ)નું ફરમાન છે : اسمعوا وأطيعوا وان استعمل عليكم عبد حبشي

અર્થ: સાંભળો ! અને માનો ! ભલે તમારી ઉપર હબશી ગુલામને હાકિમ બનાવવામાં આવે. (બુખારી: ૨/૧૦૫૭, હદીસ :૭૧૪૨)

(૧૭) હઝરત કઅબ બિન માલિક (રદિ.) ફરમાવે છે :

لقلما كان رسول الله ﷺ يخرج إذا خرج في سفر إلا يوم الخميس

અર્થ: અમુક જ વાર એમ બનતુ કે આપ(ﷺ) જુમેરાતના દિવસ સિવાય સફર માટે નિકળતા. (બુખારી:૧/૪૧૨, હદીસ :૨૯૪૯)

(૧૮) આપ(ﷺ)નું ફરમાન છે : اللّٰهُمَّ بارك لأمتي في بكورها

અર્થ: હે અલ્લાહ! મારી ઉમ્મતની સવાર(પ્રભાત)માં બરકત અર્પણ કર. (અબૂદાઉદ: ૧/૩૫૦, હદીસ : ૨૬૦૬)

(૧૯) આપ(ﷺ)નું ફરમાન છે :

ما خلف عبد على أهله أفضل من ركعتين يركعهما عندهم حين يريد السفر

અર્થ: કોઈ માણસ પોતાના ઘરવાળાઓ પાસે આ બે રકાતથી સારો કોઈ ➲

(૨૦) મુસાફિરને વિદાય કરતી વખતે આ દુઆ આપવી.

أَسْتَوْدِعُ اللهَ دِينَكَ وَأَمَانَتَكَ وَخَوَاتِيمَ عَمَلِكَ

(૨૧) પરિવારજનો અને સગા–સંબંધીઓને વિદાય આપતા મુસાફિરે આ દુઆ પઢવી.

أَسْتَوْدِعُكَ اللهَ الَّذِيْ لَاتَضِيْعُ وَدَائِعُه

(૨૨) ઘરેથી નિકળતી વખતે આ દુઆ પઢવી.

بِسمِ اللهِ تَوَكَّلْتُ عَلَى اللهِ ، اَللّٰهُمَّ إِنَّا نَعُوْذُبِكَ مِنْ أَنْ نَزِلَّ، أَوْ نَضِلَّ، أَوْ نَظْلِمَ أَوْ نُظْلَمَ، أَوْ نَجْهَلَ أَوْ يُجْهَلَ عَلَيْنَا

---

⊂ નાયબ નથી છોડતો જે તે સફરનો આરંભ કરતી વેળા પઢે છે. (મુસન્નફે ઈબ્ને અબી શયબહ :૧/૪૩૪,હદીસ :૪૮૩૯)

(૨૦) હઝરત કઝઅહ(રહ.) ફરમાવે છે કે મને ઈબ્ને ઉમર(રદિ.) એ ફરમાવ્યું:

هلم أودعك كما ودعني رسول الله ﷺ ؛أَسْتَوْدِعُ اللهَ دِينَكَ وَأَمَانَتَكَ وَخَوَاتِيمَ عَمَلِكَ

અર્થ: આવો હું તમને એ રીતે રૂખ્સત કરું જે રીતે મને નબી(ﷺ)એ રૂખ્સત કર્યો હતો. ત્યાર પછી આ દુઆ أَسْتَوْدِعُكَ الله(અંત સુધી) પઢી. (અબૂદાઉદ:૧/૩૫૦, હદીસ: ૨૬૦૦)

(૨૧) كان النبي ﷺ عند السفر يقول لأهله مودعا عنهم: أستودعك الله الذي لاتضيع ودائعه

અર્થ: આપ(ﷺ) સફર માટે નિકળતા તો ઘરવાળાઓથી રૂખ્સત થતી વેળા આ દુઆ પઢતા أَسْتَوْدِعُكَ الله (અંત સુધી) હું તમને અલ્લાહ તઆલા પાસે થાપણ પેટે રાખુ છું, જેની પાસે મુકવામાં આવેલ થાપણો બરબાદ થતી નથી. (ઈબ્નેમાજહ: પાન નં. ૨૦૨,હદીસ:૨૮૨૫)

(૨૨) હઝરત ઉમ્મે સલમા (રદિ.) ફરમાવે છે :

أن النبي ﷺ كان إذاخرج من بيته قال: بسم الله توكلت على الله، اَللّٰهُمَّ إنا نعوذبك من أن نزل، أو نضل، أو نَظلِم أو نُظلَم، أو نجهل أو يجهل علينا

અર્થ: આપ(ﷺ) જયારે ઘરેથી બહાર નીકળતા તો આ દુઆ પઢતા بِسمِ الله (અંત સુધી) અલ્લાહના નામથી પ્રારંભ કરું છુ,અલ્લાહ પર જ ભરોસો કરું છું. ⊃

(૨૩) બીજાની સવારી પર તેની પરવાનગી વગર આગળ ન બેસવું.

(૨૪) સવારી પર પગ મુકતા જ બિસ્મિલ્લાહ પઢવી, પછી સવાર થયા પછી અલ્હમ્દુલિલ્લાહ કહીને આ દુઆ પઢવી.

سُبحَانَ الَّذِيْ سَخَّرَ لَنَا هٰذَا وَمَا كُنَّا لَه مُقرِنِيْنَ، وَاِنَّا إِلىٰ رَبِّنَا لَمُنقَلِبُوْنَ

(૨૫) ત્રણ વાર અલ્હમ્દુલિલ્લાહ અને પછી ત્રણ વાર અલ્લાહુ અકબર પઢે અને પછી આ દુઆ પઢે.

سُبحَانَكَ إِنِّيْ ظَلَمْتُ نَفْسِيْ فَاغْفِرْلِيْ، إِنَّه لَا يَغْفِرُ الذُّنُوْبَ إِلَّا أَنْتَ

---

અલ્લાહ! અમે પનાહ માંગીએ છીએ કે અમે લપસી જઈએ અથવા ગુમરાહ થઈ જઈએ અમે (કોઈપર) અત્યાચાર કરીએ અથવા અમારા ઉપર અત્યાચાર ગુઝારવામાં આવે , અમે નાદાની કરીએ અથવા અમારા ઉપર નાદાની કરવામાં આવે.(તિરમિઝી : ૨ / ૧૮૧ હદીસ : ૩૪૨૭)

(૨૪) હઝરત અબૂ બુરયદા (રદિ.) ફરમાવે છે :

بينما النبي ﷺ يمشي إذ جاءه رجل ومعه حمار فقال: يا رسول الله! اركب، وتأخر الرجل، فقال رسول الله ﷺ : لا، أنت أحق بصدر دابتك؛ إلا أن تجعله لي؛ قال: قد جعلته لك، قال: فركب

અર્થ: આપ(ﷺ) પગપાળા જઈ રહયા હતા એવામાં એક માણસ આવ્યા તેની પાસે ગધેડુ હતું, તેણે અરજ કરી: હે અલ્લાહના રસૂલ ! (ચાલો) સવાર થઈ જાવ અને તે માણસ પાછળ હટી ગયો તો આપ(ﷺ)એ ફરમાવ્યું : ના ના તમે તમારી સવારીના આગળ(બેસવાના) હકદાર વધુ છો; પરંતુ જો તમે જાતે(જગ્યા) કરી દો તો અલગ વાત છે. તો તે માણસે કહયું : તે (જગ્યા) મેં આપના માટે કરી દીધી,રાવી ફરમાવે છે કે ત્યાર પછી આપ (ﷺ) સવાર થઈ ગયા. (તિરમિઝી :૨ / ૧૦૬,હદીસ:૨૭૭૩)

(૨૫) હઝરત અલી બિન રબીઅહ (રદિ.) ફરમાવે છે :

شهدت عليا أتي بدابة ليركبها، فلما وضع رجله في الركاب قال: بسم الله، فلما استوى على ظهرها قال: الحمدلله، ثم قال: سبحان الذي سخر لنا هٰذا وماكنا له مقرنين، وانا إلى ربنا لمنقلبون، ثم قال: الحمد لله ثلاث مرات، ثم قال: الله أكبر ثلاث مرات، ثم قال: سبحانك إني ظلمت نفسي فاغفرلي، إنه لايغفر الذنوب إلا أنت، ثم ضحك .... ثم قال :رأيت رسول الله ﷺ

(૨૬) સવારી પર બેસીને ત્રણ વાર અલ્લાહુ અકબર પઢયા પછી આ દુઆ પઢવી.

سُبْحَانَ الَّذِيْ سَخَّرَ لَنَا هٰذَا وَمَا كُنَّا لَهُ مُقْرِنِيْنَ وَإِنَّا إِلَىٰ رَبِّنَا لَمُنْقَلِبُوْنَ، اَللّٰهُمَّ إِنَّا نَسْأَلُكَ فِيْ سَفَرِنَا هٰذَا الْبِرَّ وَالتَّقْوٰى. وَمِنَ الْعَمَلِ مَا تَرْضٰى اَللّٰهُمَّ هَوِّنْ عَلَيْنَا سَفَرَنَا هٰذَا، وَاطْوِ عَنَّا بُعْدَهُ، اَللّٰهُمَّ أَنْتَ الصَّاحِبُ فِي السَّفَرِ، وَالْخَلِيْفَةُ فِي الْأَهْلِ؛ اَللّٰهُمَّ إِنِّيْ أَعُوْذُبِكَ مِنْ وَعْثَاءِ السَّفَرِ، وَكَآبَةِ الْمَنْظَرِ، وَسُوْءِ الْمُنْقَلَبِ فِي الْمَالِ وَالْأَهْلِ

---

⊃ فعل كما فعلت

અર્થ: હઝરત અલી (રદિ.)ને મેં જોયા તેમની પાસે સવાર માટે જાનવર લાવવામાં આવ્યું તો જયારે આપે સવારીમાં પગ મુકયો તો "બિસ્મિલ્લાહ" પઢયા પછી જયારે તેની પીઠ પર સવાર થઈ ગયા તો ફરમાવ્યું :"અલ્હમ્દુલિલ્લાહ" ત્યાર પછી આ દુઆ પઢી سُبْحَانَ الَّذِيْ (અંત સુધી) પછી ત્રણ વાર "અલ્હમ્દુ લિલ્લાહ"કહયું અને ત્યાર પછી ત્રણ વાર "અલ્લાહુ અકબર" કહયું પછી આ દુઆ પઢી سبحانك إني (અંત સુધી) ત્યાર પછી આપ આછુ હસ્યા પછી ફરમાવ્યું : મેં અલ્લાહના નબી (ﷺ)ને આ રીતે કરતા જોયા જેમ મેં કર્યુ.
(અબૂદાઉદ:૧/૩૫૦,હદીસ:૨૬૦૨)

(૨૪) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) ફરમાવે છે :

أن رسول الله ﷺ كان إذا استوى على بعيره خارجا إلى سفر، كبّر ثلاثا، ثم قال: سُبْحَانَ الَّذِي سَخَّرَ لَنَا هٰذَا وَمَا كُنَّا لَهُ مُقْرِنِيْنَ، وَإِنَّا إِلَىٰ رَبِّنَا لَمُنْقَلِبُوْنَ، اَللّٰهُمَّ إِنَّا نَسْأَلُكَ فِيْ سَفَرِنَا هٰذَا الْبِرَّ وَالتَّقْوٰى، وَمِنَ الْعَمَلِ مَا تَرْضٰى، اَللّٰهُمَّ هَوِّنْ عَلَيْنَا سَفَرَنَا هٰذَا، وَاطْوِ عَنَّا بُعْدَهُ، اَللّٰهُمَّ أَنْتَ الصَّاحِبُ فِي السَّفَرِ، وَالْخَلِيْفَةُ فِي الْأَهْلِ؛ اللّهُمَّ إِنِّيْ أَعُوْذُ بِكَ مِنْ وَعْثَاءِ السَّفَرِ، وَكَآبَةِ الْمَنْظَرِ، وَسُوْءِ الْمُنْقَلَبِ فِي الْمَالِ وَالْأَهْلِ

અર્થ: આપ(ﷺ) જયારે સફર માટે નીકળતા અને પોતાના ઊંટ ઉપર સવાર થતા તો ત્રણ વાર "અલ્લાહુ અકબર" કહી આ દુઆ પઢતા سُبْحَانَ الَّذِيْ (અંત સુધી) (મુસ્લિમ:૧/૪૩૪,હદીસ:૧૩૪૨)

(૨૭) અલ્લાહની નેઅમતને યાદ કરવી અને આભાર માનવો.
(૨૮) સફરની નમાઝોમાં કિરાઅત ટુંકી કરવી.
(૨૯) અમીરે પોતાના સાથીઓથી મશ્વેરો કરવો.
(૩૦) અમીરે પોતાના સાથીઓ સાથે નરમીભર્યો મામલો કરવો.
(૩૧) પોતાના સફરના સાથીની મદદ કરવી.
(૩૨) સફરમાં પોતાના સાથીઓની ખિદમત કરવી.

---

(૨૭) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿أَوَلَمْ يَرَوْا أَنَّا خَلَقْنَا لَهُمْ مِمَّا عَمِلَتْ أَيْدِينَا أَنْعَامًا فَهُمْ لَهَا مَالِكُونَ﴾

**અર્થ:** શું તેઓ જોતા નથી કે અમે તેઓના (લાભ) માટે પોતા(ની કુદરત)ના હાથે સર્જેલી વસ્તુઓમાંથી પશુઓને પેદા કર્યા, પછી એ લોકો તે પશુઓના માલિક બની ગયા. (સૂ.યાસીન : ૭૧)

(૨૮) وفي السفر يقرأ بفاتحة الكتاب وأي سورة شاء (હિદાયહ ૧/૧૧૯)

(૨૯) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ﴿وَشَاوِرْهُمْ فِي الْأَمْرِ﴾

**અર્થ:** અને (નિયમાનુસાર લડાઈના) કામમાં તેમની સલાહ પણ લેતા રહો. (સૂ. આલિ ઈમરાન : ૧૫૯)

(૩૦) હઝરત જાબિર (રદિ.) ફરમાવે છે :

كان رسول الله ﷺ يتخلف في المسير، فيزجي الضعيف، ويردف، ويدعو لهم

**અર્થ:** આપ(ﷺ) કાફલાની પાછળ ચાલતા અને કમજોર સવારીને પાછળથી હાંકતા અને (પગપાળા ચાલનારાઓને) પોતાની પાછળ સવાર કરી લેતા અને તેમના માટે દુઆ કરતા. (અબૂદાઊદ:૧/૩૫૪,હદીસ:૨૬૩૯)

(૩૧) આપ(ﷺ)નું ફરમાન છે:

من كان عنده فضل ظهر فليعد به على من لا ظهر له، ومن كان له فضل زاد فليعد به على من لا زاد له

**અર્થ:** જેની પાસે વધારાની સવારી હોય તે એવી વ્યક્તિને આપી દે જેની પાસે સવારી નથી અને જેની પાસે વધારાનો ખોરાક હોય તે એવી વ્યક્તિને આપે જેની પાસે સામાન નથી. (મુસ્લિમ: ૨/૮૧,હદીસ: ૧૭૨૮)

(૩૨) આપ(ﷺ)નું ફરમાન છે :

سيد القوم في السفر خادمهم، فمن سبقهم بخدمة لم يسبقوه بعمل إلا الشهادة

**અર્થ:** સફરમાં કોમનો સરદાર તે છે જે તેમની ખિદમત કરે માટે જે વ્યક્તિ

(૩૩) શકય હોય તો વધારે સફર રાત્રે કરવો.
(૩૪) સફરમાં સવાર પડી જાય તો આ દુઆ પઢવી.
سَمِعَ سَامِعٌ بِحَمْدِ اللهِ، وَحُسْنِ بَلَائِهِ عَلَيْنَا ، رَبَّنَا صَاحِبْنَا ، وَأَفْضِلْ عَلَيْنَا عَائِذاً بِاللهِ مِنَ النَّارِ
(૩૫) વખતને ઝિક્ર અને ફરમાબરદારી માટે ગનીમત સમજવો અને ગુનાહો તેમજ વ્યર્થ કામોથી બચવું.
(૩૬) વધુ પ્રમાણમાં દુઆ કરવી.

---

ખિદમતમાં બધાથી આગળ વધી જાય તો કોઈ તેનાથી શહાદત વગર કોઈ અમલમાં આગળ વધી શકતો નથી.(શુઅબુલ ઈમાન બયહકી:૧/૫૮૨,હદીસ:૮૦૫૦)
(૩૩) આપ(ﷺ)નું ફરમાન છે : عليكم بالدُّلجة؛ فإن الأرض تطوى بالليل
અર્થ: તમે રાત્રે સફર કરો કેમકે જમીન રાત્રે લપેટી લેવામાં આવે છે.(અબૂદાઉદ: ૧/૩૪૭, હદીસ: ૨૫૭૧)
(૩૪) હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે :
أن النبي ﷺ كان إذاكان في سفر و أسحر يقول: سمع سامع بحمد الله وحسن بلائه علينا، ربنا صاحبنا، وأفضل علينا عائذا بالله من النار
અર્થ: આપ(ﷺ) જયારે સફરમાં પ્રભાત(સવાર) કરતા તો આ દુઆ પઢતા. سَمِعَ سَامِعٌ(અંત સુધી) (મુસ્લિમ: ૨/૩૪૯,હદીસ:૨૭૧૮)
(૩૫) આપ(ﷺ)નું ફરમાન છે :
ما من راكب يخلو في مسيره بالله وذكره؛ إلا كان ردفه ملك، ولا يخلو بشعر ونحوه إلا كان ردفه الشيطان
અર્થ: જે સવાર પોતાના સફર દરમિયાન અલ્લાહનો ઝિક્ર કરે છે તો ફરિશ્તા તેના સાથી બને છે અને જે સવાર પોતાના સફર દરમિયાન શઅર(શેર) વગેરે પઢે છે તો શયતાન તેનો સાથી બની જાય છે.(તબરાની કબીર:૧૭,હદીસ:૧૫૩૬)
(૩૭) આપ(ﷺ)નું ફરમાન છે :
ثلاث دعوات مستجابات لا شك فيهن : ..... ودعوة المسافر
અર્થ: ત્રણ (પ્રકારના લોકોની) દુઆ બેશક કબૂલ થાય છે તે પૈકી એક મુસાફિરની દુઆ છે.(અબૂદાઉદ: ૧/૨૧૫, હદીસ: ૧૫૩૬)

(૩૭) સફર દરમિયાન સવારીને આરામ આપવો.
(૩૮) કોઈ સ્થળ પર પહોંચીને આ દુઆ પઢવી.

أَعُوْذُ بِكَلِمَاتِ اللهِ التَّامَّاتِ مِنْ شَرِّ مَا خَلَقَ۔

બીજી દુઆ يَا أَرْضُ! رَبِّيْ وَرَبُّكِ اللهُ، أَعُوْذُ بِاللهِ مِنْ شَرِّكِ، وَشَرِّ مَا فِيْكِ، وَشَرِّ مَا خُلِقَ فِيْكِ، وَمِنْ شَرِّ مَا يَدُبُّ عَلَيْكِ، وَأَعُوْذُ بِاللهِ مِنْ أَسَدٍ وَأَسْوَدَ، وَمِنَ الْحَيَّةِ وَالْعَقْرَبِ، وَمِنْ سَاكِنِ الْبَلَدِ، وَمِنْ وَّالِدٍ وَمَا وَلَدَ

(૩૯) જે વસ્તી(ગામ)માં જવાનું છે તે દેખાવા લાગે તો આ દુઆ પઢે.

اَللّٰهُمَّ رَبَّ السَّمٰوَاتِ السَّبْعِ وَمَا أَظْلَلْنَ، وَرَبَّ الْأَرَضِيْنَ السَّبْعِ وَمَا أَقْلَلْنَ، وَرَبَّ الشَّيَاطِيْنِ وَمَا أَضْلَلْنَ، فَإِنَّا نَسْأَلُكَ خَيْرَ هٰذِهِ الْقَرْيَةِ، وَخَيْرَ أَهْلِهَا وَخَيْرَ مَا فِيْهَا؛ وَنَعُوْذُبِكَ مِنْ شَرِّ هٰذِهِ الْقَرْيَةِ وَشَرِّ أَهْلِهَا وَشَرِّ مَا فِيْهَا،

અને પછી બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ પઢીને આગળ વધે.

---

(૩૭) આપ(ﷺ)નું ફરમાન છે :

إذا سافرتم في الخصب فأعطوا الإبل حظها من الأرض

અર્થ: જયારે તમે હરિયાળી જમીનમાં સફર કરો તો ઊંટને જમીનમાંથી તેનો હિસ્સો (ઘાસચારો) આપો. (મુસ્લિમ: ૨/૧૪૪, હદીસ:૧૯૨૬)

(૩૮) આપ(ﷺ) નું ફરમાન છે:

من نزل منزلا ثم قال: " أعوذ بكلمات الله التامات من شر ما خلق"، لم يضره شيء حتى يرتحل من منزله ذلك

અર્થ: જે વ્યકિત મંઝીલ પર પહોંચીને આ દુઆ પઢે " أعوذ بكلمات الله التامات من شر ما خلق" તો તેને કોઈ વસ્તુ નુકસાન પહોંચાડી શકતી નથી અહીયા સુધી કે તે આ સ્થળ પરથી કૂચ કરે. (મુસ્લિમ: ૨/ ૩૪૭, હદીસ : ૨૭૦૮)

- હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) ફરમાવે છે :

كان رسول الله ﷺ إذا سافر فأقبل الليل قال: يا أرض الخ

આપ(ﷺ) જયારે સફર કરતા અને રાત પડી જતી તો આ દુઆ يَا أَرْضُ! رَبِّيْ (અંત સુધી) પઢતા. (અબૂદાઉદ: ૧/૩૫૦,હદીસ : ૨૬૦૩)

(૩૯) હઝરત અબૂ મરવાન અસ્લમી (રહ.) પોતાના પિતાથી અને તેઓ પોતાના દાદાથી નકલ ફરમાવે છે : ➲

(૪૦) જયારે કોઈ વસ્તીમાં પહોંચે તો આ દુઆ પઢે.

اَللّٰهُمَّ بَارِكْ لَنَا فِيْهَا،

અને પછી આ દુઆ પઢે....

اَللّٰهُمَّ ارْزُقْنَا جَنَاهَا ، وَحَبِّبْنَا إِلَى أَهْلِهَا، وَحَبِّبْ صَالِحِيْ أَهْلِهَا إِلَيْنَا

(૪૧) આરામ માટે રોકાણની જગ્યાએ ભેગા રહેવું.

---

خرجنا مع رسول الله ﷺ إلى خيبر حتى إذا كنا قريبا وأشرفنا عليها، قال رسول الله ﷺ للناس: قفوا فوقف الناس فقال: اَللّٰهُمَّ رَبَّ السَّمٰوٰتِ السَّبعِ وَمَا أَظْلَلْنَ، وَرَبَّ الْأَرَضِيْنَ السَّبْعِ وَمَا أَقْلَلْنَ، وَرَبَّ الشَّيَاطِيْنِ وَمَا أَضْلَلْنَ، فَإِنَّا نَسْأَلُكَ خَيْرَ هٰذِهِ الْقَرْيَةِ، وَخَيْرَ أَهْلِهَا وَخَيْرَ مَا فِيهَا، وَنَعُوْذُ بِكَ مِنْ شَرِّ هٰـذِهِ الْقَرْيَةِ وَشَرِّ أَهْلِهَـا وَشَرِّ مَـا فِيهَـا،أقدموا بسم الله الرحمن الرحيم

અર્થ: અમે આપ(ﷺ) સાથે ખૈબર તરફ નીકળ્યા, અહીયા સુધી કે અમે નજીક પહોંચ્યા અને અમારી નજરો તેની ઉપર પડવા લાગી તો આપ(ﷺ) એ લોકોથી ફરમાવ્યું : થોભો! જેથી બધા લોકો થોભી ગયા તો આપ(ﷺ)એ આ દુઆ પઢી اَللّٰهُمَّ رَبَّ السَّمٰوٰتِ (અંત સુધી)(પછી આપ(ﷺ) એ ફરમાવ્યું) તે અલ્લાહનું નામ લઈને આગળ વધો જે ખૂબ જ મહેરબાન છે. સર્વ પર મહેરબાન છે.(અલ બિદાયહ વન્નિહાયહ: ૪/૨૦૯)

(૪૦) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) ફરમાવે છે:

كنا نسافر مع رسول الله ﷺ، فإذا رأى القرية يريد أن يدخلها قال: اَللّٰهُمَّ بَارِكْ لَنَا فِيهَا ثلاث مرات، اَللّٰهُمَّ ارْزُقْنَا جَنَاهَا، وَحَبِّبْنَا إِلَى أَهْلِهَا، وَحَبِّبْ صَالِحِيْ أَهْلِهَا إِلَيْنَا

અર્થ: અમે આપ(ﷺ)ની સાથે સફર કરતા હતા, માટે જયારે આપ(ﷺ) તે વસ્તીને જોતા જયાં જવાનો ઈરાદો હતો તો ત્રણ વખતે اَللّٰهُمَّ بَارِكْ لَنَا فِيْهَا પઢતા, પછી આ દુઆ પઢતા اَللّٰهُمَّ ارْزُقْنَا (અંત સુધી) (અલ મુઅજમુલ અવસત લિત્તબરાની:૫/૮૮,હદીસ: ૪૮૫૫)

(૪૧) હઝરત ઉમર (રદિ.)નું ફરમાન છે :

كان الناس إذا نزل رسول الله ﷺ منزلا تفرقوا في الشعاب والأودية، فقال لهم رسول الله ﷺ: إن تفرقكم في هذه الشعاب والأودية إنما ذلكم من الشيطان

(૪૨)માર્ગ વચ્ચે પડાવ નાંખવો નહી.
(૪૩) કોઈ જગ્યાએ રોકાણ પછી ત્યાંથી નિકળતી વખતે બે રકાત નમાઝ પઢવી.
(૪૪) સફરનો હેતુ પૂર્ણ થતા જલ્દી પરત ફરવું.
(૪૫) ઘરવાળાઓને પોતાની વાપસીની જાણ કરવી.

---

અર્થ:આપ(ﷺ)ના જમાનામાં કેટલાક લોકો જયારે મંઝિલ પર ઉતરતા તો અલગ અલગ જગ્યાએ અને ઘાટીઓમાં વહેંચાઈ જતા તો આપ(ﷺ)એ ફરમાવ્યું:આ તમારું ઘાટીઓમાં ફેલાય જવું શયતાન તરફથી છે.(અબૂદાઉદ:૧/ ૩૫૩, હદીસ:૨૬૨૮)

(૪૨) આપ(ﷺ)નું ફરમાન છે : إذا عرستم بالليل فاجتنبوا الطريق

અર્થ: જયારે રાત્રે તમે પડાવ નાંખો તો રસ્તા(માં પડાવ નાંખવા)થી બચો.(મુસ્લિમ: ૨/૧૪૪,હદીસ:૧૯૨૬)

(૪૩) હઝરત અનસ (રદિ.)નું ફરમાન છે :

كان النبي ﷺ إذا نزل منزلا لم يرتحل حتى يصلي ركعتين

અર્થ: આપ(ﷺ) કોઈ જગ્યાએ પડાવ નાંખતા તો ત્યાંથી બે રકાત નમાઝ પઢતા પહેલા આગળ વધતા નહી. (અલ મુઅજમુલ અવસત લિતબરાની: ૩/૩૭૫, હદીસ:૩૪૪૧)

(૪૪) આપ(ﷺ)નું ફરમાન છે :

السفر قطعة من العذاب، يمنع أحدكم طعامه وشرابه ونومه، فإذا قضى أحدكم نهمته فليعجل إلى أهله

અર્થ: સફર અઝાબનો એક ભાગ છે એ તમને ખાવા – પીવા અને સૂવાથી રોકે છે માટે જયારે તમારામાંથી કોઈ પોતાની જરૂરત પૂર્ણ કરી લે તો તે ઘરે જલ્દી પરત ફરી જાય.(બુખારી: ૧/૨૪૨, હદીસ : ૧૮૦૪)

(૪૫) قال النبي ﷺ لأصحابه حين رجعوا من السفر: أمهلوا حتى تدخلوا ليلا، حتى

અર્થ: આપ(ﷺ) એ પોતાના સહાબા (રદિ.)થી કે જેઓ પરત ફરી રહયા હતા ફરમાવ્યું : થોભો અહીંયા સુધી કે રાત થઈ જાય તેથી છૂટા વાળવાળી કાંસકી કરી લે અને જે સ્ત્રીનો પતિ ગાયબ છે તે દૂંટી નીચીના વાળ સાફ કરી લે.(બુખારી:૨/૭૮૯,હદીસ : ૫૨૪૭)

(૪૬) રાત્રે ઘરે જાણ કર્યા વગર પહોંચવું નહી.
(૪૭) ઘરવાળાઓ માટે કોઈ વસ્તુ લઈ જવી. (શમાઈલે કુબરાઃ૩/૨૫૬, દારે કુત્નીના હવાલાથી ૨ / ૩૦૦, શર્હે શિરઅતિલ ઈસ્લામઃ૨/૩૬૮)
(૪૮) વાપસી પર પહેલા મસ્જિદમાં જઈ નમાઝ પઢવી.
(૪૯) વાપસી પર આ દુઆ પઢવી.

اٰئِبُوْنَ تَائِبُوْنَ عَابِدُوْنَ ، لِرَبِّنَا حَامِدُوْنَ

(૫૦) વાપસી પર મુસાફિરનું સ્વાગત કરવું.
(૫૧) વાપસી પર ભેટવું.

---

(૪૬) હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદિ.) ફરમાવે છે :

نهى النبي ﷺ أن يطرق الرجل أهله ليلا

અર્થ: આપ(ﷺ)એ રાત્રે અચાનક ઘરે જવાની મનાઈ ફરમાવી છે. (બુખારીઃ૧/૨૪૨,હદીસઃ૧૮૦૧)

(૪૮) હઝરત કઅબ બિન માલિક (રદિ.) ફરમાવે છે :

وكان ( النبي ﷺ ) إذا قدم من سفر بدأ بالمسجد، فيركع فيه ركعتين

અર્થ: આપ (ﷺ) જયારે સફરેથી પરત ફરતા તો પહેલા મસ્જિદમાં જતા અને નમાઝ અદા કરતા હતા. (બુખારીઃ૨/૬૩૪,હદીસઃ૪૪૧૮)

(૪૯) હઝરત બરાઅ બિન આઝિબ (રદિ.) ફરમાવે છે :

أن النبي ﷺ إذا قدم من سفر قال: آئبون تائبون عابدون، لربنا حامدون

અર્થ: આપ(ﷺ) જયારે સફરથી પરત ફરતા તો આ દુઆ પઢતા اٰئِبُوْنَ تَائِبُوْنَ (અંત સુધી) પરત ફરનારા છીએ,તવબહ કરનારા છીએ, ઈબાદત કરનારા છીએ, પોતાના રબની પ્રશંસા કરનારા છીએ. (તિરમિઝીઃ૨/૧૮૨,હદીસઃ૩૪૪૦)

(૫૦) હઝરત સાઈબ બિન યઝીદ (રદિ.) ફરમાવે છે :

ذهبنا نتلقى رسول الله ﷺ مع الصبيان إلى ثنية الوداع

અર્થ: અમે બાળકો સાથે આપ(ﷺ)નું "ષનિઅતુલ વિદાઅ"(એક સ્થળનું નામ) માં સ્વાગત કર્યુ. (બુખારી : ૧/૪૩૩,હદીસ : ૩૦૮૩)

(૫૧) હઝરત અનસ (રદિ.) ફરમાવે છે :

كان أصحاب النبي ﷺ إذا تلاقوا تصافحوا، وإذا قدموا من سفر تعانقوا

અર્થ: આપ(ﷺ)ના સહાબા જયારે મળતા તો મુસાફો (હસ્તધૂનન) કરતા અને ➲

(૫૨) જો શકય હોય તો ખાવા ખવડાવવુ.





---

C જયારે સફરેથી પરત ફરતા તો મુઆનકો કરતા (ભેટતા).

(તબરાની અવસત: ૧/૩૭,હદીસ:૯૮)

(૫૧) હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદિ.) ફરમાવે છે :

أن رسول الله ﷺ لما قدم المدينة نحر جزورا أو بقرة

અર્થ: આપ(ﷺ) જયારે મદીના તશરીફ લાવ્યા તો એક ઊંટ અથવા ગાય ઝબહ કરી.

(બુખારી: ૧/૪૩૪,હદીસ : ૩૦૮૯)

# સવારીના આદાબ

(૧) સવારી(ના જાનવર) પર તેની શકિત કરતા વધુ બોજ નાંખવો નહી.

(શર્હે શિરઅતિલ ઈસ્લામઃ ૩૩૭)

(૨) સવારીને આરામનો મોકો આપવો.

(૩) સવારીઓને મિમ્બર બનાવવા નહી.(એટલે કોઈ જગ્યાએ તેને રોકીને તેની ઉપર બેસીને લાંબા સમય સુધી વાતો કરવી નહી.)

(૪) જાનવરોને ભૂખ્યા – તરસ્યા રાખવા નહી.





---

(૧) આપ(ﷺ)નું ફરમાન છે :

અર્થ: જયારે તમે હરિયાળી જમીનમાં સફર કરો તો ઊંટને જમીનમાંથી તેનો હિસ્સો (ઘાસચારો) આપો.(મુસ્લિમઃ ૨/૧૪૪,હદીસઃ૧૯૨૬)

(૨) આપ(ﷺ)નું ફરમાન છે :

અર્થ: તમે પોતાના જાનવરની પીઠને મિમ્બર બનાવવાથી બચો.(અબૂદાઉદઃ ૧/૩૪૭, હદીસઃ૨૫૬૭)

(૩) આપ(ﷺ)એ ફરમાવ્યું :

અર્થ: એક સ્ત્રીને એક બિલાડીને કારણે અઝાબ આપવામાં આવ્યો ,તેણે બિલાડી બાંધી રાખી હતી અહિંયા સુધી કે તે મરી ગઈ, માટે તે સ્ત્રી જહન્નમમાં દાખલ કરવામાં આવી,(કેમકે) તેણી તેને ખવડાવતી – પીવડાવતી પણ ન હતી અને ન તો તેને છોડતી હતી કે તે જમીન પરથી ઘાસ વગેરે ખાય લે.(મુસ્લિમઃ ૨/૩૨૮, હદીસ :૨૨૪૨)

# ઈસ્લામી પ્રકૃતિના આદાબ

(૧) પેશાબ – સંડાસ કર્યા પછી પાણીનો ઉપયોગ કરવો.
(૨) મિસ્વાક (દાંતણ) કરવું.
(૩) કોગળા કરવા.
(૪) નાકમાં પાણી નાંખવું.
(૫) સાંધાઓને બરાબર ધોવા.
(૬) દૂંટી નીચેના વાળ સાફ કરવા.

---

(૧) આપ(ﷺ)નું ફરમાન છે: عشر من الفطرة: ...وانتقاص الماء
અર્થ: દસ વસ્તુઓ ફિતરતે ઈસ્લામમાંથી છે..... અને પેશાબ – સંડાસ વખતે પાણી વાપરવું. (મુસ્લિમ: ૧/૧૨૯,હદીસ : ૨૬૧)

(૨) આપ(ﷺ)નું ફરમાન છે : عشر من الفطرة: .....والسواك
અર્થ: દસ વસ્તુઓ ફિતરતે ઈસ્લામમાંથી છે....મિસ્વાક કરવું.(મુસ્લિમ: ૧/૧૨૯, હદીસ : ૨૬૧)

(૩) قال مصعب(أحد رواة الحديث):ونسيت العاشرة: إلا أن تكون المضمضة
અર્થ: હદીસના એક રાવી મુસ્અબ ફરમાવે છે કે હું દસમી વસ્તુ ભૂલી ગયો પરંતુ તે કોગળા કરવા હોય શકે.(મુસ્લિમ: ૧/૧૨૯,હદીસ : ૨૬૧)

(૪) આપ(ﷺ)નું ફરમાન છે: عشر من الفطرة: ......واستنشاق الماء
અર્થ: દસ વસ્તુઓ ફિતરતે ઈસ્લામમાંથી છે..... અને નાકમાં પાણી નાંખવું.(મુસ્લિમ: ૧/૧૨૯,હદીસ : ૨૬૧)

(૫) આપ(ﷺ)નું ફરમાન છે : عشر من الفطرة: ...... وغسل البراجم
અર્થ: દસ વસ્તુઓ ફિતરતે ઈસ્લામમાંથી છે.....સાંધાઓને સારી રીતે ધોવા. (મુસ્લિમ: ૧/૧૨૯,હદીસ : ૨૬૧)

(૬) આપ(ﷺ)નું ફરમાન છે : عشر من الفطرة: ...... وحلق العانة
અર્થ: દસ વસ્તુઓ ફિતરતે ઈસ્લામમાંથી છે..... અને દૂંટી નીચેના વાળ સાફ કરવા. (મુસ્લિમ: ૧/૧૨૯,હદીસ : ૨૬૧)

(૭)(જો શકય હોય તો) બગલના વાળ ઉખાડવા. નહીતર કાપવાથી પણ (સુન્નત) અદા થઈ જશે.(ફત્હુલ મુલ્હિમ :૨/૫૦૪)

(૮) મુંછો કપાવવી.

(૯) દાઢી વધારવી.

(૧૦) નખ કાપવા.

(૧૧) ખત્ના કરાવવી.

✻ નોંધ: ખત્ના પર દા'વત કરવી બેબુનિયાદ છે.



---

(૭) આપ(ﷺ)નું ફરમાન છે : عشر من الفطرة: ......ونتف الإبط
અર્થ: દસ વસ્તુઓ ફિતરતે ઈસ્લામમાંથી છે..... બગલના વાળ ઉખાડવા. (મુસ્લિમ: ૧/૧૨૯,હદીસ : ૨૬૧)

(૮) આપ(ﷺ)નું ફરમાન છે : عشر من الفطرة: قص الشارب
અર્થ: દસ વસ્તુઓ ફિતરતે ઈસ્લામમાંથી છે....મુંછો કપાવવી.(મુસ્લિમ: ૧/૧૨૯, હદીસ : ૨૬૧

(૯) આપ(ﷺ)નું ફરમાન છે : عشر من الفطرة: ...... وإعفاء اللحية
અર્થ: દસ વસ્તુઓ ફિતરતે ઈસ્લામમાંથી છે.....દાઢી વધારવી.(મુસ્લિમ: ૧/૧૨૯,હદીસ : ૨૬૧)

(૧૦) આપ(ﷺ)નું ફરમાન છે : عشر من الفطرة: ...... وقص الأظفار
અર્થ: દસ વસ્તુઓ ફિતરતે ઈસ્લામમાંથી છે...નખ કાપવા.(મુસ્લિમ:૧/૧૨૯,હદીસ : ૨૬૧)

(૧૧) આપ(ﷺ)નું ફરમાન છે : الفطرة خمس: الاختتان
અર્થ: પાંચ વસ્તુઓ ફિતરતે ઈસ્લામમાંથી છે: ખત્ના કરવી.(બુખારી:૨/૮૭૫,હદીસ: ૫૮૮૯)

✻ أن عثمان بن العاص دعي إلى ختان فلم يجب، وقال: لم يكن يدعى له على عهد رسول الله ﷺ

અર્થ: હઝરત ઉસ્માન ઈબ્ને આસ(રદિ.)ને ખત્નાની દા'વત આપવામાં આવી તો કબૂલ કરી નહી અને ફરમાવ્યું કે આપ(ﷺ)ના જમાનામાં ખત્નાની દાવત કરવામાં આવતી ન હતી.(ઈર્શાદુસ્સારી: ૮/૭૨, હદીસ:૮૧૭૩)

# છીંક વિશેના આદાબ

(૧) છીંક આવે ત્યારે હાથ અથવા કપડું મોઢા પર મૂકી દેવું.
(૨)છીંકતી વખતે અવાજ ધીમેથી કાઢવો.
(૩)છીંકયા પછી "અલ્હમ્દુલિલ્લાહી અલા કુલ્લી હાલ" કહેવું.
(૪)અલ્હમ્દુલિલ્લાહ સાંભળનારે "યરહમુકલ્લાહ" કહેવું, તેના જવાબમાં ફરી છીંકનારે "યહદિકુમુલ્લાહુ વ યુસ્લિહુ બાલકુમ" કહેવું.
(૫) છીંકનાર"અલ્હમ્દુલિલ્લાહ" ન કહે તો તેનો જવાબ પણ આપવો નહી.
(૬)છીંકનાર "અલ્હમ્દુલિલ્લાહ" ભુલી જાય તો તેને યાદ અપાવવું.

---

(૧–૨) હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે :

كان رسول الله ﷺ إذا عطس وضع يده أو ثوبه على فيه، وخفض بها صوته

અર્થ: આપ(ﷺ)ને જયારે છીંક આવતી તો પોતાના મોઢા પર પોતાનો હાથ અથવા કપડું મુકતા અને અવાજ ધીમે કાઢતા.(અબૂદાઉદ:૨/૬૮૬,હદીસ:૫૦૨૯)

(૩–૪)આપ(ﷺ)નું ફરમાન છે :

إذا عطس أحدكم فليقل: الحمد لله على كل حال، وليقل الذي يرد عليه: يرحمك الله، وليقل هو: يهديكم الله ويصلح بالكم

અર્થ: જયારે તમારામાંથી કોઈને છીંક આવે તો "અલ્હમ્દુલિલ્લાહિ અલા કુલ્લિ હાલ" કહે અને તે વ્યકિત જે આ સાંભળે તે કહે"યર્હમુકલ્લાહ" તો તેના જવાબમાં આ કહે "યહદિકુમુલ્લાહુ વ યુસ્લિહુ બાલકુમ." (તિરમિઝી:૨/૧૦૩, હદીસ : ૨૭૪૧)

(૫) આપ(ﷺ)નું ફરમાન છે :

إذا عطس أحدكم فحمد الله فشمتوه، فإن لم يحمد الله فلا تشمتوه

અર્થ: જેને છીંક આવે અને તે અલ્લાહની પ્રશંસા કરે તો તેનો જવાબ આપો અને જો અલ્લાહની પ્રશંસા બયાન ન કરે તો તેનો જવાબ ન આપવો.(મુસ્લિમ:૨/ ૪૧૩, હદીસ:૨૯૯૨)

(૬) يسن تذكير من عطس، ولم يحمد الله تعالى الحمد لأنه إعانة على معروف (ઈઆનતુત્તાલિબીન : ૪/૨૨૦)

(૭)ત્રણ વખત છીકનો જવાબ આપ્યા પછી તેનો જવાબ ન આપવો.
(૮) ગેરમુસ્લિમની છીકનો જવાબ આપવો નહીં.





---

(૭) આપ(ﷺ)નું ફરમાન છે :

إذا عطس أحدكم فليشمته جليسه، فإن زاد على ثلاث فهو مزكوم، ولا يشمت بعد ثلاث

અર્થ: જયારે કોઈને છીક આવે તો તેનો સાથી તેનો જવાબ આપે; જો ત્રણ વખતથી વધારે (છીક) આવે તો તે શરદીવાળો છે,ત્રણ વખત પછી જવાબ ન આપવો.

(અમલુલ યવ્મ વ લયલહ : ૧/૨૨૧,હદીસ:૨૨૧)

(૮) હઝરત અબૂ બુરયદહ (રદિ.) ફરમાવે છે :

اليهود تعاطس عند النبي ﷺ رجاء أن يقول لهم: يرحمك الله، فكان يقول: يهديكم الله ويصلح بالكم

અર્થ: યહૂદીઓ આપ(ﷺ) પાસે આવીને છીક ખાતા હતા તે ઉમ્મીદ પર કે આપ (ﷺ) તેમને "યર્હમુકલ્લાહ" કહે તો આપ(ﷺ) તેમનાથી ફરમાવતા "યહદિકુમુલ્લાહુ વ યુસ્લિહુ બાલકુમ" : અલ્લાહ તમને હિદાયત આપે અને તમારી હાલતમાં સુધારો કરે. (અબૂ દાઉદ : ૨ / ૬૮૭,હદીસ : ૫૦૩૮)

# બગાસાના આદાબ

(૧) શકય હોય ત્યાં સુધી બગાસાને રોકવું.
(૨) બગાસું ખાતી વખતે મોઢા પર ડાબો હાથ મૂકી દેવો.
(૩) હા... હા....ની અવાજ કાઢવી નહી.



---

(૧) આપ(ﷺ)એ ફરમાવ્યું :

إذا تثاوب أحدكم في الصلاة فليكظم ما استطاع؛ فإن الشيطان يدخل

અર્થ: કોઈને નમાઝમાં બગાસું આવે તો શકય હોય ત્યાં સુધી રોકે કારણ કે શયતાન મોઢામાં દાખલ થઈ જાય છે. (મુસ્લિમ:૨/૪૧૨, હદીસ:૨૯૯૫)

(૨) આપ(ﷺ)નું ફરમાન છે :

فإذا تثاءب أحدكم فليمسك بيده على فيه، فإن الشيطان يدخل

અર્થ: જયારે કોઈને બગાસું આવે તો પોતાના મોઢા પર (ડાબો) હાથ મૂકી દે, કારણ કે શયતાન મોઢામાં દાખલ થઈ જાય છે. (મુસ્લિમ:૨/૪૧૨,હદીસ:૨૯૯૫)

(૨) આપ(ﷺ)નું ફરમાન છે :

إذا قال آه آه فإن الشيطان يضحك من جوفه

અર્થ: અને જયારે માનવી (બગાસા વખતે) હા...હા...કરે છે તો શયતાન જોર જોરથી હસે છે. (તિરમિઝી: ૨ / ૧૦૩, હદીસ : ૨૭૪૬)

# સારવારના આદાબ

(૧) શરીઅતના હુકમ અને સુન્નતની નિય્યતથી ઈલાજ કરવો.
(૨) અલ્લાહના અંકૂશ હેઠળ સ્વાસ્થય–તંદુરસ્તી છે તેનું યકીન કરવું.
(૩) અનુભવી – નિષ્ણાંતથી મશ્વેરો કરવો.
(૪)દવાઓ વડે ઈલાજ કરવો;અને ડોકટરોએ બતાવેલ પરહેઝ કરવો.

---

(૧) હઝરત ઉસામા બિન શરીક (રદિ.) ફરમાવે છે :

قالت الأعراب: يا رسول الله! ألا نتداوى؟ قال: نعم، يا عباد الله! تداووا، فإن الله لم يضع داء إلا وضع له شفاء، أوقال: دواء

અર્થ: અમુક ગામડાના રહીશોએ અરજ કરી : હે અલ્લાહના રસૂલ! શું અમે ઈલાજ ન કરાવીએ ? તો આપ(ﷺ) એ ફરમાવ્યું : હા, હે અલ્લાહના બંદાઓ! ઈલાજ કરાવો; કેમકે અલ્લાહ તઆલાએ કોઈ બીમારી એવી પેદા કરી નથી જેનો ઈલાજ ઉતાર્યો ન હોય. (તિરમિઝી:૨/૨૪,હદીસ : ૨૦૩૮)

(૨) અલ્લાહ તઆલાએ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નું કથન નકલ કરતા ફરમાવ્યું:

﴿وَاِذَا مَرِضۡتُ فَهُوَ يَشۡفِيۡنِ﴾

અર્થ: અને જયારે હું માંદો પડું છું તો તે જ મને સાજો કરે છે.(સૂ.શુઅરાઃ૮૦)

(૩) આપ(ﷺ)નું ફરમાન છે:

إن الله سبحانه وتعالى لم ينزل داء إلا أنزل له دواء، علمه من علمه وجهله من جهله؛ إلا السام وهو: الموت

અર્થ: અલ્લાહ તઆલાએ મૃત્યુ સિવાય દરેક બીમારીની દવા ઉતારી છે, જે જાણે છે તે જાણે છે અને જે નથી જાણતો તે નથી જાણતો. (હાકિમ:૪/૪૪૧,હદીસ :૮૨૨૦)

(૩) હઝરત ઉમ્મે મુન્ઝીર અન્સારી (રદિ.) કહે છે:

دخل عليّ رسول الله ﷺ ومعه عَليٌّ، ولنا دوال معلقة، قالت: فجعل رسول الله ﷺ يأكل وعَليٌّ معه يأكل، فقال رسول الله ﷺ لعليٍّ: مه مه يا عَليُّ! فإنك ناقه، قال: فجلس عَليٌّ والنبي ﷺ يأكل، قالت: فجعلت لهم سلقا وشعيرا، فقال النبي ﷺ : ياعلي! من هذا فأصب، فإنه أوفق لك

અર્થ: નબી (ﷺ) મારા ઘરે તશરીફ લાવ્યા, આપ (ﷺ) સાથે હઝરત ➲

(૫) ૧૭,૧૯ અથવા ૨૧ ચાંદે નસ્તર – હિજામા લગાવવું.





---

અલી (રદિ.) પણ હતા, અમારા ઘરે ખજૂરોના ઝુમખા લટકી રહયા હતા, નબી (ﷺ)એ ખજૂરો ખાવાની શરૂ કરી, હઝરત અલી (રદિ.)પણ નબી (ﷺ) સાથે ખાવા લાગ્યા આપ(ﷺ)એ તેમને ફરમાવ્યું : અલી! થોભો, તમે હજુ બીમારીથી ઉઠયા છો, એટલે હમણાં તમારા માટે ખજૂરો હાનિકારક છે, માટે હઝરત અલી (રદિ.) બેસી ગયા અને આપ(ﷺ) ખાતા રહયા. ઉમ્મે મુન્ઝિર (રદિ.) કહે છે પછી મેં તેમના માટે ચુકન્દર (એક જાતની સબજી જે મુળા જેવી પરંતુ ખુબ લાલ કલરની હોય છે.) અને જવનું ખાણુ (ખિચડો) તૈયાર કર્યું (એ બન્નેવ ઠંડો છે) માટે નબી (ﷺ)એ ફરમાવ્યું : હે અલી ! આમાંથી લો, આ તમારા માટે વધુ ઉત્તમ છે. (તિરમિઝી: ૨ / ૨૩, હદીસ : ૨૦૩૭)

(૫) હઝરત અનસ બિન માલિક (રદિ.) ફરમાવે છે :

كان النبي ﷺ يحتجم ...... وكان يحتجم لسبع عشرة وتسع عشرة واحدى وعشرين

અર્થ: આપ(ﷺ) નસ્તર લગાવતા હતા અને આપ(ﷺ) ૧૭મી, ૧૯ મી અને ૨૧ મી તારીખે નસ્તર–હિજામા લગાવતા હતા. (તિરમિઝી:૨/૨૫, હદીસ:૨૦૫૧)

# તાવિઝ, મંત્ર-તંત્રના આદાબ

(૧) મુઅવ્વિઝાત(સૂરએ ઈખ્લાસ,સૂ.ફલક અને સૂ.નાસ) પઢીને જાતે પોતાના ઉપર ફૂંક મારવી અને દર્દી પર પણ ફૂંક મારવી.
(૨) બુરી નજર માટે તાવિઝ કરવું.
(૩) જાદુથી હિફાઝત માટે આ શબ્દો પઢવા.

---

(૧) હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે :

كان رسول الله ﷺ إذا أوىٰ إلىٰ فراشه، نفث في كفيه بقل هو الله أحد وبالمعوذتين جميعا، ثم يمسح بهما وجهه، وما بلغت يداه من جسده،قالت عائشة: فلما اشتكىٰ كان يأمرني أن أفعل ذلك به

અર્થ: આપ(ﷺ) જ્યારે પથારી પર તશરીફ લાવતા તો પોતાની હથેળીઓ પર સૂ.ઈખ્લાસ, સૂ.ફલક અને સૂ.નાસ પઢીને દમ કરતા હતા, પછી પોતાના ચેહરા પર અને પોતાના શરીર પર જ્યાં સુધી શકય હોય(હાથ) ફેરવતા હતા. હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે : જ્યારે આપ(ﷺ) બીમાર થતા તો મને આ હુકમ કરતા તો હું આપ સાથે આ અમલ કરતી હતી.(બુખારી: ૨/ ૮૫૫,હદીસ:૫૭૪૮)

(૨) હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે :

أمرني النبي ﷺ أن تسترقى من العين

અર્થ: અલ્લાહના નબી (ﷺ)એ અમને હુકમ આપ્યો છે કે બુરી નજરને ઉતારવામાં આવે.(બુખારી : ૨/ ૮૫૪,હદીસ : ૫૭૩૮)

(૩) હઝરત કઅબ અહબાર (રદિ.) ફરમાવે છે:

لولا كلمات أقولهن لجعلتني يهود حمارا ، فقيل له : وما هن؟ فقال :
أَعُوذُ بِوَجْهِ اللهِ الْعَظِيمِ ، الَّذِي لَيْسَ شَيْءٌ أَعْظَمَ مِنْهُ . وَبِكَلِمَاتِ اللهِ التَّامَّاتِ الَّتِي لَا يُجَاوِزُهُنَّ بَرٌّ وَلَا فَاجِرٌ . وَبِأَسْمَاءِ اللهِ الْحُسْنَىٰ كُلِّهَا ، مَا عَلِمْتُ مِنْهَا وَمَا لَمْ أَعْلَمْ ؛ مِنْ شَرِّ مَا خَلَقَ وَبَرَأَ وَذَرَأَ

અર્થ: જો હું આ કલિમાત ન પઢતો તો આ યહૂદી (પોતાના જાદુના બળે) મને ગધેડો બનાવી દેત, તેમનાથી પૂછયું કે તે કલિમાત કયા છે ? તો ફરમાવ્યું :أَعُوذُ بِوَجْهِ (અંત સુધી) (મુઅત્તા માલિક : પાન નં. ૭૭૭, હદીસ : ૩૫૦૨)

## (૪) સાંપના કરડવા પર સૂ.ફાતિહા પઢીને દમ કરવો.

أَعُوذُ بِوَجْهِ اللهِ الْعَظِيمِ، الَّذِي لَيْسَ شَيْءٌ أَعْظَمَ مِنْهُ . وَبِكَلِمَاتِ اللهِ التَّامَّاتِ الَّتِي لَا يُجَاوِزُهُنَّ بَرٌّ وَلَا فَاجِرٌ . وَبِأَسْمَاءِ اللهِ الْحُسْنَى كُلِّهَا، مَا عَلِمْتُ مِنْهَا وَمَا لَمْ أَعْلَمْ، مِنْ شَرِّ مَا خَلَقَ وَبَرَأَ وَذَرَأَ .





---

(૪) كما فعل أصحاب النبي ﷺ حين لدغ سيد حي من أحياء العرب

અર્થ: અરબ કબિલાના એક સરદારને સાંપ કરડવા પર સહાબાએ કિરામ (રદિ.)એ આવું જ કર્યું હતું. (બુખારી : ૨/૮૫૪,હદીસ :૫૭૩૬)

# ઝબહના આદાબ

(૧) ચપ્પુ તેજ કરી લેવું.
(૨) જાનવર સામે છરી – ચપ્પુ તેજ કરવું નહી.
(૩) એક જાનવરને બીજા જાનવર સામે ઝબહ કરવુ નહી.

(મવસૂઅતુલ આદાબિલ ઈસ્લામિય્યહ:૩૮૫)

(૪) ઊંટનું નહર કરવું(ઝબહ કરવાની રીત) અને અન્ય જાનવરોને ઝબહ કરવા.
(૫) બની શકે ત્યાં સુધી દૂધાળા પશુઓને ઝબહ કરવા નહી.

---

(૧) આપ(ﷺ)નું ફરમાન છે :

وإذا ذبحتم فأحسنوا الذبحة، وليحد أحدكم شفرته

**અર્થ:** જયારે તમે ઝબહ કરો તો સારી રીતે ઝબહ કરો અને પોતાના ચપ્પુને તેજ કરી લો.(મુસ્લિમ: : ૨/૧૫૨,હદીસ: ૧૯૫૫)

(૨) આપ(ﷺ)એ એક માણસને જાનવરના સામે છરી તેજ કરતા જોયા તો ફરમાવ્યું:أتريد أن تميتها موتات؟ هلّا حددتَ شفرتك قبل أن تضجعها!

**અર્થ:** શું તમે એમ ચાહો છો કે તેને અનેક મોતોથી મારે ? તે તેને સુવડાવતા પહેલા પોતાની છરી કેમ તેજ કરી લીધી નહી ? (મુસ્તદરક અલસ્સહીહૈન લિલ હાકિમ:૪/૨૫૭, હદીસ : ૭૫૬૩)

(૩) અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿وَالْبُدْنَ جَعَلْنٰهَا لَكُمْ مِّنْ شَعَآئِرِ اللّٰهِ لَكُمْ فِيْهَا خَيْرٌ فَاذْكُرُوا اسْمَ اللّٰهِ عَلَيْهَا صَوَآفَّ﴾

**અર્થ:**

અને કુરબાની ઊંટ અને ગાયની અમે તમારા માટે અલ્લાહની નિશાનીઓમાં સમાવિષ્ટ કરી છે, તમારા માટે એમાં ભલાઈ છે, જેથી જયારે તે લાઈનબંધ ઊભા હોય તો તેના પર અલ્લાહનું નામ લો.(સૂ.હજ:૩૬)

والمستحب في الإبل النحر، فإن ذبحها جاز ويكره، والمستحب في البقر والغنم الذبح، فإن نحرهما جاز ويكره [هداية ٤: ٤٣٨]

(૪) આપ(ﷺ)નું ફરમાન છે : لاتذبحن ذات در

**અર્થ:** દૂધાળા જાનવરને ઝબહ ન કરો.(તિરમિઝી:૨/૬૨,હદીસ:૨૩૬૯)

(૬) જાનવરના ખભા પર પગ મૂકીને ઝબહ કરવું.
(૭) મિત્રો અને સંબંધીઓને ગોશ્ત હદિયામાં મોકલવો.





---

(૬) હઝરત અનસ (રદિ) નું ફરમાન છે :

ضحى النبي ﷺ بكبشين أملحين أقرنين فرأيته واضعا قدمه على صفاحهما وذبحهما بيده

અર્થ: આપ(ﷺ)એ બે કાળા – ધોળા રંગના શીંગડાવાળા મેંઢાની કુરબાની કરી અને મેં જોયું કે આપ(ﷺ)એ પોતાના કદમ મુબારકને જાનવરના ખભા પર મુકયો હતો અને પોતાના હાથ વડે ઝબહ કર્યુ. (બુખારી:૨/૮૩૪,હદીસ:૫૫૫૮)

(૭) હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે :

كان النبي ﷺ إذا ذبح الشاة يقول: أرسلوا بها إلى أصدقاء خديجة

અર્થ: આપ (ﷺ) જયારે બકરીને ઝબહ કરતા તો ફરમાવતા તે ખદીજાની સહેલીઓને પહોંચાડો. (મુસ્લિમ: ૨/૨૮૪, હદીસ : ૨૪૩૫)

# કુરબાનીના આદાબ

(૧) મોટુ તાજુ જાનવર કુરબાની માટે પસંદ કરવું.

(૨) પોતાના હાથથી કુરબાની કરવી.

(૩) કુરબાની કરનારે પહેલી ઝિલહજ્જથી કુરબાની કરતા સુધી પોતાના વાળ અને નખ ન કાપવા.

(૪) ઝબહના આદાબનું ધ્યાન રાખવું.





---

(૧-૨) આપ(ﷺ)એ બે કાળા – ધોળા રંગના શીંગડાવાળા મેંઢાની કુરબાની કરી અને

**અર્થ:** મેં જોયું કે આપ(ﷺ)એ પોતાના કદમ મુબારકને જાનવરના ખભા પર મુકયો હતો અને પોતાના હાથ વડે ઝબહ કર્યુ. (બુખારી:૨/૮૩૪,હદીસ:૫૫૫૮)

(૩) હઝરત અનસ (રદિ) નું ફરમાન છે :

ضحى النبي ﷺ بكبشين أملحين أقرنين فرأيته واضعا قدمه على صفاحهما وذبحهما بيده

(૪) આપ(ﷺ)નું ફરમાન છે :

إذا دخلت العشر وأراد أحدكم أن يضحي، فلا يمس من شعره وبشره شيئا

**અર્થ:** જયારે ઝિલ હજ્જ(નો મહીનો) શરૂ થઈ જાય અને માણસનો ઈરાદો કુરબાની કરવાનો હોય તો તે પોતાના વાળ અને નખમાંથી કંઈ કાપે નહી. (મુસ્લિમ: ૨ / ૧૬૦, હદીસ: ૧૯૭૭)

# કસમના આદાબ

(૧) માત્ર અલ્લાહની કસમ ખાવી.(અલ્લાહ તઆલા સિવાયની કસમ ખાવી જાઈઝ નથી.)
(૨) એક જ વાતમાં વારંવાર કસમ ખાવી નહી .
(૩) કોઈ વસ્તુ વેચતી વખતે કસમને સાધન બનાવવું નહી.
(૪) કસમને પૂરી કરવી.

---

(૧) આપ(ﷺ)નું ફરમાન છે : من حلف بغير الله فقد أشرك
અર્થ: જેણે અલ્લાહ તઆલા સિવાયની કસમ ખાધી તેણે શિર્ક કર્યુ.(અબૂદાઉદ:૨/૪૬૩, હદીસ:૩૨૫૧)
(૨) આપ(ﷺ)નું ફરમાન છે :
إذا استلج أحدكم في اليمين فإنه أثم له عند الله
અર્થ: જયારે કોઈ કસમમાં તકરાર કરે તે અલ્લાહને ત્યાં પાપી છે.(ઈબ્ને માજહ :પાન નં. ૧૫૩, હદીસ :૨૧૧૪)
(૩) આપ(ﷺ)નું ફરમાન છે :
ثلاثة لا يكلمهم الله يوم القيامة ، ولا يزكيهم، ولهم عذاب أليم: (وعدَّ منهم) ورجل جعل الله عز وجل له بضاعة ، فلا يبيع إلا بيمينه، ولا يشتري إلا بيمينه
અર્થ: ત્રણ વ્યકિતઓ એવી છે જેમની તરફ અલ્લાહ તઆલા કિયામતના દિવસે જોશે નહી, અને ન તેમને પાક કરશે અને તેમના માટે દુઃખ દાયક અઝાબ હશે,(તેમાંથી એક) તે વ્યકિત છે જેને અલ્લાહની કસમને પોતાનો સામાન બનાવ્યો હોય કે કસમ વગર ન ખરીદી કરે અને કસમ વગર ન વેચે.(શુઅબુલ ઈમાન: ૬/૪૮૭,હદીસ:૪૫૫૧)
(૪) આપ(ﷺ)નું ફરમાન છે :
احلفوا بالله وبرو واصدقوا؛ فإن الله يحب أن يحلف به
અર્થ: અલ્લાહની કસમ ખાઓ અને તેને પૂરી કરો અને સાચી કરો, કારણ કે અલ્લાહ તેને પસંદ કરે છે કે તેની કસમ ખાવામાં આવે.(કન્ઝુલ ઉમ્માલ : ૧૬/૬૮૭, હદીસ : ૪૬૩૩૦)

(૫) હરામ વસ્તુની કસમ ખાવી નહી અને જો કસમ ખાય લે તો પૂરી કરવી નહી.

(૬) કસમ ખાનારને કસમ પૂરી કરવામાં મદદ કરવી.(એટલે કે જો કોઈએ બીજી વ્યકિત વિશે કોઈ જાઈઝ કસમ ખાઈ લીધી, તો બીજી વ્યકિત એ તે કસમ પૂરી કરવામાં મદદ કરવી.



---

(૫) આપ(ﷺ)એ ફરમાવ્યુ :

من حلف في قطيعة رحم أو فيما لا يصلح فبره ألا يتم على ذلك

અર્થ: જે વ્યકિત સંબંધને તોડવાની અથવા અયોગ્ય કસમ ખાય તો તેને પૂર્ણ કરવી એ છે કે તેને પૂરી ન કરે. (ઈબ્ને માજહ :પાન નં. ૧૫૩,હદીસ : ૨૧૧૦)

(૬) હઝરત બરાઅ (રદિ.) ફરમાવે છે :

أمرنا رسول الله ﷺ بسبع ...... وإبرار المقسم

અર્થ: આપ (ﷺ)એ અમને સાત વસ્તુઓનો હુકમ આપ્યો(તેમાંથી એક એ છે કે) કસમ ખાનારને કસમ પૂરી કરવામાં મદદ કરવી. (બુખારી: ૧/૧૬૫,હદીસ :૧૨૩૯)

# સંદર્ભ ગ્રંથો

| ક્રમ નં. | કિતાબોના નામ | લેખકો તથા સંપાદકોના નામ |
|---|---|---|
| | **તફસીરની કિતાબો** | |
| (૧) | કુર્આને મજીદ | ........................................................ |
| (૨) | તફસીર ઈબ્ને કષીર | અબૂલ ફિદાઅ ઈસ્માઈલ બિન ઉમર દમિશ્કી (રહ.) |
| (૩) | તફસીરે રૂહુલ મઆની | શિહાબુદીન મહમૂદ બિન અબ્દુલ્લાહ આલૂસી (રહ.) |
| (૪) | તરજુમએ શૈખુલ્ હિન્દ (રહ.) | મવલાના મહમૂદ હસન દેવબંદી (રહ.) |
| (૫) | બયાનુલ્ કુર્આન | મવલાના અશરફ અલી સા. થાનવી (રહ.) |
| (૬) | મઆરિફુલ કુર્આન | મુફતી મુહમ્મદ શફીઅ સાહબ ઉસ્માની (રહ.) |
| (૭) | તવઝીહુલ્ કુર્આન | મુફતી મુહમ્મદ તકી ઉસ્માની સાહેબ (દા.બ.) |
| | **હદીસની કિતાબો** | |
| (૮) | મુઅત્તા માલિક | ઈમામ માલિક બિન અનસ મદની (રહ.) |
| (૯) | મુસ્નદે અબૂ દાઉદ તયાલીસી | અબૂદાઉદ સુલેમાન બિન દાઉદ તયાલીસી (રહ.) |
| (૧૦) | મુસ્નદુશ્શાફઈ | અબૂ અબ્દુલ્લાહ મુહમ્મદ બિન ઈદ્રીસ શાફઈ (રહ.) |
| (૧૧) | મુસન્નફે અબ્દુર્રઝ્ઝાક | અબૂબક્ર અબ્દુર્રઝ્ઝાક બિન હુમામ સન્આની (રહ.) |
| (૧૨) | અલ મુસન્નફુ ફીલઅહાદીષિલ આષારી | ઈમામ અબૂ બક્ર બિન અબી શયબહ (રહ.) |
| (૧૩) | મુસ્નદે ઈસ્હાક બિન રાહવય્હ | અબૂ યાકૂબ ઈસ્હાક બિન ઈબ્રાહીમ બિન રાહવય્હ |
| (૧૪) | મુસ્નદે અહમદ | ઈમામ અહમદ બિન હંબલ શયબાની (રહ.) |
| (૧૫) | સુનને દારમી | ઈમામ અબૂ મુહમ્મદ અબ્દુલ્લાહ બિન અબ્દુર્રહમાન દારમી (રહ.) |
| (૧૬) | બુખારી શરીફ | ઈમામ મુહમ્મદ બિન ઈસ્માઈલ બુખારી (રહ.) |
| (૧૭) | અલ અદબુલ્ મુફરદ | ઈમામ મુહમ્મદ બિન ઈસ્માઈલ બુખારી (રહ.) |
| (૧૮) | મુસ્લિમ શરીફ | ઈમામ મુસ્લિમ ઈબ્નુલ હુજ્જાજ કુશયરી (રહ.) |
| (૧૯) | ઈબ્ને માજહ શરીફ | ઈમામ અબ્દુલ્લાહ મુહમ્મદ બિન યઝીદ કઝવીની (રહ.) |
| (૨૦) | અબૂદાઉદ શરીફ | ઈમામ સુલેમાન ઈબ્ને અશ્અષ સજિસ્તાની (રહ.) |

| સંદર્ભ | | ગ્રંથો |
|---|---|---|
| (૨૧) | તિરમિઝી શરીફ | ઈમામ મુહમ્મદ બિન ઈસા બિન સવરહ તિરમિઝી (રહ.) |
| (૨૨) | મુસ્નદે બઝ્ઝાર | ઈમામ અબૂબક્ર અહમદ બિન અમ્ર બઝઝાર (રહ.) |
| (૨૩) | નસાઈ શરીફ | ઈમામ અહમદ બિન શોએબ ખુરાસાની (રહ.) |
| (૨૪) | મુસ્નદે અબૂયઅલા | અબૂયઅલા અહમદ બિન અલી મૂસિલી (રહ.) |
| (૨૫) | સહીહ ઈબ્ને ખુઝયમહ | અબૂબક્ર બિન ઈસ્હાક બિન ખુઝયમા નેશાપૂરી (રહ.) |
| (૨૬) | શર્હે મઆનિયુલ આષાર | ઈમામ અબૂ જઅફર મુહમ્મદ બિન મુહમ્મદ તહાવી (રહ.) |
| (૨૭) | સહીહ ઈબ્ને હિબ્બાન | ઈમામ મુહમ્મદ બિન હિબ્બાન દારમી (રહ.) |
| (૨૮) | મુઅજમે ઈબ્નુલ્ અઅ્રાબી | અબૂસઈદ બિન અલ અઅરાબી બશ્રી (રહ.) |
| (૨૯) | અલ્ મુઅજમુલ્ કબીર | ઈમામ સુલેમાન બિન અહમદ શામી તબરાની (રહ.) |
| (૩૦) | અલ્ મુઅજમુલ્ અવસત | ઈમામ સુલેમાન બિન અહમદ શામી તબરાની (રહ.) |
| (૩૧) | અલ્ મુઅજમુસ્સગીર | ઈમામ સુલેમાન બિન અહમદ શામી તબરાની (રહ.) |
| (૩૨) | કિતાબુદ્દુઆ | ઈમામ સુલેમાન બિન અહમદ શામી તબરાની (રહ.) |
| (૩૩) | અમલુલ્ યવ્મ વ લયલહ | અહમદ બિન દીનોરી (રહ.) અલમઅરૂફ બિહી ઈબ્નુસ્સુન્ની |
| (૩૪) | સુનને દારે કુત્ની | અબૂહસન અલી બિન ઉમર બગદાદી દારે કુત્ની (રહ.) |
| (૩૫) | અલ્ મુસ્તદ્દ્રક અલસ્સહીહૈન | અબૂ અબ્દુલ્લાહ હાકિમ મુહમ્મદ બિન અબ્દુલ્લાહ નેશાપૂરી (રહ.) |
| (૩૬) | હિલ્યતુલ્ અવ્લિયાઅ | અબૂ નુઐમ અહમદ બિન અબ્દુલ્લાહ અસ્બહાની (રહ.) |
| (૩૭) | શુઅબુલ્ ઈમાન | ઈમામ અહમદ બિન હુસૈન બયહકી (રહ.) |
| (૩૮) | અસ્સુનનુલ કુબ્રા | ઈમામ અહમદ બિન હુસૈન બયહકી (રહ.) |
| (૩૯) | જામિઅ બયાનુલ્ ઈલ્મ | અબૂ ઉમર યસૂફ બિન અબ્દુલ્લાહ કુરતુબી (રહ.) |
| (૪૦) | મુસ્નદુલ ફિરદૌસ | શેરવય્હ બિન શહરદાર દયલમી (રહ.) |
| (૪૧) | શર્હુસ્સુન્નહ | ઈમામ મુહમ્મદ હુસૈન બિન મસઊદ બગવી (રહ.) |
| (૪૨) | શર્હે મુસ્લિમ | ઈમામ ઝકરિય્યહ મુહયુદીન નવવી (રહ.) |
| (૪૩) | રિયાઝુસ્સાલિહીન | ઈમામ ઝકરિય્યહ મુહયુદીન નવવી (રહ.) |
| (૪૪) | શર્હુલ્ મુહઝ્ઝબ | ઈમામ ઝકરિય્યહ મુહયુદીન નવવી (રહ.) |
| (૪૫) | મિશ્કાત શરીફ | અલ્લામા વલિયુદીન મુહમ્મદ બિન બિન અબ્દુલ્લાહ તબરેઝી (રહ.) |

| | | |
|---|---|---|
| (૪૬) | મુસ્નદુલ ફારૂક | અબૂલ ફિદાઅ ઈસ્માઈલ બિન ઉમર બિન કષીર દમિશ્કી (રહ.) |
| (૪૭) | મજમઉઝ્ઝવાઈદ | અબૂલ હસન અલી બિન અબી બક્ર હયષુમી (રહ.) |
| (૪૮) | ફત્હુલબારી | અહમદ બિન અલી બિન હજર અસ્કલાની (રહ.) |
| (૪૯) | ઈર્શાદુસ્સારી | અહમદ બિન મુહમ્મદ કસ્તલાની (રહ.) |
| (૫૦) | કન્ઝુલ્ ઉમ્માલ | અલી બિન હિસામુદ્દીન બુરહાનપૂરી (રહ.) |
| (૫૧) | મિરકાતુલ્ મફાતીહ | મુલ્લા અલી કારી (રહ.) |
| (૫૨) | જમ્ઉલ્ વસાઈલ | મુલ્લા અલી કારી (રહ.) |
| (૫૩) | જમ્ઉલ ફવાઈદ | મુહમ્મદ બિન મુહમ્મદ સૂસી માલિકી (રહ.) |
| (૫૪) | કશ્ફુલ્ ખિફા | અબૂલ્ફિદાઅ ઈસ્માઈલ બિન મુહમ્મદ દમિશ્કી (રહ.) |
| (૫૫) | મઝાહિરે હક્ક જદીદ | નવાબ મુહમ્મદ કુત્બુદ્દીનખાં દહેલ્વી (રહ.) |
| (૫૬) | ફઝાઈલે આ'માલ | મવલાના મુહમ્મદ ઝકરિય્યહ સાહબ (રહ.) |
| (૫૭) | સહીહુલ્ જામિઅ | અબૂઅબ્દુલ્લાહ મુહમ્મદ બિન નાસિરૂદ્દીન અલબાની |
| (૫૮) | તુહફતુલ્ અલમઈ | મુફ્તી સઈદ સાહબ પાલનપૂરી (મ.ઝી.) |
| (૫૯) | હદીસ કે ઈસ્લાહી મઝામીન | મુફ્તી અહમદ સા. ખાનપૂરી (મ.ઝી.) |

## ફિક્હ - ફતાવા સંબંધિત કિતાબો

| | | |
|---|---|---|
| (૬૦) | ફતાવા ઈમામ નવવી | ઈમામ ઝકરિય્યહ મુહયુદ્દીન નવવી (રહ.) |
| (૬૧) | હિદાયા | અલી બિન અબૂબક્ર અબૂલહસન મરગીનાની |
| (૬૨) | તબયીનુલ્ હકાઈક | ઉસ્માન બિન અલી હનફી ઝયલઈ (રહ.) |
| (૬૩) | ફત્હુલ્ કદીર | કમાલુદ્દીન મુહમ્મદ બિન અબ્દુલ્લાહ (ઈબ્નેહુમામ) |
| (૬૪) | બહરૂર્રાઈક | ઝયનુદ્દીન બિન ઈબ્રાહીમ ઈબ્ને નુજૈમ મિસ્રી |
| (૬૫) | ફતાવા હદીષીય્યહ | અહમદ બિન મુહમ્મદ હયષુમી અન્સારી |
| (૬૬) | નૂરૂલ્ ઈઝાહ | હસન બિન અમ્માર શુર્નબુલાલી (રહ.) |
| (૬૭) | તહતાવી અલા મરાકિઉલ્ ફલ્લાહ | અહમદ બિન મુહમ્મદ ઈસ્માઈલ તહતાવી (રહ.) |
| (૬૮) | શામી | મુહમ્મદ અમીન બિન ઉમર બિન આબિદીન શામી (રહ.) |

| | |
|---|---|
| (૬૯) આલમગીરી | નિઝામુદ્દીન અલ બલ્ખી (રહ.) વ દિગર ઉલમા |
| (૭૦) કબીરી | શૈખ ઈબ્રાહીમ હનફી હલબી (રહ.) |
| (૭૧) અહ્કામુત્તહારત | ———— |
| (૭૨) ઈઆનતુત્તાલિબીન | અબૂબક્ર બિન મુહમ્મદ દિમયાતી (રહ.) |
| (૭૩) અહકામુલ ખવાતીન | ———— |
| (૭૪) માલાબુદ મિન્હૂ | કાઝી ષનાઉલ્લાહ પાનીપતી (રહ.) |
| (૭૫) મજમુઅતુર્રસાઈલ્ | અલ્લામા અબ્દુલ હય લખનવી (રહ.) |
| (૭૬) ઈસ્લામી શાદી | મવલાના અશરફ અલી સા. થાનવી (રહ.) |
| (૭૭) અહસનુલ્ ફતાવા | મુફતી રશીદ અહમદ સા.લૂધિયાનવી (રહ.) |
| (૭૮) આપ કે મસાઈલ ઔર ઉનકા હલ | મવલાના મુહમ્મદ યુસૂફ સા. લૂધિયાનવી(રહ.) |
| (૭૯) શાદી કે મસાઈલ | મુફતી અહમદ સા. ખાનપૂરી (દા.બ.) |
| (૮૦) કિતાબુલ્ મસાઈલ | મુફતી સલમાન સા. મન્સૂરપૂરી (મ.ઝી.) |
| (૮૧) ટેલીફોન કે આદાબ વ મસાઈલ | મવલાના મરગૂબ અહમદ સા. લાજપૂરી(મ.ઝી) |
| (૮૨) આદાબે ઈફતા વ ઈસ્તિફતા | મવલાના મુહમ્મદ અશરફ અલી થાનવી (રહ.) |
| (૮૩) કર્ઝ કે શરઈ અહકામ | ———— |
| (૮૪) અલ્અવ્ઝાનુલ્ મહમૂદહ | મુફતી અબૂલ કલામ શફીકુલ કાસમી |

## શમાઈલ અને વિવિધ કિતાબો

| | |
|---|---|
| (૮૫) અશ્શમાઈલુલ્ મુહમ્મદીય્યા | ઈમામ મુહમ્મદ બિન ઈસા બિન સવરહ તિરમિઝી(રહ.) |
| (૮૬) કિયામુલ્લૈલ | અબૂ અબ્દુલ્લાહ મુહમ્મદ બિન નસ્ર મરવઝી |
| (૮૭) કિતાબુલ્ આદાબ | ઈમામ અહમદ બિન હુસૈન બયહકી (રહ.) |
| (૮૮) ઈહયાઉલ્ ઉલૂમ | અબૂ હામિદ મુહમ્મદ બિન મુહમ્મદ અલગિઝાલી (રહ.) |
| (૮૯) અલ્ અદબ ફીદીન | અબૂ હામિદ મુહમ્મદ બિન મુહમ્મદ અલગિઝાલી (રહ.) |
| (૯૦) અલ્ અઝ્કાર | અબૂ ઝકરિય્યહ મુહયુદ્દીન યહયા બિન શર્ફ નવવી(રહ.) |
| (૯૧) અત્તિબયાન | અબૂ ઝકરિય્યહ મુહયુદ્દીન યહયા બિન શર્ફ નવવી(રહ.) |
| (૯૨) સિયરે અઅલામુન્નુબલાઅ | શમ્સુદ્દીન અબૂઅબ્દુલ્લાહ મુહમ્મદ બિન અહમદ બિન ઉસ્માન |

| | | |
|---|---|---|
| (૯૩) | અલબિદાયહ વન્નિહાયહ | અબૂલફિદા ઈસ્માઈલ બિન મુહમ્મદ બિન કષીર દમિશ્કી (રહ.) |
| (૯૪) | મુતાલિઉલ બુદૂર વ મનાઝિ લુસ્સુરૂર | અલી બિન અબ્દુલ્લાહ દમિશ્કી (રહ.) |
| (૯૫) | સુબુલલ હુદા | મુહમ્મદ બિન યુસૂફ સાલિહી શામી (રહ.) |
| (૯૬) | શર્હે શિરઅતિલ ઈસ્લામ | ———— |
| (૯૭) | તઝકિરતુસ્સામિઅ વલ મુતકલ્લિમ | અલ્લામા બદરૂદ્દીન હમવી (રહ.) |
| (૯૮) | હિસ્ને હસીન | ઈમામ મુહમ્મદ બિન મુહમ્મદ જઝરી(રહ.) |
| (૯૯) | ફઝ્લુલ્ ઈલ્મ | ———— |
| (૧૦૦) | મવસૂઅતુલ્ આદાબિલ્ ઈસ્લામીય્યહ | અબૂ ઉમર અ.અઝીઝ બિન ફત્હી બિન અસ્સય્યિદઈદનદા |
| (૧૦૧) | ઉસ્વએ રસૂલે અકરમ(ﷺ) | મવલાના ડાકટર અબ્દુલ હય સા. |
| (૧૦૨) | અલકામૂસુલ્ વહીદ | મવ.વહીદુઝ્ઝમાં સા.કીરાનવી (રહ.) |
| (૧૦૩) | શમાઈલે કુબ્રા | મુફતી મુહમ્મદ ઈર્શાદ સા.ગુરૈની અલકાસ્મી |
| (૧૦૪) | દાઢી ઔર અંબિયા કી સુન્નતેં | શૈખુલ હદીષ મવ.ઝકરિય્યહ સા. |
| (૧૦૫) | બરકાતે દુઆ | મવ. મુહમ્મદ ઐયૂબ સા.માખનગવી(રહ.) |
| (૧૦૬) | મસાઈલ વ મઅલૂમાત હજ્જ વ ઉમરહ | હાજી મુઈનુદ્દીન સા. (રહ.) |
| (૧૦૭) | આદાબ વ સુનન | મવલાના ઈસ્લામુલહક્ક સા.મઝાહિરી(મ.ઝી.) |

## આ પુસ્તક

દરેક આમ અને ખાસ, તાલીમ લેનાર અને તાલીમ આપનાર, ફત્વો પૂછનાર અને ફત્વો આપનાર, ધર્મ પ્રચારક અને દાઈ, સત્ય માર્ગ બતાવનાર અને સત્ય માર્ગ શોધનાર (પીર વ મુરીદ), વેપારી અને મજૂર, ધનિક અને ગરીબ, સ્થાનિક અને પ્રવાસી, નેતા અને આગેવાન, શાસક અને પ્રજા, નાના અને મોટા, સ્ત્રી અને પુરુષ; ટુંકમાં દરેક મુસલમાન માટે કિમતી તોહફો છે.

આ પુસ્તકમાં દૈનિક માહિતી (રાત – દિવસના મઅમૂલ) ઈબાદાત અને મુઆમલાત (પરસ્પરના વ્યવહારો), મુઆશિરત–સમાજ અને રાજ્ય વ્યવસ્થા, શિક્ષણ અને સુલૂક–સત્યની શોધ, તબ્લીગ અને ધર્મ પ્રચાર વગેરે વિશે લગભગ ૧૯૦૦ સુન્નતો અને આદાબ ભરોસાપાત્ર અને સહીહ પુસ્તકોના હવાલાથી ખૂબ જ ઉત્તમ તરતીબ સાથે વર્ણન કરેલી છે.





**પ્રકાશક**
**અહમદ ખિદમત ટ્રસ્ટ**
ગુહયા મોહલ્લા – ગોધરા : ૩૮૯૦૦૧
જિ. પંચમહાલ, ગુજરાત
મોબાઈલ નંબર : ૯૮૨૪૭ ૪૪૨૯૦